# RÁSA MÁLÁ

OR

## THE HINDU ANNALS OF THE PROVINCE OF GUJARÁT

BY

ALEXÁNDER KINLOCH FORBES

TRANSLATED INTO GUJARÁTI

BY

DIWAN BAHADUR RANCHHODABHAI UDAYARAM

THIRD EDITION

VOL. II

FOR

THE FORBES GUJARÁTI SABHA

1927

एलेक्झान्डर किन्लाक फार्बस–रचित

# रा स मा ळा

અથવા

# ગૂજરાત પ્રાન્તનો ઇતિહાસ

તેના ગૂજરાતી ભાષામાં ભાષાન્તરકર્ત્તા

દીવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામ

છપાવી પ્રસિદ્ધ કરનાર

ફાર્બસ ગૂજરાતી સભા

પુનઃ શોધિત તથા વર્દ્ધિત

ત્રીજી આવૃત્તિ

ભાગ ૨ જો

સંવત્ ૧૯૮૩. સને ૧૯૨૭.

પ્રકટકર્ત્તા

**ફાર્બસ ગૂજરાતી સભાની વતી**

માનદ મંત્રી

રા. રા. હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીઆ

એમ. એ., એલ. એલ., બી. હાઇકોર્ટ વકીલ.

મહારાજ મેન્શન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ નં૦ ૪.






'ગુજરાતી' પ્રિંટિંગ પ્રેસમાં
નટવરલાલ ઈચ્છારામ દેશાઇએ છાપ્યું
સાસુન બિલ્ડિંગ, એલફીન્સ્ટન સર્કલ,
ફોર્ટ, મુંબઈ નં. ૧.

મૂલ્ય રૂપિયા ૫-૮-૦

## ત્રીજી આવૃત્તિ વિષે સૂચન



રાસમાળાની ત્રીજી આવૃત્તિનો પહેલો ભાગ સને ૧૯૨૨ માં પ્રકટ થયો અને આ બીજો ભાગ પ્રકટ થઇ શકે તે પહેલાં ત્હેના ભાષાંતરકર્તા દીવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામનું અવસાન થયું. ત્હેમની ધારણા આ પુસ્તકની બીજી આવૃત્તિમાંથી કેટલીએક ઐતિહાસિક નોંધો કાઢી નાંખી પાછળથી આ નવિન આવૃત્તિના ત્રીજા ભાગમાં વિશેષ માહિતીઓ અને વિગતો સાથે **રાસમાળા** પૂર્ણિકા રૂપે આપવાની હતી. પરન્તુ ત્હેમના અવસાનને લીધે આ યોજના પાર પડી શકી નહિ, અને તે યોજના બીજા કોઈ વિદ્વાનને હાથે પૂરી પડાવવામાં ઘણો સમય થઈ જાય અને તેથી આ બીજા ભાગને પ્રકટ કરવામાં ઘણો વિલમ્બ થાય, તેથી જે નોંધો ત્હેમણે કાઢી નાંખી હતી તેની તે જ નોંધો આ પુસ્તકના પરિશિષ્ટ રૂપે દાખલ કરી છે. આશા છે તેમ, આ અવશેષ રહેલી સામગ્રીની સાથે બીજી પણ હજી સુધી અપ્રકટ રહેલી ઐતિહાસિક સામગ્રીઓને એકત્રિત કરીને ભવિષ્યમાં **રાસમાળા** પૂર્ણિકાની પ્રસિદ્ધિનું કાર્ય આ સભા હાથમાં લઇ સફળ કરશે.

જસમા ઓડણનો રાસડો રાસમાળાના પ્હેલા ભાગના ૧૫૦-૧૫૨ મે પાને આપેલો છે, તે અપૂર્ણ છે. પરન્તુ તેનું કેટલાક મુખપાઠો ઉપરથી એક સળંગ સંસ્કરણ ઉપજાવી, વડોદરાના રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર બી. એ., એલ. એલ., બી., એમણે આ સભાને મોકલીને ઉપકાર કર્યો છે અને તે સળંગ સંસ્કરણ આ પુસ્તકની અતે છાપેલું છે.

સ્વ. દિવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામની હયાતીમાં તેમની દેખરેખ હેઠળ અને તેમના અવસાન પછી રાસમાળાની આ તૃતીય આવૃત્તિના બન્ને ભાગોનું પ્રૂફસંશોધન તથા વિશિષ્ટ શબ્દોની અનુક્રમણિકાનું કામ રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની બી. એ. એ સુઘડતા તથા સંપૂર્ણતાથી કર્યું છે.

મકર સંક્રાન્તિ પૌષ શુદ
૧૨ સં. ૧૯૮૩
તા૦ ૧૪-૧-૨૭ મુંબઈ

હરસિદ્ધભાઇ વજુભાઇ દીવેટીઆ
માનદ મંત્રી, ફાર્બસ ગુજરાતી સભા.

# અનુક્રમણિકા

## વિભાગ ૩ જો



—:o:—

## વિભાગ ૪ થો



---

## વધારો



---

## બીજા ભાગનાં ચિત્રો

# रासमाळा

## પ્રકરણ ૧

### મરાઠા પ્રથમ ગૂજરાતમાં આવ્યા ત્યાંથી તે અમદાવાદ લેવાયું ત્યાં સુધી[1]

અઢારમા સૈકડાના આરંભમાં, મરાઠાના રાજ્યનો સેનાપતિ ખંડેરાવ દાભાડે, પોતાના લૂંટારા ઘોડા ગૂજરાતમાં ઝોકાવા લાગ્યો, અને ત્યાંથી ખંડણી લેવા લાગ્યો. પ્રથમ તો અમદાવાદની પડોશમાં ભટકવા લાગ્યો; પણ પછીથી ત્યાંથી પાછો જઇને નાંદોદ અને રાજપીપળાની પાસેના બળવાન દેશમાં વિશેષ સ્થાયી સ્થાપના કરી, અને ત્યાં રહીને ગૂજરાત અને દક્ષિણની વચ્ચેના વ્યાપારના ધોરી માર્ગ ઉપર સત્તા ચલાવવા લાગ્યો. ઈ૦ સ૦ ૧૭૩૦ માં બાલાપુર આગળ લડાઈ થઈ, તેમાં દાભાડેનું લશ્કર તેઓના શૂરવીરપણાથી પ્રખ્યાતિ પામ્યું, અને તે જ રણક્ષેત્રમાં એક સરદારે પ્રથમ જ કીર્ત્તિ મેળવી, તે સરદાર એવો હતો કે, ગૂજરાતના કારભારમાં અગત્યની સત્તા ચલાવવાનું તેના ભાગ્યમાં લખ્યું હતું. દામાજી ગાયકવાડને[2] સેનાપતિના હાથ નીચે હવે ઠરાવવામાં આવ્યો, અને તેને "સમશેર બહાદુર"ની પદવી આપીને તેનું માપ વધાર્યું.

---

૧ આ પ્રકરણમાં અને બીજા પ્રકરણમાં જે લખવામાં આવેલું છે તેનો આધાર ગ્રાન્ટ ડફના મરાઠાના ઇતિહાસમાંથી અને ફાર્બસ ઓરિએન્ટલ મેમ્વાર નામના પુસ્તકમાંથી લીધો છે.

૨ ગાયકવાડ



ખંડેરાવ અને તેના હાથ નીચે નવો ઠરાવેલો સરદાર એ બંને જણા ઉપરની લડાઈમાં જય પામ્યા પછી તરત જ મરણ પામ્યા. ત્ર્યંબકરાવ




મલ્હારરાવ પદભ્રષ્ટ થયા પછી ખંડેરાવ મહારાજનાં રાણી જમનાબાઈયે દત્તક લઈ ગાદિયે બેસાડ્યા ને તેમનું નામ પ્રથમ ગોપાલરાવ હતું તે ફેરવી સયાજીરાવ પાડ્યું. તેમના

ફત્તેસિંહરાવ (પાટવી કુમાર) ગુજર્યા સન ૧૯૦૮

હમણાંના યુવરાજ વિશ્વાસપાત્ર હોતાં
રા. રા. ખાસેરાવની સંભાળ નીચે રાખેલા છે.

ગાયકવાડના રાજ્યની સુમારે ૮૬૦૦ ચોરસ મૈલ જમીન છે, ૨૯૩૧ ગામ, વસ્તી આસરે બાવીશ લાખ માણસની અને પેદાશ દોઢ કરોડ રૂપિયાની થાય છે. આ રાજ્યને "શ્રીમંત સરકાર, સેનાખાસખેલ, સમશેર બહાદુર"નો ખિતાબ છે. મહારાણી શ્રી વિક્ટોરિયાએ "કૈસરેહિંદ"નું પદ ઇ. સ. ૧૮૭૭ ની તા. ૧ લી જાન્યુઆરીને રોજ ધારણ કર્યું ત્યારે દિલ્હીના દરબારમાં મહારાજા સયાજીરાવ પધાર્યા હતા તે વખતે તેમને "ફરજંદે ખાશી દૌલત ઇંગ્લીશિયા"ની વિશેષ પદવી આપી છે. બ્રિટિશ સરકાર તરફથી દેશી અને વિલાયતી લશ્કરની સલામતી અને ૨૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

દાભાડેને તેના બાપની જગ્યાએ સેનાપતિનો પોશાક આપવામાં આવ્યો, અને જંકાજી ગાયકવાડના દીકરા પિલાજીને, તેના કાકા દામાજીને જે અધિકાર આપવામાં આવ્યો હતો તે આપ્યો. ત્યાર પછી થોડે વર્ષે ઉદાજી પંવાર કરીને એક બીજો ચાલાક અને ઉપયોગી પક્ષકાર સરદાર હતો, તે મરાઠા અશ્વારો ગૂજરાત અને માળવામાં લઈ આવ્યો અને ગૂજરાત પ્રાન્ત, લુણાવાડા સુધી લૂંટીને ત્યાં આગળ રાજ્યની સ્થાપના કરી; અને ભોજના વંશની રાજગાદીનો કબજો કરી લઈને તે જ વંશનું નામ ધારણ કર્યું. સુજાતખાનને ગૂજરાતના સૂબા સર બુલંદખાનના હાથ નીચે આ વેળાએ ઠરાવવામાં આવ્યો હતો અને નીજામુલમુલ્કને પ્રાન્તના અધિકાર ઉપરથી કહાડી મૂક્યો હતો, એટલા માટે, તેનો કાકો હુામેદખાન તેની સામે થયો. હુામેદખાને મરાઠા સરદાર કંતાજી કદમ ભાન્ડેને ચોથ આપવાની કબૂલ કરી, એટલે, તે ઓથે આવવાને તૈયાર થયો, અને આ બંને સરદારોએ પોતાની ફોજ એકઠી કરીને સુજાતખાનના ઉપર હુમલો કરીને ગૂજરાતની રાજધાનીથી થોડા માઇલને અંતરે, તેના ઉપર હલ્લો કરીને તેને હરાવ્યો, અને ઠેર કર્યો. જ્યારે આ બનાવ બન્યો ત્યારે સુજાતખાનનો ભાઈ રૂસ્તમઅલી સુરતની ફોજનો સરદાર હતો, અને તે શહરની પાસે પિલાજી ગાયકવાડની સાથે લડતાં ફાવી ગયો હતો.

રૂસ્તમઅલિયે પોતાના ભાઈની હારના અને મરણના સમાચાર સાંભળ્યા એટલે તેણે પોતાના મરાઠા શત્રુની સાથે સલાહ કરી, અને હુામેદખાનના ઉપર ચડાઈ કરવામાં પોતાની સાથે સામેલ રહેવાને તેને તેડાવ્યો. આ બેદા મરાઠા સાથે સામાપક્ષવાળાએ ઠરાવ કરી રાખ્યો હતો, તો પણ, તેનું કહેણ તેણે માન્ય રાખ્યું અને કેના ભણી રહેવાથી લાભ થાય એમ છે તેનો ખરેખરો નિશ્ચય થઈ શકે એટલા માટે તે તેની સાથે અમદાવાદ ભણી ગયો. તે બંને જણા ફાજીલપુર આગળ મહી નદી ઉતરીને અડાસ ભણી ચાલ્યા. હુામેદખાને આ ઠેકાણે તેમના ઉપર હુમલો કર્યો, પણ રૂસ્તમઅલીના તોપોના મારા આગળ તેને પાછા હઠવું પડ્યું. આ વેળાએ તો પિલાજી ગાયકવાડે કોની ભણી થવું તે વિષે પોતાના મનથી નક્કી કર્યું હતું; તે ઉપરથી તેણે રૂસ્તમઅલીને કહ્યું કે, તોપો મારે સ્વાધીન કરીને શત્રુઓ નાસે છે તેમની પછવાડે દોડીને મારો ચલાવો. આ શૂરા મુસલમાને પિલાજીની નાશકારક સલાહ પ્રમાણે વર્તવાને પ્રારંભ કર્યો નહિ એટલામાં તો તેની તોપો ફેરવી દઈને તેના વિશ્વાસઘાતી સાહાય્યકારિયે તેની જ ફોજ ઉપર પાછળથી હલ્લો કર્યો. રૂસ્તમઅલિયે બહાદુરીથી કેટલીક વાર સુધી

પોતાનું રક્ષણ કર્યું, પણ તેની ફોજનાં માણસો છેક ઘટી ગયાં હતાં તેથી બચવાનો સંભવ તેને લાગ્યો નહિ, અને તેણે જાણ્યું કે મને કેદ કરીને મારી દુર્દશા કરશે તે ઉપરથી તે પોતાની છાતીમાં કટાર મારીને મરણ પામ્યો.

પિલાજિયે આ ઘાતકી કર્મ કર્યું તેના બદલામાં તેને કંતાજીની સાથે ચોથમાં અર્ધો ભાગિયો કર્યો; અને બંને જણા એકઠા મળીને પોતાનો ભાગ ઉઘરાવાને ગયા; પણ દ્રવ્યમાં ભાગ પડવાથી સદાનો કજિયો રહ્યો. કેટલીક વાર સુધી તો આ વાંધાને લીધે શહર અને ગામડાં ઉપર માત્ર વધારે બોજો પડ્યો. પણ જ્યારે મરાઠા સરદારો ખંભાતની પાસે આવ્યા અને ધારા પ્રમાણે ડર બતાવા સારૂ પરાં સળગાવા માંડ્યાં ત્યારે લોકોના જાણવામાં તેઓના કજિયાનું કારણ આવ્યું, અને કંતાજીને શ્રેષ્ઠ ગણતા હતા તેથી પિલાજીની પાસે માણસ મોકલીને આ વાત જાહેર કરી અને તેને પૈસા આપીને પાછા જવાનું કહ્યું. પિલાજીનું આ પ્રમાણે અપમાન કર્યું તેથી કોપાયમાન થઈને તેણે માણસને કેદ કર્યો; કંતાજિયે તેને છોડી મૂકવાને આગ્રહ કર્યો, અને બંને જણ પોતપોતાનો હક્ક નક્કી કરવાને હથિયાર લઈ ઉઠ્યા. કિલ્લાની સમીપ સારી પેઠે લડાઈ થયા પછી, પિલાજી હાર્યો અને ખેડાની પાસે માતર છે ત્યાં નાશી ગયો. કંતાજિયે ખંભાતમાંથી ખંડણી લીધી. અંગ્રેજની કોઠીવાળા પાસેથી પાંચ હજાર રૂપિયા માગવા માંડ્યા તે પોસાય નહિ એવી એજન્ટોએ તકરાર કરી અને કારણ જણાવ્યું કે શાહુ રાજાએ અમને વ્યાપારની છૂટ આપેલી છે, પણ કોઠીનો મુખ્ય મિસ્તર ઈન્સ ચીડાઈ જઈને જેઓને "હથિયાર સજેલા હરામખોર" કરીને કહે છે, તેઓ આ એજન્ટના આવા બોલવા ઉપર માત્ર હસ્યા.

હામેદખાનના સાહાય્યકારી તેને તજીને જાય નહિ માટે આગળથી વિચાર કરીને તેણે ઠરાવ કરી લીધો, તેમાં મહી નદીની પૂર્વ ભણીની ચોથ પિલાજીને લેવાની ઠરાવી અને પશ્ચિમ ભણીની કંતાજીને નીમી આપી. મરાઠા ચોમાસામાં પોતાને ઠેકાણે જવાનો મૂળ ચાલ હજી લગણ રાખી રહ્યા હતા. તેથી ખંભાત આગળ લડાઈ થયા પછી પિલાજી સુરત પાસે સોનગઢ ગયો. અને કંતાજી પોતાનું એક પરગણું ખાનદેશમાં હતું ત્યાં જતો રહ્યો.

સર બુલંદખાન એક ઉત્તમ પ્રકારનો અને લોકપ્રિય સરદાર હતો, તેને ગેરવાજબી રીતે કાબુલમાંથી ખશેડ્યો હતો. પણ આવી સંકટની વેળાએ પાદશાહે આર્જવ કરીને, હામેદખાનનો જબરો બળવો બેસારી દેવા સારૂ તેને પોતાના ગૂજરાતના રાજ્યમાં પાછા જવાની પ્રાર્થના કરી. તે ઉપરથી

ઈ૦ સ૦ ૧૭૨૫ માં મોટી ફોજ એકઠી કરીને તે અમદાવાદ આવવાને નીકળ્યો. હામેદખાનને તેના મરાઠા સાહાય્યકારી આવી મળવાની આશા રહી નહિ, એટલે સર બુલંદખાનની ફોજ આવી પ્હોંચવા ઉપરથી, અમદાવાદના રક્ષણને અર્થે થોડા કિલ્લેદાર મૂકીને ત્યાંથી નીકળી ચાલ્યો. પણ મરાઠા મહી નદી ઓળંગીને તેને મેહેમદાવાદ આગળ મળ્યા એટલે તે રાજધાની નગર ભણી પાછો ચાલ્યો. શહરમાં એક ટોળી હતી તે નવા સૂબેદારની પક્ષમાં હતી, તેણે હામેદખાનના કિલ્લેદારોને હરાવીને શહરની બ્હાર ફહાડી મૂક્યા; અને સર બુલંદખાનની ફોજ જે દિવસે અડાલજ આવી પ્હોંચી તે દિવસે હામેદખાનને પોતાનું મેલાણ શાહીબાગ કરવું પડ્યું. સર બુલંદખાનની ફોજને બહુ આગળ ધપાવી દીધી હતી, તેની સાથે લડાઈ થતાં બંડખોરની જિત થઈ, પણ તે પ્રાપ્ત કરી લેવામાં ઘણું નુકસાન વેઠવું પડ્યું, અને મરાઠા* બીજી લડાઈ કરવાનું જોખમ માથે વ્હોરી લે એમ ન હતું, એટલે તે પણ તેમની પેઠે લૂંટારો થઈ પડ્યો. નવા સૂબેદારે પરગણે પરગણે લશ્કરી અધિકારી મૂકી દીધા, અને જોઈયે તે કરતાં પણ વધારે જોમથી વ્યવસ્થા કરી દીધી, તથાપિ કંતાજી અને પિલાજિયે આઠે મહિના લૂંટ કરવાની જારી રાખી, અને જ્યારે ચોમાસું આવે ત્યારે જ એ ધંધો છોડીને પોતાના ર્‌હેઠાણ ઉપર જવા લાગ્યા. મરાઠાનો ઇતિહાસકર્ત્તા લખે છે કે, "ભૂલાવો ખાઇયે એવું શાન્તપણું હવે ચાલ્યું;—વર્ષાદ વરસવાનો પ્રારંભ થયો "તેની સાથે લીલાશ પાછી આવી; અને ગૂજરાતની રળિયામણી ધરતી જે "સેકડો માઇલ સુધી, ઇંગ્લન્ડના અમીરોના સારામાં સારા બગીચાઓ સાથે "ચડસાચડશી કરી શકે એવી હતી તે, ત્વરાથી આવતી લીલોતરી અને બહુ 'વૃદ્ધિ પામતી વનસ્પતિ એ સર્વ વડે તેની સ્વાભાવિક સુંદરતાથી શણગરાઈ. 'જ્યાં થોડી વાર પ્હેલાં, કાંઈ નહિ પણ સદા થતા ઝગડા વિના બીજું

* મરાઠા રાજાઓની વંશાવલિ.

| | | |
|---|---|---|
| ૧ | શિવાજી | સન ૧૬૬૪ થી ૧૬૮૦ સુધી. |
| ૨ | સંભાજી | સન ૧૬૮૦ થી ૧૬૮૯ સુધી. |
| ૩ | રાજારામ | સન ૧૬૮૯ થી ૧૭૦૦ સુધી. |
| ૪ | શિવાજી બીજો | સન ૧૭૦૦ થી ૧૭૦૮ સુધી. |
| ૫ | શાહુ | સન ૧૭૦૮ થી ૧૭૪૯ સુધી. |
| ૬ | રામરાજા | સન ૧૭૪૯ થી ૧૭૭૭ સુધી. |
| ૭ | શાહુ બીજો | સન ૧૭૭૭ થી ૧૮૧૮ સુધી. |
| ૮ | પ્રતાપસિંહ (બાલા સાહેબ) | સન ૧૮૧૮ થી ૧૮૪૦ સુધી. |
| ૯ | શાહજી (આપા સાહેબ) | સન ૧૮૪૦ થી ૧૮૪૮ સુધી. |

"કાંઈ જોવામાં આવતું નહિ; જ્યાં ધોળે દહાડે ખુન અને ચોરિયો થતી;
"જ્યાં જબરૂં રખોપું રાખવામાં આવતું છતાં પણ, સંઘ લૂંટાતા અને ગામડાં
"બાળવામાં અથવા ઉજ્જડ કરવામાં આવતાં; ત્યાં હવે. શાન્તિ પોતાનું
"રાજ્ય ચલાવતી જોવામાં આવવા લાગી."

મરાઠાની લૂંટફાટ થતી અટકાવાને સર બુલંદખાને પ્રયત્ન કરવા માંડ્યો. તેને સ્વાધીન દેશ હતો તેની અવસ્થા એવી થઈ ગઈ હતી કે તેનાથી પોતાના ખપમાં આવે એટલી ઉપજ કરી શકાય એમ હતું નહિ, તેથી દ્રવ્ય મોકલી દેવાને તેણે બાદશાહને લખ્યું; તથાપિ તેની માગણી ઉપર કાંઈ ધ્યાન આપવામાં આવ્યું નહિ, ત્યારે પિલાજી અને કંતાજીને ચોથ આપવાની ઠરાવીને તેઓનાં મન મનાવ્યાં, પણ તેની આ મ્હેનત પણ વ્યર્થ ગઈ. કેમકે તેઓ સર્વ ઉપજ ઉઘરાવી ખાવા લાગ્યા, પણ કોઈ પ્રકારે દેશનું રક્ષણ-કરવા લાગ્યા નહિ. છેવટે બાજીરાવ પેશ્વાનો ભાઈ ચીમનાજી આપા મોટી સેના લઈને આવ્યો, અને તેણે ધોળકા લૂંટી લીધું, તથા પેટલાદમાંથી ભારે ખંડણી વસુલ કરી લીધી. તેણે પોતાના ભાઈના કહાવ્યા પ્રમાણે કહ્યું કે ગૂજરાતની ચોથાઈ તથા સરદેશમુખી આપવાની કબૂલાત આપવામાં આવે તો બીજા સર્વ લૂંટારાઓના જુલમમાંથી અમે દેશનું રક્ષણ કરિયે. સર બુલંદખાને છેવટે પેશ્વાનો ઠરાવ મંજુર રાખ્યો, પણ તે સાથે એવો કરાર કરી લીધો કે, બે હજાર પાંચસેં મરાઠા ઘોડેશ્વાર પેશ્વાએ જાથુ ગૂજરાતમાં રાખવા, અને રાજસત્તા સાચવી રાખવાને બને તેટલી મદદ આપવી. વળી ઉપરના ઠરાવ સાથે, શાહુ રાજાની ભણીથી, બાજીરાવે એમ પણ કબુલ કર્યું કે ઉંચાં મન થયેલા જમીનદાર, અને લોકની સલાહ શાન્તિના ભંગ કરનાર બીજા હરકોઈને મરાઠી પ્રજા કોઈ પણ પ્રકારનો આશ્રય આપશે નહિ અથવા તેમનામાં સામેલ થશે નહિ. આ ઠરાવ મુખ્યત્વે કરીને ઉઘાડી રીતે પિલાજી ગાયકવાડને અર્થે કરેલો જણાતો હતો, કેમકે દેશના ભીલ અને કોળિયોની સાથે તે મળી ગયો હતો, તેથી મુસલમાનો ઘણું કરીને તેનાથી બહુ ડરતા હતા.

પેશ્વાએ સર બુલંદખાન સાથે ઉપર પ્રમાણે કરાર કર્યો કે તરત જ, ત્ર્યંબકરાવ દાભાડેએ, બીજા મરાઠા સરદારો સાથે સંપ કરવાનો, અને ગૂજરાતમાં ફોજ એકઠી કરવાનો આરંભ કર્યો. જ્યારે તેની પાસે પાંત્રીશ હજાર માણસની ફોજ થઈ, અને નિજામુલમુલ્કે આશ્રય આપવાની હા કહી, ત્યારે, દક્ષિણ ઉપર ચડાઈ કરવાની વ્યવસ્થા કરવાનો તેણે ઠરાવ કર્યો. પિલાજી ગાયકવાડ, કંતાજી અને રઘુજી કદમ ભાન્ડે, શિવાજી અને

આનન્દરાવ પવાર તથા બીજા કેટલાએક સરદારો તેની મદદે આવી પ્હોંચ્યા, અને તેણે જાહેર કર્યું કે, શાહુ રાજાનું રાજ્ય લેવાનો પેશ્વા લોભ કરે છે તેનો બચાવ કરવાને હું દક્ષિણ ઉપર ચડાઈ કરૂં છું. શત્રુઓ તૈયાર થઈ રહે તે પ્હેલાં બાજીરાવે તેઓની સામે જવાનો નિશ્ચય કર્યો. તેની ફોજ સંખ્યામાં ઓછી હતી, પણ તેમાં જૂની પાયગાના અશ્વાર હતા, અને કીર્ત્તિ પામેલા કેટલાક સરસ મરાઠા માનકારિયો હતા. તે લઈને પોતે સત્વર ગૂજરાત ભણી ચાલ્યો, અને થોડી વારમાં નર્મદા ઓળંગીને પેલી પાર ગયો. આ ઠેકાણે તેની ફોજના મોખરાના યોદ્ધાને, પિલાજી ગાયકવાડના દીકરા દામાજીના હાથ નીચેની ટુકડી સાથે લડાઈ થઈ, તેમાં તેની છેક હાર થઈ. તો પણ બાજીરાવ* નિરાશ થઈ ગયો નહિ. આગળ ધપીને અને ડભોઈ તથા વડોદરા બન્ને શહર પિલાજી ગાયકવાડના તાબામાં હતાં તેઓની વચ્ચે એક જગ્યા આગળ શત્રુઓની સામે ભીડાવ્યાં, તેમાં તેની ખરેખરી જિત થઈ, એટલે મરાઠી રાજ્ય ઉપર તેની સર્વ સત્તા બેઠી.

આ અગત્યની લડાઈ ઈ૦ સ૦ ૧૭૩૧ ના એપ્રિલ મહિનાની પ્હેલી તારીખે થઈ. એમાં જ્યારે બાજીરાવને તેના દેશિયો સાથે લડાઈ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે પોતાની સદાની રીતિથી ઉલટી રીતે વર્ત્તીને તરત જ તેઓની સાથે શેળભેળ થઈ જવાનો તેણે નિશ્ચય કર્યો. સેનાપતિનાં નવાં રાખેલાં માણસોથી ટકી શકાયું નહિ, અને હલ્લો થતાં પ્હેલાં, પ્હેલે મારે જ નાશી ગયાં. તેમની સાથે કંતાજી કદમ ભાન્ડે નાઠો અને ખંડેરાવ દાભાડેનાં જૂનાં માણસ તેના દીકરાના રક્ષણ અર્થે રહ્યાં; બાજીરાવ ઘોડા ઉપર બેશીને આવા મ્હોટા પ્રસંગે જોઈયે તેવું શૂરાતન બતાવીને લડવા લાગ્યો. દાભાડે હાથી ઉપર બેઠો હતો, તેણે પોતાની ફોજ નાસતી જોઈને પોતાના હાથીને પગે સાંકળ નંખાવી દીધી. રણક્ષેત્રમાં તુમુલ યુદ્ધ થયું; પણ કોનો જય થશે તે કેટલીક વાર સુધી સમજાય એમ રહ્યું નહિ, તેવામાં ત્ર્યંબકરાવ કમાનની પણછ કાન સુધી ખેંચીને બાણનો પ્રહાર કર્યો જતો હતો, તેને અચાનક ગોળી વાગી. એટલે તે પડ્યો.

---

* પેશ્વાઓની વંશાવલિ.

| | |
|---|---|
| ૧ બાલાજી વિશ્વનાથ | સન ૧૭૧૪ થી ૧૭૨૦ સુધી. |
| ૨ બાજીરાવ પ્હેલો (બલ્લાળ) | સન ૧૭૨૦ થી ૧૭૪૦ સુધી. |
| ૩ બાલાજી બીજો | સન ૧૭૪૦ થી ૧૭૬૧ સુધી. |
| ૪ માધવરાવ | સન ૧૭૬૧ થી ૧૭૭૨ સુધી. |
| ૫ નારાયણરાવ | સન ૧૭૭૨ થી ૧૭૭૩ સુધી. |
| ૬ સવાઈ માધવરાવ | સન ૧૭૭૩ થી ૧૭૯૫ સુધી. |
| ૭ બાજીરાવ બીજો | સન ૧૭૯૫ થી ૧૮૧૮ સુધી. |

"કાંઈ જોવામાં આવતું નહિ; જ્યાં ધોળે દહાડે ખુન અને ચોરિયો થતી;
"જ્યાં જબરૂં રખોપું રાખવામાં આવતું છતાં પણ, સંઘ લૂંટાતા અને ગામડાં
"બાળવામાં અથવા ઉજ્જડ કરવામાં આવતાં; ત્યાં હવે, શાન્તિ પોતાનું
"રાજ્ય ચલાવતી જોવામાં આવવા લાગી."

મરાઠાની લૂંટફાટ થતી અટકાવવાને સર બુલંદખાને પ્રયત્ન કરવા માંડ્યો. તેને સ્વાધીન દેશ હતો તેની અવસ્થા એવી થઈ ગઈ હતી કે તેનાથી પોતાના ખપમાં આવે એટલી ઉપજ કરી શકાય એમ હતું નહિ, તેથી દ્રવ્ય મોકલી દેવાને તેણે બાદશાહને લખ્યું; તથાપિ તેની માગણી ઉપર કાંઈ ધ્યાન આપવામાં આવ્યું નહિ, ત્યારે પિલાજી અને કંતાજીને ચોથ આપવાની ઠરાવીને તેઓનાં મન મનાવ્યાં, પણ તેની આ મ્હેનત પણ વ્યર્થ ગઈ. કેમકે તેઓ સર્વ ઉપજ ઉઘરાવી ખાવા લાગ્યા, પણ કોઈ પ્રકારે દેશનું રક્ષણ કરવા લાગ્યા નહિ. છેવટે બાજીરાવ પેશ્વાનો ભાઈ ચીમનાજી આપા મોટી સેના લઈને આવ્યો, અને તેણે ધોળકા લૂંટી લીધું, તથા પેટલાદમાંથી ભારે ખંડણી વસુલ કરી લીધી. તેણે પોતાના ભાઈના ક્હાવ્યા પ્રમાણે કહ્યું કે ગૂજરાતની ચોથાઈ તથા સરદેશમુખી આપવાની કબૂલાત આપવામાં આવે તો બીજા સર્વ લૂંટારાઓના જુલમમાંથી અમે દેશનું રક્ષણ કરિયે. સર બુલંદખાને છેવટે પેશ્વાનો ઠરાવ મંજુર રાખ્યો, પણ તે સાથે એવો કરાર કરી લીધો કે, બે હજાર પાંચસેં મરાઠા ઘોડેસ્વાર પેશ્વાએ જાથુ ગૂજરાતમાં રાખવા, અને રાજસત્તા સાચવી રાખવાને બને તેટલી મદદ આપવી. વળી ઉપરના ઠરાવ સાથે, શાહુ રાજાની ભણીથી, બાજીરાવે એમ પણ કબુલ કર્યું કે ઉંચાં મન થયેલા જમીનદાર, અને લોકની સલાહ શાન્તિના ભંગ કરનારા બીજા હરકોઈને મરાઠી પ્રજા કોઈ પણ પ્રકારનો આશ્રય આપશે નહિ અથવા તેમનામાં સામેલ થશે નહિ. આ ઠરાવ મુખ્યત્વે કરીને ઉઘાડી રીતે પિલાજી ગાયકવાડને અર્થે કરેલો જણાતો હતો, કેમકે દેશના ભીલ અને કોળિયોની સાથે તે મળી ગયો હતો, તેથી મુસલમાનો ઘણું કરીને તેનાથી બહુ ડરતા હતા.

પેશ્વાએ સર બુલંદખાન સાથે ઉપર પ્રમાણે કરાર કર્યો કે તરત જ, ત્ર્યંબકરાવ દાભાડેએ, બીજા મરાઠા સરદારો સાથે સંપ કરવાનો, અને ગૂજરાતમાં ફોજ એકઠી કરવાનો આરંભ કર્યો. જ્યારે તેની પાસે પાંત્રીશ હજાર માણસની ફોજ થઈ, અને નિજામુલમુલ્કે આશ્રય આપવાની હા કહી, ત્યારે, દક્ષિણ ઉપર ચડાઈ કરવાની વ્યવસ્થા કરવાનો તેણે ઠરાવ કર્યો. પિલાજી ગાયકવાડ, કંતાજી અને રઘુજી કદમ ભાન્ડે, શિવાજી અને

આનન્દરાવ પવાર તથા બીજા કેટલાએક સરદારો તેની મદદે આવી પ્હોંચ્યા, અને તેણે જાહેર કર્યું કે, શાહુ રાજાનું રાજ્ય લેવાનો પેશ્વા લોભ કરે છે તેનો બચાવ કરવાને હું દક્ષિણ ઉપર ચડાઈ કરૂં છું. શત્રુઓ તૈયાર થઈ રહે તે પ્હેલાં બાજીરાવે તેઓની સામે જવાનો નિશ્ચય કર્યો. તેની ફોજ સંખ્યામાં ઓછી હતી, પણ તેમાં જૂની પાયગાના અશ્વાર હતા, અને કીર્ત્તિ પામેલા કેટલાક સરસ મરાઠા માનકારિયો હતા. તે લઈને પોતે સત્વર ગૂજરાત ભણી ચાલ્યો, અને થોડી વારમાં નર્મદા ઓળંગીને પેલી પાર ગયો. આ ઠેકાણે તેની ફોજના મોખરાના યોદ્ધાને, પિલાજી ગાયકવાડના દીકરા દામાજીના હાથ નીચેની ટુકડી સાથે લડાઈ થઈ, તેમાં તેની છેક હાર થઈ. તો પણ બાજીરાવ* નિરાશ થઈ ગયો નહિ. આગળ ધપીને અને ડભોઈ તથા વડોદરા બન્ને શહર પિલાજી ગાયકવાડના તાબામાં હતાં તેઓની વચ્ચે એક જગ્યા આગળ શત્રુઓની સામે ભીડાવ્યાં, તેમાં તેની ખરેખરી જિત થઈ, એટલે મરાઠી રાજ્ય ઉપર તેની સર્વ સત્તા બેઠી.

આ અગત્યની લડાઈ ઈ૦ સ૦ ૧૭૩૧ ના એપ્રિલ મહિનાની પ્હેલી તારીખે થઈ. એમાં જ્યારે બાજીરાવને તેના દેશિયો સાથે લડાઈ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે પોતાની સદાની રીતિથી ઉલટી રીતે વર્ત્તીને તરત જ તેઓની સાથે શેળભેળ થઈ જવાનો તેણે નિશ્ચય કર્યો. સેનાપતિનાં નવાં રાખેલાં માણસોથી ટકી શકાયું નહિ, અને હલ્લો થતાં પ્હેલાં, પ્હેલે મારે જ નાશી ગયાં. તેમની સાથે કંતાજી કદમ ભાન્ડે નાઠો અને ખંડેરાવ દાભાડેનાં જૂનાં માણસ તેના દીકરાના રક્ષણ અર્થે રહ્યાં; બાજીરાવ ઘોડા ઉપર બેશીને આવા મ્હોટા પ્રસંગે જોઈયે તેવું શૂરાતન બતાવીને લડવા લાગ્યો. દાભાડે હાથી ઉપર બેઠો હતો, તેણે પોતાની ફોજ નાસતી જોઈને પોતાના હાથીને પગે સાંકળ નંખાવી દીધી. રણક્ષેત્રમાં તુમુલ યુદ્ધ થયું; પણ કોનો જય થશે તે કેટલીક વાર સુધી સમજાય એમ રહ્યું નહિ, તેવામાં ત્ર્યંબકરાવ કમાનની પણછ કાન સુધી ખેંચીને બાણનો પ્રહાર કર્યો જતો હતો, તેને અચાનક ગોળી વાગી. એટલે તે પડ્યો.

---

*** પેશ્વાઓની વંશાવલિ.**

| | |
|---|---|
| ૧ બાલાજી વિશ્વનાથ | સન ૧૭૧૪ થી ૧૭૨૦ સુધી. |
| ૨ બાજીરાવ પ્હેલો (બલ્લાળ) | સન ૧૭૨૦ થી ૧૭૪૦ સુધી. |
| ૩ બાલાજી બીજો | સન ૧૭૪૦ થી ૧૭૬૧ સુધી. |
| ૪ માધવરાવ | સન ૧૭૬૧ થી ૧૭૭૨ સુધી. |
| ૫ નારાયણરાવ | સન ૧૭૭૨ થી ૧૭૭૩ સુધી. |
| ૬ સવાઈ માધવરાવ | સન ૧૭૭૩ થી ૧૭૯૫ સુધી. |
| ૭ બાજીરાવ બીજો | સન ૧૭૯૫ થી ૧૮૧૮ સુધી. |

બાજીરાવનો એ પ્રમાણે જય થયા પછી પિલાજી ગાયકવાડ રણક્ષેત્રમાંથી ઘાયલ થઈને નાઠો હતો તેના તાબાનું વડોદરા સર કરવાને તે સર બુલંદખાનની સલાહથી તૈયાર થયો, પણ પછીથી આગષ્ટ મહિનામાં સલાહ થઈ, અને ચોમાસા પછી બાજીરાવ સતારે પાછો ગયો.

દાભાડે ઉપર જય મેળવ્યાથી, જેમ બીજી દરેક મુલ્કી લડાઇયોમાં થાય છે તેમ, ઘણા લોકોને તેના ઉપર ઈર્ષા આવી તે મટાડી દેવાને તેને ઘણો પ્રયત્ન કરવો પડ્યો. અને તેનું સમાધાન કરવાને તેનાથી બન્યા એટલા ઉપાય કર્યા. તેમાં ત્ર્યંબકરાવ દાભાડેના બાળપુત્ર યશવંતરાવને તેની માના દેખરેખપણા નીચે સેનાપતિનો અધિકાર આપ્યો, અને તેઓનો પ્રથમ મુતાલિક પિલાજી ગાયકવાડ હતો તેને તે જગ્યા ઉપર કાયમ કરીને તેના વંશપરંપરાના "સમશેર બહાદુર"ના પદ સાથે "સેનાખાસખેલ"ની બીજી પદવી આપી. પછીથી ફરીને તકરાર થાય નહિ એટલા માટે, શાહુ રાજાની સમક્ષ એક લેખ તૈયાર કર્યો, અને તેમાં પેશ્વાએ અને સેનાપતિએ સહીયો કરી, તેમાં ઠરાવ એવો કર્યો હતો કે, ગૂજરાત અને માળવા એક બીજાની જે જગ્યાઓ છે તેમાં કોઈ કોઇયે પેસવું નહિ. આખા ગૂજરાતમાં પ્રાન્તની સર્વ વ્યવસ્થા સેનાપતિ કરે; પણ તે પેશ્વાની મારફતે સતારા સરકારને ઉપજનો અર્ધો ભાગ આપે.

સર બુલંદખાને બાદશાહને મદદ મોકલવાની અરજ કરતાં લખ્યું હતું કે, મારા લખવા ઉપર ધ્યાન આપવામાં આવશે નહિ તો ઘણું સંકટ વેઠવું પડશે, અને બહુ અપમાન થશે; એ ઉપર કાંઈ ધ્યાન આપ્યું નહિ એ વાત તો એક કોરે રહી, અને ગૂજરાતની ચોથ અને સરદેશમુખી મરાઠાઓને તેણે આપી, તે વાત તેને પસંદ પડી નહિ, માટે સર બુલંદખાનની જગ્યાએ મારવાડના રાજા અભયસિંહ રાઠોડને ઠરાવ્યો. તે નવા રાજ્યનો કબજો કરી લેવાને ફોજ લઇને આવ્યો તેની સામે સર બુલંદખાન કેટલી વાર સુધી થયો. પણ પછીથી તે દિલ્હી પાછો ગયો ત્યાં તેનું અયોગ્ય રીતે અપમાન કરી બીજી રીતે ઘણા હાલહવાલ કર્યા.

સર બુલંદખાનના હાથ નીચે, ભરૂચ પરગણાની ફોજદારી આ વેળાએ અબદુલ બેગ કરતો હતો. એ પરગણું નિજામુલમુલ્કને તેના અંગના પરગણા તરીકે આગળ આપવામાં આવ્યું હતું, તે ઉપરથી, અબદુલ બેગ હવે નિજામનો નોકર પોતાને માની લેવા લાગ્યો; તેની પાસેથી તેને "નેક આલમખાન"નો કિતાબ મળ્યો, અને અભયસિંહની કે મરાઠાની કોઈની તે પત કરવા લાગ્યો નહિ.

ઈ૦ સ૦ ૧૭૩૨ માં અભયસિંહના ફોજદારે ગાયકવાડ પાસેથી વડોદરૂં લઈ લીધું. પણ પ્રજાનો ભાવ પિલાજીના ઉપર વધારે હતો. તે લડવાને બ્હાર પડ્યો, કેટલીક જિતો મેળવી લીધી, અને કેટલાક મુખ્ય કિલ્લા સ્વાધીન કરી લીધા. છેવટે રાઠોડ સરદારે પિલાજીને રામશરણ કરી દેવાનો ઠરાવ કર્યો, અને તેની સાથે સલાહ કરવાને મિષે તે કામ સાધી લેવાને માણસ મોકલ્યાં. ઠાસરા પરગણાના ડાકોર ગામમાં, જ્યાં શ્રી રણછોડજીનું ધામ છે ત્યાં, આ સમયે પિલાજી પડેલો હતો. તેને વ્હેમ આવે નહિ એટલા માટે તેઓએ કેટલીક વાર અવર જવર કર્યા. એક દિવસે તેઓ છેક સાંઝ થતાં સુધી બેઠા, અને અંધારૂં થયું એટલે આજ્ઞા લઈને ગાયકવાડના તંબુમાંથી નીકળ્યા. તેમની માંહેલો એક, કાંઇક જરૂરિયાતની વાત ક્હેવાની રહી ગઈ છે એવું મિષ કરીને પાછો ગયો, અને પિલાજીના કાનમાં ક્હેવાનું ડોળ કરીને તેના કાળજાની વચ્ચે કટારી મારી.

આ પ્રમાણે પિલાજીનો ઘાત કર્યો, તો પણ, અભયસિંહની મનકામના પૂર્ણ થઈ નહિ; કેમકે વડોદરાની પાસે પાદરા ગામ છે ત્યાંનો દેસાઈ પિલાજી સાથે મિત્રતા રાખતો હતો તેથી તેણે આખા દેશના ભીલ અને કોળી લોકોને ઉભા કર્યા. પિલાજીનો ભાઈ મહાદજી ગાયકવાડ જંબુસરથી આવ્યો, અને વડોદરૂં પાછું લીધું. તે દિવસથી વડોદરૂં ગાયકવાડના વંશમાં ચાલે છે. પિલાજીનો વડો પુત્ર દામાજી મોટી સેના લઈને સોનગઢથી આવ્યો, તેણે ગૂજરાતની પૂર્વ ભણીનાં કેટલાંક મુખ્ય પરગણાં પોતાને સ્વાધીન કરી લઈને જોધપુર સુધી આક્રમણ કર્યું. તેથી અમદાવાદ એક મુતાલિકને સોંપીને પોતાનું વંશપરંપરાનું રાજ્ય સંભાળવાને અભયસિંહને જોધપુર જવાની અગત્ય પડી.

દામાજી ગાયકવાડે હવે ગૂજરાતમાં પોતાની સ્થાપના કરી, અને, ત્યાર પછી બે વર્ષે, તેના બાપના પ્રતિસ્પર્ધી કંતાજી કદમ ભાન્ડેને પ્રાંતમાંથી ક્હાડી મૂક્યો. પણ બીજે વર્ષે ઈ૦ સ૦ ૧૭૩૫ માં તે હોલકરને ગૂજરાત ઉપર હલ્લો કરવાને તેડી લાવ્યો. તેઓ ઓચિંતા આવ્યા; અમદાવાદની ઉત્તરનાં કેટલાંક શહેરો તેમણે લૂંટ્યાં, અને ઈડર, પાલણપુર, અને છેક બનારસ નદી સુધી ખંડણી ઉઘરાવી; પછી જેવા તેઓ એકાએક આવ્યા હતા તેવા જ પાછા એકાએક જતા રહ્યા. પછીથી તરત જ અભયસિંહને આજ્ઞા કરી ગૂજરાતના અધિકાર ઉપરથી ખશેડીને તેને ઠેકાણે નજીબ ઉદ્દાવલા મોમિનખાનને બાદશાહે ઠરાવ્યો હતો, પણ અભયસિંહના મુતાલિક ભંડારી રતનસિંહે અમદાવાદ તેને સ્વાધીન કર્યું નહિ, એટલે તેને ક્હાડી

મૂકવાને દામાજી ગાયકવાડનો આશ્રય માગવાની અગત્ય પડી. ગાયકવાડે અને મોમિનખાને એકબીજાની પાઘડિયો અદલબદલ કરી, અને રતનસિંહને ફહાડી મૂકવાને ગાયકવાડે રંગાજીને ફોજ આપીને પોતાના નવા મળતિયા સાથે મોકલ્યો. જેવો તેઓએ અમદાવાદ ઉપર હુમલો કર્યો કે તરત તેઓને પાછા હઠાવી ફહાડ્યા, પણ રતનસિંહ છેવટે તાબે થયો. ઈ૦ સ૦ ૧૭૩૭ના મે મહિનાની આશરે વીશમી તારીખે અમદાવાદ તેમને સ્વાધીન થયું, અને મોગલ તથા મરાઠાનો ખંડણીમાં અને સત્તામાં બરાબર ભાગ ઠરાવ્યો. આ ગોઠવણ એવી થઈ કે, જેથી હવે તેમના કજિયાનો કદિ પાર આવશે નહિ એ વાત અગાઉથી કલ્પનામાં આવી શકે. એ જ વર્ષમાં બાદશાહે નિજામુલમુલ્કને સમજાવીને દિલ્હી બોલાવી લીધો, અને ગૂજરાત તથા માળવાનો અધિકાર તેને તેના દીકરા ગાજી ઉદ્દીનને નામે સોંપ્યો, અને તેની સાથે એવી શરત કરી કે તારે મરાઠાને એ બન્ને પ્રાંતોમાંથી હાંકી ફહાડવા. પણ આ કરાર પ્રમાણે કરી શકવાની તેનામાં શક્તિ ન હતી. તેણે તેના બળવાન શત્રુ બાજીરાવ પેશ્વા સંગાથે લડાઈ કરી, અને તેની સાથે કરાર કરવો પડ્યો. તેમાં એમ ઠરાવ્યું કે બાજીરાવને આખો માળવા પ્રાન્ત અને ચંબલ તથા નર્મદાની વચ્ચેના પ્રદેશનું સંપૂર્ણ આધિપત્ય બાદશાહ પાસેથી નિજામે અપાવવું.

દામાજી ગાયકવાડ હવે તો સત્તાવાળું માણસ થઈ પડ્યું. ત્ર્યંબકરાવની વિધવાનો તે વ્યવસ્થાપક હતો તેથી દાભાડેની ટુકડી ભણીની સર્વ સત્તા પોતાની મરજી પ્રમાણે ઉપયોગમાં આણવા લાગ્યો. કેમકે યશવંતરાવ તે કામ ઉપાડી લેવા જેવો પાકી ઉમરનો થયો તો ખરો પણ આગેવાન તરીકે કામ ચલાવવા જેટલી તેનામાં આવડ ન હતી. મરાઠાઓની ગૂજરાતમાંની સર્વ સરદેશમુખી તથા કાઠિયાવાડની ખંડણી, દામાજિયે, મોમિનખાનનું ઈ૦ સ૦ ૧૭૪૩ના ફેબ્રુઆરી મહિનામાં મરણ થયું ત્યાં સુધી ઉઘરાવવા માંડી. બાદશાહના હુકમથી અબદુલ અઝીઝખાનને ગૂજરાતનો નવો સૂબેદાર ઠરાવ્યો, તે, તે સમયે દક્ષિણમાં ઔરંગાબાદમાં હતો. ત્યાંથી કેટલાંક માણસોની ફોજ એકઠી કરીને પોતાના નવા અધિકાર ઉપર જતાં, સુરત મૂકીને ભરૂચની પાસે અંકલેશ્વર આગળ આવી પ્હોંચ્યો. પણ ત્યાં આગળ દામાજીના પક્ષવાળાઓએ તેના ઉપર એકાએક હુમલો કરીને તેની ટુકડીનો પૂરેપૂરો નાશ કર્યો, ત્યાર પછી, ફકિરઉદ્દૌલાને અમદાવાદનો કબજો લેવાને દિલ્હીથી મોકલ્યો. (ઈ૦ સ૦ ૧૭૪૪ માં) પણ દામાજીની એક ટુકડી રંગાજીના તાબાની હતી તે તેની સામે થઈ, અને કબજો લેવા દીધો

નહિ. આ વેળાએ દામાજી સતારામાં હતો તે સમય સાધીને તેના ભાઈ ખંડેરાવે પોતાને અનુકૂળ પડતો અગત્યનો ફેરફાર કરી દીધો. તેમાં રંગાજીને તેણે દૂર કર્યો, અને પોતાના એક માણસને અમદાવાદમાં રાખવાની ગોઠવણ કરી. વળી ફકિરઉદ્દૌલાને તેણે કેટલોક આશ્રય આપ્યો, પણ દામાજિયે તાબડ-તોબ પાછા આવીને તેઓનો સંબંધ મરાઠાઓના સ્વાર્થને હાનિકારક થઈ પડે તેના પ્હેલાં તો તે તોડી નંખાવ્યો અને ખંડેરાવને બોરસદ કિલ્લો અને મૂલ્યવાન નડિયાદ પરગણું આપ્યું, તથા વડોદરામાં તેને પોતાનો મુતાલિક ઠરાવ્યો. આં ઉપર્યુક્ત વ્યવસ્થા કરવાથી દામાજી પોતાના કુટુંબના ઘણા માણસો ઉપર પોતાનું ઉપરીપણું જાળવી શક્યો, અને પોતાની સત્તાને ખલેલ પ્હોંચાડનારી ખરેખરી અડચણ વચ્ચે આવી હતી તે દૂર કરી. તેણે ફકિર-ઉદ્દૌલાને માન્ય કર્યો નહિ, અને તેને બદલે પોતાનો જૂનો મળતિયો જે મોમિનખાન હતો તેના પુત્રને અને ભાઈને આશ્રય આપ્યો.

શિવાજીના પુત્ર રાજારામની મા તારાબાઈયે ઇ૦ સ૦ ૧૭૫૧માં દામાજી ગાયકવાડને લખી મોકલ્યું કે, મરાઠી રાજ્યને અને રાજાને બ્રાહ્મણોના હાથમાંથી છોડાવવાને તમારે સતારે આવવું. તારાબાઈયે પ્રથમ રાજાને સમજાવ્યું હતું કે તારો ચાકર બાલાજી બાજીરાવ તારી સર્વ સત્તા ખથાવી પડ્યો છે તે તું પાછી મેળવી લે, પણ તેમાં તે બાઈનું કાંઈ વળ્યું ન હતું તેથી ગાયકવાડ આવી પ્હોંચે છે એવા સમાચાર તેને મળ્યા, એટલે રાજાને સતારાના કિલ્લામાં બોલાવીને કેદ કર્યો. પ્રથમ તો દામાજિયે પેશ્વાના સરદારોને હરાવ્યા અને તારાબાઈને સતારે જઈ મળ્યો. પણ ત્યાંથી તરત જ તેને પાછું હઠવું પડ્યું, અને બાલાજીની સાથે કોલકરાર કરવાની અગત્ય પડી. પેશ્વાએ દામાજીને પોતાના કબજામાં જોઈને ગૂજ-રાતમાંના જે કાંઈ ચડેલા રૂપિયા હતા તે અને કેટલોક બધો મુલ્ક માગવા માંડ્યો. દામાજિયે કહ્યું કે હું તો દાભાડેનો મુતાલિક છું તેથી તમારી માગણી કબૂલ રાખવાનો મને અધિકાર નથી. આવા ઉત્તર ઉપરથી પેશ્વા-એ ગાયકવાડના તથા દાભાડેના કુટુંબના કેટલાક માણસોને કેદ કરીને એક ડુંગરી કિલ્લામાં રાખ્યા. પછી તેણે વિશ્વાસઘાત કરીને દામાજીની છાવણીમાં લૂંટ કરીને તેને કેદ પકડીને પુને પ્હોંચતો કર્યો ત્યાંથી તેને છોડતાં પ્હેલાં પેશ્વાએ ઘણા સખ્ત કરાર કહી બતાવ્યા, તે એવા કે,— ચડેલા રૂપિયાને બદલે પંદર લાખ રૂપિયા આપવાથી તે કરજનો નિકાલ થાય અને ગાયકવાડના તાબામાં હાલ જે દેશ છે તે, તથા હવે પછી, જે જિતી લેવામાં આવે તેનો અર્ધો ભાગ આપવો. દામાજિયે અર્ધોઅર્ધ મુલ્ક

આપવાને હા કહી, અને જે ઠેકાણેથી ખંડણી, ઉપજનો ભાગ, સરદેશમુખી અથવા લૂંટ જે કાંઈ મળે, તેમાંથી ખર્ચ બાદ કરતાં બાકીના ભાગમાંથી અર્ધો હિસ્સો આપવાને માન્ય કર્યું. વળી દશ હજાર ઘોડા સહિત પેશ્વાને જ્યારે અગત્ય હોય ત્યારે આશ્રય આપવાનું કબૂલ કર્યું. દાભાડેના મુતાલિક તરીકે તેના ગૂજરાત પ્રાન્તના ભાગને પેટે પ્રતિવર્ષે પાંચ લાખ વીશ હજાર રૂપિઆ આપવા; રાજાના માણસોના ખર્ચને પેટે મદદ તરીકે પ્રતિવર્ષે કાંઇક રકમ આપવી; આ કરારથી પેશ્વાના તાબામાં જે પરગણાં આવે ત્યાં થાણાં બેસરાવવામાં મદદ આપવી અને સૌરાષ્ટ્રના આખા દ્વીપકલ્પમાંથી ખંડણી ઉઘરાવાના કામમાં મદદ આપવી. એ સર્વ વાત તેણે કબૂલ કરી. પેશ્વાના ન્હાના ભાઈ રઘુનાથરાવ અથવા રાઘોબાએ, ઉપરના દામાજી ગાયકવાડના સર્વ કરારનો અમલ કરી લેવા સારૂ ગૂજરાત ઉપર ચડાઈ કરી, અને દામાજીને કેદમાંથી છોડયો, એટલે એ પણ ગૂજરાતમાં જઇને પોતાની ફોજ સહિત તેને મળ્યો. તેઓ બન્ને એકઠા મળીને ખંડણી ઉઘરાવતા, અને દેશને વશ કરી લેતા ચાલ્યા; તેમાં તેઓ અમદાવાદના કિલ્લા સુધી આવી પ્હોંચ્યા ત્યાં સુધી કોઇયે તેઓનો અટકાવ કર્યો નહિ.

ગૂજરાતનું રાજધાની નગર (અમદાવાદ) તે સમયે જીવાનમર્દખાન બાબીના હાથમાં હતું. તેને મોમિનખાનના ભાઇયે પોતાનું મરણ થતાં પ્હેલાં મોગલના તાબાના ભાગ ઉપર પ્રથમથી ઠરાવ્યો હતો. પણ દામાજી જેવામાં કેદ પડ્યો હતો તેવામાં, શહરની સર્વ સત્તા તે પોતાને સ્વાધીન કરી બેઠો હતો, માત્ર ગાયકવાડનું લેણું વસુલ કરી લેવા દેતો. જ્યારે બન્ને એકઠા મળેલા મરાઠા સરદારો અમદાવાદ આગળ આવ્યા ત્યારે જીવાન-મર્દખાન પાલણપુર હતો. શહર ચઢી ઉતરીને તાબે કરી લેતાં પ્હેલાં તો તે ત્યાં આવી પ્હોંચ્યો. એટલે કિલ્લેદારોને નવો જુસ્સો ઉત્પન્ન થયાથી તેઓએ ઘણા આગ્રહથી બચાવ કર્યો. જીવાનમર્દખાન બાબીની સલુકાઈને લીધે તેના લાભમાં પ્રતિષ્ઠિત કરાર થયો, તે એવો કે તે જો શહર છોડી દે તો તેને પટ્ટણ, વડનગર, રાધનપુર, વિજાપુર અને બીજાં કેટલાંક પરગણાં આપવાં. ઈ૰ સ૰ ૧૭૫૫ ના એપ્રિલ મહિનામાં છેવટે અમદાવાદ મરાઠાઓને સ્વાધીન થયું. તેની ઉપજ પેશ્વાએ અને ગાયકવાડે અર્ધો અર્ધ વ્હેંચી લેવા માંડી, પણ પેશ્વાએ સર્વ કિલ્લેદાર પોતાના ભણીના મૂકયા અને હમણાં જે ગાયકવાડની હવેલી કહેવાય છે, તે જ કિલ્લામાં દામાજીની ફોજ રહે એમ ઠર્યું.

# પ્રકરણ ૨

## ગૂજરાતમાં બ્રિટિશનું પ્રથમ આગમન

મિ૦ બ્રુર્શિયરને મુંબઈના ગવર્નરની જગ્યા ઈ૦ સ૦ ૧૭૫૦ના નવેમ્બર મહિનાની ૧૭ તારીખે મળી ત્યારથી બ્રિટિશ અને મરાઠાઓનો સંબંધ વધારે નિકટ થવા લાગ્યો. તે વેળાએ સુરતમાં મોગલોની સત્તા નબળી પડી જવાથી ઘણી અવ્યવસ્થા થઈ પડી હતી તે વ્યવસ્થા કરી દેવાને, અને ત્યાં પોતાના હક્ક અને વ્યાપારનું કામ સારા પાયા ઉપર સ્થાપવાને, અંગરેજોને પેશ્વાનો આશ્રય મેળવવાને બહુ અગત્ય હતી. પણ પેશ્વાથી તેમને આશ્રય આપવાનું બની આવ્યું નહિ; અને જ્યારે તેઓએ પોતાનું કાર્ય તેના આશ્રય વિના કરી લેવાનો પ્રયત્ન કરવા માંડ્યો, ત્યારે મુંબઈ બેટ ઉપર ચડાઈ કરવાનું મિષ બતાવીને, પેશ્વાએ તેઓને કાર્ય સાધી લેવા દીધું નહિ. તો પણ પોતાના માણસોનો અને અધિકારિયોનો ઘણો નાશ થવા છતાં પણ ઈ૦ સન ૧૭૫૯ ના માર્ચ મહિનાની ૪ થી તારીખે, અંગરેજોએ સુરતનો કિલ્લો પોતાને સ્વાધીન કરી લીધો. ત્યાર પછી તરત જ ગૂજરાતમાં પોતાના રાજ્યની સ્થાપના કરવાના ઉપાય તેઓએ કરવા માંડ્યા. ઈ૦ સ૦ ૧૭૭૧ માં તેઓએ, પોતાના સુરતના અધિકારની રૂઇયે ભરૂચના નવાબની ઉપર કેટલાએક દાવા કર્યા. તડમતડા કરવાનો વિચાર તેઓએ કેટલાક દિવસ સુધી જવા દીધો, અને [illegible] સાથે કોલકરાર કર્યા, તે જોઇયે તેવા તેના લાભમાં થયા નહિ, અને પછી તરત જ તેણે તે રદ કર્યા. તેથી પ્રથમ જે ચઢાઈ કરવાનો વિચાર કરી રાખ્યો હતો તેનો હવે અંગરેજોએ અમલ કર્યો, અને ઈ૦ સ૦ ૧૭૭૨ ના નવેમ્બર મહિનાની ૧૮ મી તારીખે, ભરૂચ ઉપર હલ્લો કરી છાપો મારીને તે લીધું, તેમાં અંગરેજોનો શૂરો અને નિપુણ જનરલ, ડેવિડ વેડરબર્ન માર્યો ગયો.

તેવામાં દામાજી ગાયકવાડ પોતાની પછવાડે ચાર પુત્ર મૂકીને મરણ પામ્યો. તેમાં શિયાજીરાવ વડો પુત્ર હતો, પણ તેનો જન્મ દામાજીની બીજી સ્ત્રીને પેટ થયો હતો, તેથી, પ્હેલી સ્ત્રીનો પુત્ર ગોવિંદરાવ વયે ન્હાનો હતો છતાં પણ, તેણે ગાદી ઉપર આવવાનો પોતાનો દાવો કર્યો. બાકી રહેલા બે માણકજી અને ફતેહસિંહ ન્હાની સ્ત્રીના પુત્ર હતા. માધવરાવ પેશ્વાએ પ્રથમ તો ગોવિંદરાવનો દાવો બ્હાલ રાખ્યો; પણ તેની ન્યાયની કચેરીમાં એ વાત નામંજુર કરી, એટલે, તેનો દાવો રદ કરીને શિયાજીને "સેના ખાસખેલ

સમશેર બહાદુરનો" ખિતાબ આપ્યો. પણ તે મૂર્ખ હતો તેથી પેશ્વાએ, તેના ભાઈ ફત્તેહસિંહને તેનો મુતાલિક ઠરાવ્યો. માધવરાવ મરણ પામ્યા પછી, અને તેના ભાઈ નારાયણરાવનું ખુન થયા પછી, તેઓનો કાકો રાઘોબા, જે બાજીરાવનો ન્હાનો પુત્ર થતો હતો તે, થોડા દિવસ સુધી પેશ્વાના અધિકાર ઉપર આવ્યો, એટલે તેણે શિયાજીને દૂર કરીને ગાયકવાડની ગાદિયે ગોવિંદરાવની સ્થાપના કરી. એટલે ફત્તેહસિંહના હાથમાંથી રાજ્ય લઈ લેવાને ગોવિંદરાવ તરત જ ગૂજરાત આવ્યો; અને આ પ્રતિસ્પર્ધી ભાઈયોની ટોળિયો વચ્ચે સદા કજિયો ચાલવાનું કારણ ઉભું થયું.

રાઘોબાનો અધિકાર લાંબો ચાલ્યો નહિ. પુનાની ગાદીના પ્રધાનો સાથે હોલકર અને સિંધિયા મળી ગયા, અને તેઓ ઈ૰ સ૰ ૧૭૭૫ ના જાન્યુઆરી મહીનામાં તેની સામે થયા, એટલે તે ગૂજરાતમાં વડોદરે નાશી આવ્યો. તે વેળાએ તેના પક્ષનો ગોવિંદરાવ ગાયકવાડ પોતાના ભાઈને પકડવાના ખેતમાં ફરતો હતો. પદભ્રષ્ટ થયેલા પેશ્વાને ગૂજરાતમાં આવવાની એક બીજી મતલબ હતી. મુંબઈ સરકારનો આશ્રય મેળવવાને તેણે જે આગળ ફહેણુ ચલાવ્યું હતું તે હવે તેણે પાછું ફરીને ચલાવવા માંડ્યું. તા૰ ૬ ઠ્ઠી માર્ચને દિવસે બંને પક્ષકારો વચ્ચે કોલકરાર થયા તેમાં રાઘોબાને ફોજની મદદ આપવાનું અંગરેજોએ કબૂલ કર્યું. અને તે પ્રમાણે ગૂજરાતમાં રાઘોબાની ફોજ હતી તેને જઈ મળવાને મુંબઈથી એક કાફલો રવાના કરવામાં આવ્યો. તે કાફલો જ્યારે સુરત આવી પ્હોંચ્યો ત્યારે રાઘોબાની ખરાબી થયેલી અંગરેજોના જાણવામાં આવી. પ્રધાનોની ફોજ તેની પછવાડે પડી વડોદરાનો ઘેરો ઉઠાવીને મહી નદીની પાસેના અડાસના મેદાનમાં, તેઓની સાથે લડાઈ કરવાની તેને અગત્ય પડી, તેમાં તેની છેક હાર થઈ. કર્નલ કિટિંજના ઉપરીપણા નીચે અંગરેજોનો કાફલો રાઘોબાને લઈને ખંભાત આવ્યો, અને તા૰ ૧૭ મી માર્ચે તેઓ જમીન ઉપર ઉતર્યા. ત્યાર પછી, એક માસ કરતાં પણ વધારે દિવસ ગુજર્યા. પછી રાઘોબાની ફોજનાં માણસો જે પ્રથમની લડાઈમાંથી નાશી ગયાં હતાં તે ખંભાતની ઉત્તરમાં અગિયાર માઈલ ઉપર એક ધર્મજ નામે ગામ છે ત્યાં તેઓને આવી મળ્યાં; અને આ પ્રમાણે એકઠી મળેલી ફોજ મે મહિનાની ત્રીજી તારીખે માતર પ્હોંચી. તેઓએ આ ઠેકાણેથી પોતાનો રસ્તો બદલ્યો. પુને જવાના મનસુબાથી તેઓએ પાંચમી તારીખે માતર છોડ્યું, અને આઠમી તારીખે નડિયાદ આવી પ્હોંચ્યા; ત્યાં તેઓએ એક અઠવાડિયું મેલાણ રાખી શહેરમાંથી ખંડણી લીધી. પછી નડિયાદ છોડીને ફોજ મહી ભણી ચાલીને અડાસ આવી. જે ઠેકાણે રુસ્તમઅલીની હાર થઈને

તેનું મૃત્યુ થયું હતું, તથા જ્યાં આગળ રાઘોબાએ પ્રથમ હાર ખાધી હતી તેજ આ જગ્યા આગળ, તા૦ ૧૮ મીને દિવસે લડાઈ થઈ, તેમાં શત્રુઓને હાર ખવરાવી. પણ અંગરેજી ફોજને ઘણું નુકશાન થયું. તારીખ ઓગણત્રીશમીને દિવસે કર્નલ કિટિંજ ભરૂચ આવ્યો અને પોતાની ફોજમાંનાં જે ઘાયલ થયલાં હતાં તેઓને ત્યાં મૂકીને, નર્મદાને કાંઠે શત્રુ પડેલા હતા, તેમના ઉપર હલ્લો કર્યો. પણ તેની સાથેના મરાઠી લશ્કરની ઢંગધડા વિનાની હાલચાલ ઉપરથી તેઓ ચેતી ગયા, અને પોતાની તોપો નદીમાં ફેંકી દઈને ઉત્તર કિનારા ભણી નાશી ગયા; એટલે પછી ચોમાસાના દિવસોમાં ગૂજરાતમાં રહીને કોરી ઋતુ બેસતાં પુના ભણી જવાનો છેવટે નિશ્ચય કર્યો. બ્રિટિશ ફોજને ચોમાસાના દિવસ ડભોઈના કિલ્લામાં કહાડવાનું ઠર્યું હતું, તેથી આઠમી જુને કર્નલ કિટિંજ ભરૂચથી નર્મદાને કિનારે થઈને તેણી મગ ચાલ્યો. બાવા પીરને આરે શત્રુના ઉપર છાપો મારવાનો પ્રયત્ન કરી રહ્યા પછી, નદી છોડી દઈને અંગરેજી લશ્કર ડભોઈ ભણી વળ્યું. અસાધારણ વાવાઝોડા સહિત ચોમાસું બેઠું, અને તેઓની સામે થવાને કોઈ બીજો શત્રુ હતો નહિ, તથા પોતાને ઠરાવેલે ઠેકાણે પ્હોંચવાને વીશ માઈલ કરતાં વધારે ચાલવાનું રહ્યું ન હતું, તો પણ બ્રિટિશ લશ્કરના અધિકારિયોને અને બીજાં માણસોને અણુહિલપુરના રાજાઓએ બંધાવેલા અને કાળે કરીને ડળી ગયેલા કિલ્લામાં જઈને રક્ષણ મેળવતાં એક પખવાડિયા કરતાં પણ વધારે દિવસ લાગ્યા.

ગૂજરાતમાં બ્રિટિશની પ્હેલી ચડાઈનો આ પ્રમાણે છેડો આવ્યો. તેમાં કદાપિ તેઓ છેક નિષ્ફળ થયા નહિ તો પણ તેમાંથી તત્કાળ ફળ તેમને કાંઈ મળ્યું નહિ. બંગાળામાં સર્વને માથે એક અધિકારી મંડળી ઠરાવીને તેને નવો અધિકાર આપવામાં આવ્યો. તેણે પદભ્રષ્ટ થયેલા પેશ્વાને આશ્રય આપ્યાની વાત નાપસંદ કરી તેથી સામી ટોળીવાળા સાથે શત્રુતા રાખવી બંધ પડી, અને જ્યારે રસ્તા પાંશરા થયા ત્યારે કર્નલ કિટિંજનું લશ્કર રાઘોબાની સાથે સુરત પાછું આવ્યું.

થોડાં વર્ષ પછી પૂના સરકાર સાથે બ્રિટિશોને મુખ્ય પક્ષકાર તરીકે ફરીને લડાઈ ઉભી થઈ તેમાં પ્રસિદ્ધ નાના ફડનવિસ તેનું કારણ હતો. ઇ૦સ૦ ૧૭૮૦ ના જાન્યુઆરી મહિનાની પ્હેલી તારીખે, જનરલ ગાડર્ડ બ્રિટિશ ફોજ લઈને સુરત આગળ તાપી નદી ઉતરીને ધીરે ધીરે ઉત્તર ભણી ચાલ્યો. તેનું તોપખાનું અને સરસામાન તેને પછવાડે આવી મળ્યો ને ડભોઈ જે પેશ્વાના તાબાનું હતું તેના ઉપર હલ્લો કરવા ચાલ્યો, અને આણીગમ,

બ્રિટિશ સરકારના મુલ્કી કામદારો હતા, તેઓએ લશ્કરની ભરતી કરીને સુરત તથા ભરૂચ પરગણામાંથી નાના ફડનવિસના પક્ષકારોને હાંકી કહાડ્યા. અરાઢમી જાન્યુઆરિયે જનરલ ગાડર્ડનું લશ્કર ડભોઈ આગળ આવી પ્હોંચ્યું અને બે દિવસ પછી તોપોનો મારો ચલાવવાને મોરચો તૈયાર થયો ત્યારે તો મરાઠા કિલ્લેદાર રાત્રિની વેળાએ કિલ્લો છોડીને જતા રહ્યા. ફત્તેહસિંહને ગાયકવાડના રાજ્યના માલિક તરીકે બ્હાલ રાખવામાં આવ્યો હતો તેની સાથે સલાહનું ફ્હેણ ચાલતું હતું. તેણે લડાઈને સમયે એક બીજાના શત્રુ સામે સહાયભૂત થવા વિષેના કોલકરાર ઉપર સહી કરી. તેની બોલી એવી હતી કે, મહી નદીની ઉત્તરે પેશ્વાનો પ્રાન્ત હતો તે ગાયકવાડે રાખવો, અને તેને બદલે સુરત તથા ભરૂચ જિલ્લાનાં ગાયકવાડનાં ગામ હોય તે તેણે અંગરેજ સરકારને સ્વાધીન કરવાં. જનરલ ગાડર્ડે પછી ઉત્તર ભણીની કુચ જારી રાખી અને દશમી ફેબ્રુઆરિયે ગૂજરાતની મુસલમાની રાજધાની આગળ બ્રિટિશ સરકારનો વાવટો પ્રથમ જ ઉડવા લાગ્યો. ત્યાંના મરાઠા સૂબાએ શરણ થવાને ના પાડી, એટલે તા૦ ૧૨ મીએ મોરચો બાંધીને એક દિવસમાં કિલ્લાની ભીંતમાં બાકોરૂં પાડ્યું. દયાને લીધે, અને શહરમાં જુલમ જાસ્તી થાય નહિ એટલા માટે બીજે આખો દિવસ હલ્લો કરવાનો વિચાર બંધ રાખ્યો, અને એવી આશા બાંધી કે કિલ્લેદારો એમની મેળે આવીને શરણ થશે. પણ તેમ તો બન્યું નહિ, એટલે પંદરમી તારીખની સવારે અંગરેજોની ટોળીઓ બાકોરામાં થઈને ધશી જવાને તૈયાર થઈ, ત્યારે કિલ્લેદારોએ તે ઠેકાણે યુદ્ધ કરયું તેમાં તેઓનાં ત્રણસેં માણસ માર્યાં ગયાં. એ પ્રમાણે ગૂજરાતની રાજધાનીનું નગર તાબે થયું. એટલામાં તો ગાડર્ડના સાંભળવામાં આવ્યું કે, સિંધિયા તથા હોલકર ઓગણત્રીશમી તારીખે નર્મદા ઉતરીને વડોદરાની લગભગ ઘોડેસવારોની મ્હોટી સેના લઈને આવી પ્હોંચ્યા છે, પણ આ બ્રિટિશ જનરલ તેમના ઉપર ચડ્યો એટલે તેઓ પાવાગઢ ભણી જતા રહ્યા.

મુલ્કી ચાકરી ખાતાનો મિ૦ જેમ્સ ફાર્બસ જે ઓરિએન્ટલ મેમ્વાર નામના પુસ્તકના રચનાર તરીકે પ્રસિદ્ધ થયો છે તેને સ્વાધીન ડભોઈ હતું. તેની આસપાસ મરાઠા અશ્વાર વિંટળાઈ વળ્યા તે કિલ્લાની ભીંત ઉપરથી દેખાતા હતા પણ ત્યાંથી તોપનો મારો પ્હોંચી શકે એમ હતું નહિ. કિલ્લાની રખેવાળી કરનાર લશ્કરમાં સિપાઈયોની ત્રણ પલટણો અને તેઓના ઉપર ત્રણ યુરોપિયન કામદાર, થોડાક યુરોપિયન ગોલંદાજ તથા ખારવા અને આરબ તથા સિંધિની પાયદળની પાંચ ટુકડીઓ એટલું હતું. મરાઠી

છાવણીમાં એક મુલ્કી અને એક લશ્કરી એવા બે અધિકારીને ઓળમાં મૂક્યા હતા. તેઓએ છાની રીતે શહર માંહેલા પોતાના દેશિયોને બાતમી મોકલી કે, તમે સામા થશો તેથી કાંઈ વળવાનું નથી માટે શરણ થજો. પણ ડભોઈની માંહેલી મગ તો જૂદા જ પ્રકારનો જુસ્સો પ્રવર્તો હતો. જેમ્સ ફાર્બસની પાસેના ન્હાના સરખા પુસ્તકસંગ્રહમાં વાર્ષિક રેજિસ્ટરો અને વિદ્યામાળાની ચોપડિયો મુખ્યત્વે કરીને હતી તેમાંથી નાના પ્રકારના કોલકરારના વિષય તેણે વાંચી રાખ્યા હતા, તે એવી સમજણથી કે અગત્ય પડે તો, ઘટિત સલાહનું ફ્હેણ કરવામાં આવે ત્યારે તે ઉપયોગી થઈ પડે. આ ઉપરાન્ત તેણે કિલ્લા બાંધવાની વિદ્યા, અગ્ન્યસ્ત્રવિદ્યા, અને એવા જ બીજા વિષયનું બહુ લક્ષપૂર્વક મનન કરી રાખ્યું હતું. વળી તેણે કિલ્લાની મજબૂતી કરવાની તથા અસલની મરાઠી તોપો ઉપયોગમાં આણવાની તૈયારી પણ કરી રાખી હતી. પરંતુ જનરલ ગાડર્ડ લશ્કર લઈને અમદાવાદથી આવી પ્હોંચ્યો તેથી ડભોઈના કિલ્લેદારોએ કરી રાખેલી તૈયારીનો ઉપયોગ કરવાનો સમય આવ્યો નહિ, અને મરાઠી લશ્કર પોતાની છાવણી ઉઠાવીને જતું રહ્યું.

ત્યાર પછી કેટલાંક કારણોને લીધે કેટલીક હારજિતની લડાઇયો થઈ તેથી ગૂજરાતમાંના તેમના હિત ઉપર માત્ર આડકતરી રીતે અસર થઈ. પછી ઈ૦ સ૦ ૧૭૮૨ ના મે મહિનાની ૧૭ મી તારીખે સાલબાઈમાં બ્રિટિશ અને મરાઠા વચ્ચે સલાહ થઈ તેમાં, મહાદજી સિંધિયો મધ્યસ્થ હતો. પણ તે સલાહના કોલકરાર ૧૭૮૩ ના ફેબ્રુઆરી મહિનાની ૨૪ મી તારીખે અમલ કરવાને કબૂલ રાખવામાં આવ્યા. તેમાં એવું ઠર્યું કે, ૧૭૭૫ માં લડાઈ થઈ તેના પ્હેલાં જેઓનો ગૂજરાતમાં જે મુલ્ક હતો તે તેમની પાસે રહે; વડોદરાના મુલ્કમાં કોઈ ભાગ પડાવે નહિ, તથા જ્યાં સુધી દુશ્મનાવટ ચાલુ રહી ત્યાં સુધીની ખંડણીનો દાવો ફત્તેહસિંહ ઉપર પેશ્વા કરે નહિ. વળી એમ ઠર્યું કે, "ઈ૦ સ૦ ૧૭૭૯ ના જાન્યુઆરી મહીનામાં વડગામ આગળ મહાદજી સિંધિયાએ મુંબઈ સરકાર પ્રતિ ઉદારતાભરેલી વર્તણૂક ચલાવેલી; તથા તે સમયે બે અંગરેજ ગૃહસ્થો ઓળમાં આપેલા તેઓની દયાભરેલી રીતે બરદાસ્ત કરી અને તેમને છોડ્યા એ ઉપરથી, તેમના વિષે જે અભિપ્રાય બાંધવામાં આવ્યો તેની નિશાની દાખલ" તેમને ગવર્નર જનરલ ઇન કૌન્સિલમા અભિપ્રાય પ્રમાણે મૂલ્યવાન ભરૂચ જિલ્લો આપવો. ઉપરના ઠરાવ પ્રમાણે, જેમ્સ ફાર્બસના તાબામાં, ડભોઈ, જનોડ અને બીજાં ગૂજરાતનાં પરગણાં હતાં તે મરાઠાને પાછાં આપવાનો તેને હુકમ થયો અને સૂચના કરવામાં આવી કે મરાઠી સંસ્થાનમાંથી જે અધિકારીને એ પરગણાં કબ્જે

લેવાને મોકલવામાં આવે તે અધિકારીને તે પાછાં સ્વાધીન કરવાં. તે જ પ્રમાણે ભરૂચ શહર અને પરગણું મહાદજી સિંધિયાનો ભાસ્કર રાવ કરીને માણસ હતો તેને આપવાને ત્યાંના મુખ્ય અધિકારી અને કૌન્સિલને આજ્ઞા કરવામાં આવી.

ડભોઈ અને ભરૂચ મરાઠાઓને આમ પાછાં આપવામાં આવ્યાં તે સમયનું જાણવા યોગ્ય વર્ણન "ઓરિએન્ટલ મેમ્વાર"ના કર્તાએ આપ્યું છે તે પ્રમાણે આ ઠેકાણે અમે દાખલ કરિયે છિયે:—મિ૦ ફાર્બસ ક્હે છે કે, "ડભોઈ "અને તેના તાબાનાં પરગણાં મરાઠાને પાછાં આપવાનાં છે એ વાત પ્રસિદ્ધ "થઈ, અને મારો ત્યાંથી નીકળવાનો દિવસ પાસે આવ્યો, ત્યારે શહરના મુખ્ય "મુખ્ય બ્રાહ્મણો એકઠા થઈને દરબારમાં મારી મુલાકાત લેવાને આવ્યા, અને "આ પ્રમાણે ફેરફાર થયો તેનું, તેઓએ અંતઃકરણપૂર્વક મારી સાથે દિલસોજી "બતાવી મને નજરાણું આપવા માંડ્યું. પણ તેનો સ્વીકાર કરવાની મેં ના "પાડી. ત્યારે તેમને એટલું બધું માઠું લાગ્યું કે, છેવટે મારે તેમને ક્હેવું "પડ્યું કે, એક વસ્તુ મારે તમારી પાસેથી માગી લેવાની હતી, તેમ કરવામાં "મને સભ્યતા લાગી નહિ માટે અગાઉ મેં તે માગી નથી, પણ જ્યારે હવે તમે "મને નજરાણું લેવાનો આગ્રહ કરો છો ત્યારે તો, તે વસ્તુ તમે મને આપશો તો "મારા અંતઃકરણમાં જરા પણ સંકોચાયા વિના હું તે લઈશ. હિન્દુની પ્રાચીન "કાળની ડભોઈમાં બાકી રહેલી ઘણી નિશાનિયો, શહરની પડી ગયેલ "ઇમારતોનાં કોતરકામના કડકા, અહિંતહિં પડેલા ભાગી ગયેલા સ્તંભ, ખંડિ "થયેલી મૂર્તિયો, એઓ વિષે મારો કાંઈક અચંબો બતાવીને, અને તેઓના "ઉપકૃત થવાની અતિશય ઇચ્છા દર્શાવીને મ્હારના ખંડિત ભાગ માંહિ "ન્હાના ન્હાના કડકા પસંદ કરીને લેવા દેવાની આજ્ઞા આપવા બાબ "મેં તેઓને વિનતિ કરી, અને કહ્યું કે, હું એ અવશેષોને યુરોપ લઈ જા "મારી વાડીમાં એક દેવાલય બંધાવીને તેમાં પધરાવીશ. મારૂં આવું બો "સાંભળીને તેઓને ઘણું આશ્ચર્ય લાગ્યું, અને સર્વ ચડીચૂપ થઈ ગયા. "તેઓના ધર્મનું હાસ્ય કરીશ એવી તેમને બ્હીક લાગતી હોય એવું તેઓ "બતાવ્યું નહિ, પણ એક ક્રિશ્ચિયન ધર્મના પુરૂષને હિન્દુ ધર્મની મૂ "રાખવાનું શું પ્રયોજન છે તે જાણવાની આતુરતા બતાવી. યુરો "લોકોની સામાન્ય જિજ્ઞાસા, પૂર્વ ભણીની કોતરણીના નમુના તેઓને "વવાથી થતો આનંદ, અને મનને અસર કરનારી હજારો વાતોનાં સ "વડે કરીને પ્રિયકર થઈ પડતી દૂરની જે જગ્યા, ત્યાંથી આણેલી પ્ર "વસ્તુઓ હું મારાં પોતાના દેશમાં જોઉં, તે સમયે મારા મનમાં જે ચ

"દાયક વિચારસંકલના ઉત્પન્ન થાય, એ સર્વ વાત તેમના મનમાં ઊતારવાને
"મને જરા મુશ્કેલ પડ્યું."

"કોઈ દિવસ તેઓએ સાંભળેલી નહિ એવા પ્રકારની નવતર માગણી
"સાંભળીને તેઓને નવાઈ લાગી અને કેટલાક સંન્યાસિયોને પૂછીને એકાંતમાં
"વિચાર કર્યા પછી થોડીક વારમાં પાછા આવવાની તેઓએ મારી
"પાસે આજ્ઞા માગી, તે સમયે મારો વિયોગ થવાનો છે એમ જાણીને
"તેઓની આંખ્યમાંથી આંસુ વ્હેવા લાગ્યાં. બીજે દિવસે સવારમાં
"તેઓ મારી પાસે પાછા આવ્યા ત્યારે, એક રીતે, મારે જવાની વેળા
"પાસે આવેલી જોઈને ખેદ પામેલા દીસવા લાગ્યા, તેમ જ બીજી રીતે,
"મારી માગણી માન્ય રાખવાનો તેઓને પ્રસંગ આવ્યો તેથી રાજી થયેલા
"જોવામાં આવ્યા. તેઓએ ઘણી જ ઉદારતાભરેલી રીતે મને કહ્યું કે તમે
"તમારાં માણસ મોકલીને તમારી નજરમાં આવે તે વસ્તુઓ પસંદ કરી
"લ્યો, અને મિત્રાઈદાવે તમારા પોતાના દેશમાં લઈને દેવાલયમાં પધરાવો.
"મેં તે પ્રમાણે કર્યું; ઉજ્જડ પડેલા દેવાલયની તૂટી પડેલી પાળોની માંહેલી
"ગમની ન્હાની મૂર્ત્તિયો, અને હીરાના દરવાજાની બહારની કોતરણીના નમુના
"હિન્દુ કારીગરો મોકલીને મંગાવી લીધા. અને સ્ટાનમોર ડુંગર ઉપર એ જ
"કામને માટે અષ્ટકોણ આકારની જગ્યા બંધાવી છે તેમાં તેના આઠ સમુ-
"દાય ગોઠવવામાં આવ્યા છે તે તે જગ્યાના શણગાર રૂપ થઈ પડ્યા છે. તેના
"ઉપર લીંબોઈના ઝાડની ઘટા છે, અને પાસે એક તલાવ છે તેમાં સુંદર
"કમળ આવી રહ્યાં છે, તેની પાંખડિયો અને પાંદડાં દક્ષિણ ભણીના વાયુથી
"જ્યારે નાજુકપણે હાલે છે ત્યારે ગૂજરાતના પવિત્ર તલાવનું મને સ્મરણ
"થાય છે."

આ ગ્રંથકર્ત્તા પછી ભરૂચ ગયો. ત્યાં પણ એવો જ દેખાવ તેના
જોવામાં આવ્યો:—

"ભરૂચના લોકને બ્રિટિશના સરલ અધિકાર નીચે રૂહેવાની ટેવ પડી
"ગઈ હતી તેથી નવા ફેરફારનો તેઓ ધિઃક્કાર કરવા લાગ્યા, અને ભાસ્કર
"રાવને આવવાનો સાંભળીને ત્રાસ પામવા લાગ્યા; પણ મલબારના કિનારા
"ઉપર ફરીને પાછી શત્રુતા થઈ એવી ગપ ચાલી હતી તેથી તેને આવવાને
"વાર થઈ, એટલે ભરૂચના લોક ખોટી આશા રાખવા લાગ્યા કે હવે રાજ્યનો
"ફેરફાર થશે નહિ. બ્રિટિશ સરકારનું રાજ્ય તેમના ઉપર ચાલુ રૂહે એટલા
"માટે જૂદી જૂદી નાતના અને ધર્મના લોકોએ કોઈ પણ પ્રકારની પ્રાર્થના,
"કાંઈ પણ પ્રકારની ક્રિયા, અને કોઈ પણ પ્રકારના હોમહવન કરવાને મણા

"રાખી નહિ. અમારો જવાનો દિવસ જ્યારે નક્કી થયો, ત્યારે સર્વ જાતના
"લોકોનાં હૃદયમાં ખરેખરો શોક છવાયો હતો, તે જરા પણ સંદેહ વિના
"મારા સ્મરણમાં રમી રહ્યું છે. ઇંગ્લિશ લોકે ભરૂચ જિતી લીધું તેના પ્હેલાં
"તે મોગલોના તાબામાં હતું, અને તેના ઉપર મુસલમાન નવાબ રાજ્ય
"ચલાવતો હતો; તેથી ફેરફાર કેવો થશે તે તેઓ સારી પેઠે જાણતા હતા.
"પૂર્વ ભણીના બીજા સર્વ રાજાના જુલમ કરતાં મરાઠાઓનો પોતાની સ્વેચ્છા
"પ્રમાણે થતો જુલમ વધારે ભારે પડે છે; તેઓ હરેક જાતનું ત્રાસદાયક
"ઘાતકીપણું કરીને ધન હરી લે છે, તેમાં વ્યાપાર, ખેતીવાડી, અને ધન
"તથા આબાદાનીનાં ચાલતાં સાધનને સારા રાજકર્ત્તા ઉત્તેજન આપે છે તેવું
"તે આપે જ શાના? અગર જો મુસલમાનોને પણ ધનનો એટલો બધો
"લોભ છે તો પણ તેઓ વધારે ઔદાર્યથી ખરચે છે. ઉપયોગી અને
"શોભાયમાન કામોને ઉત્તેજન આપે છે, અને વિદ્યા તથા કળાનું પ્રતિ-
"પાલન કરે છે."

"મહાદજી સિંધિયાને ભરૂચ આપવાનો દિવસ ૧૭૮૩ ના જુલાઈ
"મહિનાની ૯ મી તારીખનો ઠરાવ્યો હતો. તે દિવસ ઉપર ભાસ્કર રાવ ભરૂચ
"આવ્યો ત્યારે રીત પ્રમાણે દરબાર ભરીને તેનો આદરસત્કાર કર્યો અને
"શહરના દરવાજાની કુંચિયો તેને હસ્તગત કરી. નર્મદા નદી ઉતરીને સુરત
"જવા સારૂ અમે તરત જ નદીના કાંઠા પાસે ગયા, અને અમારી સાથે શહરના
"મુખ્ય મુખ્ય લોકો બોલ્યા ચાલ્યા વિના આવ્યા. જ્યારે અમે કંપનીના
"ન્હાના મછવામાં બેઠા, ત્યારે અમારા માથા ઉપર એક કાળકંત્રાણ વાદળું
"ચઠી આવ્યું, અને વર્ષાદનું એક ઝાપટું પડ્યું. તે જોઈને અમારા શોકા-
"તુર મિત્રો હવે વધારે વાર મુંગે મ્હોંડે રહી શકયા નહિ, અને મરાઠા-
"ઓના જુલમનો માથે આવેલો ત્રાસ વિસરી જઈને કરૂણા ઉપજે એવો
"પોકાર કરી બોલી ઉઠ્યા કે, ભરૂચના દુર્ભાગ્યને લીધે આકાશ રડે છે તેનાં
"આ આંસુ છે! અંગરેજોના ઉપર આધાર વિનાના અપવાદ અને પાયા
"વિનાના હજારો વ્હેમ રાખવામાં આવે છે, અને જે યુરોપમાં એકદમ
"માનવામાં આવતા હતા, તેની સામે હું ઉપરની વાત રજુ કરૂં છું. હિન્દુ-
"સ્થાનમાં ઘણા એક મ્હોટા અધિકાર ઉપર છે તેમાંથી કેટલાએક બેશક
"ઠપકાને પાત્ર છે. આપણા દેશમાં પણ જેઓ એવા જ અધિકાર ઉપર છે
"તેઓમાંથી બધાય નિર્દોષ છે એમ નથી; દ્રવ્ય અને સત્તાની લાલચ કોઈ
"કોઈ વેળાએ અતિ બળવાન મનવાળાઓને પણ વશ કરી લે છે; પણ મોહ
"પામી જવાથી દૂર રહેવાનો કાળ પાસે આવી પ્હોંચે છે, ત્યારે નિર્દોષ

"અંતઃકરણ રહ્યું હોય તેથી જ માત્ર સુખ થાય છે. યુરોપિયન કે હિન્દુસ્થા-
"નનો રહેવાશી એમાંથી ગમે તે જે ધન ઉચાપત કરનાર હોય તે હવણાં
"મનુષ્યના કાયદાનો જવાબદાર હોય અથવા ન હોય તો પણ હૃદયની અંદર
"બિરાજમાન થયેલો કોઈ શિક્ષક તેનું આલોકનું પ્રત્યેક સુખ નષ્ટ કરી
"નાંખે છે; અને હવે પછી, કદિ ભૂલે નહિ એવો ન્યાયાધીશ તેના પોતાના
"કાયદા સત્યના અને ન્યાયના ધોરણ ઉપર સ્થાપ્યા છે તેના ભંગ કરનારનું
"વેર લેશે. જે લોકોનો ચાલતો સંપ્રદાય જગતમિત્રતા, ઉદારતા, અને
"પરોપકારબુદ્ધિમત્તા ઉપર રચાયો હોય એવા માણસોના આખા વર્ગ ઉપર
"સામાન્ય અપવાદ મૂકવો એ અઘટિત છે."

આ સમયથી ભરૂચ સિંધિયાના તાબામાં આવ્યું, તે તેણે બ્રિટિશ સરકાર સાથે લડાઈ કરી ત્યાં સુધી તેના તાબામાં જ રહ્યું. તેની પાસેથી કર્નલ વુડિંગ્ટને ૧૮૦૩ ના આગસ્ટ મહિનાની ૨૯ મી તારીખે વડોદરાની સાહાય્યકારી ફોજ વડે પાછું હલ્લો કરીને લઈ લીધું.

ફત્તેસિંહ ગાયકવાડ પોતાના ઘરના મેડા ઉપરથી પડી ગયો, તેથી ૧૭૮૯ ના ડિસેમ્બર મહિનાની ૨૧ મી તારીખે મરણ પામ્યો, અને રીજેન્સી માટે ફત્તેસિંહના ભાઈ માનાજી અને ગોવિંદરાવની વચ્ચે કજિયો ઉઠ્યો, તે ચાર વર્ષ પછી જ્યારે માનાજીનું મરણ થયું ત્યારે જ પતી ગયો. હવે ગોવિંદ-રાવનો ગાદીનો હક્ક થવાને કશો વાંધો રહ્યો નહિ, તો પણ પેશ્વાની રાજ-ધાની છોડીને આવવાની રજા મેળવતાં ગોવિંદરાવને કઠણ થઈ પડ્યું.* આગળ ગાયકવાડની સાથે પેશ્વાએ ઘણા ભારે કોલકરાર કરી લીધા હતા, તે ઉપરાંત પૂના સરકારને ફાયદો થાય એવી રીતે તેની પાસેથી વધુ કરાર કરી લેવાને ન્હાના ફડનવિસે ધારણા કરી. પરંતુ સાલબાઈમાં જે કોલકરાર થયા હતા તેથી ઉલટાં ચાલીને ગાયકવાડના મુલ્કમાં વિભાગ પાડવા નહિ દેવાને માટે બ્રિટિશ સરકાર વચ્ચે પડી, અને ન્હાના ફડનવીસે તેમની તકરાર વાજબી

* માનાજી વડોદરામાં હોતાં ગાદી બથાવી પડ્યો હતો. અને પેશ્વાને ૩૦,૧૩,૦૦૦ રૂપિયા નજરાણાના તથા પેશકશીના ચડેલા સુમારે ૩૪,૦૦૦ રૂપિયા આપવાનો કરાર કરી તેમની સમ્મતિ મેળવી હતી. તેથી માનાજી મરણ પામતાં, આ કરાર ગોવિંદરાવ પાસે પાળવાની શરત કીધા પછી તથા હાથી, ઘોડા અને દાગીના થઈ સુમારે એક લાખ રૂપિયાનો નજરાણો આપ્યા પછી પૂનેથી જવાની તેને પરવાનગી મળશે એમ ન્હાના ફડનવિસે ફરમાવ્યું, તે ઉપરાંત તાપી નદીની દક્ષિણ દિશાના દેશમાં ગાયકવાડનો જે હક્ક હતો તે હક્ક તથા સુરત બંદરની જકાત પેશ્વાને આપી દેવાની માગણી પણ કરી હતી. ર. ઉ.

ગણીને, ૧૭૯૩ ના ડિસેમ્બર મહિનાની ૨૯ મી તારીખે વડોદરાની રીજેન્સી માટે ગોવિંદરાવને છેવટે પૂનેથી જવાની રજા આપી.

ગોવિંદરાવ ગાયકવાડ ૧૮૦૦ ના સપ્ટેમ્બર મહિનામાં મરણ પામ્યો. બાજીરાવ પેશ્વાના ભાઈ ચિમનાજી આપાનો મુતાલિક આપાજી સેલુકર ગૂજરાતનો સરસૂબો હતો તેની સાથે તે બે વર્ષ લગી લડાઈમાં પડ્યો હતો. સેલુકર જ્યાં લગી અધિકાર ઉપર રહ્યો ત્યાં લગી લોકોના ઉપર જુલમ કરવાથી અને બલાત્કારે તેમની પાસેથી ધન હરી લેવાને લીધે ઘણો જ ધિઃકારવા લાયક થઈ પડ્યો હતો. અમદાવાદમાં જે ઈમારતમાં આગળ અદાલત બેસતી* તે એણે બંધાવી હતી. મુસલમાન સુલ્તાનોના રાજ્મ્હેલના પાયા ઉપર તેણે ચણતર ચણાવ્યું અને લોકો પાસેથી ખર્ચ લીધું, તેઓનો સરસામાન તેમની પાસેથી ખુંચાવી લઈને તેમાં વાવર્યો અને તેમની પાસે મફત મજુરી કરાવી. ઉપરાંત તેણે કેટલાંએક ઘાતકી કર્મ કર્યાં, તેમાં એક યુરોપિયન સિપાઈ પૈસાવાળો હતો તેની સાથે કપટ કર્યાનો અપવાદ તેને માથે બેઠો; તેનું નામ મોનશોર જિન હતું (અથવા સાધારણ રીતે જે મોસાજાન કહેવાતો હતો) તેની પાસેથી દ્રવ્ય લઈ લેવાને માટે તેને તોપને મ્હોંડે બંધાવીને ઉડાડી દેવરાવ્યો હતો. સુરતનો નવાબ મરણ પામ્યો એટલે ૧૮૦૦ ની સાલમાં, મુંબઈનો ગવર્નર મિ૰ ડંકન તે શહેરનો અધિકાર પોતાના તાબામાં લેવાને જ્યારે સુરત આવ્યો ત્યારે તેને મુબારકબાદી આપવાને મિષે ગોવિંદરાવ ગાયકવાડે પોતાના વકીલો સુરત મોકલ્યા, પણ તેની ખરી મતલબ તો સેલુકરનો નાશ કરવા સારૂ બ્રિટિશ સરકારનો આશ્રય મેળવવાની હતી. મિ૰ ડંકન તો ગાયકવાડ પાસેથી સુરતની આસપાસનું ચોરાશી પરગણું અને સુરત બંદરની ચોથ માગી લેવાને તૈયાર થઈ રહ્યો હતો. સેલુકરની સામે મદદ મેળવવાને ગોવિંદરાવના તરફથી અરજ કરવામાં આવી પણ તે વાત ઉપર લક્ષ દેવામાં આવ્યું નહિ, તેમ જ તે વેળાએ ચોરાશી પરગણું અને ચોથ વિષે પણ કંઈ મનમાનતો પરિણામ થયો નહિ. હવે ગાયકવાડે પોતાના સ્વતંત્ર સાધનથી સેલુકરને તોડી પાડવાનો નિશ્ચય કર્યો, અને વડોદરેથી અમદાવાદ ઉપર ફોજ ચાલી. સેલુકરે ઠાકોરજી અને કાઠિયાવાડથી પોતાના સરદારોને બોલાવ્યા અને શહરની બ્હાર શાહ આલમનો રોજો છે ત્યાં આગળ ગાયકવાડની ફોજ સાથે લડાઈ કરી; તેમાં તેની હાર થઈ અને તે કિલ્લામાં જઈને ભરાઈ પેઠો ત્યાં છેવટે તેનાં

* એ ઈમારત પડી જાય એવી થઈ છે એમ ઠરાવીને ઉતરાવી નાંખી છે. ર. ઉ.

માણસોએ તેને તજી દીધો તેથી તેને ગાયકવાડે કેદ કરી લીધો.* સેલુકર ન્હાના ફડનવિસ સાથે સંબંધ રાખતો હતો તેથી પેશ્વાને તેના ઉપર વૈર હતું માટે ગૂજરાતની ઉપજનો પોતાનો ભાગ ગાયકવાડને પાંચ લાખ રૂપિયા માટે પાંચ વર્ષની મુદતે પટે આપ્યો, અને ગાયકવાડના પ્રધાન રાવજી આપાજીના પીત્રાઈ ભાઈ રઘુનાથ મહીપતરાવને (જે કાકાજી કહેવાતો હતો) અમદાવાદનો સૂબો ઠરાવ્યો.



## પ્રકરણ ૩



### આનંદરાવ ગાયકવાડ.†

મહારાજા ગોવિંદરાવ ગાયકવાડનું મરણ સન ૧૮૦૦ના સપ્ટેમ્બર મહિનાની ૧૯ મી તારીખે મધ્ય રાત્રે થયું. બાબાજી આપાજી, અને મીર કમાલઉદ્દીનખાન મુખ્ય લશ્કરી સરદાર, તથા મંગળ પારખ અને સામળ બ્હેચર નામે બે મ્હોટા શરાફ—જેઓના તાબામાં આરબનું લશ્કર હતું તેઓએ એકઠા મળીને કામની બ્યવસ્થા કરવા માંડી. સવારના પ્રહરમાં કુટુંબની સર્વ બાઈયો એકઠી થઈ, તેમાં લખતરના ઝાલા રજપૂત દરબારના કુટુંબની ગેનાબાઈ કરીને મહારાજની રાણી હતી તે સતી થવાને તૈયાર થઈ. પણ તેના કારભારિયોએ તેને સારી-પેઠે સમજાવી, અને કુરાનના તથા હિન્દુની રીત પ્રમાણે સોગન ખાઈને તેને ખાત્રીપૂર્વક કહ્યું કે તમારા સ્વામીના સમયમાં તમારી જેવી સત્તા અને પ્રતિષ્ઠા હતી તેવી તમારી સત્તા અને પ્રતિષ્ઠા અમે જાળવી રાખીશું. પછી ગોવિંદરાવના શબને અગ્નિદાહ દેવાને લઈ ગયા, અને તેનો હકદાર વડો પુત્ર આનંદરાવ ગાદી ઉપર બેઠો. માજી ગાયકવાડ ગોવિંદરાવનો પ્રધાન રાવજી આપાજી અમદાવાદ હતો તેણે તરત જ ત્યાંથી પાછા આવીને કારભાર ચલાવવા માંડ્યો. કાનોજીરાવ કરીને માજી રાજાનો દાસીપુત્ર હતો, તેણે પોતાના બાપની હૈયાતીમાં તોફાન કર્યું હતું તે વાત પ્રધાને બીજા કારભારી અને શરાફોને કહીને, તે લોભને લીધે આગળ પગલાં ભરે નહિ, તેનો અટકાવ કરવાનો પ્રયત્ન પ્રથમ કરવા માંડયો. પણ એ ઠરાવ કબૂલ રાખવામાં આવ્યો નહિ: અને પછી તરત જ કાનોજીરાવ, પોતાની

* અંદરખાનેથી તેમ કરવામાં ગાયકવાડને પેશ્વાની પરવાનગી હતી. પ્રથમ તો ગાયકવાડ તેને વડોદરે લઈ ગયો, ત્યાંથી બોરસદ કિલ્લામાં કેદ રાખ્યો. છેવટે બ્રિટિશ સરકારની મ્હેરબાનીથી તે છૂટયો. ૨. ઉ.

† અહિંથી અમારો આધાર ભાટ લોકોની દંતકથા ઉપર, અને લંડનમાં ઈસ્ટ-ઇન્ડિયા હાઉસમાં દફતરખાનું છે તે માંહેલા વગર છપાયેલા કાગળો ઉપર છે.

સાથે મળી ગએલા કેટલાએક કારભારિયોની મદદથી રાજ્યનો ધણી થઈ બેઠો અને આનંદરાવ ગાયકવાડને તેણે કેદ કર્યો. કાનોજીનો સ્વભાવ ઘણો જુલમી હતો તેથી તે પ્રદર્શિત કરવાનો હવે તેને પૂરેપૂરો લાગ મળ્યો. તેણે રાજ્યના સર્વ કારભારિયો ઉપર બહુ બહુ ત્રાસ વર્ત્તાવવા માંડ્યો. અને આનંદરાવ ઉપર ખરેખરી સખ્તાઈ બતાવી નહિ, પરંતુ તેનો એટલો બધો ધિઃક્કાર કરવા માંડ્યો કે તેના ભાઈની ઉઘાડી સલાહથી કાનાજીની સામે સર્વની એક ટોળી બંધાઈ. સન ૧૮૦૧ના જાન્યુઆરી મહિનાની ૨૭મી તારીખની રાત્રે કાનાજી-રાવનું ઘર ઘેરી લઈને, કેટલોએક અટકાવ તેની તરફથી થયા છતાં, તેને પકડી લઈને આનંદ રાવની સામે લાવવામાં આવ્યો. આનંદ રાવની આજ્ઞાથી તેનાં હથિયાર મૂકાવરાવ્યાં, અને તેને બેડિયો જડીને ગૂજરાત અને માળવાની વચ્ચેના ડુંગર ઉપર રામપુર રોટિયાનો કિલ્લો છે ત્યાં લઈ જઇને કેદ કર્યો. આ બનાવ બન્યા પછી, રાવજી આપાજી ખરેખરો રાજ્યસત્તાનો ધણી થઈ પડ્યો.

એપ્રિલ મહિનો બેસતાં વેંત જ, ગજરાબાઈ કરીને ફત્તેસિંહ ગાયકવાડની પુત્રી હતી તેને રાવજી આપાજી સાથે કજિયો થયો. એ કજિયાનું કારણ જાણવામાં નથી પણ ગજરાબાઈએ ત્યાંથી નીકળી ચાલીને સુરતમાં જઈને આશ્રય લીધો; અને વર્ષની આખેરી પ્હેલાં તો રાવજીના પ્રધાનવટાના કારભારની સામે એ કરતાં પણ વધારે ભયંકર એવો એક નારાજ થયેલો પુરૂષ ઉભો થયો. પિલાજી ગાયકવાડે કડીના રાજ્ય ઉપર પોતાના ન્હાના કુમાર ખંડેરાવને ઠરાવ્યો હતો, અને તેવામાં પિલાજી, સેનાપતિ દાભાડેનો મુતાલિક હતો તેથી તે જગ્યા ઉપર તેને કાયમ કરીને ખંડેરાવને "હિંમતબહાદુર"નો ખિતાબ આપ્યો. ત્યાર પછી તેની પછવાડે તેનો કુમાર મલ્હાર રાવ થયો, તેને તેના રાજ્ય ઉપર ફત્તેસિંહ ગાયકવાડે સ્થાપ્યો અને તેના બાપનો ખિતાબ પણ તેને ધારણ કરવા દીધો; તથા ગાયકવાડના વડા ઘર સાથે તેનો રાજધર્મ આગળ ઉપર ચાલતો રાખવાનું તેણે કબૂલ કરવા ઉપરથી, ચારસેં અશ્વારોની તેની પાસે નોકરી લેવાનું અને જો તેમ કરવાની મરજી હોય નહિ તો ૧,૨૦,૦૦૦ રૂપિયા આપવાનું ઠરાવ્યું. આ પ્રમાણે ઠરવાથી તે કડીનો જાગીરદાર નક્કી થયો, અને અગર જો તેને વડોદરાના રાજાનો પટાવત તરીકે ગણવામાં આવ્યો, તો પણ, ગાયકવાડ જેમ પોતાના રાજ્યમાં ઉપરી મરાઠા રાજ્યથી સ્વતંત્રપણે અધિકાર ચલાવતા હતા તે જ પ્રમાણે તે પણ પોતાના રાજ્યમાં ગાયકવાડથી બિલકુલ સ્વતંત્રપણે કારભાર ચલાવવા લાગ્યો.

રાવજી દિવાને બતાવેલા કારણ ઉપરથી એમ સમજાય છે કે મલ્હાર

રાવની પાસે તેણે ચઢેલી ખંડણી માગી, અથવા કાનાજી રાવની હાલહવાલ થયેલી સ્થિતિ મલ્હાર રાવથી સહન કરી શકાઈ નહિ એવું પ્રસિદ્ધપણે તે કહેવા લાગ્યો અને તે પક્ષનો ગજરાબાઈની ટોળીવાળાઓએ સ્વીકાર કર્યો; આવો મામલો થઈ પડવાથી હવે મલ્હાર રાવે ફોજ એકઠી કરવાનો આરંભ કરવા માંડ્યો; અને ઉઘાડી રીતે બોલવા લાગ્યો કે રાવજી આપાજી અને તેના ભાઈ આબાજિયે કેટલાંએક સત્તા ઉપરાંતનાં, અને જુલમનાં કામ કર્યાં છે, માટે હું તેઓને શિક્ષા કરવાનો છું, તથા કાનાજીરાવ અને ગાયકવાડના કુટુંબનાં બીજાં માણસો સાથે ખોટી વર્તણૂક ચલાવીને એ જુલમી કામદારોએ તેમના વાજબી હક્ક ખુંચી લીધા છે તે પાછા અપાવાને હું આગળ પડ્યો છું. મુકંદરાવ કરીને બીજો એક માજી રાજાનો દાસીપુત્ર હતો તે પણ ઠાકોર શ્રીરણછોડજીનાં દર્શન કરવા જવાને મિષે બહુ ઝવેર અને ધન લઈને વડોદરેથી ચાલી નીકળ્યો. તેને પાછો બોલાવી આણવાને કામદારોએ પ્રયત્ન કર્યો; પણ તેણે તેમનું માન્યું નહિ, અને તોફાન કરવા લાગ્યો. એટલે તેઓએ તેના ઉપર ફોજ મોકલી તેથી તે કડી પરગણામાં નાશી ગયો, અને મલ્હાર રાવનો આશ્રય લઈને રહ્યો. મલ્હાર રાવે વિસલ નગર અને વિજાપુરના કિલ્લા જોરાવરીથી લઈ લીધા હતા, ને તે તેણે પોતાના મહારાજા આનંદરાવને માટે લઈ રાખ્યા છે એવું ડોળ બતાવતો હતો, તથા તેને વાસ્તે લડવાને સારૂ જૂદે જૂદે ઠેકાણે થઈને ચાલીશ હજાર ફોજ તૈયાર છે એવી બડાશ મારતો હતો. ગાયકવાડની ચાકરીમાં એક જૂનો નોકર શિવરામ [illegible] હતો, તે પણ કામદારોની વર્તણૂક ઉપરથી કંટાળી ગયો હતો, એટલે, તે મલ્હાર રાવની પાસે જઈ પ્હોંચ્યો, અને એવી વાત ચલાવી કે બીજા કેટલાક હુકમદારો પણ મારી પેઠે કરવાની તૈયારીમાં છે.

આખરે કજિયો કરી ઉઠેલી ટોળિયોની ફોજ સામાસામી આવી ગઈ. બાબાજી આપાજી અમદાવાદ આગળ શાહીબાગમાં છાવણી કરીને પડ્યો હતો, અને તેની એક ટોળી કાલિના કોટ આગળ પડી હતી. મલ્હાર રાવ પોતાની ફોજનો એક ભાગ રાખીને કડીમાં રહ્યો હતો, પણ તેનો ભાઈ હનમંતરાવ બીજો ભાગ લઈને કડીથી આઠ કોસ અગાડી આવીને બાબાજીની ફોજથી સુમારે સાત કોસને અંતરે કલોલ આગળ છાવણી કરીને પડ્યો હતો. ન્હાની ન્હાની ત્રણ લડાઈયો તો થઈ ચૂકી હતી, તેમાં મલ્હાર રાવ પોતાની જિત થયેલી માનતો હતો.

આવી સ્થિતિ હોવા છતાં, બંને પક્ષવાળાઓએ બ્રિટિશ ગવર્નરનો આશ્રય માગ્યો હતો. કાનાજીની વતી ગજરાબાઈ અને તેના કામદારે બ્રિટિશ સરકારને ચોરાશી પરગણું તથા સુરતની ચોથ આપવાને કબૂલ કર્યું, (ગોવિં-

દરાવે પ્રથમ આ બે વાનાં આપવાને કબૂલ કરયું હતું, પણ તેનું મરણ થયું ત્યાં સુધી, પેશ્વાએ તે મંજુર નહિ રાખવાથી તેનો અમલ થયો નહિ હતો.) તે સાથે વળી તે કહેવા લાગ્યો કે ચોરાશી પરગણા કરતાં ચીખલી પરગણું ઘણું સરસ છે તે પણ આપીશ. આણી મગ ઈ૦ સ૦ ૧૮૦૨ ના જાન્યુઆરી મહિનામાં મહારાજ આનંદરાવની વતી તેના પ્રધાન રાવજી આપાજિયે મિ૦ ડંક પાસે મીર કમાલઉદ્દીનખાન, અને બીજા બે વકીલો મોકલ્યા. માજી ગાયકવા ગોવિંદરાવના વારામાં ચોરાશી પરગણું અને સુરતની ચોથ આપવાનો ઠરા થયો હતો પણ તેનો અમલ થયો નહિ હતો, તે રીતસર થવા વિષે તેઓએ દસ્તાવેજ કરી આપ્યો. બ્રિટિશ ગવર્નરે, કેટલીક વાર સુધી બન પક્ષકારોના હક્ક વિષેનો વિચાર કરયા પછી છેવટે આનંદરાવના નામથી પૂ અધિકાર ચલાવનારા કામદારોને આશ્રય આપવાનો ઠરાવ કર્યો. આ પ્રમા કરવાને મિ૦ ડંકનને ઘણાં કારણ મળી આવ્યાં. આનંદરાય ગાયકવાડન પરગણાં જે કડીના જાગીરદારની હદની પાસે હતાં તેનો તે કબ્જો કરી બેઠો તે જતાં બાકીનો આખો દેશ આનંદરાવના તાબામાં હતો આવી સ્થિતિવાળ પક્ષકારોનાં વચન ઉપર ભરોંસો રાખવાનું પડતું મૂકીને તેના સામાવાળ કાનાજીના પક્ષના લોકોના વચન ઉપર વિશ્વાસ રાખવાને ગવર્નરને કાં વિશેષ કારણ જણાયું નહિ. વળી ગાયકવાડના રાજ્યનો ખરેખરો ઉપરી જે આનંદરાવ મહારાજ, તેણે પોતાના કામદારોના કરવા ધારેલા ઠરાવ વિષે પોતાની ઉપરછલ્લી અથવા કદાપિ ખરેખરી સમ્મતિ [illegible]થી તેઓ સાલબાઈના કોલકરાર પ્રમાણે ગાયકવાડના રાજ્યમાં [illegible] અટકાવવાને બ્રિટિશ સરકારને વચ્ચે પડવા સારૂ અતિ આદરસત્કારભરેલ રીતે અરજ કરતા હતા. ગવર્નરને એવી પણ સૂચના કરવામાં આવી હતી હતી કે મલ્હારરાવ સિંધમાંથી પરરાજ્યની ફોજ લાવવાનો પ્રયત્ન કરે છે, એ પ્રમાણે જો થાય તો ગૂજરાતમાં બ્રિટિશની જે સત્તા છે તે ઝાંખી પડી જાય, અને મી૦ ડંકનને એમ પણ ધાસ્તી હતી કે, આનંદરાવના કામદારોને માગેલો આશ્રય બ્રિટિશ ભણીથી આપવામાં આવે નહિ તો તે સિંધિયાની પાસે જઈને આશ્રય માગશે.

આવી પરિસ્થતિ હોવાથી બ્રિટિશ સરકારના મધ્યસ્થપણાને વજન આપવાને સારૂ, અને ગાયકવાડનું રાજ્ય આખે આખું સાચવી રાખવાને સારૂ ફોજની એક ટુકડી તૈયાર કરવામાં આવી. તે બે હજાર માણસની હતી, તેમાં ચારસેં યુરોપિયન હતા, અને તેનો અધિકાર મેજર અલેકઝાન્ડર વોકરને આપવામાં આવ્યો હતો. એ અધિકારીનું નામ પછવાડેથી ગૂજરાતના ઇતિહા-

સમાં યોગ્ય રીતે પ્રસિદ્ધ છે. મેજર વૉકરને માટે એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે જેમ બને તેમ તેણે તાકીદથી લશ્કરી દેખાવ મૂકી દઈને વડોદરાના બ્રિટિશ રેસીડેન્ટનું પદ ધારણ કરવું. મી૦ ડંકને વિચાર્યું કે એની હજી લગી એવી મરજી હતી કે બળનો ઉપયોગ કર્યા વિના તકરારનો છેડો આણવો. આ ઠરાવ લડાઈમાં ઉતરવાને તેને વિશેષ અપ્રવૃત્ત કરશે. મેજર વૉકરને ઉઘાડી એવી સૂચના કરવામાં આવી કે મહારાજા આનંદરાવને તેમના પિતાના મોતનો દિલાસો આપવાનો હતો પણ ચોરાશી પરગણું અને ચોથ આપવા ઉપર તે કામ મુલતવી રાખવામાં આવ્યું હતું તેનો અમલ કરવાને માટે તમને મોકલવામાં આવે છે. માટે પ્રથમ તો તમારે ગાયકવાડના વકીલો સંગાથે વડોદરે જવું. આ કારણ તો ઉઘાડું જ હતું, પણ તેની ખરી મતલબ એ હતી કે આનંદરાવના મનની ખરી સ્થિતિ કેવી છે, તથા તેનો પુત્ર હનુમન્તરાવ, બાબાજીના હાથ નીચે લશ્કરમાં ગયો છે તેમાં તે અનુમત છે કે નહિ તે વિષેનો નિશ્ચય કરવો. તેટલી વારમાં લશ્કરી ટુકડી દરિયાને રસ્તે ખંભાત આવવાની હતી અને મેજર વૉકર વડોદરે પોતાનું કામ કરી રહે ત્યારે તે ત્યાં જઈને તેને મળવાનો હતો.

સન ૧૮૦૨ ના જાન્યુઆરી મહિનાની ૨૪ મી તારીખે મેજર વૉકરે સુરત છોડ્યું, અને ૨૯ મી તારીખે વડોદરે પ્હોંચ્યો. તે ભરૂચમાં થઈને ગયો તે [illegible]ળાએ સિંધિયાના કામદારોએ તેનો સારો આદરસત્કાર કર્યો. [illegible] [illegible]ડા માઈલને અંતરે પ્રધાન તરફના માણસો તેને માટે થોભેલાં [illegible] મળ્યાં; અને શહરથી એક કોસ ઉપર તેનો આદરસત્કાર કરવાને માટે રાવજી આપાજી સામો આવ્યો હતો. તેની સાથે સર્વ મુલ્કી અને લશ્કરી કામદારો હતા તે તે ઠેકાણે મેજર વૉકરની મુલાકાત લેવાને [illegible] જોઈ રહ્યા હતા. આરબ જમાદાર વગેરે પ્રત્યેક મળવા લાયક માણસો સાથે મેજર વૉકરની મુલાકાત થઈ અને સર્વેએ અતિશય ભાવ બતાવ્યો. ત્યાંથી તે શહરમાં ગયો, ત્યાં તેને ઉતારો આપવા માટે તંબુ ખડા કરાવ્યા હતા ત્યાં લઈ જવામાં આવ્યો, ત્યારે અદબસર હથિયાર રાખીને તેને માન આપવાને સારૂ ફોજ ઉભી રાખેલી હતી તથા તે જગ્યાએ તોપોના બાર કરીને તેને સલામતી આપી. બીજે દિવસે તે દિવાન તેની પાસે ગયો, અને કડી લઈ જઈને મલ્હાર રાવને કહાડી મૂકવાની તેણે પોતાની બહુ આતુરતા તરત જ બતાવી દીધી. મેજર વૉકર તે વેળાએ એ વાતની ચર્ચા ચલાવવાને રાજી હતો નહિ, એટલા માટે વાત ફેરવીને ખંભાત આગળ આવેલી ફોજને સરસામાન પ્હોંચાડવા વિષેની વાત ચલાવી. આ મુલાકા-

તની વેળાએ એવો ઠરાવ થયો કે મેજર વૉકરે મહારાજાની મુલાકાત લેવા સારૂ ત્રીજે પ્રહરે જવું. આ ઠરાવ આનંદરાવે ફેરવાવ્યો અને કહ્યું કે મુલાકાત લેવાને પ્રથમ એમને બોલાવવા એ ઠીક નહિ. આ સભ્યતાના બદલામાં ગાયકવાડ રસ્તે જતો હતો તે સમયે મેજર વૉકર તેને મળ્યો, અને આનંદરાવ પોતાના હાથી ઉપરથી નીચે ઉતરીને તેને ભેટ્યો અને તેની સાતંબુએ ગયો. તેની દરબારના સર્વ કામદારો તેની સાથે હતા, અને ઘોડેસ્વાર તથા પાયદળનો પરિવાર હતો, તે ત્યાં પ્હોંચ્યો, એટલે તેને તોપની સલામતી આપવામાં આવી. મેજર વૉકરે વિનતિ કરી તે ઉપરથી પોતાની સાથે, લઈ જવાને તેણે પસંદ કર્યા તે સરદારો અને અધિકારિયોને લઇને એક ખાનગી ઓલીમાં ગયો; ત્યાં આગળ ગવર્નરની સલામ પ્હોંચાડવામાં આવી, અને માજી ગોવિંદરાવના મૃત્યુ વિષેના દિલાસાનો સંદેશો પણ કહેવામાં આવ્યો. મહારાજાએ જરા પણ લક્ષ આપ્યા વિના તે સાંભળ્યું, અને મેજર વૉકરને તરત જ જણાયું કે કોઈ પણ બાબત ઉપર એક લક્ષ કરી દેવાને તેનું ચિત્ત અશક્ત હતું. ત્યાં જે દેખાવ થયો તેનું વર્ણન મેજર વૉકરના શબ્દોમાં અમે નીચે આપિયે છિયેઃ—

"આનંદરાવ આશરે તેત્રીશ અથવા ચોત્રીશ વર્ષની વયનો દેખાય છે, "તેનું શરીર બળવંત છે, તેના અંગ ઉપર નબળાઈની કંઈ દેખીતી નિશાની "છે નહિ, પણ તેનો ચેહેરો ઇંગિત નથી જણાતો અને ભારે આંખોએ "કરીને નબળાઈ હોય એમ લાગે છે તે કદાપિ સ્વભાવિક [illegible] "નાશકારક કેફી પદાર્થ ખાવાપીવાની તેને ટેવ પડેલી સાંભળવામાં [illegible] "છે તેથી હશે. ઘણું કરીને આ બે કારણોથી એ મહારાજાના મનને "અસર થએલી જણાય છે. પણ કામ કરવાને તે અશક્ત છે તેનું કારણ "તેના અંગના નિર્બળપણાને લીધે નહિ, પણ વિશેષે કરીને ગાંજો ફૂંકવાની "નઠારી ટેવને લીધે છે. મનના આવા નિર્બળપણાની નિશાનિયો છતાં પણ "તેનામાં સ્મરણશક્તિ હોય એમ જોવામાં આવ્યું. તેણે પોતાના કામ"દારોમાંથી કેટલાએકનાં નામ ગણાવ્યાં, તેમ જ તેને પોતાના રાજવહિ"વટનું સામાન્ય જ્ઞાન નહિ હતું એમ નથી. જો ગમે તે વેળાએ તે ગભરાઈ "ગયલો જોવામાં આવતો તો રાવજી અને કમાલઉદ્દીન તેને મદદ આપ"વાને તૈયાર રહેતા. તેનું કંઈ પણ લક્ષ જતું તો ઘરેણાં પ્હેરેલા કોઈ પણ "ભાગ ઉપર જતું. તે પોતાની પાઘડીનો શીરપેચ વારે વારે પાંશરો કરતો, "અને પોતાના હાથનું કડું કાંડેથી અંગરખાની ચૂડ ભણી ખશેડતો. આગા "મહમદના ઘડિયાળ ઉપર તેનું લક્ષ જવાથી તે લઈને તેને છોકરવાદ રીતે

"તપાસ્યું. મુલાકાત થઈ રહેવા આવી એટલે તે સાવધાન થતો હોય એમ "જણાયું, અને તેણે કહ્યું કે મારે માથે ઘણા શત્રુ છે, તે મારી જગ્યા "વિષે અને મારા મનની સ્થિતિ વિષે ખોટી વાતો ઉડાડે છે. પણ મને આશા "છે કે તમે ક્હેશો એટલે ગવર્નર ઠગાશે નહિ, માટે તમે તેને સાચેસાચું "લખજો. આવી અરજ કરતી વેળાએ રાવજી અને કમાલઉદ્દીન વારે વારે "બોલવા લાગતા હતા અને ક્હેતા હતા કે વાત ચલવાથી મહારાજાને "કેટલું બધું નુકશાન થયું છે તે સેહેલાઈથી જણાઈ આવે છે. ત્યાર પછી આનંદ- "રાવે મલ્હાર રાવની દુશ્મનાવટ વિષે વાત ક્હાડી અને કહ્યું કે મારા શત્રુને "શિક્ષા કરવાને તમે ઉતાવળા જશો એવી મને આશા છે. તેમને કડીમાંથી "ક્હાડી મૂકવાને માટે તેણે ઘણી વાર કહ્યું. આ મતલબ તેની પૂર્ણ થયલી "જોવાને તેણે બહુ આતુરતા બતલાવી; ને તે વિષે તેના કામદારો પણ ફરી- "ફરીને ક્હેવા લાગ્યા. મહારાજાને ખાત્રીપૂર્વક ક્હેવામાં આવ્યું કે ગાયકવાડ "સંસ્થાનના લાભ વિષે કંપની સરકાર સદા નજર રાખે છે અને તમારા હક્કના "વાજબીપણાને લીધે અને ઈંગ્લિશ સરકારની ફોજથી તમારા શત્રુઓની સામે, "પરિણામે તમારૂં રક્ષણ થશે. આ મુલાકાતની વેળાએ આનંદરાવ મહારાજાએ "વિનયપૂર્વક વર્ત્તણૂંક ચલાવી અને અંગરેજ સરકાર ઉપર તેનો આધાર છે "તે, તથા તેના પૂર્વજોના કંપની સાથેના ઘાડા સંબંધને લીધે કંપની સાથેની "તેની પ્રીતિ અને માન એ સર્વે તેણે વારે વારે ફરી બતાવ્યું. રીત પ્રમાણે "પાનગોટ અને અત્તર ગુલાબ આપ્યા પછી આનંદરાવ ગાયકવાડ રજા "ને હતહાય થયો."

તારીખ ૧ લી ફેબ્રુઆરીને રોજ મેજર વૉકર, મહારાજને તેના મ્હેલ-માં જઈ મળ્યો. તે ક્હે છે કે, "પ્હેલી વાર કરતાં આ વેળાએ મહારાજા-"નો દેખાવ વધારે ગંભીર દેખાતો હતો; તે આનંદી દીસતો હતો અને "તેના પ્રથમના દેખાવની મૂર્ખાઈ, કેટલીએક દૂર થઈને તેને ઠેકાણે ઉદારતા "અને બુદ્ધિનો કેટલોક અંશ પ્રવેશ થએલો દીસી આવતો હતો. ખુલી રીતે "વાતચિત થયા પછી, આનંદરાવે અમને શીરપાવ આપ્યો અને તે પછી એક "ખાનગી ઓરડામાં આવવાને અરજ કરી, એટલે મુખ્ય મુખ્ય માણસોનું ટોળું "તેઓના ચાકરો સહિત ઓરડામાં ધસી આવ્યું. આનંદરાવે રાવજીનાં "વખાણ કર્યાં, અને મલ્હાર રાવને યોગ્ય શિક્ષા કરવાની ખરેખરી ઇચ્છા "જણાવી, તેણે કહ્યું કે મારા કુંવર હનમન્તરાવને મારી ખુશીથી જ ફોજમાં "સામેલ કર્યો છે; તેનું બાર વર્ષનું વય છે એ વાત જણાવ્યા પછી તેનાં "વખાણ કરવામાં આવ્યાં. લડાઈ કરવામાં કોઈ પણ પ્રકારે મલ્હાર રાવે

"મારી પરવાનગી લીધી નથી એવી તેણે ચોખ્ખી ના કહી. પણ તેને પૂછવામાં
"આવ્યું કે કાનાજીને તમારા અભિપ્રાયથી કેદ કરવામાં આવ્યો છે કે નહિ,
"ત્યારે તેણે તેનો કંઈ ઉત્તર આપ્યો નહિ; તે પોતાનું માથું નીચે રાખી
"રહ્યો. આંખો ફેરવી, અને ચૂપ થઈ રહ્યો. તેના કામદારે ઉત્તર આપવા
"માંડ્યું, પણ તે તો ચુપ જ રહ્યો. તેણે મારા કાનમાં કહ્યું કે આરબ
"જમાદાર બધા મારા કટ્ટા શત્રુ છે તેથી છૂટથી તેઓ મને વાત કરવા નહિ
"દે. ત્યાર પછી અમે સર્વ વિદાય થયા."

મહારાજનો એક વિશ્વાસુ મંગળ પારખ કરીને હતો, તેણે પછવાડેથી મેજર વોકરને કહ્યું કે કાનાજીને કેદ કરવા બાબત પૂછવામાં આવ્યું તે વખતે ધર્મની અસરને લીધે તેનાથી બોલાયું નહિ. પોતાના ભાઈને કેદ કર્યો હતો તે ગુન્હાનું અને પાપનું કામ છે એમ સમજતો હતો તો પણ તેમ કરવાની તે લોકને માટે તેને અગત્ય હતી અને એ વાત જ્યારે બની ત્યારે શોકની નિશાની ખાતર તેણે પોતાની દાઢી વધારી અને ઘણા દિવસ સુધી તેનું તેને દુઃખ રહ્યું.

મેજર વૉકરને ગાયકવાડનું રાજ્ય એટલું બધું નબળું અને અવ્યવસ્થિત જણાયું કે બ્હારનો તેને આશ્રય મળ્યો હોત નહિ તો તે તૂટી ગયું હોત. બંદોબસ્તની અવ્યવસ્થા અને તેથી ઉત્પન્ન થતાં દુઃખ લોકોના ઉપર એટલાં બધાં વિંટળાઈ વળ્યાં હતાં કે તે ભાગ્યે જ વિચારમાં આવી શકે—કંઈ નહિ પણ જ્યાં ત્યાં અવ્યવસ્થા જ ચાલી રહી હતી; સર્વ ખાતાના માણસોનો પગાર ચઢી ગયો હતો; પૈસા ધીરનારાઓને દેશ [illegible] આપ્યો હતો, તેઓ તેમની નજરમાં આવે તેમ તેમાંથી વસૂલ [illegible] હતા; એક પગારદાર નાયક પણ રાજાના કરતાં વધારે સત્તા ધારણ કરી [illegible] દેશમાં ફરતો હતો; અને લશ્કરી સરદારોએ તો આખું રાજ્ય પોતાને સ્વાધીન કરી લીધું હતું, અને મહારાજાને ખરેખરો સ્વાધીન કરી લીધો હતો; તેમ જ તેઓ પણ રાજકારભારમાં કુશળ ન હતા તેથી શરાફોના હાથમાં ખરેખરા હતા. આખા વર્ષમાં ગાયકવાડને જે ખર્ચ થતો તે ઉપજના કરતાં ચાર પાંચ લાખ રૂપિયા વધારે થતો. રાવજી આપાજી દિવાન તેની તીક્ષ્ણ બુદ્ધિ અને ડાહાપણથી રાજ્યનો વહીવટ ચલાવવાને માટે યોગ્ય પુરૂષ હતો, પણ ચાલીશ વર્ષની મુદતમાં મરાઠા રાજ્યની કેટલીક બધી શાખાઓ ઉખડી ગઈ તે જોવાથી અને ફેરફારમાં સામેલ રહેવાથી રાજ્યના ફેરફાર સાથે માહિતગાર થઈ રહ્યો હતો. આ પ્રમાણે થવાથી તે વ્હેમી થઈ ગયો હતો તેથી તેની સાવધાની મટી જઈને તેનામાં કોઈ કોઈ વેળાએ બ્હીકણપણાનો પ્રવેશ થયો હતો. તેને પોતાની રીત પ્રમાણે કરવાને છૂટ

ન હતી, અને આરબ કામદારોએ ઝુંટાવી લીધેલી સત્તા તેમની પાસેથી પાછી છીનવી લેવાને તેનામાં ધૈર્ય ન હતું. કોઈ કોઈ વાર અંગરેજ સરકારના વિચાર ઉપર વિશ્વાસ આવતો નહિ એવું જોવામાં આવ્યું છે અને બીજાઓની સાથે જ્યાં ચોકશી રાખવાની હોય ત્યાં વાતચીત કરવામાં સાલસાઈ અને નિષ્કપટપણું દર્શાવ્યું છે. એ દિવાન વિષે એમ કહેવાય છે કે, તે વારે વારે પોતાના અભિપ્રાય જણાવી દેતો અને તેના એવા સ્વભાવને લીધે રાજ્યનાં અને તેનાં પોતાનાં કામો માર્યાં જતાં હતાં.

મેજર વૉકરના અભિપ્રાયમાં એમ હતું કે ગૂજરાતમાં બ્રિટિશ સરકારની સંપૂર્ણ સત્તા સ્થાપવામાં ખરેખરૂં વિઘ્ન પાડનાર માત્ર આરબ લોકો જ હતા, તો પણ ખરૂં જોતાં તેમનાથી ડરી જવા જેવા તેઓને ગણતો નહિ. અગર જો તેઓ શૂરવીર હતા તો પણ તેમની તોરીને લીધે હાથ નીચે રહેવાને લાયક ન હતા; અગર જો તેઓ જૂદા જૂદા સરદારોના હાથ નીચે રહ્યા હતા તો પણ તેમના તે જ સંબંધને લીધે કોઈ પણ સાધારણ રીતથી તેઓનાથી મળી જઈને એક થવાતું ન હતું. તેઓની ખરેખરી સંખ્યા સાત હજાર કરતાં ઓછી હતી; તેમાં એક હજાર કરતાં વધારે એકે જગ્યાએ એકઠા ન હતા. તેમનામાંનો ચોથો ભાગ માત્ર આરબસ્તાનનો હતો. બીજા બાકી રહેલા આરબી લોહીના હતા, પણ તેમનો જન્મ ગૂજરાતમાં થયો હતો. તેઓની પાસે હથિયાર જોવા જઈયે તો મુખ્યત્વે કરીને બંદુકો હતી, તે[illegible]ત કાંઈ સારી ન હતી, અને તેઓનું લડાઈ વિષેનું જ્ઞાન ધિક્કારવા [illegible] ન હતું; તેમના તાબામાં જે કિલ્લા હતા તેમાં વડોદરાનો કિલ્લો હતો, [illegible] સારામાં સારો ગણવામાં આવતો હતો, અને ખરૂં જોતાં તે એક નિયમસર હુમલાનો અટકાવ કરી શકે એવી સ્થિતિમાં હતો નહિ. બ્રિટિશ લશ્કરની બે ટૂકડિયો જે વડોદરે રાખવામાં આવી હતી, તે મેજર વૉકરના વિચાર પ્રમાણે આરબોની સાથે બરાબરી કરી શકવાને બસ હતી, અને તે એવી આશા રાખતો હતો કે આવા સાધનથી તેઓની સત્તા નરમ પાડવામાં આવે તો તેમનો પ્રભાવ તેમની જ નજરમાં નમાલો ગણાઈ જશે, અને તેઓની સંખ્યા ઓછી થતી જશે. આરબોની બે ટૂકડિયો હતી, અને તેમને માથે મંગળ પારખ અને સામળ બ્હેચર એ બે શરાફો હતા, તેમાં છેલ્લા શરાફનો સ્વભાવ ખંદો, લોભી, અને દગાફટકા કરે એવો હતો. બ્રિટિશના ભણી તેનો સારો ભાવ ન હતો, અને તેની સત્તા નીચે જે આરબોની ટુકડી હતી તેમાં માણસો વધારે હતાં.

રાવજીના સાંભળવામાં એમ આવ્યું કે મલ્હાર રાવના ઉપર ફોજ લઈ

ને તેને શિક્ષા કરવાને બદલે બ્રિટિશ સરકાર ઘરમેળે પતાવી દેવાન
છે ત્યારે તે ઘણોજ નારાજ થયો. તે તકરાર કરવા લાગ્યો કે: કર
શ્રા વિના કંઈ થવાનું નથી. તેના ઉત્તરમાં તેને મેજર વોકરે તેને સમજાવી
શું કે તમારા વિચાર પ્રમાણે કરવાથી દેશમાં નિરંતર ગડબડાટ થઈ રહે
મકે અગર જો કડી લેવાનું કામ સહેલું છે, તો પણ કદાપિ મલ્હાર
હાથમાંથી છટકી જશે અને કેટલાક કાળ સુધી દેશમાં લૂંટફાટ ક
હેરાનગતિએ પ્હોંચાડશે. રાવજિયે કહ્યું કે, મારે એવી અરજ કર
છે કે શત્રુને પાછો આવતાં અટકાવવાને વાસ્તે બ્રિટિશ સરકારે બે પ
રાખવી, અને એ મદદના બદલામાં દરિયા કિનારા ઉપરનો સુગમ
ભાગ આપીશું. મલ્હાર રાવના આખા દેશ સાથે કડી તો લેવી અને
તેને કહ્યું કે હાથી, ઘોડા એ સર્વ લેઈ લઈ ને દેશમાં કોઈ એક બીજે
એક લાખ રૂપિયાની જાગીર તેને આપવી. બ્રિટિશ એલચીને એવી
કરવામાં આવી હતી કે ઘરમેળે તકરાર પતાવી દેવાનો પૂરેપૂરો
હાથમાં લઈ રાખવો અને જો રાવજી ગમે તે થાય તો પણ મલ્હ
નાશ કરવાને નિશ્ચય કરીને બેઠો હોય તો બ્રિટિશ સરકારે વ
... પગલાં નહિ ભરતાં ફોજને પાછી બોલાવી લેવી. છેવટે

સમાચાર સાંભળીને પોતાની ખુશાલી જણાવવાને માટે જ તોપોના બ્હાર કરાવ્યા હતા. તેણે ગાયકવાડના મુલક ઉપર હલ્લો કર્યો હતો તે એ બનાવ બન્યા પછી બહુ પછવાડે કર્યો હતો. તે વેળાએ તેણે કશી શત્રુતા પ્રસિદ્ધ કરી ન હતી, તેમ જ કંઈ ફરિયાદ પણ કરી ન હતી, જો મલ્હાર રાવ હઠ પકડીને રહેશે તો તેને તોડી પાડવાનું કામ લોકને પસંદ પડતું થશે, અને તે કામ પાંશરે પાંશરૂં સરાડે ચડશે તો પછી સહાયકારી લશ્કર કબૂલ રાખવામાં આવશે. આ મતલબને માટે મદદ આપવાને બ્રિટિશ સરકારને ખુલ્લી રીતે અગત્યનું છે, અને કડીની ચઢાઈનો જય થયા પછી તો પેહેલાંની ટુકડી અથવા તેના જેવી ફોજની પલટણ વડોદરે મોકલીને નિરંતર રાખવાને ઠીક થઈ પડશે.

મેજર વૉકર પોતાને સોંપેલું કામ સંપૂર્ણ રીતે પાર પાડીને તારીખ ૮ મી ફેબ્રુઆરીને ત્રીજે પ્રહરે વડોદરેથી વિદાય થયો. ગાયકવાડની ફોજ આપીને બાબાજીને તેની સાથે મોકલ્યો, અને મલ્હાર રાવ સલાહ કરવાની અરજ કરે તો મહારાજાના રાજ્યને જેવી રીતે ફાયદો થાય તેવી રીતે કરવાની તેને પૂરેપૂરી સત્તા આપવામાં આવી.



## પ્રકરણ ૪

### મલ્હાર રાવ ગાયકવાડ

પાછળના પ્રકરણમાં કોલકરારનો વૃત્તાન્ત, આ પુસ્તકનો પ્રકાર જોતાં કોઈને બહુ વિસ્તારથી લખેલો લાગશે, પણ ગૂજરાતના હવે પછીના ભાગ્યનો ખરેખરો આધાર તેની જ ઉપર રહેલો છે, માટે તેમ કરવાની અગત્ય પડી છે. જો બ્રિટિશ પાસે માગેલો આશ્રય આપવામાં આવ્યો હોત નહિ, અને ખંભાત આગળથી લશ્કરે આગળ ડગલાં ભર્યાં હોત નહિ, તો પછવાડેથી જેમ હોલકર અને સિંધિયાનાં રાજ્યોની વલે થઈ તે પ્રમાણે વડોદરાનું રાજ્ય પણ દુઃખદાયક અંધેર કારભારવાળી અને ધણીધોરી વિનાની ગડબડાટભરેલી સ્થિતિમાં અચૂક આવી ફસ્યું હોત. પણ કામ એકદમ આગળ વધીને એવા નિયમ પર આવી ગયું કે, તે નિયમ, ગૂજરાતના સર્વ રાજ્યનો આગળ ઉપર થવાનો જે સંબંધ, તેનો દઢીભૂત આધાર થઈ પડ્યો.

સુરતથી બીજી ફેબ્રુઆરિયે નીકળેલી ફોજ ખંભાતને બારે ઉતરી, અને આગળ સન ૧૭૭૫ માં કર્નલ કિટિંજના તાબાની ફોજ જે ખુલ્લી જગ્યામાં પડી હતી તેજ જગ્યાએ નારાયણ સરના કુંડ પાસે આવીને પડી, અને ઉપરી અધિકારિયોને ઉતરવાને માટે વાડી માંહેલો એક બંગલો

સોંપવામાં આવ્યો, એટલી વારમાં આણીમગ બાબાજી અને મલ્હાર રાવ ફોજ વચ્ચે અનિર્ણીત અને અવ્યવસ્થિત ન્હાની ન્હાની લડાઈયો થ લાગી, અને તે સાથે, માલ વિનાનાં સલાહનાં કહેણુ પણ ચાલવા લાગ્ય મલ્હાર રાવનું લશ્કર બધું મળીને પંદર હજારનું હતું એવું કહેવામાં આવ હતું.* શિવરામ કરીને માત્ર એક સરદાર દમવાળો હતો. તેની પાસે કવા યત શીખ્યાનું ડોળ ધારણ કરવાવાળા સાતસેં હિન્દુસ્થાની હતા; અ ત્રણસેં કે ચારસેં મરાઠા અશ્વાર હતા. "ગોસાઈની બાયડીનું લશ્કર" એ નામથી એક પલ્ટણ ઓળખાતી હતી, તેના ઉપર પાલ્ટરકર કરીને એ અંગરેજ ઉપરી હતો. બીજાં બસેં માણસ હતાં તેનો ઉપરી જોકિન્સ કરી એક ફિરંગી હતો. તેણે પોતાની ટૂકડીમાં એકસરખો દેખાવ રાખવા મ્હેનત લીધી હતી તેથી તેઓ "લાલ ડગલા" પ્હેરતા; પણ "બાકીના પોતાને ગોઠે તેમ પોશાક પ્હેરતા અને લડતા" એમ પારકર તેમને મા લખે છે. આ શેળભેળ લશ્કરમાં બાકી રહેલા સિંધિ, અને પઠાણ તથ કાઠી અને કોળી હતા. તે માંહેથી કાઠી અને કોળી તો કવચ પ્હેરનારા અશ્વા હતા, અને બાબાજીની ફોજ સાથે એક બે ન્હાની લડાઈયોમાં જે હવણ હવણાંમાં પ્રસિદ્ધિ પામ્યો હતો તે ભૂપતસિંહ તેઓનો ઉપરી હતો. એ સખ વગોવાયલો નામધારી ભંડોડાનો ઠાકોર હતો. એ હવણાં તો મલ્હાર રાવ ટોળીનો બહુ નામીચો માણસ થઈ પડ્યો હતો, પણ પ્રથમ તો એનો કટ્ટ શત્રુ હતો. કાનાજીના રાજકારભારમાં, કડીના જાગીરદારના ઉપર મોકલ વાનું કહીને એ ઠાકોરને વડોદરે તેડાવ્યો હતો, પણ કાનોજી કેદ થ વેળાએ એને પણ કેદ કરવામાં આવ્યો હતો, તેમ છતાં તે હવે પછી દ્વેષભાવને લીધે ભલેને મલ્હાર રાવના મુલ્ક ઉપર ચડાઈ કરવાને નીકળ ચાલે એટલા માટે રાવજિયે તેને છોડી મૂક્યો હતો.

તારીખ ૨૨ મી ફેબ્રુઆરી સુધી બ્રિટિશ ફોજે કાંઈ આગળ પગલ ભર્યાં નહિ. એટલી વારમાં મલ્હાર રાવ, આરબ કામદારો સાથે, કાનાજી છોડી મૂકવાનાં કપટકાર્ય રમતો હતો. અને આ બાજુ ભણી અંગરેજો ઢીલ કરી હતી તેથી, અને ખંભાતથી રેસીડેન્ટે પોતાનો એક વકીલ ક મોકલ્યો હતો તેથી, સર્વ પક્ષકાર નિરાશ થઈ ગયા હતા. મલ્હાર રાવે પોતાન ફોજનાં હથિયાર છોડાવાની ના પાડી, તેમ જ, વિસલ નગર અને બીજી જગ્યાએ

* આ ગણતરી પારકરની આપેલી છે. અને તેના જ લખવાથી તેમાં ફેરફા જણાય છે. મેજર વોકર એવી ગણતરી કરે છે કે, દશથી બાર હજાર સુધી ઘોડેસ્વા અને પાયદલ મળીને હતું તથા ઘણી ખરી ન્હાની મ્હોટી દશ પંદર તોપો હતી.

જે તેણે લેઈ લીધી હતી તે પાછી આપી દેવાને પણ ના કહી. અને કંઈ બંદોબસ્ત કરતાં પ્હેલાં મલ્હાર રાવની પાસે એ બંને વાનાં કબૂલ કરાવ્યા વિના આગળ કામ ચાલે એમ હતું નહિ, તેથી મિ૦ ડંકન જે આ વેળાએ ખંભાતમાં હતો, તેણે બાબાજીની ફોજને જઈ મળવા સારૂ લશ્કરને ઉપડી જવાની આજ્ઞા આપી. મલ્હાર રાવને ખબર આપવામાં આવી કે મહારાજાનો મુલ્ક તમે ગેરવાજબી રીતે દબાવી પડ્યા છો તે છોડાવવાને ફોજ રવાના કરવામાં આવી છે, તમે જો તે મુલ્ક પાછો આપવાને કબૂલ થશો તો માત્ર સો માણસ લઇને મિ૦ ડંકનને મળવા આવવાની રજા આપવામાં આવશે. એ વિના બીજા કોઈ ઠરાવની તમારે આશા રાખવી નહિ.

મેજર વૉકર તા૦ ૨૩ મીને દિવસે નીકળ્યો તે માર્ચ મહિનાની ૪ થી તારીખે અમદાવાદ પ્હોંચ્યો. ત્યાંથી તે બીજે દિવસે અડાલજ ગયો. ત્યાં તેણે પોતાનો ભારે સરસામાન અને માંદા માણસોને મૂકીને ચોકી રાખી. મલ્હાર રાવ હજી લગણ સલાહનું ક્હેણ ચલાવતો હતો પણ તે પ્રમાણે કરવાની તેની મરજી હોય એવી ખાત્રીપૂર્વક સાબીતી આપતો ન હતો. બ્રિટિશ ફોજ તા૦ ૧૦ને રોજ કડી માહાલમાં પેઠી; તેની સાથે ગાયકવાડની ફોજ હતી તે પછાડે રહેવા દીધી. જો એમ કર્યું હોત નહિ તો તે તેની અવ્યવસ્થિત રીતિને લીધે વાંકમાં આવી જાત. તેઓએ સેરેતા આગળ છાવણી કરી તે ઠેકાણે મેજર વૉકરની મુલાકાત લેવાને મલ્હારરાવે પોતાની મરજી જણાવી. તે પ્રમાણે મુલાકાત તો થઈ પણ તે અવસરની સર્વ હકીકત ઉપર નજર કરતાં સલાહશાન્તિથી તકરાર પતી જાય એમ મેજર વૉકરને લાગ્યું નહિ. મલ્હારરાવના મનમાં અવિશ્વાસ અને દગો હતો, એ વાત તે મુલાકાતની વેળાએ ઘણાં જ હથિયાર સજેલા માણસો લઈ ગયો તે ઉપરથી સિદ્ધ થાય છે. ઘોડેસ્વાર અને પાયદળ થઈને બે હજાર કરતાં પણ વધારે માણસ તેણે સાથે રાખ્યું હતું, અને સંગાથે ત્રણ તોપો હતી. બ્રિટિશ છાવણીમાં મુલાકાત લેવા જવાનો વિચાર તેણે માંડી વાળ્યો અને છાવણીથી એક મૈલ ઉપર મુલાકાતને માટે ચંદરવો બાંધવામાં આવ્યો હતો ત્યાંથી આગળ ડગલું ભરવાની પણ તેણે ના કહી. તો પણ બીજે દિવસે સાંજરે મેજર વૉકરને કેટલાંક કારણ બતાવીને તે તેને મળ્યો અને પોતાની નવી ફોજ ક્હાડી મૂકવાની અને બ્રિટિશ સરકાર ક્હે તે સર્વ વાત કબૂલ કરવાની પોતાની મરજી જણાવી. પણ તેની યોગ્યતા સચવાય એટલા માટે કોઈ વિશ્વાસુ વકીલોની મારફત કોલકરાર ખાનગી રીતે કરાવવાની તેણે ઇચ્છા જણાવી. તે પ્રમાણે મેજર વૉકરે તેનું ક્હેવું ખ્યાલ રાખ્યું. તેની

પાસે એવી માગણી કરી કે મહારાજાનો મુલ્ક જે તમે જિતી લીધો છે તેમનો પાછો આપવો, ગાયકવાડની પ્રજામાંથી જેઓને કેદ પકડવામાં આવ છે તેઓને છોડી મૂકવા, તથા તેમની પાસેથી લીધેલી રકમ તેમને પા આપવી, ને મહારાજાની ખંડણી બાકી હોય તે આપવાને વ્યવસ્થા કરવી, લ ઈનો ખર્ચ આપવો; અને હવે પછીથી સારી ચાલ ચલાવવા બાબતના જામ આપવા, એ રીતે સર્વ પ્રકારે મહારાજાનું મન મનાવવું. વળી તેણે પોતા નવી ફોજને રજા આપવી અને હમેશાં રહેતી હોય તેટલી ફોજ કડી કિલ્લામાં રાખવી, અને તેના નિષ્કપટપણા વિષેની મેજર વૉકરની ખા થાય ત્યાં સુધી કડીની પાસે છાવણી કરીને બ્રિટિશનું લશ્કર પડી ર

બ્રિટિશ ફોજને એકદમ કસોલ જવાનો ઠરાવ થયો અને ગાયકવાડ ફોજને પછવાડે આવવાનું ઠર્યું. તે ઠેકાણે મલ્હાર રાવની છેલ્લી મુલાક લેવાનો ઠરાવ થયો. મેજર વૉકર ૧૫ મી તારીખે કસોલ આવ્યો ત્યારે કોઈ જોવામાં આવ્યું નહિ, ને મલ્હાર રાવના કંઈ સમાચાર જણાયા નહિ એટલે કડીથી આશરે ત્રણ મૈલને છેટે બુડાસણ કરીને એક ગામ છે ત તે ૧૬ મી તારીખે ગયો. બ્રિટિશ લશ્કર આવી પ્હોંચ્યું ત્યારે મલ્હા રાવના થોડા એક ઘોડેસ્વાર જોવામાં આવ્યા તે કંઈ દુશ્મનાવટ બતાવ વિના તરત જ જતા રહ્યા. પાસે એક ઉંચી જગ્યા હતી તેનો કબ્જો લઈ છેક ઉંચા ભાગ ઉપર એક તોપ તથા એક ટુકડી રાખી. આવી ઉં જગ્યા કબ્જામાં આવી તેથી આખો કડીનો દેખાવ, મલ્હાર રાવની છાવણ અને તેની આખી ફોજ ધાલમેલ કરતી તથા મેદાન ઉપર પખરાઈ મેજર વૉકરના જોવામાં આવી. કડીનો કિલ્લો ન્હાનો અને વાંકોચૂંકો હતો તેને ચાર દરવાજા હતા તેમાં ફત્તેહ દરવાજો હતો તેને જ માત્ર નવા મોરચ બાંધ્યા હતા, અને તેના ઉપર તોપ ચડાવી હતી. મલ્હારરાવને રહેવા જગ્યા એક કિલ્લામાં હતી તે વેગળેથી દેખાતી હતી તેમાં તેનો મ્હો મિનારા જેવો બુરજ, અને ખુલી અગાશી એ મુખ્યત્વે કરીને જણાઈ આવ હતાં તેના ઉપરથી આસપાસનો પ્રદેશ નજર તળે ચડી શકે એમ હતું. ત

સુમારે બપોરની વેળાએ મલ્હાર રાવની પાસેથી કાગળ લઈને માણસ આવ્યા. તે કાગળમાં એટલી બધી નમ્રતા બતાવેલી હતી કે કપટકાર્ય ઢાં વાનું એક સાધન ઉભું કરવામાં આવ્યું છે એવું અંદેશા સરખું મેજ વૉકરના વિચારમાં કંઈ આવ્યું નહિ. નેટિવ એજંટ *સુંદરજી અને કચાપ

* શેઠ સુન્દરજી શિવજી, બ્રહ્મક્ષત્રી કચ્છ માંડવી પાસે ગુંદિયાળી છે ત્યાંનો વતની પ્રથમ ઘોડાનો સોદાગર હતો, તેમાંથી નેટિવ એજન્ટને પદે પ્હોંચ્યો હતો. ર. ઉ.

વિલિયમ્સ સાથે કાગળનો ઉત્તર લખી આપીને મોકલ્યા. તેઓને ગયાને ત્રીશ મિનિટ થઈ નહિ અને મલ્હાર રાવની ફોજની છાવણી આગળ પૂરા પ્હોંચ્યા નહિ એટલામાં તો તેઓને કેદ કરી લીધા, અને તેની પાસે બે તોપો હતી તેનો મારો બ્રિટિશ છાવણી ઉપર ચલાવ્યો. મેજર વૉકરે ગાયકવાડના સરદારો સાથે થોડીક મસલહત કરી ત્યાર પછી તેઓને કામ સોંપવામાં આવ્યું અને તેમની સાથે એવો ઠરાવ કરવામાં આવ્યો કે આખી ફોજે ધસારો કરીને શત્રુની છાવણી ઉપર હલ્લો કરવો. કમાલઉદ્દીનખાન પાસે લગભગ એક હજાર ઘોડેશ્વારો હાજર હતા તે લઈને બ્રિટિશ ફોજની જમણી બાજુએ તે રહ્યો; અને બાબાજી પાયદલ તથા થોડા ઘોડેશ્વાર અને થોડાક ગોલંદાજ લઈને ડાબી બાજુએ રહ્યો. ગાયકવાડની ફોજ તૈયાર થયાના સમાચાર બ્રિટિશ ફોજને પ્હોંચાડવામાં આવ્યા એટલે સુમારે અઢી કલાકે પલટણ હારબંધ ચાલવા લાગી, તથા સંગાથે ચાર તોપો લીધી તે ધીરે ધીરે પણ ઘણી સરસ વ્યવસ્થાથી આગળ ચાલવા લાગી, અને કોઈક ઉચી જગ્યા હાથ કરી લેવાને તથા શત્રુની ફોજને મોખરે જઈ પ્હોંચવાને તે જમણી બાજુ તરફ નમી. જેમ બ્રિટિશ ફોજ આગળ ચાલવા લાગી તેમ મલ્હાર રાવના તોપખાનાનો મારો વધવા લાગ્યો, અને દુર્ભાગ્યે કરીને શત્રુએ એવી જગ્યા પસંદ કરી હતી કે ત્યાંથી મારની અસર ઘણી થતી હતી, તો પણ, આશરે પાંચ વાગતાં શત્રુની ફોજથી સુમારે અર્ધા મૈલને છેટે મેજર વૉકર આવી પ્હોંચ્યો અને ત્યાં આગળથી શત્રુની છાવણી આખી દેખાવા લાગી: તેણે હલ્લો કરવાનો વિચાર અગાઉથી કરી રાખ્યો હતો, તે પ્રમાણે કરવાની તૈયારીમાં તે હતો પણ તેટલામાં તેને એવી ખબર આપવામાં આવી કે બાબાજીની ટૂકડી છાવણીથી જરાક આગળ ચાલી છે, અને તેના આરબ લોકો બ્રિટિશ ફોજની પછવાડે જવાને આનાકાની કરે છે; તેમ જ કમાલઉદ્દીનને જે ઠેકાણે રહેવાનું ઠરાવ્યું હતું તે પ્રમાણે તે કેટલીએક વાર સુધી રહી શક્યો અને હવે શત્રુના ચડિયાતા ઘોડેશ્વારના લશ્કર આગળ ટકી નહિ શકતાં પછવાડે પડી ગયો છે, એવા સમાચાર પણ તેને તે જ વેળાએ મળ્યા. ગાયકવાડની ફોજનો અસર કરે એવો આશરો મળ્યા વિના ધારેલા વિચાર પ્રમાણે કરવાનું મેજર વૉકરને ઘણું જોખમભરેલું લાગવાથી તેને તે વિચાર માંડી વાળવાની અગત્ય પડી. તેથી તેણે જમણી બાજુએ વધારે જવા માંડ્યું, કેમકે જેમ તે તેણી તરફ ચાલતો હતો તેમ તેમ શત્રુના મારાથી દૂર રહેતાં રહેતાં વધારે છેટે તે જઈ શકતો, અને તેઓના ઘોડેશ્વાર જે ઉચી

જગ્યાયે હતા, તે જગ્યાએ જઈ પ્હોંચવાને તેને બની આવતું હતું. આ ઠેકાણે અંધારૂં થતાં સુધી ફોજ રહી અને ત્યાંથી શત્રુના ભણીનો કાં અટકાવ થયા વિના પોતાની છાવણીની જગ્યાએ પાછી વળી. શત્રુના ઘણું નુકસાન થયું તેમ બ્રિટિશ ફોજને પણ ભારે નુકસાન પ્હોંચ્યું. લેફ્ટનેન્ટ કીંગ રાજાની એંશીમી પલ્ટણનો હતો, અને મ્યાકડોનલ્ડ અને લોવેલ નામના બે ક્યાપટનો કંપની સરકારની ચાકરીમાંના હતા તે માર્યા ગયા. સર્વ મળીને ૧૪૬ માર્યા ગયા તથા ઘાયલ થયા તેમાં પચીશ યુરોપિયન હતા અને એક તોપનાં પૈડાં ભાગી ગયાં તેથી તેને રણભૂમિમાં રહેવા દેવી પડી.

મેજર વૉકરની પાસે જેટલી ફોજ હતી તેટલાથી તાબડતોબ અને ઓચિંતો હલ્લો કરીને લડાઈનો અંત આણવાનું બની શકે એમ ન હતું એવી હવે તેની ખાતરી થઈ. માટે મરાઠાની રીતિ પ્રમાણે લડાઈ કરવાનો તેણે નિશ્ચય કર્યો અને બાબાજીની સલાહ લીધા પછી મોરચો બાંધીને તે જેમ કિલ્લો બાંધેલું શહર હોય તેમ શત્રુની છાવણી ઉપર જવાનું તેણે કબૂલ કર્યું. તેટલી વારમાં ખંભાતમાં મિ૦ ડંકને તથા કૌન્સીલના બીજા અધિકારિયોએ બની શકે તેટલી ફોજ એકઠી કરીને મોકલવાનો પ્રયત્ન કરવા માંડ્યો. મુંબઈથી મોકલવાને નક્કી થયું હતું એટલી ફોજ રવાને થવાને વ્હાણ ઉપર ચડી, અને ગોવામાં બ્રિટિશ કમાન્ડીંગ ઑફિસર કર્નલ સર વિલિયમ કલાર્ક હતો તેને હુકમ થયો કે તમારા તાબાનું યુરોપિયન લશ્કર અને દેશી પાયદલની પલ્ટણ લઈને કડી આગળ ફોજને જઈ મળવું. ટ્રૂપિડ અને ટર્પસિકોડ કરીને ઈંગ્લંડના રાજાનાં બે વ્હાણ અને કાર્નવાલિસ અને અપટન ક્યાસલ એ નામનાં કંપનીનાં વ્હાણ હતાં તે વધારાનું લશ્કર ઉત્તર ભણી લઈ જવાના કામમાં કામે લગાડ્યાં.

કેટલીક વાર સુધી કડી આગળ બેતાલ લડાઈઓ થઈ, તેમાં સામાવાળા મેજર વૉકરના લશ્કર ઉપર ઘણું કરીને નજર રાખતા હતા અને મુખ્યત્વે કરીને ગાયકવાડના સરદારોની ફોજ ઉપર દુશ્મનાવટ જણાવતા હતા. આણીમગ મેજર વૉકરના જાણવામાં આવ્યું કે આપણી પાસે જોઇયે તેટલો દારૂગોળો નથી તથા બાબાજીની ફોજનું તોપખાતું કામમાં લાગે એવું નથી અને તેનું લશ્કર જો કે ખરેખરૂં નાહિંમતવાન નથી તેમ જ પ્રામાણિકપણા વિનાનું નથી તો પણ તેમના મનમાં હોંસ હોય એમ લાગતું નથી, અને મલ્હારરાવની ફોજમાં વગર કવાયત શીખેલા પઠાણ, ગોસાઈ અને કોળિયો જે શૂરવીર છે તેઓના મનમાં જેટલી ઉલટ છે તેટલી તેમના મનમાં

વા. તે ઉપરથી તેણે વિચાર્યું કે ગાયકવાડની ફોજની મદદ મળ્યા વિના સ્લો કરવાનું કામ પાર ઉતારી શકાય એમ નથી, માટે બ્હેતર છે કે તેમ હિ કરતાં પોતાનું રક્ષણ કરી બેશી રહેવું. વળી તે જ વેળાએ મેજર કર અને મલ્હાર રાવ વચ્ચે સલાહનાં ક્હેણ ચાલતાં હતાં. ક્યાપટન લિયમ્સને કેદખાનાના દુઃખમાંથી મોકળો કરાવા સારૂ મેજર વૉકરે રખાસ્ત કરી પણ મલ્હાર રાવે પોતાની ભણીની બહુ માગણી કરવા માંડી; થી છેવટે કાંઈ પરિણામ આવ્યું નહિ.

સર વિલિયમ ક્લાર્કે આવીને તા૦ ૧૨ મી એપ્રિલને દિવસે ખંભાત ાગળ ફોજના ઉપરીપણાનો અધિકાર લીધો. તેણે પ્રથમ એવો મનસૂબો કરી ાખ્યો હતો કે ફોજ જેવી ઉતરે તેવી એકદમ રવાના કરી દેવી. પણ મનો અટકાવ કરવાને ભંકોડાનો ભૂપતસિંહ એક હજાર અશ્વાર લઈને ાટ જોઈ રહ્યો હતો તે ઉપરથી તેનાથી થતા નુકસાનમાં નહિ આવી પડ- ે માટે ફોજ એકદમ રવાના નહીં કરવાનું વાજબી લાગ્યું. તેથી સર લિયમ ક્લાર્ક આખી ફોજ પોતાની સંગાથે લઈને ચાલ્યો, અને એપ્રિલ હિનાની ૨૪ મી તારીખે બુડાસણ આગળ મેજર વૉકરને મળ્યો. તે વેળાએ ાયકવાડનું લશ્કર બાદ કરતાં બધું પાંચ છ હજાર માણસ થયું, તેમાં બે જાર કરતાં વધારે માણસ તો યુરોપિયન હતાં.

પ્રથમ કોલકરાર કરવાને માટે જે ક્હેણ ક્હાડવામાં આવ્યું હતું તે માણે ઘરમેળે કબૂલ કરવાની મલ્હાર રાવની મરજી છે કે નહિ તેની ખાતરી રવાને માટે બ્રિટિશ સેનાપતિને નક્કી કરવા સારૂ સંદેશો મોકલવાનો હતો. લ્હાર રાવને ત્યાં મસલત થતી હતી તેવામાં સર વિલિયમ ક્લાર્કના આવી ોંચવા વિષેના સમાચાર જાહેર કરવામાં આવ્યા. તે વેળાએ, શિવરામ, ભૂ- તસિંહ અને પઠાણોના સરદારે ઘરમેળે કજિયો પતાવી દેવામાં હરકત ાખી માટે મુકંદરાવ ગાયકવાડે તેઓને ઠપકો દેવા માંડ્યો અને તેમને લીધે ે સંકટ આવી પડશે એવો તેમને માથે દોષ મૂકયો. ટોળી માંહેલા બીજા ે આગેવાન હતા તે ચિંતાતુર થઈને એક બીજા સામું જોવા લાગ્યા; લ્હાર રાવને પણ ડર લાગ્યો અને ગભરાયો અને કોણ જાણે શાએ કારણને ીધે ક્હેણનો તેણે કશોય ઉત્તર વાળ્યો નહિ. અને જેમ બનવાકાળ હશે ેમ બનવા દીધું.

કડી શહર ઉપર હલ્લો કરતાં પ્હેલાં, શત્રુની ફોજ ખાઈ ખોદીને ોરચા બાંધીને રહી હતી, તે વિખેરી નાંખવાની અગત્ય સર વિલિયમ ક્લાર્કને લાગી. તેમાં જમણી બાજુ ઘણી બળવાન થઈ ત્યાં તોપખાનું,

ઘોડેસ્વારની પલ્ટણ અને બારસેં અથવા ચૌદસેં પઠાણની યુરોપિયન સરદારના હાથ નીચેની એક પલ્ટણ તેના રક્ષણને માટે હતી. તેના ઉપર હલ્લો કરવાનું કામ તા૦ ૩૦ મી એપ્રિલને દિવસે ઈંગ્લંડના રાજાની ૭૫ મી પલ્ટણને મુખ્યત્વે સોંપ્યું, તથા તેની એક બાજુએ ૮૪ મી પલ્ટણ તથા બીજી બાજુએ કંપનીની ઉંચા કદના સિપાઈયોની ટૂકડી અને ૮૪ મી પલ્ટણનાં બાકી રહેલાં માણુસો અને ચાર તોપો રાખવાનું ઠરાવ્યું. એ પ્રમાણે આખું લશ્કર લેફ્ટનન્ટ કર્નલ વુડિંગ્ટનના હુકમ નીચે તૈયાર થયું; અને કોઈને દેખાવ ન દેતાં પરોઢિયું થતાં તોપખાનાની લગભગ આવી પ્હોંચ્યું અને બાયોનેટો ચલાવીને તરત જ તે સ્વાધીન કરી લીધું. આ પ્રમાણે જેટલી તોપો હાથમાં આવી તેમાંથી કેટલીક તે જ ક્ષણે શત્રુના સામી ઓઠવી દીધી. બ્રિટિશ ફોજ જેમ પોતાને લાભ થાય તેમ જુસ્સાથી મંડી પડી, અને અગિયાર વાગતાં પ્હેલાં તો ખાઈ અને મોરચાનો આખો ભાગ જે કડીના મોખરા આગળ હતો તે પોતાને સ્વાધીન કરી લીધો, અને શત્રુની ફોજ પોતાનું રક્ષણ કરતી હતી તેમાં ભંગાણ પાડીને અવ્યવસ્થા કરી નાંખી.

આ પ્રમાણે જય પ્રાપ્ત કરી લેવામાં શત્રુને પોતાનો બચાવ કરવાને હતો તેથી, વધારે માણસનું નુકશાન થયું હોત નહિ, પણ મલ્હાર રાવના લશ્કરમાંથી દારૂખાનાનો એક કંડિયો પકડાયો તે દુર્દૈવથી સળગી ઉઠ્યો અને તેથી જ કરીને ઘણું નુકસાન થયું* મલ્હાર રાવની છાવણી, અને પાસેનું કડેલ ગામ લૂંટીને બાળવામાં આવ્યું, અને તેની ફોજ શહરના દરવાજા આગળ દોડ ગઈ તેને અંદર પેસવા ન દીધી અને વેરાઈ જવાનો હુકમ આપવામાં આવ્યો. કડીની સામી બાજુએ તેઓ ફરીને પાછા કેટલીક વાર સુધી એકઠા થયા પણ

---

* તે પ્રસંગે થયલા નુકસાની વિગત નીચે પ્રમાણે છેઃ-

ઘાયલ થયા તથા મરાયા તેની વિગત-

| | | | |
|---|---|---|---|
| યુરોપિયન......મરાયા, | ૨૨ ......ઘાયલ થયા, | ૮૨=૧૦૪ | =૧૬૨. |
| દેશી.......... ,, | ૬ ...... ,, | ૫૨= ૫૮ | |

તેમાં

અધિકારિયો મરાયા તેની વિગત-

લેફ્ટેનન્ટ ફ્રાન્સિસ ઈવી રાજાની ૮૪ મી પલ્ટણનો.
,, ડેવિડ પ્રૈસ ,, ૮૫ મી ,,

અધિકારિયો ઘાયલ થયા તેની વિગત,

લેફ્ટેનન્ટ હેનરી પાલ્યર પ્હેલી (અથવા ઉંચા કદના સિપાઈયોની) ટૂકડીનો.
,, હેનરી રૂમ પ્હેલી ટૂકડી છઠ્ઠી પલ્ટણનો.

કરીને પાછા તરત જ બહુ ગડબડાટમાં આવી પડ્યા. મલ્હાર રાવને ડર પેશી ગયો, એટલે તેણે કપ્તાન વિલિયમ્સને છોડી મૂક્યો અને તે આફિસર સુંદરજીને લઈને સાંજની વેળાએ બ્રિટિશ છાવણીમાં આવી પ્હોંચ્યો.

બાબાજિયે આ જયના સમાચાર પોતાના ભાઈને લખી મોકલ્યા તેમાં, તે બ્રિટિશ ફોજનું શૂરવીરપણું જોઈને બહુ રાજી થયો અને તેથી કરીને હવે તેને તથા તેના ભાઈને અને મિત્રોને લાભ થવાનો અવસર આવ્યો તે લખી જણાવ્યું. તેણે લખ્યું કે, "અંગરેજો જે રીતે લડ્યા તે રીત 'જોઈને, બાબા સાહેબ! હું બહુ આશ્ચર્ય પામ્યો. એમના જેવું જગતમાં 'બીજું કોઈ લડી શકે એવું હોય એમ મને લાગતું નથી. છ હોરામાં તેમણે 'તેમના ધાર્યા પ્રમાણે કર્યું, અને શ્રીમંતના સારા ભાગ્યને લીધે હવે "કડી બે દિવસમાં હાથ આવશે. કડેલથી કડી અર્ધો કોસ થાય છે. અંગરેજી 'ટુકડી ખાઈની લગભગ છે. અંગરેજને અહિં આણવાથી જે પરિણામ થશે 'તેથી તમે બહુ ડ્હાપણ ચલાવેલું ગણાશે. અને તેમના શૂરવીરપણાએ 'કરીને તેમની પ્રતિષ્ઠા અને ભીતિ તમારા શત્રુઓને વિશેષ લાગશે, એટલું જ 'નહિ, પણ આખા જગતને લાગશે. હવે આપણી ચિંતા એથી કરીને મટી 'ગઈ છે, કેમકે, હવે આપણે આપણી નજરમાં આવે તેમ કરી શકીશું."

મલ્હાર રાવે કપ્તાન વિલિયમ્સ અને સુંદરજીને છોડી મૂક્યા તેથી કર્નલ વિલિયમ કલાર્કે તેને ફરીને કહાવ્યું તે ઉપરથી લડાઈને બીજે દિવસે તેણે ક્હેવરાવ્યું કે હું શરણ થઈશ. એટલે તેની મરજી જણાવ્યા પ્રમાણે તેને બ્રિટિશ છાવણીમાં તેડી લાવવાને એક ટૂકડી દરવાજા આગળ મોકલવામાં આવી. દરવાજા આગળ, તે પાલખીમાં બેઠો હતો ત્યાં તેના લોકોએ તેને નહિ જવાને માટે સમજાવીને અટકાવ્યો. તેથી કિલ્લો તોડી પાડવાને તોપોનો મારો ચાલ્યો, અને કામ ઘણું આગળ વધ્યું, એટલે તા૦ ૩ જી મેને દિવસે મલ્હાર રાવ પોતાના અને પોતાના કુટુંબના માત્ર બચાવની સરતે શરણ થયો. બે દિવસ પછી કડીનો કિલ્લો શત્રુઓએ ખાલી કર્યો અને તેમાં બ્રિટિશ અને ગાયકવાડની ફોજે પ્રવેશ કરવાથી તેઓના એકઠા વાવટા ઉડવા લાગ્યા. ત્યાં ન્હાની મ્હોટી થઈને સાડત્રીશ તોપો, તથા હાથી, ઉંટ અને કેટલુંક બધું દારૂખાનું તથા સરસામાન તેમને હાથ લાગ્યાં.

કડી ટૂટી કે તરત જ વડોદરામાં બ્રિટિશની સત્તા સ્થપાઈ. માર્ચ મહિનાના પ્રારંભમાં મિ૦ ડંકન અને રાવજી વચ્ચે ઠરાવ થયો, તે પ્રમાણે ગાયકવાડે ચોરાશી પરગણું અને સુરતની ચોથ આપી, અને બ્રિટિશ

ફોજના ખર્ચની જામીનગીરીને માટે સુરત અઠ્ઠાવીશીનો પોતાનો ભાગ આપ્યો. એક ગુહ્ય ઠરાવ થયો તે લડાઈનો અંત આવતાં સુધી અમલમાં લાવવાને બંધ રાખ્યો. તે ઠરાવ પ્રમાણે બે હજાર દેશી પાયદલ, એક યુરોપિયન ગોલંદાજની ટુકડી અને તેના પ્રમાણમાં ખારવા; એ પ્રમાણે ફોજને નિરંતર પગાર આપવાને ગાયકવાડ સરકારે કબૂલ કર્યું તેના ખર્ચને પેટે બંને પક્ષકારોને સુલભ પડે તે ભાગ ગાયકવાડના રાજ્યમાંથી અંગરેજને આપવાનો ઠરયો. આરબનું લશ્કર કહાડી નાંખવાનું ઠર્યું. ગાયકવાડને બ્રિટિશે આશ્રય આપ્યો તેના બદલામાં ખુશી થઈને આનંદરાવ ગાયકવાડે, જુન મહિનાની ચોથી તારીખે સુરત અઠ્ઠાવીશીનું ચીખલી પરગણું કંપની સરકારને આપ્યું; અને ત્યાર પછી બે દિવસે એક બીજો ઠરાવ થયો તેમાં માર્ચ મહિનાનો કોલકરાર અને ચીખલી આપવાનો ઠરાવ રીતિ પ્રમાણે બાહાલ રાખવામાં આવ્યો અને એમ ઠરાવ્યું કે જે આરબોને ઓછ કરવાના છે તેમનો પગાર આપવાને બ્રિટિશ સરકારે ગાયકવાડને રૂપિયા ધીરવા ને તેને પેટે ગાયકવાડે વડોદરા, કોલર, જનોડ, પેટલાદ, અને અમદાવાદનાં પરગણાં લખી આપવાં. તે જ દિવસે આનંદરાવ ગાયકવાડે એક દસ્તાવેજ કરી આપ્યો તેના ઠરાવ પ્રમાણે ગાયકવાડને હવે પછી મદદ આપવા સારૂ બ્રિટિશે સહાયકારી ફોજ સંવત્ ૧૮૬૦ (ઈ० સ० ૧૮૦૪)ની સાલથી રાખવી અને તેના ખર્ચને સારૂ ગાયકવાડે ધોળકા પરગણું આપવું એમ ઠર્યું. પ્હેલા વર્ષમાં લશ્કરના ખર્ચના રૂપિયા ૭,૮૦,૦૦૦ થયા હતા તેનો પણ દસ્તાવેજ થયો અને તેને પેટે ૫૦,૦૦૦ રૂપિયાની નડિયાદના ગામની જયદાદ આપવામાં આવી, તથા બાકીના રૂપિયા પૂરા કરવાને કડીની ઉપજ અને કાઠિયાવાડની સંવત ૧૮૫૭-૫૮(ઈ० સ० ૧૮૦૧–૨)ની મુલ્કગીરી (જમા) સોંપવામાં આવી. જુનની સાતમી તારીખે મેજર વૉકર વડોદરાનો રેસિડેન્ટ ઠરયો. તે પ્રમાણે તે ત્યાં જુલાઈની ૧૧ મી તારીખે આવી પ્હોંચ્યો. તે સમયે ગાયકવાડે તેનો ઘણો આદરસત્કાર કરયો. રાવજીના ક્હેવા ઉપરથી એના ઘરની પાસે પરામાં એક વાડી હતી ત્યાં આગળ મેજરને માટે તંબુ ઠોકાયા અને ત્યાં બ્રિટિશનો વાવટો ચડ્યો.

આનંદરાવના રાજ્યની સામે એક બીજું બંડ થયું હતું તે શમી ગયાના સમાચાર થોડા દિવસ અગાઉ મળ્યા હતા. ગાયકવાડના કુટુંબનો સગો એક ગણપતરાવ કરીને હતો તે માજી મહારાજા ગોવિંદરાવના કરતાં પોતાનો વિશેષ હક્ક ધરાવીને સર્વ સત્તા લઈ લેવાને ઉભો થયો હતો, તો

પણ ભલા સ્વભાવના મહારાજે તેને સંખેડાનો કિલ્લો અને તેનું ન્હાનું પરગણું થોડે રૂપિયે ઇજારે આપ્યું હતું તેના રૂપિયા આપવા બંધ કરી બેઠો તો અને મલ્હાર રાવની સાથે મળી જઈને પોતાની સ્વતંત્ર સ્થાપના કરવાને યાર થયો હતો. પણ કડી જેર થયા પછી તે પોતાના કિલ્લામાં ભરાઈ પેઠો તો. ત્યાં માત્ર બે તોપો હતી અને બીજું રક્ષણનું બરાબર સાધન નહિ છતાં ગાયકવાડનો હલ્લો સહન કરી શક્યો હતો. ગણપતરાવની સાથે મહારાજના પિતાનો એક દાસીપુત્ર મોરારરાવ કરીને હતો તે તેને મળી યો હતો. બ્રિટિશ ફોજની એક ટુકડી કપ્તાન બેથુનના ઉપરી-ણા નીચે જઈને તરત જ ગાયકવાડની ફોજ સાથે મળી, અને જુલાઈ મહિનાની ૭ મી તારીખે સંખેડું તાબે થયું, તેમાં કિલ્લેદારોની ખાનગી મિલ્કત અને તેમના જીવ બચાવાનો કોલકરાર થયો. પણ ઠરાવ થતાં હેલાંની રાત્રે ગણપતરાવ અને મોરારરાવ, થોડા માણસ લઈને પગે ચાલી નીકળ્યા હતા તે ગોવિંદરાવનો સાળો બાપુ પૌંવાર કરીને માળવામાં મ્હોટો જાગીરદાર હતો તેના રક્ષણ નીચે ધાર જઈ રહ્યા.

હવે ગાયકવાડની પ્રધાન ટોળીનું અને બ્રિટિશ રેસિડેન્ટનું મન કેટલાક મહિનાથી આરબોને ક્હાડી મૂકવાના વિકટ કામ ઉપર લાગ્યું હતું. તેઓ એટલા બધા બળિયા થઈ પડ્યા હતા કે, રાજ્યના પ્રત્યેક કામકાજમાં પોતાનું માથું ઘાલતા હતા. આ કામનું યથાસ્થિત વર્ણન આ ઠેકાણે આપ-વાની કાંઈ અગત્ય નથી. ટુંકામાં એટલું જ કે બ્રિટિશ ફોજના આશ્રય વિના તે થાય એમ ન હતું. છેવટે આરબોના જમાદારોને વડોદરાના કિલ્લામાં ઘેરી લીધા, અને કર્નલ વુડિંગ્ટનના તાબાની ફોજના જોરથી ૧૮૦૨ના ડિસેમ્બર મહિનાની ૨૬ મી તારીખે તેઓને તાબે થઈ કરાર કરવાની જરૂર પડી.

બ્રિટિશની સત્તા ગૂજરાતમાં કેમ પ્રવેશ પામી તે વિષેનો થોડો વૃત્તાન્ત ઉપર પ્રમાણે આપવામાં આવ્યો. હવે તેની હવે પછીની વૃદ્ધિ વિષે અમે ટુંકામાં લખીશું.

ઇ૦ સ૦ ૧૮૦૫ ના એપ્રિલ મહિનાની ૨૧* મી તારીખે ગાયકવાડ સાથે છેવટનો એક કોલકરાર થયો તેમાં આગળ જે ઠરાવો થયેલા તેમાં સુધારો અને ફેરફાર કરવાનો જે યોગ્ય જણાયો તે કરીને ચોકસ ઠરાવ થયો. ગાયકવાડે પ્રથમ બે હજાર માણસની સાહાય્યકારી ફોજ રાખી હતી

---

* જિયોગ્રાફીનામામાં તા. ૧૨ મી લખી છે, તે ભૂલ છે.

આ તહનામાના સંબંધમાં મુલ્લા ફિરોજ પોતાના જિયોગ્રાફીનામામાં વિશેષ પડતું લખે છે. ર. ઉ.

તેને બદલે હવે ત્રણ હજાર રાખવાને કબૂલ થયો, અને તે તેના મુલ્કમાં રહેવાની ઠરી, પણ જ્યારે અગત્ય પડે ત્યારે જ તેને કામમાં લેવી એમ ઠર્યું તેના ખર્ચને સારૂ ૧૧,૭૦,૦૦૦ રૂપિયાંની ઉપજનાં પરગણાં આપવાનં ઠર્યાં. ચોરાશી, ચીખલી, અને ખેડાનાં પરગણાં તથા સુરતની ચોથ બ્રિટિશને આપી હતી, અને ગાયકવાડને બ્રિટિશ સરકારનું દેવું હતું તેના પેટામ બીજાં પરગણાંની ઉપજનો સમાવેશ થઈ ગયો.*

ગોવિંદરાવના સમયથી પેશ્વા અને વડોદરા સરકાર વચ્ચે કાંઈ કોલ કરાર થયા નથી. આબા સેલુકરનું બંડ બેસારી દીધા પછી પેશ્વા પાસેથ ગાયકવાડે અમદાવાદ, કાઠિયાવાડની મુલ્કગીરી, પેટલાદ, નાપાડ, ચૂડા રાણપુર, ધંધુકા, અને ગોઘાનાં પરગણાં, તથા ખંભાતમાં જે તેઓના કેટ

* આનંદરાવ ગાયકવાડના રાજ્યમાંથી આનરેબલ ઇસ્ટ ઈન્ડિયા કંપનીને દે આપવામાં આવ્યું તેની યાદી ગંગાધાર શાસ્ત્રીની વિગત પ્રમાણે કર્નલ વૉકરના ૧૮૦ ના જાન્યુઆરી મહિનાની પ્હેલી તારીખના રિપોર્ટ સાથે જોડવામાં આવી છે, તે નીચે પ્રમાણે છેઃ—

ઇનામ.

| | | | |
|---|---|---|---|
| ખેડાની કિલ્લેદારી | ... ... | રૂ૦ | ૪૨,૦૦૦ |
| ચીખલી પરગણું | ... ... | ,, | ૭૬,૦૦૦ |
| સુરત બંદરની ચોથ | ... ... | ,, | ૫૦,૦૦૦ |
| ચોરાશી પરગણું | ... ... | ,, | ૯૦,૦૦૦ |
| | | | ૨,૫૮,૦૦૦ |

જયદાદ.

| | | | |
|---|---|---|---|
| નડિયાદ પરગણું | ... ... | ,, | ૭૫,૦૦૦ |
| ધોળકા ,, | ... ... | ,, | ૪,૫૦,૦૦૦ |
| વિજાપુર ,, | ... ... | ,, | ૧,૩૦,૦૦૦ |
| માતર ,, | ... ... | ,, | ૧,૩૦,૦૦૦ |
| મહુધા ,, | ... ... | ,, | ૧,૧૦,૦૦૦ |
| કડીટપ્પો ,, | ... ... | ,, | ૨૫,૦૦૦ |
| કીમ કઠોદરાની જકાત | ... | ,, | ૫૦,૦૦૦ |
| કાઠિયાવાડની વાર્ષિક વરાત | | ,, | ૧,૦૦,૦૦૦ |
| | | | ૧૧,૭૦,૦૦૦ |
| | | | ૧૪,૨૮,૦૦૦ |

ાક હક્ક હતા તે ઇજારે લીધા હતા. પણ વસઇનો કોલકરાર થયો તેમાં રાણ-
ર, ગોઘા, અને ધંધુકા, તથા ખંભાતમાંનો પેશ્વાનો ભાગ પેશ્વાએ બ્રિટિશ
કરકારને આપ્યો હતો. અને બાકી રહ્યું તેનો પટો દશ વર્ષની મુદતથી
ેશ્વા સરકારે ગાયકવાડ સરકારને ૧૮૦૪ ના જુન મહિનાથી આપ્યો
તો; પણ પ્રથમની મુદત થઈ રહી ત્યારે પેશ્વાએ નવો પટો કરી આપ-
ાની સાફ ના પાડી અને ગૂજરાતમાં પોતાની રાજસત્તા વધારવાની
માતુરતા થઈ, તેથી ૧૮૧૫ માં ત્ર્યંબકજી ડેંગલેને સરસૂબેદાર ઠરાવ્યો;
ાણે તે પ્રાંતમાંનાં પરગણાં પેશ્વાને નામે લીધાં, અને આ પ્રમાણે પોતાને
સત્તા મળી તેનો બ્રિટિશ સરકાર સામે કપટકાર્ય કરવામાં ઉપયોગ કરવા
ાંડ્યો. પણ પેશ્વા સાથે ૧૮૧૭ માં કરાર થયો તેમાં આ તોફાની સૂબાને
ાણે માન્ય રાખ્યો નહિ; અને તેણે ગાયકવાડના ઉપર હવે પછી દાવો કર-
ાનો છોડી દીધો, તથા પાછલા દાવાનો ચૂકાદો કર્યો, અને તેણે ગૂજરાતની
ાતાની ઉપજ, ઓરપાડ બાતલ કરતાં, બ્રિટિશ સરકારને આપી.

નવેમ્બર મહિનાની ૬ ઠ્ઠી તારીખે વડોદરામાં વિશેષ કરાર થયો, તેમાં
જુનાના કરારથી ગાયકવાડને લાભ થયો હતો, તેથી ગૂજરાતમાં જે એક
બીજાનાં રાજ્ય હતાં તેની થોલ પડતી વ્હેંચણી કરવાની રીતિ કબૂલ કરી,
અને તેની સાહાય્યકારી ફોજમાં એક હજાર કવાયતી પાયદલ તથા ઘોડે-
સ્વારની બે પલ્ટણો વધારી લેવાનો ઠરાવ કરી તેના ખર્ચના બદલામાં
બ્રિટિશ સરકારને થોલ પડતી વળકણ કરવામાં વચ્ચે આવતાં પરગણાં
આપવાનું કબૂલ કર્યું.



# પ્રકરણ ૫ મું

## કાઠિયાવાડની મુલ્કગીરી

અણહિલપુરના રાજા અને અમદાવાદના સુલ્તાન, એ બંનેની, પોતાની
પડોશના રાજાઓ સાથેની વર્ત્તણુંક, એકંદરે સમાન હતી, એવું આપણા
જોવામાં આવી ગયું. કેટલાએકને જિતી લેવા જેટલું જોર પોતાનામાં છે
એમ તેમને લાગતું. તેઓને તેઓ સંપૂર્ણ રીતે જિતી લેતા, પણ જેઓનો
પરાજય કરી શકાય એમ ન હતું, તેઓની સાથે લડવાથી શો પરિણામ
થશે એ વિષેની ખાતરી નહિ હોવાને લીધે, લડવાના કરતાં તેઓ માંહેથી
ઘણા જણ પાસેથી ખંડણી લેવાનું ઠરાવીને તેઓ સંતોષ પામતા અને આ
પ્રમાણેની પોતાની પ્રાપ્ત કરી લીધેલી સત્તા કાયમ રાખવા સારૂ ગૂજરાતના
સુલ્તાનોએ, અને ત્યાર પછીના દિલ્હીના સૂબેદારો, જે અમદાવાદમાં

મૂકવામાં આવ્યા હતા, તેઓએ, દેશમાં પોતાનાં થાણાં બેસારી દીધાં હતાં તેથી નિયમસર ખંડણી ઉઘરાવી લેવાને બની આવતું હતું; અને જ્યાં અગત્ય પડતી હતી ત્યાં જ માત્ર ચડાઈ કરી તે વસુલ કરી લેતા હતા. આ પ્રમાણે બેસારેલાં થાણાં રહેતાં રહેતાં ઉઠાડી લેવામાં આવ્યાં હતાં; અથવા ઉઠાડી મૂકવામાં આવ્યાં હતાં. તેથી મોગલ રાજ્યની સમાપ્તિની વેળાએ, જે અંધેર કારભાર અને ગડબડાટ વારે વારે થયેલો જોવામાં આવ્યો છે તેવે પ્રસંગે ખંડણી ઉઘરાવી લેવાને માટે ઘણે ઠેકાણે પ્રતિ વર્ષે હુમલા કરવા પડેલા છે. આ રસ્તો પકડવાને મુસલમાનોને તો અગત્ય પડી હતી. અને જ્યાં તે પ્રમાણે કર્યા વિના છૂટકો ન હતો ત્યાં તેઓ તેમ કરતા હતા. પણ તેમની પછી મરાઠા થયા, તેઓને તો હુમલા કરવાનો રસ્તો મન ગમતો થઈ પડ્યો હતો અને તે રસ્તો ઝાલવાને તેઓ ચૂકતા જ ન હતા.

મરાઠાના રાજ્યની મુખ્યત્વે કરીને જેવી રાજનીતિ હતી તે પ્રમાણે જે જે દેશ ઉપર તેઓએ હથિયાર ચલાવ્યાં તે તે દેશમાંથી પૈસા કઢાવવા ઉપર તે-ઓએ મુખ્ય નજર રાખી હતી. કેટલાક અનુભવ ઉપરથી, જ્યારે ઘણે દિવસે તેઓની ખાતરી થઈ કે ખંડણીની રકમ નક્કી કરી તે ઉઘરાવી લેવાથી લાભ થાય છે ત્યારે તેઓએ જિતી લીધેલા દેશમાં નિયમસર કારભાર ચલાવવા ઉપર તેઓએ નજર પ્હોંચાડેલી છે. તેઓનો ઇતિહાસકર્ત્તા લખે છે કે, "મરાઠા જ્યારે પોતાની સીમા છોડીને બ્હાર જતા ત્યારે તેમને મન "પૈસો ઉઘરાવવો અને લડાઈ કરવી એ બે સમાન હતું. જ્યારે કોઈ "ગામમાં અટકાવ કરવામાં આવતો ત્યારે ત્યાંના અધિકારિયોને પકડવામાં "આવતા, અને તેઓને ધમકી બતાવીને અથવા કોઈ કોઈ વાર તો થોડો "ઘણો સખ્ત અત્યાચાર કરીને તેઓની પાસેથી ચુકાદો કરી લેતા હતા. "રોકડા પૈસા તો તેમને ભાગ્યે જ મળતા હતા; પણ જે શરાફોનો ગામડાંમાં "વેપાર ચાલતો હોય તેઓની જામીનગીરી લેવાની રીતિ પસંદ કરવામાં "આવતી હતી, કેમકે તેમની ચિઠિયો હિન્દુસ્તાનના ગમે તે ભાગમાં હુંડિ-"યોની પેઠે વટાવી શકાતી હતી. જ્યારે ગઢના ગઢપતિઓ તેમના સામી "ટક્કર લેતા અને છેવટે તેમનાથી હારતા ત્યારે તેઓને કત્લ કરવામાં "આવતા." આ પ્રમાણે પૈસાના લાલચુ મરાઠાને માફક આવતી ચડાઈયે "મુલ્કગીરી" એવા નામથી ઓળખાતી હતી.

તેઓ ગૂજરાતમાં પ્રથમ આવ્યા ત્યારે, પોતાની પ્હેલાં થયેલા મુસલમાનોનો દાખલો જોઈને, અને દેશની સ્થિતિને અનુસરીને, તથા પોતાના મનના વલણને લીધે, આવી મુલ્કગીરી કરવા નીકળવાની રીતિ તેઓએ પસંદ કરી

ધી. હાલમાં જે તાલુકા રજપૂત તાલુકદારોને સ્વાધીન હજી લગણ છે તેઓ
ણ ચાર હજાર લૂટારા અશ્વાર લઈને, તોપો કે છાવણી કરવાનો સરસામાન
ાથે લીધા વિના, લૂંટફાટ કરતા ચાલ્યા જતા હતા, અને ભોમિયા કબૂલ કરી
ાકે અથવા પોતાનું બળ ચલાવીને બની શકે તે પ્રમાણે પોતાના દાવાનો
ીકાલ કરી લેતા હતા. જેમ દેશનું રાજ્ય વધારે થાળે પડતું ગયું તેમ
ક્રી કરેલા અવ્યવસ્થિત પાયદળનું લશ્કર લઈને તેઓ જાથુ મુલ્કગીરી
રવા લાગ્યા. મરાઠા સરદારોનો એવો એક નિયમ હતો કે જેમ બને
મ વધારે ખંડણી લેવી, અથવા એમ બને નહિ તો પછી પોતાના પૂર્વના
ાવ કરતાં ઓછી તો પછી લેવી જ નહિ, અને આ છેલ્લા નિયમને તેઓ
ટલા બધા વળગી રહેતા કે, કોઈની પાસેથી ચડી ગયેલી ખંડણી વસુલ કરી
ાણની હોય તો સામટા નીકાલ બહુ છૂટ મૂકીને કરવાને બદલે આગળના
વ પ્રમાણે બે વર્ષનું વસુલ લેવાનું તેઓ વધારે પસંદ કરતા હતા. આણી-
રજપૂત રાજાઓ પણ ગમે તેટલી ખંડણી આપવાને જેમ બને તેમ
ા થવામાં પ્રતિષ્ઠા સમજતા હતા અને જ્યારે કાંઈ ચાલતું નહિ ત્યારે
પોતાને લાભ થાય તેમ ફડચો કરવાને તૈયાર થતા. મુલ્કગીરી લશ્કર
ો દેશ તાબે કરી લેવાને અથવા જે ગઢનો બચાવ આગ્રહથી કરવામાં
એવા ગઢ જેર કરવાને શક્તિવાન ન હતું; તેટલા માટે તેનાં માણસો
શહેર અને ગામડાંમાં લૂંટફાટ કરવા માંડતાં, અને તે કામ શરૂ
ાડીને મોસમની વેળા પસંદ કરવામાં આવતી; તેનું કારણ તાલુકદાર
ી તરત જ કબૂલાત લેવાની જરૂર પાડવાનું એકલું જ ન હતું પણ
જને ઘાસદાણા મળવાનું સારૂં સાધન મળે માટે તે ઋતુ પસંદ કરતા
તા. જે તાલુકદાર પાસેથી ખંડણી વસુલ કરવાની હોય તેના તાલુકામાં
રાઠી ફોજ આવે ત્યારે તેના સામા થવાનો વિચાર ન હોય તો તાલુક-
ારને વિશ્વાસ ઉપજે એવા એક વકીલને, સર્વ વાજબી માગણીને પૂરી
ડે એટલી જામીનગીરી આપીને, પોતાના તાલુકાની સીમા ઉપર મોકલ્યા
ના ચાલે નહિ. જો તે પ્રમાણે તે મોકલે તો આગળ ચાલનારી ફોજની
કડીના એક અથવા તેથી વધારે અશ્વારો જે બાંહધર કહેવાતા હતા તે
ના તાલુકાના દરેક ગામમાં મૂકવામાં આવે તેથી ત્યાં લૂંટફાટ કરવામાં આવે
હિ; પણ જો તાલુકદાર સામા થવાની મરજી જણાવે નહિ અથવા તરત
તાવી દેવાનું મન જણાવે નહિ, તો પછી પિંઢારાઓ ચોગરદમ પથરાઈ
ાય; અને રસ્તામાં સર્વ પ્રકારની લૂંટફાટ ને નાશ કરતા ચાલે, તેથી તે
સ્તે થઈને ફોજ ગઈ છે એમ જણાઈ આવે. અને તે રજપૂત તાલુકદાર

માગેલી ખંડણી રજુ કરવાને કબૂલ થાય તેના પ્હેલાં તો ખેતરોમ પાકેલો ફાલ રફેતફે કરવામાં આવે; અને ગામડાંને ઘાતકીપણે સળગ નાંખે અને નાશ કરે, ઘરની ઉઘાડી ભીંતો સિવાય કાંઈ રહેવા દે નહિ તાલુકાનું એકેએક વિઘું ઉજ્જડ કરી નાંખે અને એકેએક ગામ ઉજ કરીને નાશના ઢગલા કરવામાં આવે.

શિવરામ ગાર્દી જે કવાયત શીખેલા લશ્કરનો સરદાર હતો આગળ જણાવેલું છે તેને સ્વાધીન મુલકગીરી કરવાનું કામ સોંપવ આવ્યું હતું ત્યારથી મુખ્યત્વે કરીને તેઓએ મુલકગિરીનો દર આગ કરતાં ઘણો વધારી દીધો હતો. મરાઠાના પ્હેલાંના અધિરાજાઓના યથી જે ખંડણી લેવામાં આવતી હતી તે સિવાય મરાઠા જૂદે જૂદે નામે ખંડણી લેતા હતા, જેમ કે, તેમના ઘોડાને માટે "ઘાસદાણો" અને એ પણ જેમાં સર્વ વાત આવી જાય એવો "બીજો પ્રચૂર્ણ" ખર્ચ લે આવતો. ખંડિયા પ્રાન્તના બે ભાગ કરવામાં આવ્યા હતા, એક કાઠિય તેમાં સોરઠનો દ્વીપકલ્પ, ઝાલાવાડ; અને બીજો તેને લગતો દેશ અ હતો; બીજો મહીકાંઠો, તેમાં મહી નદીથી તે અંબા ભવાની અને ક રણ સુધીનો દેશ આવ્યો હતો.[1]

આરબ સિપાઈયો કેટલીક સત્તા બથાવી પડ્યા હતા. મહારાજ રાવ મરણ પામ્યા હતા, અને કાન્હાજી તથા મલ્હારરાવનાં બંડ ઉભ હતાં, એ સર્વ કારણોએ કરીને કાઠિયાવાડમાં મુલ્કગિરી કરવાને મોકલવાનું બની આવ્યું ન હતું તેથી સન ૧૭૯૮-૯૯ ની સાલથી ચડી ગઈ હતી. તે ઉઘરાવાનું કામ બાબાજી આપાજીને સોંપવામાં આ એટલે કડી જેર કર્યા પછી ૧૮૦૨ ની સાલમાં તે મુલ્કગિરી કર નીકળ્યો. પણ તેટલી વારમાં કાઠિયાવાડના તાલુકદારો કિલ્લા બાંધીને સ થવાને સજ્જ થઈ રહ્યા હતા, અને જે પૈસા ખંડણી આપવાના કામમાં આ શકત તે નાના પ્રકારનાં ખર્ચમાં અને મુખ્યત્વે કરીને તેઓના પોતાન

૧ આ બંને પ્રાન્તની મુલ્કગિરીનો આંકડો ઈ. સ. ૧૮૦૨ માં ગાયકવાડ સ કર્નલ વોકરને યાદી કરી આપવા પ્રમાણે નીચે મુજબ હતોઃ-

| પ્રાન્ત | ગાયકવાડના ભાગ | પેશ્વાનો ભાગ | કુલ |
|---|---|---|---|
| | રૂપિયા | રૂપિયા | રૂપિયા |
| કાઠિયાવાડ... | ૪,૦૯,૫૨૧ | ૫,૩૮,૦૧૯ | ૯,૪૭,૫ |
| મહીકાંઠો ... | ૩,૦૦,૬૨૨ | ૧૫,૦૦૦ | ૩,૧૫,૬ |

ર્યા પછવાડે વાવરી નાંખ્યો હતો. વળી તેઓના સાંભળવામાં એમ
ર્યું હતું કે બાબાજિયે ચઢેલો અવેજ સામટો લેવાનો નિશ્ચય કર્યો છે,
ઉપરથી તેઓને ઘણી ધાસ્તી લાગી ગઈ હતી. મલ્હાર રાવની ટોળીમાં
ડીનો દેસાઈ હતો તેને જિતી લઈને બાબાજી કાઠિયાવાડમાં પેઠો. તેમાં
ળિયા, મોરબી, જૂનાગઢ, ભાવનગર, અને વઢવાણ સાથે લડાઈથી કરીને
ત મેળવતો ચાલ્યો; તેણે કડીના જાગીરદારને તથા તેના દીકરાને કેદ
ડીને ત્યાંનું ભયભરેલું બંડ બેસારી દીધું; અને દેશમાં જેટલી ખંડણી
ણી હતી તેટલી વસુલ કરી લીધી, તથા આગળ કેટલાંક સૈકાંઓથી જોવામાં
વેલો નહિ એવો દાબ અને સત્તા આખા દેશમાં બેસારી દીધાં. બાબાજી
પ્રમાણે પોતાની મુલ્કગીરીમાં જય પામ્યો, તેટલી આશા રાખવામાં
ી ન હતી, તથા તેટલું જોર મારવા જેટલી ખરી શક્તિ ગાયકવાડ-
ન હતી, પણ કાઠિયાવાડના તાલુકદારો બાબાજીના ઠરાવને શરણ
તેનું દેખીતું કારણ એ હતું કે, એ તથા એના રાજાને બ્રિટિશ સર-
ી ઓથ હતી, તે તેઓ સારી પેઠે જાણતા હતા; તેઓના પોતાના જ
માં આપણે બોલિયે તો "ફિરંગીની ફોજ બધે પથરાઈ જશે એવો
તેઓ રાખતા હતા." આ પ્રમાણે હકિકત છતાં, બ્રિટિશની નિર્દોષ
ીતિ, અને દયાભાવના હેતુથી તથા તેમની સારી નામનાની ખાતર
... સત્તા હવણાં બલવાન થઈ પડેલી જોવામાં આવી તે સત્તા
ડી રીતે દેખાઈ આવે તથા તે પૂર્ણ રીતે સ્થાપિત થાય એવી તેમની
ા હતી.

બ્રિટિશ સરકારનો ગાયકવાડ સાથે પ્રથમ સંબંધ થયો તેવામાં જ
ણાઈ આવ્યું હતું કે, વડોદરા સરકારની ઉપજનો મ્હોટો ભાગ કાઠિયા-
ની ખંડણી નિયમિત વસુલાત કરી લેવા ઉપર આધાર રાખતો હતો,
પ્રતિવર્ષે નિયમસર તે ઉઘરાવી લેવાની ઘણી અગત્ય પડતી, અને
ણાં તો ઘણી બાકી ચડી ગઈ હતી તેથી તે ઉઘરાવી લીધા વિના ચાલે
, એમ થઈ પડ્યું હતું. ગાયકવાડના કારભારી સારી પેઠે સમજતા હતા
બ્રિટિશ સરકારની મદદ વિના આપણાથી એ બાકી વસુલ કરી શકાય
મ નથી, અને એ જ તેમની અશક્તિને લીધે તેઓએ સાહાય્યકારી લશ્કર-
ત્રણ પાયદલની પલ્ટણો રાખી હતી તથા અગત્ય પડે તો એક પલ્ટ-
કાઠિયાવાડ મોકલવાનો ઠરાવ પણ ઘણું કરીને એ જ કારણ ઉપરથી
રાખ્યો હતો. આ પ્રમાણે ગાયકવાડની મતલબ બર પ્હોંચાડી આપવાને
ટિશ સરકાર મોઘમ રીતે બંધાયલી પોતાને સમજવા લાગી, અને ગાય-

કવાડની ઈચ્છેલી રીતિ પ્રમાણે અમલ કરવામાં આવે તો પોતાની હું
રીતભાત અને રાજનીતિથી ઉલટી રીતે વર્તવું પડે તેથી. સન ૧૮
ડિસેમ્બર મહિનાની ૧૫ મી તારીખે હિન્દુસ્તાનની વડી સરકારના અ
ઉપર માર્કિવસ આફ વેલ્સલી હતો તે વેળાએ તેણે પોતાનો એવો
પ્રાય જણાવ્યો કે, મુલ્કગીરી કર્યા વિના કાઠિયાવાડના રાજાઓ, ઠાકોરે
તેઓને પ્રતિવર્ષે ગાયકવાડને આપવાની ખંડણી વિષેનો સુલેહભરેલ
ઠરાવ થાય તો ગાયકવાડની તેમ જ ગૂજરાત માંહેલા બ્રિટિશ સર
સ્વાર્થની સારી સેવા બજાવેલી કહેવાય. આ પ્રમાણે ખરૂં જોતાં
પ્રસંગ એવા આવી ગયા કે, કાઠિયાવાડના કામકાજ સંબંધી બ્રિટિશ
કારને વચ્ચે પડવાની અગત્ય આવી પડી. રજવાડાવાળા પોતાની
ગાયકવાડને ખંડણી આપે એટલે ગાયકવાડે પણ પોતાનું વધી ગયલું
ઘટાડી દેવા ઉપર પોતાની નજર પ્હોંચાડી; વળી ખંડણી ઉઘર
જે અતિ ઘણો ખર્ચ થતો તે નહિ થતાં પોતાના ખજાનામાં તે
કરશે એવો અગમવિચાર પણ તેઓએ કર્યો; પણ આ પસંદ
ઠરાવ અમલમાં આણવાનો બધો આધાર તેઓએ પોતાના સા
કારી બ્રિટિશ સરકાર ઉપર રાખ્યો. પણ આણીમગ બ્રિટિશ
કાર અગર જો, ઠરાવની રૂઈયે ગાયકવાડને મદદ આપવાને બં
હતી, અને એવી મદદ આપવાને મનથી ઈચ્છતી હતી; [illegible]
ઠરાવ કરવાથી, જુલમભરેલી મુલ્કગીરીની રીતિમાં સુધારો થયે કા
વાડના તાલુકદારોને જે ફાયદા થવાના તે સારા પ્રકારનું સારૂં વાળી
એવા પ્રકારના તેના ગણવામાં હતા; અગર જો તે તાલુકદારો, તેનું
સ્થપણું તરત જ કબૂલ રાખશે એવું માનવાને તેને કારણ હતાં;
અગર જો તે સારી પેઠે જાણતી હતી કે, પોતે વચ્ચે પડે નહિ તે
વેળાનો પ્રસંગ અને અગત્ય જોતાં, વડોદરાનો ગાયકવાડ ગૂજરાતના
કલ્પ ઉપર, પોતાની મતલબ હાંસલ કરી લેવા સારૂ, એવાં સાધનો
યોગમાં આણે કે તે બ્રિટિશ સરકારની રાજનીતિની સામે છતાં વગર અ
આપવે તેના આશ્રયની અસર તે સાધનોને પ્હોંચવાથી તે બળ પકડે
પણ મુલ્કગીરી સરખા વાંધાભરેલા કામમાં મદદ આપવાને તેને
લાગતી ન હતી.

ઉપર પ્રમાણેનાં બ્રિટિશ સરકારની રાજનીતિનાં કારણ, કેટ
વાર સુધી માન્ય કરવામાં આવ્યાં હતાં, તો પણ સન ૧૮૦૭ ના એ
મહિનાની ૩૭ તારીખે કામ આવતાં સુધી, એ માથે લેવાનો પ્ર

ાઈ સરકારને આવ્યો ન હતો. કર્નલ વૉકર જોઈતી માહીતગારી ધરાવતો
, અને ત્યાં તેનું વજન બંધાયું હતું; એ બે અગત્યના ગુણોએ કરીને
પસંદ કરવામાં આવ્યો, અને તે દિવસે ગાયકવાડની ફોજ સાથે એક
કરતી ટૂકડી લેઈને સોરઠના દ્વીપકલ્પમાંનું જે કામ પેશ પ્હોંચાડવાનું
તે પરિપૂર્ણ કરવા જવા માટે તેને હુકમ કરવામાં આવ્યો.

બ્રિટિશ સરકારના મધ્યસ્થપણાથી ગાયકવાડની મુલ્કગીરી બંધ કરા-
તેને બદલે હંમેશાંને માટે અમુક ખંડણી આપવાનો બંદોબસ્ત કરવાને
ઠિયાવાડના તાલુકદારોની મરજી છે કે નહિ તે વિષે તેમનું મન જોવાને
ાઉથી ઉપાય કામમાં લગાડવામાં આવ્યા હતા. આ કામનો પરિણામ
ા સારો આવ્યો, તો પણ કાઠિયાવાડમાં બ્રિટિશ સરકારની ફોજે દેખા
ી એટલે એ સરકારની ખરેખરી સ્વાર્થ વિનાની વર્તણૂંક વિષે તાલુકદાર
ાના મનમાં ખરેખરો ખ્યાલ આવ્યો નથી એમ કર્નલ વૉકરના જાણવામાં
ત જ આવી ગયું. તે ક્હે છે, કે

"તાલુકદારોને, પોતાની ઉપર મોકલેલા સરક્યુલર પત્રમાં લખેલી
ત સાચી છે એમ લાગ્યું નહિ. અને ફોજ આગળ વધવા લાગી.
મ તેમ, તેઓ તરેહવાર ક્હેણ ક્હાવવા લાગ્યા, તેથી સર્વના વિચાર
ણાઈ આવ્યા. તેઓ સ્વાભાવિક રીતે એમ ધારવા લાગ્યા કે અમે
...રફથી મુલ્કગીરી કરવાને નીકળ્યા છિયે; તે ઉપરથી કેટલાક ક્હેવા
કે, અમને પૈસા ક્હાડી લેવાની યુક્તિયો ઘણી સારી આવડે છે,
અમારી ફોજ ઘણી લડાયક છે, તેથી લૂંટમાં અમને ભાગિયા કરશો તો
મારી ફોજને મ્હેનત કરવી પડશે નહિ. માળિયાના ઠાકોરે રણ ઉપરના
તાનો કબજો કરી લેવાની ઇચ્છા કરી, અને ચોરવાડ, કચ્છ, અને
ધ ઉપર એકઠા મળીને લૂંટફાટ કરવાને હલ્લા કરવાનો અભિપ્રાય આપ્યો.
ી કેટલાક એમ સમજ્યા કે, ગાયકવાડનો હક્ક યુક્તિથી ખશેડી દઈને
ટિશનો હક્ક સ્થાપી દેવાનો અમારો વિચાર છે, તેથી કંપનીની સત્તા પાળ-
ી ઘણી જ ખાતરીપૂર્વક ઇચ્છા બતાવા લાગ્યા, અને ગાયકવાડની સત્તા
માનવાનો પ્રયત્ન કરતા જણાયા. તેમ જ ગાયકવાડના પ્રામાણિકપણા
ર શક ઉત્પન્ન થાય એવી ઠગાઈભરેલી યુક્તિયો કરવા માંડી. આવા
ાના પ્રયત્નોની સામે તૈયાર થઈ રહેવાની, અને તેઓને તરત જ તોડી
વાની અગત્ય હતી. તેઓનો ઇરાદો ઠગાઈભરેલો હતો. જ્યાં એકઠો
ાર્થ હોય એવા કામમાં એકસંપતી અને નિષ્કપટપણાની વર્તણૂંક નહિ
લાવવાથી જેવાં ગંભીર પરિણામ થાય તેવાં કામ કરી નાંખે એવા તેઓ

"હતા. એવા કારણ ઉપરથી કાઠિયાવાડમાં કંપની સરકારની ફોજ આવી
"ગાયકવાડના સાહાય્યકારી તરીકે આવી છે, અને અમારી મતલબ ગા
"વાડના રાજ્યના લાભ ઉપર નજર રાખીને અને ભોમિયાઓનો સદા
"સુધારીને કંપનીના મધ્યસ્થપણાથી દેશમાં સારો બંદોબસ્ત કરી દેવાન
"એ વાતની ભોમિયાઓને ખાતરી કરી આપવા ઉપર મારો પ્રયત
"ચલાવવા માંડ્યો."

કર્નલ વૉકરને તેના પ્રયત્નમાં, ગાયકવાડની ફોજના સેનાપતિ
રાવ દિવાને સારી મદદ કરી, તેથી તરત જ ભોમિયાઓના મનમાં વિ
આવવા માંડ્યો; બ્રિટિશનો આવો સ્વાર્થ વિનાનો મનસૂબો બિન ત
સાધી લેવાને એક પ્રસંગ મળી ગયો, તે એ કે કંદોરણાનો કિલ્લો
ધણી પાસેથી નવાનગરવાળાએ લઈ લીધો હતો તે બ્રિટિશની ફોજે
લઈને તેના ધણીને સ્વાધીન કર્યો. આ બનાવ ઉપરથી ભોમિયાઓ
વિચાર બિલકુલ બદલાઈ ગયા; અને નબળા તાલુકદારો હતા તે સ્વ
આશા બાંધવા લાગ્યા, અને હવે બ્રિટિશ સરકારના વાજબીપણાથી, તે
નુકસાન થયલાં તેનો ન્યાય મળશે એમ ધારવા લાગ્યા. અગર જો જે
રક્ષણ કરવાને બની આવ્યું તેઓનું કરવાને માટે દરેક પ્રસંગ આતુર
સાધી લીધો, અને અગર જો, ઘણા બ્હારવટિયાઓને ઠેકાણે તા
અને ઘણા જુલમ થતા અટકાવવાને બ્રિટિશનો એલચી ખરે
ફત્તેહ પામ્યો, તો પણ નિર્ણય થાય નહિ એવી અને મટાડી શકાય ન
ભોમિયાઓની વિપત્તિઓની તકરારો વિષેની પંચાતમાં પડવાને બદલે
સરખા ધોરણથી હવે પછી તેઓને નિર્ભય કરવાના પ્રયત્ન ઉપર લક્ષ
વાની તેને અગત્ય જણાઈ. આટલા દિવસથી ખંડણીનો દર નક્કી કરેલ
હતો, તથા તેમાં ફેરફાર થતો હતો તેને એક વાજબી ધોરણ ઉપર આ
નક્કી કરવાનું તેને મુખ્યત્વે કરીને કઠણ પડવા માંડ્યું. વડોદરા સરકા
નાણાં સંબંધી સ્થિતિ બ્રિટિશ સરકારના જાણવામાં ખરેખરી હતી,
વડોદરા સરકારની ઉપજ કદાપિ વધારી આપે નહિ પણ છેવટ હોય તે
ને તેટલી કાયમ રહે એવો બંદોબસ્ત બ્રિટિશ સરકાર કરી આપે
દેખીતી આશા રાખવાને તેઓને કારણ હતું, તેમ જ, ભોમિયા તાલુકદા
બ્રિટિશ સરકાર વિષે ખાતરી થઈ હતી તેથી તેઓ જાણતા હતા કે અ
પાસેથી ઘણા પૈસા કઢાવવામાં આવશે નહિ તથા અમારા ગજા ઉપરા
ખંડણી લેવાનો હમેશાંનો ઠરાવ થશે નહિ.

ખંડણીનો ચાલતો દર બાબાજીના અને બીજાઓના વારામાં વ

કર્યો હતો, તે મુખ્યત્વે કરીને "બીજાં પ્રચૂર્ણ ખર્ચ"ના પેટામાં વધ્યો હતો, તે ભોમિયાઓએ નારાજ થઈને કબૂલ રાખ્યો હતો, પણ તેમની ખંડણીમાં ઘણી ઉપજ ગણીને તે આધારે ઠરાવ્યો હતો, માટે તે હમેશાંના દર તરીકે કાયમ કરવાને યોગ્ય ન હતો. તેનાં બે કારણ હતાં, એક તો એ કે તે દર ઘણા વર્ષથી ચાલતો ન હતો, તેથી તેના ઉપર આધાર રખાય નહિ, બીજું એ કરતાં વિશેષ કારણ એ કે, તે દર ઠરાવ્યા પછી પ્રતિવર્ષે બલાત્કાર કર્યા વિના વસુલ થઈ શકયો નહિ હોય, એ વાત પણ ઉઘાડી છે. તેથી ઘણું કરીને સર્વ તાલુકદારોને બીજાં પ્રચૂર્ણ ખર્ચને પેટે લેવા ઠરાવેલી ખંડણીમાંથી છૂટ મૂકવાની ઠરાવી, બ્રિટિશ સરકારની બાંહેધરીથી નક્કી કરેલી ખંડણી પ્રતિવર્ષે ગાયકવાડને આપવાનો ઠરાવ થયો, અને તાલુકદારોએ માંહેમાંહે લડાઇયો, લૂંટફાટ, અને ત્રાસ વર્તાવીને દેશને નિરંતર દુઃખી અવસ્થામાં નાંખી દીધો હતો, તેથી હવે દૂર રહેવાને તેઓની પાસેથી કબુલાત કરી લીધી; દરિયાકાંઠા ઉપરના ન્હાના સંસ્થાનવાળાઓએ ચાંચવટાનો ધંધો છોડી દેવાની કબુલાત આપી, અને ખરાબા ઉપર વ્હાણો પોતાની હદમાં ભાગી જવાથી જે મળતર તેઓને થતું હતું તે ઉપરનો હક્ક તેમણે છોડી દીધો. તેમ જ જાડેજા અને જેઠવા[1] રજપૂતોએ પોતાની દીકરિયોને સમાપ્તિનું ઘાતકી કામ બંધ કરવાને કબૂલ કર્યું; આણીમગ મધ્યસ્થ બ્રિટિશ સરકારે દેશમાં ત્રાસ થતો અટકાવવાને અને આજ સુધી વસુલ કરવા નીકળતી ફોજથી પ્રતિવર્ષે જે નુકસાન થતું તે બંધ કરવાને માટે. આ પ્રમાણે સર્વ ઠરાવ નિરંતર અમલમાં આવી શકે એટલા માટે અને ગાયકવાડ સરકારને જે શ્રેષ્ઠતા આપવાથી આવા ફાયદા નિપજવાનો આધાર રહ્યો હતો તે શ્રેષ્ઠતા તેમની ચાલતી રહે એટલા માટે

---

૧ પોરબંદરના જેઠવા. અયોધ્યાના રાજા રામચંદ્રજીના સેનાપતિ, દક્ષિણ દેશના હનુમાનજીના મકરધ્વજ થયા તેને શ્રીનગરનું રાજ્ય રામચંદ્રજી તરફથી મળ્યું. મોરધ્વજે મોરબી વસાવ્યું એમ કહેવાય છે. એમ "ધ્વજ" નામના સાત રાજા થયા. તે પછી અડતાળીશ "કુમાર" પદવી ધારણ કરનાર રાજા થયા. પછી બાર "રાજન" પદવી વાળા થયા. તે પછી સતાવીશ રાજા "મહારાજ" પદવીના થયા. ૯૪ ભાણજી મહારાજના ૯૫ જેઠીજી થયા તે ઉપરથી તેમના વંશજ "જેઠવા" કહેવાયા. દંતકથા એવી બેસતી છે કે હનુમાનજી સેતુ ઓળંગીને લંકામાં જતા હતા તે વેળાએ પરસેવાનું એક બિન્દુ સમુદ્રમાં પડતાં તે એક મકરી ગળી ગઈ તે મકરીને ગર્ભ રહ્યો તેથી ઉત્પન્ન થયેલો પુત્ર મકરધ્વજ. હનુમાન મનુષ્ય કોટિના હતા, એ વિષે જુવો. C. V. Vaidya M. A. L. L. B.'s the Story of the Ramayen P. 55.

મરાઠી ઘોડેસ્વારો અને બ્રિટિશના સાહાય્યકારી લશ્કરની એક પલટણ રસાલો કાઠિયાવાડમાં રાખવાનો ઠરાવ થયો.

આ પ્રમાણે બ્રિટિશ એલચીની સત્તાથી બંદોબસ્ત કરવાનું કામ ઘણે સારી રીતે પાર પડ્યું, તેની ખૂબીથી અતિશય ત્રાસભરેલી રીતે પેશ કઢાવવાની રીતિમાં સુધારો થયો, તથા હવે પછીનો ખંડણીનો દર મુકરર થયો, તેથી કાઠિયાવાડના તાલુકદારો રાજી થયા, તેમ જ દેશના તાલુકદારોએ પોતાની રાજીથી તેમની મેળે ગાયકવાડ સરકારનો હક્ક (આગળ પ્રમાણે વધારે બળવાન્ સાધનને લીધે ઉપરીપણું ગણીને તે હક્ક ઠરાવવામાં આવતો હતો તેવી રીતે નહિ) રીત પ્રમાણે અને પ્રતિજ્ઞાપૂર્વક માન્ય કર્યો, અને વધારે સુધરેલાં સંસ્થાનના સંબંધનો ઠરાવ જેવા ધોરણથી થાય છે તે ધોરણ પ્રમાણે આગળને વાસ્તે તે હક્ક સ્થાપન કરવામાં આવ્યો,—"આવો લાભ" કર્નલ વોકર ક્હેછે કે, "એ શબ્દના સંપૂર્ણ અર્થ પ્રમાણે ગાયકવાડને "પ્હેલાં થઈ ગયેલી કોઈ સરકાર મેળવવાને શક્તિમાન થઈ ન હતી."



## પ્રકરણ ૬ ઠું

### વાઘેલા—ધોળકાના કસ્બાતી—ઝાલા ... ઠકોર્...

જે વેળાએ ગૂજરાતનાં કેટલાંક પરગણાં બ્રિટિશના હાથે ખરે... અને પછવાડેથી જે કોલકરાર થયા તેની રૂઈયે બ્રિટિશ સરકાયનાં... દેશના બીજા ભાગ ઉપર ચાલી, તે વેળાએ કર્નલ વોકરના બદલે... રજપૂત તાલુકદારો હેયાતીમાં ર્‌હેલા આવ્યા તેઓ વિષેનું આ પ્રસંગે એ... વર્ણન કરિયે છિયે.

રાજવંશી વાઘેલાઓની ન્હાની શાખા વિષે અહંમદશાહની વેળા... તે આજદીન સુધી અમારે કાંઈ લખવાનું નથી.[1] ધોળકા તાલુકાના સ્વત... ગરાસિયામાં સાણંદ અથવા કોઠનો દરબાર સર્વથી ઊંચી જગ્યા ધારણ કર... કર્નલ વોકરના જોવામાં આવ્યો; તેની પાસે માત્ર ચોવિસ ગામ હતાં, તો તે રાજાનું પદ ધારણ કરતો હતો, અને અણહિલપુરના આગળના રા... ઓના ઊંચા કુળનો પોતાને માનીને મમત રાખતો હતો. તેનું મુખ્ય શહેર કોઠ છે તેની આસપાસ રક્ષણને સારૂ કિલ્લો નથી, પણ તેની આસપાસ ગહન જંગલ વિંટાઈ વળ્યું હતું, અને તે બે હજાર પાયદળનું લશ્કર રાખતો હતો, તથા એક સો પચાસ અશ્વાર તેના ર્‌હેઠાણની ચોકી કરતા હતા. તેઓને

૧ જુઓ પ્રથમ ભાગના વિભાગ બીજાના પ્રકરણ ૩ જાનાં પાનાં ૪૫૨–૪.

ાજાના લશ્કરની પેઠે તેનું અંગરક્ષણ કરવા સારૂ અથવા લડાઈયો કરવા ારૂ રાખ્યા હતા. તેના સગો ગાંગડનો ઠાકોર હતો, તેની પાસે માત્ર આઠ ામ હતાં, તો પણ તેનો તાલુકો ઘણો સરસ બન્યો હતો, અને તે એક હજાર ાણસનું લશ્કર રાખતો.

આ ઠાકોરો અધિરાજાને વાર્ષિક ખંડણી આપતા તેની રકમમાં વખત ોઈને ફેરફાર કરવામાં આવતો. કર્નલ વોકર લખે છે કે, ઉપરી સરકારનો ાધિકાર, તેઓના રાજકારભારમાં માથું ઘાલવાનો ન હતો પણ પોતાની ખંડણી સુલ કરી લેવાનો અને તેઓ પોતાના તરફથી દેશની સલાહશાન્તિમાં ાગ કરે નહિ, તેની તપાસ રાખવાનો હતો.

## ધોળકાના કસ્બાતી

વાઘેલાની પડોશમાં ધોળકાના કસ્બાતી હતા, તે શૂરા મુસલમાન ા, અને તેમની સંખ્યા ઘણી હતી, તેઓ પોતાના તાલુકાના મુખ્ય ગામમાં તા હતા, અને મરાઠી સરકાર તેમને રજપૂત ગરાસિયાની સત્તા સમતોલ વાને ઉપયોગનું સાધન ગણતી હતી. મેણા, રૂહેણુ, અને પરમાર એવી ાતિયોની ત્રણ જાતિ છે; તેમાંથી પ્હેલી બે જાતિવાળા, સોળમા સૈકા· સમાપ્તિની વેળાએ દિલ્હીથી આવ્યા હતા. મૂળીના પરમારની એક ત બોટાદ જઈને વશી. ત્યાં તેઓ મુસલમાન ધર્મમાં ગયા, તેથી પર- . રજપૂતના નામ ઉપરથી તેઓ પરમાર ક્હેવાય છે.

ભાટની કથા એવી છે કે સન ૧૬૫૪માં બે ભાઈ વચ્ચે બોટાદ· કજિયો થયો, તેમાંથી એક મલેક મહંમદ કરીને હતો તે રીસાઈને ળકે જતો રહ્યો. તેના દીકરાના દીકરા કમાલ મહંમદને સાત દીકરા ા, તે બસેં અશ્વાર સહિત અભયસિંહ રાઠોડ જ્યારે અમદાવાદના ાની જગ્યાએ હતો ત્યારે તેની ચાકરીમાં રહ્યા હતા; અને ત્યાર પછી, મ કમાલઉદીન (અથવા જવાનમર્દખાન) બાબીની પાસે રહ્યા. જ્યારે બાબીને અમદાવાદ પાછું આપીને જવું પડ્યું ત્યારે પરમાર જૂને- ગયા, ત્યાં તેઓએ ઘણાં વર્ષ નોકરી કરી. છેવટે જ્યારે તેઓને ર ચડી ગયો, ત્યારે ગારિયાધારના ગામેતી પાસે નવાબની જમાબંધીનું ું હતું, અને તે પોતાનાથી વસુલ થઈ શકે એવું ન હતું, તેવું તેમને ા આપ્યું. એ ભાઈયોને ગારિયાધારવાળા સાથે મૂળથી સારી માયા હતી, ા તેઓ પોતાના કબીલો અને શિરબંધી લઈને ત્યાં ખુશીથી ગયા. ગામના કો બહુ દુઃખી થયા, અને આવી પડેલા પાપનું કાટલું કરી નાંખવાનો

બેત રચ્યો; પણ તેટલી વારમાં, કોઈના મનમાં શક આવે નહિ એટલા ર
એકેકને ઘેર એકેકો અશ્વાર પરોણાગત કરવાને મૂક્યો. એક દિવસ રા
વેળાએ જ્યારે અશ્વાર ઊંઘી ગયા ત્યારે ઢોલ વગાડવાની ખબર આપવ
ઠરાવ કરી મૂક્યો હતો તે પ્રમાણે ઢોલ વાગ્યું, એટલે ત્યાંના લો
પોતપોતાના ઘરમાં જે અશ્વાર હતા તેમને ઠેર કર્યા. મલેક ફત્તેહ મહ
તથા મલેક અચ્છો એ બે પરમાર ભાઈ ઊગર્યા, અને તેમના બાક
ભાઈ અને આખી શીરબંધીનો નાશ થયો. જ્યારે એ સમાચાર ઘો
પ્હોંચ્યા ત્યારે ઘણું ખોટું કામ કર્યું એમ સર્વે ક્હેવા લાગ્યા. બંને ફ
લાગ્યા કે,–"જો તેઓ લડતાં માર્યા ગયા હોત તો આટલું બધું લા
"નહિ, પણ દગો કરીને તેમને માર્યા છે માટે અમે ફકીર થઈ જઇ
તેમનાં સગાંવ્હાલાંયે તેઓને સમજાવ્યા કે તમારે ફકીર થવું નહિ,
વેર વાળવું. આ વાત તેમને ગળે ઉતરી, અને નવા ઘોડા વેચાતા લ
નવી ભરતી કરીને, જૂનાગઢના નવાબની ચાકરી કરવાને ફરી ગયા. ૨
વર્ષ સુધી વેર વાળવાનો લાગ તેમને મળ્યો નહિ. પણ છેવટે ગાયકવ
લશ્કર કાઠિયાવાડમાં મુલ્કગીરી કરવાને નીકળ્યું ત્યારે નીવાજખાન રેહે
ધોળકાનો કસ્બાતી મરાઠા સાથે નીકળ્યો, અને રેહેણને તથા પરમા
સારી સલાહ હતી, તેથી મલેક ફત્તેહ મહંમદ અને મલેક અચ્છો તેમ
સાથે ગયા. નીવાજખાંને ગારિયાધારની જમાબંધી ગાયકવાડને આ
પેલા બે તાલુકદારોની ખાતર ગામ મરાવ્યું, અને ગામતળિયામાં ગ
હળ જોડાવીને મીઠું વવરાવ્યું. પરમારોએ ગામના ઉપરીને પકડી
અને તેની બે દીકરિયોને તેઓએ રાખ તરીકે રાખી લીધી.

કમાલ મહંમદે પૈસો મેળવ્યો હતો; પણ તેના મ્હોટા દીકરા મ
નામતે તરવારનો એવો ઉપયોગ કર્યો હતો કે તેથી તેના કુટુંબના પૈસ
તેણે વધારો કર્યો હતો, અને કેટલાંએક ગામ પણ મેળવી લીધાં હ
તે કેશરીનો તાલુકદાર ક્હેવાતો હતો, અને તેને તાબે સોળ ગામ હતાં
ગારિયાધારમાં મરાયો ત્યારે તેનો ભાઈ ફત્તેહ મહંમદ તેનો વારસ થયો;
તે સન ૧૭૪૬ માં મરણ પામ્યો એટલે તેની ગાદિયે તેનો દીકરો શેરમિ
બેઠો, તેણે પોતાના તાલુકા ઉપર સારૂં રાજ ચલાવ્યું, અને પોતાની તર
બજાવીને ગરાસ વધાર્યો.

શેરમિયાં સન ૧૭૮૫માં મરણ પામ્યો તેની પછવાડે તેનો દી
આવામિયાં ગાદિયે બેઠો.

ફત્તેહ મહંમદના ભાઈ મલેક અચ્છાએ પોતાના બાપના ગરાસમાં

કંઈ ભાગ લીધો ન હતો પણ પોતાના સારા ભાગ્યથી પોતાની મેળે ગામડાં મેળવી લીધાં, અને ધનવાડાનો તાલુકદાર બનીને તેણે નવો ગરાસ સ્થાપ્યો, જે પણ ધોળકા પરગણામાં છે. તે સન ૧૭૬૫ માં ત્રણ દીકરા મૂકીને મરણ પામ્યો. તેની પછવાડે તેનો મ્હોટો દીકરો ન્હાનામિયાં તે ગાદિયે બેઠો. તે સન ૧૭૯૯ માં મરણ પામ્યો તે વેળાએ તેને કંઈ સંતાન ન હતું. તેના ભાઇયોને તેમના બાપના ગરાસમાંથી કંઈ ભાગ મળ્યો નહતો, પણ પોતાના બળવતે ગામ મેળવી લીધાં હતાં. તેની બ્હેન મૂલબીબીને શેરમિયાંની વેરે પરણાવી હતી અને તેને બીજી ઓરતના પેટનો બાવામિયાં નામે દીકરો હતો, તો પણ તે ન્હાનામિયાંનો ભાણેજ કહેવાયા તેથી તેનો તે ગરાસ થયો, અને પાંચ ગામ, એક હાથી, બસેં ઘોડા, અને બીજી માલમતા તેને મળી.

બાવામિયાં ગાદી ઉપર બેઠા કે તરત જ, ચારસેં જટ લોકોના અશ્વારોએ તેના એક ગામ ઉપર હલ્લો કર્યો, તે એવા મનસૂબાથી કે, શેરમિયાં મરણ પામ્યો છે તેથી કોઈ હરકત કરનાર નથી. શેરમિયાંયે તેઓને ઘણી સખ્ત શિક્ષા કરી હતી, તો પણ, આ વેળાએ તેઓ ઢોર વાળી ગયા, અને કેરિયે જઈને મેલાણ કર્યું. ત્યાં આગળ પણ લોકોને હરકત કરી, અને ગામના લોકોએ તેમને કહ્યું કે આ શેરમિયાંનું ગામ છે, જો એનો અશ્વાર આવી પ્હોંચશે તો તમને હરકત પડશે. જટ લોકોએ તે વાત લક્ષમાં લીધી નહિ, પણ એટલું કહ્યું કે શેરમિયાં તો ગયો, અને તેનો દીકરો ઘોડિયામાં વસે છે. આવો બનાવ બન્યાના સમાચાર ધોળકામાં બાવામિયાંએ સાંભળ્યા, એટલે પોતાના ઘોડા ઉપર અશ્વાર થઈને, સાઠ અશ્વાર લઈને ચાલ્યો. આ વેળાયે તેનું વય ૨૨ વર્ષનું હતું. તે કાંઈ પણ વિચાર કર્યા વિના લૂંટારા અશ્વારો ઉપર તૂટી પડ્યો, અને બહુ સારી રીતે તરવાર ચલાવી, તેમાં જટ લોકો પોતાનામાંના પાંચ જણને મરેલા મૂકીને, અને ઘણાએકને ઘાયેલ પડેલા રહેવા દઈને ન્હાશી ગયા. જ્યારે ધોળકામાં લોકોએ જાણ્યું કે જટ લોકો ઉપર હલ્લો કરવાને તાલુકદાર ગયો છે, ત્યારે તેની મદદે અશ્વારોની એક મ્હોટી ટોળી ગઈ, પણ તેમને લડવાની વેળા હવે રહી ન હતી, અને તેઓ તે ઠેકાણે જઈ પ્હોંચ્યા નહિ એટલામાં તો બાવામિયાં પાંચ સારી રીતે ઓળખેલા જટનાં માથાં તથા તેના હાથમાં આવેલા ઘોડા લઈને પોતાનાં માણસો સહિત આવતો સામો મળ્યો.

આ વેળાયે, જટ અને કાઠી લોકો, સરકારના અશ્વાર હોય તેમ, સ્વતંત્રપણે જથ્થાબંધ દેશમાં ભટકતા ફરતા હતા. બાવામિયાંના ઘરડાઓએ

તેમને ઘણી વાર હરાવ્યા હતા, અને તેટલા માટે, માંહોમાંહે પ્રાણઘા
કજિયો ઉઠ્યો હતો; પણ તેણે પોતાની ન્હાની ઉમ્મરમાં એટલી બધી બા
દુરી બતાવી, અને રોજ તેની કીર્ત્તિ વધતી ચાલી તેથી તેની સામે થવ
જટ લોકો ડરવા લાગ્યા.

શેરમિયાંએ પેશ્વાની ચાકરી કરી હતી, પણ બાવામિયાંએ ગાય
વાડ સાથે પોતાનો સંબંધ બાંધ્યો હતો અને તે બહુ પ્રખ્યાતિ પામ્યો હત
ગાયકવાડની ફોજ સેલુકરને ફ્હાડી મૂકવા સારૂ સન ૧૮૦૦ માં અમ
વાદ ઉપર ગઈ, ત્યારે બસેં અશ્વાર લઈને બાવામિયાં તેની સાથે ગયો હત
અને સન ૧૮૦૨ માં જ્યારે ગાયકવાડે મલ્હારરાવની સામે થવા બ્રિટિશ
પોતાની મદદે બોલાવ્યા, અને ખંભાત આગળ ઉતરેલી બ્રિટિશની ફોજ
ત્યાંથી કડી આવી પ્હોંચતાં રસ્તામાં અડચણમાં આવી પડી તે વેળાએ ગાયકવ
બાવામિયાંને લખ્યું તે ઉપરથી બસેં અશ્વાર લઈને તે કડી લગી ફોજની સંગ
ગયો હતો, અને બ્રિટિશની સાથે પણ તે ઘણી સારી રીતે વર્ત્તતો હતો.

બાવામિયાં ઘણી આબરૂ મેળવ્યા પછી, સન ૧૮૧૨ માં મરણ પામ
તે વેળાએ તેને બાપુમિયાં અને મલેકમિયાં એ બે દીકરા હતા, તેમાંથી મ્હે
તેની પછવાડે ગાદિયે બેઠો. આ વેળાએ તેના તાલુકા નીચે ત્રીશ ગામ હતાં.

ધોળકાના કસ્બાતી વિષે કર્નલ વોકરે લખ્યું છે તેઓનું મુખ્ય કુટું
ઉપર પ્રમાણે હતું. તે લખે છે કે, તેઓ શૂરવીર અને તોફાની લોક હ
તેમનામાંથી કેટલાએક જથ્થાબંધ અશ્વારો રાખીને, જેઓને તેમની મ
જોઈતી હોય તેમને આશ્રય આપવાને જતા. તેઓએ ધોળકા પરગણ
ઘણોખરો આખો સુલેહભરેલો ભાગ, અગાઉથી જમાબંધી આપીને સાન
લખાવી લીધો હતો, અને એવી રીતે કરવાથી તેઓએ પોતાની સત્તા ઘણ
વધારી દીધી હતી.

## ઝાલા રજપૂતો[1]

ઝાલા રજપૂતોયે પાટડીમાં પોતાની સ્થાપના કરી ત્યાર પછી, ઘણ
વર્ષ લગીની તેમની ચડતી કળા વિષે અમારે કાંઈ લખવા જેવું છે નહિ
હરપાલનો મ્હોટો કુંવર શેડોજી અથવા સોઢોજી કરીને હતો, તેના વંશમ
હરપાલથી પંદરમો પુરૂષ મહારાણા ચંદ્રસિંહજી કહેવાય છે. તેના વારામ
ઝાલાઓની મુખ્ય જગ્યા પાટડીમાંથી બદલીને હલવદમાં આણી હતી. એ
શહર કચ્છના ન્હાના રણની બાજુએ છે. એ જ મહારાણાનાં વારામાં અથવ
એના પછી તરત જ, હરપાલના વંશની આ શાખાના બીજા બે વિભાગ

---

૧ જુઓ ભાગ ૧ લો, વિભાગ ૨ જો, પ્રકરણ ૨ જું પાનાં ૪૦૧ થી ૪૧૦.

હતું.) પોતાની સત્તા બેસારી, પણ તેમાં સરવાયા જાતિના લોકોનાં ...ડાં ખાતલ મૂક્યાં હતાં; વળી બ્રિટિશ સાથે મળીને મહુવા ઉપર ચડાઈ ...ને આગળ તેને તોડી પાડવામાં આવ્યું હતું તેને કિલ્લો બાંધીને ફરીને ...ાવ્યું અને તેને આબાદાની પામતું એક બંદર કરી દીધું.

કર્નલ વોકર કહે છે કે, "આ ઠેકાણે જાણવું જોઇયે કે આ મૂલ્યવાન્ દેશ ...ને વિસ્તીર્ણ સમુદ્રકિનારાની પ્રાપ્તિ તેઓને થઈ તે ચાંચવાનો ધંધો કરનારા ...ેકો પાસેથી થઈ, અને ભાવનગરના ઠાકોરોએ પોતાની મતલબને માટે ગમે ... ત્રાસ અને લોભના ઉપાય કર્યા હશે તોય પણ તેઓની છેવટની મત-...બ તો વ્યાપારનું રક્ષણ કરવાની હતી. આ રાજનીતિની સારી અસર ...હુ જ થઈ, અને વ્યાપારનું રક્ષણ કરવાની આવી નિયમિત રીતિને લીધે ...ની સરકારની રૈયતના કિનારા ઉપરના વ્યાપારને દરેક જાતની સુલભતા ...ળી. આ રાજનીતિથી થતા ફાયદા શોધી કહાડવાનો વિચાર ભાવ-...રના રાવળોને પ્રથમ જ સૂઝ્યો; તેમ જ તેઓની રૈયતને લૂંટફાટ ...રીને ગુજરાન કરવાની ટેવ પડી હતી તે છોડાવી દઈને મ્હેનત કરી ...સા પેદા કરવાનો ધંધો કરવા ઉપર તેઓનું મન લગાડવાની સૂચના ...ને તેઓને સુધારી દેવાનો તેમનામાં અજાયબ જેવો ગુણ હતો; જે ...નારા ઉપર આગળ લૂંટફાટનો ધંધો ચાલતો હતો તે બંધ કરાવીને તે ...ણે વ્યાપારિયોના જાનમાલની તેઓએ નિર્ભયતા કરી દીધી, તેથી ...દર ઘણા[1] લાભ થવા લાગ્યા. તેમ જ વળી, આ ઠેકાણે લખવું જોઇયે

---

...ના વંશજ રાણા રહપ(ઇ. સ. ૧૨૦૧-૧૨૩૯)ના વંશજ રામરાજ અથવા ...મશાહે ગુજરાતમાં આવી અલીરાજપુરમાં ગાદી સ્થાપી.

૧ દોલત વ-ઇખકાબ-પનાહ-સોક્તવ-ઇજલાલ દર-તગાહ-જીસાન દોસ્તોના ભરોંસાદાર મોટા ખાન-દાનવાલા રાજા આતાભાઈ બીખતસંઘ પરમેશ્વર તમને સલામત રાખે.

દોસ્તીની નીશાનીઓની મુબારકબાદી અને ઘણી દવા આપના દોસ્તીના રાણ-...રના વિચારને જાહેર કરીએ છઇએ. કેટલોક વખત થઓ છે તે દોસ્તીની રીતનો પત્ર ...૦ ૫ મી માહે જીલ્હદનો આવ્યો તેનો જવાબ આથી અગાઉ લખાત પણ ઘણાં ...મોને લીધે ઢીલમાં રહ્યું. આપે લખેલ હતું કે વાઘનગરના કોળીઓને આ તરફથી કાઢી ...્યા. સુરત અને મુંબઇનાં બંદર મુબારકના વેપારીઓને માટે મજકુર બંદર સાફ થઓ ...ટલા માટે કે ખુશી દિલથી તેઓ હવે બંદર મજકુરના વેપારના કારોબારમાં કામે ...ગે. આપ દોસ્તદારનો આ નાલાએક ચોરો ઉપર કજેહ અને જય હોવાથી મારા ...નની ખુશી વધી અને બંદર મજકુર આપ ઇકબાલના નીશાનના રાજ્યના લાગતા-

"કે, જ્યાં લોભની વાત આવેલી ત્યાં વખતસિંહે પ્રતિષ્ઠાનો અને ન્યાય
"વિચાર થોડો જ રાખ્યો છે. પોતાની સત્તા વધારવાને, અને પોતાની મતલ
"બર આણવાને અગર જો તેણે દમ રાખીને અને ઘણું કરીને વિચાર
"ઉપાય કામે લગાડ્યા છે, તોય પણ તેનો ઉઠાવ પોતાના સ્વાર્થને લીધે
"માત્ર થયેલો અને તે ઉપાયનો અમલ કરતી વેળા બેદરકારપણે બળ પ્રપં
"અને યુક્તિ કામે લગાડેલાં છે."

આવા પ્રકારના સાધનને લીધે ગૂજરાત, સોરઠ, અને મારવાડ
માલ ભાવનગર આવવાને, અને ભાવનગરનો માલ એ દેશો ખાતે જવા
ભાવનગર મુખ્ય સાધન થઈ પડ્યું; અને વ્યાપારિયોને ત્યાં ઉત્તેજન મળ
માંડ્યું, તેથી, ઘણા પૈસાવાળા લોક ત્યાં આવી વસવાને લલચાયા,
એની પાસેનું ગોઘા બંદર એના કરતાં બહુ સગવડવાળું હતું, તે, તરત
ભાગી પડવા આવ્યું.[1] ગોહિલ ઠાકોરોનો ઉત્તમ વિચાર અને રાજનીતિનો
દાખલો આપતી વેળાએ કર્નલ વોકર એક જાણવા જેવું પ્રમાણ આ
કે, ગોઘાનું બંદર તે વેળાએ પેશ્વા સરકારના તાબામાં હતું. ત્યાં
સરકારને વ્હાણો ભાગવાથી ઓલનો માલ કબ્જામાં આવે તેની,
મ્હોટાં વ્હાણોની દર વર્ષે ઉપજનું એક સાધન થઈ પડતું હતું, અને ગો

---

વળગતાને કબજે થવા માટે આ ખુશીના પત્રથી મુબારકી આપીએ છઈએ. ને
કે એ ખુદાનો આપેલો તાલુકો તે મોટા ઇવાલા અને જોરાવર દેખાવના ખુદાની મ
હંમેશાં આપ ઇકબાલના નીશાનના કબજે સ્વાધીન રહો જેથી કરીને તે તરફના
ચોરીઓ બંધ થાએ અને વેપારીઓનાં વહાણોને મજકુર ચોરો લૂટ કરે છે તે વેપા
નફો થાએ. કદાપિ જો નવાબ હામદખાં ઘાઘનગરના કાઢી મુકેલા કોળીઓને આશ
આપશે તો અમો દોસ્તના દિલની સમપુરણ નાખુશીનું કારણ થશે. વિશેષ કરીને એ
આપની ઇચ્છા પ્રમાણે અમે શક્તિવાન નથી કે હમણાં આપ દોસ્તદારની મદદ કરી
ઈશ્વર ઇચ્છાએ કરીને ઉમેદ છે કે મજકુર નવાબ કદિ આપ દોસ્તદારના કામ વ
ખરાબ વિચાર કરશે નહિં. ને ખુદાની મહેરબાનીથી આપ દોસ્તદારને ઇકબાખની નીશ
નીવાળી કુંપની બહાદુરની મદદની દરખાસ્ત કરવાની જરૂર પડશે નહીં. આપ એક
કરશો કે અમો હંમેશાં દિલથી આપના મરતબાઓ અને દોસ્તી અને ફત્તેહ અને જય
વધારો ચાહનારા છઇએ. હવે દોસ્તી અને પ્રીતિના વધારાની ઇચ્છા વના વધારે
લખીએ. ખુશી અને એશના દાડા હંમેશાં સુખ ભોગવવામાં રહો.

મુંબઈ, તા૦ ૧૪ ડીસેંબર સં. ૧૭૮૫.

ર. ઉ. અંગ્રેજી અક્ષરે સહી.

[1] ત્યાર પછી તો ઉલટાસુલટી થઈ ગયું છે; ગોઘાનો વ્યાપાર ચાલુ થયો
અને ભાવનગરનો પડતી દશામાં આવી ગયો છે. ર. ઉ.

તાબામાંના કિનારા ઉપર સર્વ ઠેકાણે તેઓનું રક્ષણ થતું હતું અને ારિયોને તેમનું જે હોય તે પાછું આપવામાં આવતું હતું.

ઈ૦ સ૦-૧૭૯૨ માં ભાટની દંતકથા પ્રમાણે, વખતસિંહને કાઠિયો વેર બંધાયું, ત્યારે તે કટક કરીને મોજે ચીતલ ગયો, એટલે બધા યો નાશી ગયા. અને વખતસિંહજિયે ચીતલ[1] લૂંટીને ત્યાંના ઘોડાં, ઊંટ અને વગેરે ઘણોએક માલ લઈ લીધો, પછી કુંડળે જઈને વાવટો ચડાવ્યો.[2]

બધા કાઠિયો જૂનેગઢ જઈ ત્યાંના નવાબ અહંમદખાનને મળ્યા કહ્યું કે, વખતસિંહજિયે અમારો બધો ગરાસ ખુંચી લીધો. નવાબ પછી લઈને આવ્યો ત્યારે ચાળીશ હજાર માણસોની ફોજ લઈને ઠાકોર

---

૧ એ ચીતળની લડાઈનું ચિત્ર સિહોરના દરબારી મ્હેલમાં છે તે ઉપરથી ગંજી-આકારમાં મહારાજા સર ભાવસિંહજી કે. સી. એસ. આઈ.એ છપાવી બહાર પાડ્યો બહુ મનોરંજક છે. ર. ઉ.

ર વખતસિંહજીયે જે ગઢો વગેરે દમ પર દમ બાંધીને એક પછી એક લીધેલા તેનું શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકોના સંગ્રહના અં. ૩૪ ઘ. ગીતમાં કરેલું છે. તે નીચે આપેલું છેઃ—

ઠાકોર વખ્તસિંહજીનું ગીત સપાખરૂં

પ્રથમ લિયો ગઢ તલાજો,[1] બંદર સરતનપર,[2] તેમ ઝંઝમેર[3] અઠ બદ્રતામાં;
.૧૪, ભાદ્રોડ શિરમોડ મરદાં પરદ, શરદ જુલાપુરી નદી શામા. ૧
ગ્યા દેશ નાઘેર, ઉનાગરા, રાજુલે તખતંત્ર બાણુ રડીયા,
ડેલે દો ભુજે ભીતપર આણીયાં, છત્રપતિ કુંડલે ઝંડા ચડીયા. ર
ર કરી ચાંદગર અને સલડી થકા, વેહેદ ઇંગલિયે ડંકા વાગા,
શાહર લાઠી કરી બાબરા સાંમળી, ભડ લીયાં ગાભંરા હોઈ ભાગા. ૩
ગઢપતિ, રાવલે ગુંદ્રગઢ ગાલીયો, નવડ ગઢડા ઘસ એકનો રે;
પોહોલિ બોટાદ, ભીમડાદ તેં પાણવી, કાઠીયારી અરિ હરપરાકો રે. ૪
કૌરવા જેમ ઝાંઝેરિયા કોપિયાં, મરદ ઘર અડાડય ખેલ માતે,
જોધ ભાવાહરો ભીમ પાંડવ જેહી, આંબલી પીપલી કરી આતે. ૫
હેકણી બાજુએ સમુદ્ર મોજાં હુવો, હેકણી બાજુએ હસમ હાલે,
હુંદ ભડ ચોકટી અડગ કીધો હુવો, તણા સબ માલરી જુવો તાલે. ૬
લાજ રખ મણહરા કેક ખાલા લિયણ, કવિ એકી રસણ કહે કેતા,
પાટકે બેટ પેરંભરો પાતસા, અતલબલ ભોગવે દેશ એતા. ૭
હાથ વખતે ઘણા ભેદ વખતા હુવા, પ્રથી રમપાલરો દેશ વખતો,
શિઓરો પાટવી જગોજગ સલામત, વખતવત ભાવાણે તખત વખતો. ૮

( ઝંઝમેર=ઝાંઝમેરઃ નાલાપુરી=કરલા ગામ પાસે. ગુંદ્રગઢ=કાઠીનું ગામ હતું. અરા-પરગણું=હસમ સ્વારી. )

તેમની સામે ગયો, અને મોજે પાટણને મેલાણે નવાબ સાથે તો મ્હોટી લડાઈ કરીને તેની પાસેથી મોજે રાજુલુ લીધું. પછી, જેઠવા રા જિયાજિયે નવાબ અને રાવળ વચ્ચે સલાહ કરાવી આપી અને પીધા, પણ રાવળને તો કાઠિયો સાથે બાર વર્ષ સુધી વેર રહ્યું.

અમદાવાદનો છેલ્લો મુસલમાન રાજકર્ત્તા કમાલઉદ્દીન અથવા જ મર્દખાન બાબીના કુટુંબવાળાના હાથમાં આ વેળાએ જૂનાગઢ હતું.

ઉપરની લડાઈનું વર્ણન[1] કવિતા રૂપે થયેલું છે, તેની મતલબ

---

[1] **ગીત**; શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકના સંગ્રહમાં અ ડમાં આ પ્રસંગનું વર્ણન કરેલું છે, તે નીચે આપેલું છેઃ—

વખતસિંહજીનું ગીત

ચોંપે આવીયા નવાબ સેન કાઠીઆંકી ધરે ચાડ
અડે નકો ગઢે કોટે ગામડે અશેશ.
ચડે જટાધાર ક્રોધ કેના જાણ્યા ઇન્દ્ર ચડે,
વઢે વાજવનાં સામાં ચડે વખતેશ. ૧

ત્રંબાળાં રણકે ધોસાં ઠણકે ગરદ્દા હુક,
શેશરા સળકે, વોમ ઝળકે શમંદ્ર.
ભજાળી શક્તિ તેક ભજાહું પ્રલકે ભાણ,
નબાબાં સાંહમો સકે અખેરાજનંદ. ૨

અસંખા રોહલા સંધી પડાણા ધલુર આયા,
ઘણા અરબાંણાં ધાયા બજે ત્રાસા ઘાવ.
આતાતન ભ્રાતા સોત શા મહાત વરલે આય,
આયા ભલાં કાજ બાબી ચોડે ખેત આવ. ૩

દ્રેઠાળાં દોવળાં દળાં તો પાકી સલામી દીધી,
કીધ ઝંડા થંડા લે મોરચાબંધી કીધ.
કીધો કો સાંકડે ફેર હેમદે વચાર કીધ,
દીધનાં દોકડા આણે રોક માર દીધ. ૪

નવારાં નવાબ ઠાઠ મધ્ય રાત લહી નાઠા.
થરૂ ટાલે હોલે કાગ ટાંગા જેમ થાય,
નંદ સોબતાંકા ભાગા એડ બેડ ગણે નાહી.
જવ નાહેડવે આતો કેડ લીધે જાય. ૫

પરાઠી કીનાઠી ફોજ લાઠી મહેલ ગઈ પરી.
અખે કાઠી કહેનકે ભાગીયાં ઊગાર,
અધિપતિ સિહોરકો માર માર થકો આયો.
શલાબતં બાંદરકા દૂ બરદાં સંભાર. ૬

એરશી ખરાઈ કરી ફરી સો પાટણે આયા.
કાયા માયા દૂર કરી ધરી ક્રોધ કામ.

[..]ાણે છે:–"નવાબ પોતાની સાથે કાઠી લોકોની ફોજ લઈને તરત જ [..]વ્યો; કિલ્લામાં, દરબારમાં, કે ગામમાં એક માણસ રહેવા દીધું નહિ. [..] જેવો ક્રોધાયમાન થઈને આવ્યો તેવો જ વખતસિંહ બીજો ઈંદ્ર હોય તેમ [..]વનની સામે થવાને ચડ્યો. નોબત થઈ, અને ડંકો વાગ્યો, તેથી [પ]ર્વતનાં શિખર ગાજી ઉઠયાં, શેષ નાગ કંપવા લાગ્યો અને દરિયાનાં [..]જાં આકાશ સુધી ઉછળવા લાગ્યાં. તેના હાથમાં સૂર્યનાં કિરણની [..] બરછી ચકચકવા લાગી; નવાબની સામે તો અખેરાજનો પુત્ર ચડી [..]ક, બીજાનું ગજું નહિ. અગણિત રોહિલા, સિંધી અને પઠાણ આવ્યા, [..]ણા આરબ પણ ડંકો કરતા આવ્યા. આતાભાઈ પોતાના ભાયાતોને

---

ઢલેતાં બજારાં સામી આધા કોરા પલે ધરી,
મારૂ હરી હરી કરી માંડીયાં મકામ. ૭
દેવતાં દહીતાં જેમ આમ સામાં ઝુંબે દળાં,
લુંબે કાળાં ગજા નેડાહ બેલટીયાલ.
ગહકે શબદાં પંચ તુર ભેર ત્રાંબાગળાં,
લડવા વીજળાં ખલાં આંકડેલાં કાલ. ૮
ધકે મલયકાળાં નાળાં ચહુ ચકે પડી ઢાક,
દોરંગી બેરખાં છુટી બહે દીન દીન.
લંગોર વખતાવાળા જીન તીર હોર લાગા,
ભીયાં તીન પહોર મોહ માની ગયા મીન. ૯
કરાવે વશટી સાંમી અરજાં ઊલટી કરે.
કુલાંકી પલટી રીત ઉપાડું કુરાન.
દીયા મેં રાજુલા તોય કુંડલા ચીતળ દીયા
જહી માન તોય પ્રભુ દહી સારી જાન ૧૦
કરી પરવાના ઓર સરી મોર છાપ કીની.
પોરવાળા ધીર માના મીછવે મવીન
બંકા ફટે સખાયતાં હુહરીયા હાકા બાકા
હુવા સોરઠકા સૂબા તરે શંકા હીણા. ૧૧
કુપા વાજસુર દાહા જણી રાન ભાર કશા
નાથ પેરમરા ઘેર જીતરા નીશાણ
બરા ભાંજે બાબીયારા કાઠીયારા કુળબરા
હરા ભાવા તણા અજાજુતરા હાલાણ. ૧૨
શતં રતનેશ ભાવા અખેરાજ નીર ચાડે
રંજાડે પરજાં કોટ પાડે દિગા દેશ
મેદીની મંગળ ગાયા સોબનકી વૃખા મંડી
બડી ફતે પાયા ઘરાં આયાં વખતેશ. ૧૩

મલ્હાર રાવ ગાયકવાડે ફરીને બંડ મચાવ્યું હતું, તેવામાં સન ૧૮ ના ઑક્ટોબર મહિનાના આરંભમાં બાબાજી આપાજી કાઠિયાવાડમાં મુ ગીરી કરવા નીકળ્યો હતો તેના લશ્કરના ઘોડેશ્વારની એક ટૂકડીનહ્ સાવરકુંડલા આગળ ભેટો થયો, તેમાં મલ્હાર રાવનાં માણસો હાર્યાં, તેનો ખટલો લૂંટાયો; એટલે તે ભાવનગર ન્હાશી જઈને વખતસિંહ ગોહિ નો આશ્રય માગવા લાગ્યો. પણ વખતસિંહનો વિચાર તેનો પક્ષ ખેંચવ ન હતો તેથી દ્વારકા કે ભૂજ હોડીમાં બેસીને તેને ન્હાશી જવા દીધો. ધ તેટલામાં તો બે ઈંગ્લિશ હોડિયો લગભગ હંકારી આવી, અને તેના ઉપર બે બ્હાર કર્યા. તેટલા માટે મલ્હાર રાવને ફરીને કિનારે આવવું અને તે ભાવનગર ઊતર્યો, પણ રાવળે તેને આશ્રય આપવાની ના એટલે ડરી જઈને એ તથા એનો દીકરો, પોતાનાં નિશાન, નગારાં, ઘોડા, છોડી દઈ નાઠા તે શત્રુંજય અથવા પાલીતાણાને ડુંગરે આવી પ્હો ત્યાં સુધી કોઈ ઠેકાણે ઢાળો કર્યો નહિ. ત્યાં માત્ર એક ચાકર સહિત કેટલાક દિવસ સુધી ઘણા ખરા ભૂખે મરતા રહ્યા, એટલામાં પાસે વ લોકોએ તેની બાતમી બાબાજીને આપી. તેઓને લઈ આવવા સારૂ ત્રણ કુંતલ ઘોડા સહિત એક સો અશ્વારની ટૂકડી રવાને કરી. પેલા જણાઓ મરી જવાય એવી ભૂખની પીડા સહન કરતા હતા, આશાઓ તેઓએ ઊંચી મૂકી હતી, તેથી અશ્વાર જઈ પ્હોંચ્યા તેમ અટકાવ કર્યો નહિ. તેઓને ગાયકવાડની ~~છાવણીથી થોડે અંતરે~~ એટલે તેમને લેવાને બાબાજિયે સામા મ્યાના મોકલ્યા. કડીના ખુ લોભી, ઊડભંગી, અને ભાગ્યહીણ જાગીરદારની ગૂજરાતમાંના તેત્ર દેખાવની વેળાએ આવી સ્થિતિ થઈ. મે મહિનામાં તેને તેના દીકરા રાવ સહિત બ્રિટિશ સરકારને સ્વાધીન કર્યો. પછી તેને મુંબાઈ જવામાં આવ્યો, ત્યાં તે મરતાં સુધી નજરકેદ રહ્યો.

ઈ૦ સ૦ ૧૮૦૪ માં વડોદરા સરકારની મુલ્કગીરી ખંડણીનું પ દેવા સારૂ ભાવનગરના રાવળ પાસે અંગરેજ સરકારનો વકીલ મોકલ્યો, આ પ્રમાણે કરવાની સલાહ કર્નલ વોકરે ગાયકવાડને આપી હતી : કેટલીક વાર સુધી વખતસિંહે તે વિષેની વાત સત્કારપૂર્વક સાંભળી

---

જેઠવા નમાનું ઝાલા, હાલા તણી જશે જાણી,
દખાનું વાઘેલા પાઉ તલે કોઇ દન.
જીવતો જો જુને જાણી આતાકી ન ચાણી જમે,
સાંભળે પ્રોહાણો નાનું અલાકી સોગન. ૮

"તેણે ઘણા ગઢ લઈ લીધા છે" કંતાજિયે જ્યારે આવા શબ્દો સાંભ
ત્યારે તેને હાડોહાડ લાગી ગઈ, તેથી તે આવ્યો અને સિહોરથી બે
છેટે તંબુ તાણ્યા અને એક બ્રાહ્મણને બોલાવીને ભાવના ઉપર કાગળ લખ
કલ્યો, તેમાં લખ્યું કે, "સિહોરનો ગઢ આપી દ્યો, નહિ તો શંભુના
"સમ છે. સવાર થતામાં તમારા શહરની આસપાસ મારા વાવટા
"વવામાં આવશે. હું રાત્રિના ચાર પ્રહર તમને આપું છું." ભાવસિંહ
લખેલી પત્રિકા વાંચીને કોપાયમાન થયો. તેણે બ્રાહ્મણને કહ્યું કે, "તું
"પીઠ બતાવ કે તને મારી નાંખવાનું પાપ મારે માથે બેસે નહિ." બ્રા
જતો રહ્યો અને તેણે કંતાજીને કહ્યું કે, "સવારમાં તમે નિકળો
"એની સાથે લડો."

નોબતો ગડગડી, સેના ચાલી, અને સિહોરમાં જ્યાં મનુષ્યોનો
(નરેન્દ્ર) બિરાજ્યો હતો ત્યાં કંતાજી આવી પ્હોંચ્યો. કોકબાણ ઉડવા લા
તોપોના ગોળા રમકારા લેવા લાગ્યા, અને ડુંગરા ગાજી ઉઠવા માંડ્યા.
બાજુએથી ગોળા ચાલ્યા. કિલ્લામાં વસનારાઓને તેઓનાથી કાંઈ હ
થયું નહિ, પણ હલ્લો કરનારાઓને કબૂતરની પેઠે વિ...રી માં
...ી ઘણા પડ્યા, અને ધૂળ ખાવા લાગ્યા. કિલ્લામાં
...રતનસિંહનો પુત્ર ભાવસિંહ જરા પણ ડર્યો નહિ
બોલ્યો:—"તમે તમારી મેળે દુખી શું કરવાને
...અને ફોજ બહુ ઓછી રહી છે. મારા...
...ા મેરૂ આપણા હાથમાં આવ્યો નથી."
...બુ ઉપડાવી ચાલતા થયા. કંતાજી છે...
...ણ પામ્યો. તે પોતાના રાજાને ત્યાં ગયો નહિ. પ

... ત્યારે શાહુએ વળી પાછા પોતાના રાવ
...ોઃ "દેશ જિતીને તમે સર્વ આવ્યા? પીલ
છે કે શું? જે તે જાતે પાછા આવ્યા નથ
' ત્યારે રાવતો બોલ્યા:—"જે કોઈ જાવે
...લે એટલું દ્રવ્ય લઈને પાછો આવે, પણ
...દિ પાછો આવે નહિ."[1]

---

૧ ગૂ... ...નત ચાલે છે કેઃ—
"... જાય જાવે, તે ક...દ ન આવે;
જો તે આવે તો તેનાં પરિયાંનાં પરિયાં ચાવે." ૨. ઉ.

૧ ઇન્દ્ર

એવા સત્તાવાન્ થયા કે તેઓએ બમણી ખંડણી લેવા માંડી. અને દેશ કરી લઈને તેઓ તેની પાસે પાછા આવ્યા. તે વેળાએ સર્વેને બોલાવ્યા, પ્રભા ભરાઈ, અને ગાંધર્વ ગાયન કરવા લાગ્યા તથા વાર્ત્તાઓ કહેવા ; નૃત્ય થઈ રહ્યાં; રાજા ગાદિયે બિરાજમાન થયો. શાહુએ શિવાજીને -"આપણે દિલ્હી તોડીને વિશાળ પ્રદેશ લીધો. હવે કિયા કિયા દેશ આપણે તી લીધા છે અને કિયા કિયા જિતવાના બાકી છે?" ત્યારે શિવાજી બોલ્યોઃ- ારૂં લુણ ખાઈને મેં ઘણા દેશ લીધા છે, ભાટી રાજાને જિત્યો છે, પણ રાષ્ટ્ર એવો દેશ છે કે, તેમાં ઘણાં માણસો છે અને તોપોવાળા ગઢ છે, દેશ જિતાયો નથી." શાહુએ કંતાજી અને પીલાજી એ બે સરદારોને બેસરખા જોઈને એક લાખ વર્ષનો પટો તેમને આપ્યો અને કહ્યું: "જો રઠ તમારાથી જિતાય તો હું તમને આપું છું; અને ત્યાં જે જે શહર હશે સર્વે તમને જાગીરમાં આપીશ." એમ કહીને તેઓને રાજપદ આપીને પાવ કર્યો, સેના તાબડતોબ ચાલવા માંડી; તે વસ્તીવાળી જગ્યાઓ ૪ડ કરતી આગળ જઈ પ્હોંચી, અને ગૂર્જરાત આવીને તેનો કબ્જો લીધો. દિલ્હીના સરદારો લડવાની સામગ્રી લઈને તેઓને મળ્યા. ારો તેઓએ ખેંચી. રૂસ્તમઅલ્લી એંશી હજાર ફોજ લઈને તે આ લડાઈમાં પડ્યો. જમીદાર માથાં નમાવીને કહેવા અમારા ધણી છો; દરેક ગામમાંથી તમને સલામી મળશે; છિયે, તમારી સાથે તે કોણ લડનાર છે! પણ તમે ભાવને તો સતારામાં તમને ઈનામ મળશે. ભાવે અમને બહુ પીડા અમે તેને માથું નમાવીને કહ્યું કે, 'તમે અમારા ધણી છો.

---

ગુટી હું કરે ગીયા કંઠા તો ઠાડદ ગીયા,
કુચ કીયા દેરા પાડે ઉપાડે મકામ;
ગીયા નાંહી ઘરે ફેરે જાતા જાતા મરે ગીયા,
રાવ ઘરે નકે ગીયા અસા ગીયા રામ. ૧૬

ફેરે સાબ આઈ શાઉ રાવતાં બોલાયા ફેરે,
અરે સબે ઘર આયા કબાયા આલમ;
પીલા કંઠા નાઠા ફેરે, અઠે કઠે ફતા પાયા,
મતા પાયા ખતા પાયા ન પાયા માલમ. ૧૭

ફેર રાવ તાણ કાવે નાવકા નીયાવ ફાવે,
જાવે જાવે સોઈ જાવે કછુ આવે લેય;
ચુગો હતો લાવે જે તો છારવાંકો છાર ચાવે,
ભાવાકુળ લેવા જાવે, ન આવે ભવેય. ૧૮

હાથમાં આવ્યું, ત્યારે આરબોનું ટોળું એના ભેગું ભળી ગયું; તેથી તેણે સુધી પોતાનું રાજ્ય વધાર્યું, અને પૂર્વમાં ભદ્રિકા સુધી પ્હોંચ્યું, તેના

---

મહી વહી રત ચાલી રૂસ્તમ અલી માર,
હલે લાર બાર જુમલે એંસી હજાર. ૭
કોલ પામી જમીદાર શીશ નામી એમ કહે,
ડેઈ સામી નદે કોઉ સલામી ગામ ઠામ;
દાધો કોણ બાંધે અહે હમારો ગરીબ દાવો,
નમાવો ભાવો તો પાવી સતારે ઇનામાં. ૮
આયો ડેરા દેતા દેતા હેરા કરે ફરી આયા,
શીશકુ નમાયા ભાયા થે હો મેરા શામ;
કોટ બીયા ખેચ લીયા પેશ બીયા કીયા કેક,
કંઠે રોષ ધરી કીયા કોસ દો મકામ. ૯
પંડે ફુએ બાલા પાતી મંડે જબી ભાવા પાસ,
શીહોરકા કોટ છંડું તો શંભુકા સોગન;
મંડુગા પ્રભાત ઝંડા ડંડુ શેહેર ચાર મેર,
મેરે તેરે ચાર પહોર રાતકા મગન. ૧૦
ચીઠી દીઠી ધ્રીઠી તાંતો ઝાંઝકોન ત્રિઠી ચઢી,
પંડા પીઠી દાખ મારા વજી ઠીકો પાપ.
ખેર ગયો પંડિતડો તણે કંઠા આગે કહે ખડો,
બાટ ખડો લડો કોટ ચડો મારા બાપ. ૧૧
નોબતાં નિશાન ગડે ચડે ફોજાં ખડે નોર,
નેડા અડે આયા અડે શીહોર નરંદ.
ભણેણે કોક બાણ ઠણેણે ઉગતે ભાણ,
ગણેણે નાળા ડાગોળા ધણેણે ગરદ. ૧૨
દોબળા ધુઆકા ગોટ તાકી ઓટ દઈ દોટ,
ચલાયે કટકાં કોટ આમ સામી ચોટ;
લગે નાંહી ચોટ લડે લોઢ જાતાં કોટ લાગા,
લગે ચોટ લોટ પોટ જ્યું ખબુત્ર લોટ. ૧૩
ફડકે કડકે કેક બીયા સીસ ધુડ ફકે,
ન ધૃગંઢી રહી મહા ઝડ કેને દાન;
રદે ન થડકી ખેહા ભાવસિંહ રતનાણી,
મરેઠા કડકે એઠા બડકે મેદાન. ૧૪
કાય તું હેરાન મળે કાનમાં દિવાન કીયો,
સામન આપકો રીયો સે નહીં સામાન;
કાય તું ગુમાન કરે મોર કહ્યો માન કંઠા,
માન આયો નહીં મારૂં લાગો આસ્માન. ૧૫

નાં લાવતાં જનકલ્યાણ ઉપર મુખ્યત્વે કરીને આપણે ધ્યાન પ્હોંચાડ-
છે. અને માંહોમાંહે ગરાસિયા લડી મરે, અને વૈરભાવ રાખે તેનો
લાભ લેવાને બદલે તેઓનું સમાધાન કરાવી આપવામાં કંપની સરકારને
મ, પ્રતિષ્ઠા, અને માન છે.”

સોરઠના દ્વીપકલ્પના કિનારા ઉપર બ્રિટિશ સરકારના હાથમાં નવી
ાઓ આવી તેની છેક પાસેના તેઓના પડોશી ગોહિલ હતા તેઓના
ભાર વિષે વિષય અમે ફરીને પાછો ચલાવિયે છિયે.

ગોહિલોનો દસોંદી બારોટ કહે છે કે[1] પાદશાહનું રાજ્ય શાહુ રાજાના

---

૧ રૂપક છપ્પા

શક્કા શાહકા ફરક્કા હુઆ શાહુ હુવા ગજ શક્કા,
લગશા હલકા લગે આરબાંકા લાર.
લગે મક્કા પુર્બકા અઠીને બદ્રકા લગે,
દુણા ટકા લેવે એસા પકા સુબેદાર. ૧
ગ્રેહ ફરી ફરી આયા કમાયા મલક ગરી,
બણી સભા આવી કરી હાજરી બખત.
ગંદ્રવાં સંગીત ગીત કોઈ ભાત વાતા ગાતા,
તાતા થેઈ થેઈ રાજે પીરો તખત. ૨
શવાઇજીકી ઘોડી બાબા કાંક તોડી બોલા શાહ,
દલીકા મરોડી તોડી લીયાને સંદેશ.
હાથ જોડી દેશપતિ કોણ દેશ પેશ હુઆ,
નુઆ કોણ દેશ પેશ દેશકા નરેશ. ૩
લડી આઠ કાઠ લગે રાજરે નીમ ખેલિયા,
પાટ કીયા ભાઠ રાજ નાટ રાજ પેશ.
નરાં તરાં ઠાઠ બંધે તોય ઠાઠ આપે નાવે,
દરંગાં તોપાકા ઠાઠ હે સોરઠ દેશ. ૪
પીર પઠા સુબેદાર બઠા દઠા કંઠા પીલા,
તઠા લખા પદા કીયા તઠાહી તાગીર.
અઠા જો સોરઠા જિતી આવતો સોરઠ આપું,
જઠા તઠા નગ્ર કંઠા તઠાં હી જાગીર. ૫
ચઢાયા મુગટા પટા ઝટા પટા ચડે શેન,
વંશ ખડા સોઈ ઘટા બેખટા વસાત,
વસ્તા રસ્તા શહેર સોઇ જાવે ઉપસતા,
રસતા ખસતા આયા છાયા ગુજરાત. ૬
જાંડા શંલે ખાના લહી દલીકા અસલી જાદા,
ખાગાં ઝલી આયા ભલે મુગલી બંધાર;

"પણ તે ભાગ (ધોલેરાની ઉપજનો સેંકડે ૧૧ મા ભાગ કરતાં કાંઈ
"થતો નથી) સર્વ ગરાસિયાઓના સામટા સ્વાર્થનો આપણી સાથે જે
"ઠરાવ થયો છે તે રદ કરી શકવા જેટલો થતો નથી, કેમકે પ્રમાણ
"છેક ન્હાનો છે, તેમ જ વળી, એક ભાઈ મજિયારી મિલ્કત લખી
"તે રીતસર કહેવાય નહિ, તેમ જ આપણો દાવો દબાવી દેવા સારૂ
"આવો દમ વિનાનો પ્રયત્ન પછવાડેથી કરવા માંડ્યો છે; અને સર્વ ગ
"યાઓએ એકઠા મળીને આપણી સાથે ઠરાવ કરવાને પ્રથમ દરખાસ્ત
"તે ઉપરથી જ એ પ્રયત્ન તેણે ચલાવવા માંડ્યો છે એમ વગર
"અને વાજબી રીતે વિચારમાં આવી જાય એવું છે. આ ગરાસિયા
"ગરાસ ધંધુકા પરગણામાં આવેલો છે, અને તેના ઉપર પેશ્વાની
"લાગુ છે, તો પણ, ગરાસિયાઓની માંહોમાંહેની વ્યવસ્થાની વચ્ચે પડ
"પેશ્વા માથું ઘાલતો જોવામાં આવતો નથી, ભાવનગરનો ઠાકોર ધો
"લઈ લેવાને હવણાં પ્રયત્ન કરે છે, તથા જે ઠરાવની રૂઇયે તેનો
"ભાગ ઠાકોરને સ્વાધીન ખરેખરો કરવામાં આવ્યો છે તે ઉપરથી
"એ વાત પૂરેપૂરી જણાઈ આવે છે."

રાયસલજી અને માનાભાઇયે જે રસ્તો કહાડ્યો તે પ્રમાણે ધો
અને ધંધુકા પરગણાનાં ગામોના ઘણા એક માલીકો અને દાવાદારો
રસ્તો પકડ્યો, અને સર મિગુઅલડી સૌઝાની મારફતે અરજિયે
તેમાં તેણે ઉલટથી આશ્રય આપ્યો. પણ આ પ્રમાણે બ્રિટિશ સ
ગામડાં આપવાની દરખાસ્ત કરવામાં આવી તે વીશ વર્ષ અથવા
પણ વધારે મુદતથી ભાવનગરના રાવળ, અને લિંબડીના ઠાકોર તેમ
બીજા ઠાકોરોના કબ્જામાં હતાં તેથી, આ પ્રમાણે દાવાદાર લોકો
ઉઠવાથી તેઓનો દાવો બહુ જૂનો થઈ ગયેલો ગણીને કર્નલ વૉકર સ
થયો, તેથી ગામડાં લેવાની દરખાસ્ત બહાલ રહી નહિ. તેણે લખ્
"કંપની સરકારને જે ગામડાંઓની જગ્યાઓ ઉદારતાભરેલી રીતે અ
"વાને જે દાવાદાર ગરાસિયા ઉભા થયા છે તેઓના હક્ક પત્તા વિના
"દોદળા, અને તકરારી છે; તે સાથે વળી, તે જગ્યાઓ કયાં છે
"નિશાનિયો પણ ભાગ્યે જ રહેલી છે. વળી, તેઓની સરત એવી છે
"જે ઉજ્જડ જમીન ખેડીને સારી સ્થિતિમાં આણેલી છે તેના હાલ
"કબ્જેદારોને ખશેડીને ગરાસિયાના ફાયદાને માટે ગામ ફરીને વસાવવાં
"તેની અર્ધી ઉપજ માત્ર કંપનીનાંજ સાધનથી તેઓને બાંધી આપવી
"તેઓ શરત કરે છે.*** કાઠિયાવાડમાં આપણા રાજકીય વિચાર અ

એ ાના ઈજારદારોને એવી સરતના ઠરાવ કરવાની અગત્ય પડતી કે કર જુલમ કરીને વસુલ કર્યા વિના તેઓનાથી પોતાની બોલી પાળી શ ા ન હતી. તેઓને સ્વાધીન જે મુલ્ક હતો તેમાં આસપાસના તોવાળા લૂંટફાટ કરતા એટલું જ નહિ, પણ ગમે તે લૂંટારો, પચાશ માણસ એકઠાં કરીને લૂંટફાટ કરવાને શક્તિમાન્ થતો. તેથી તી ાની ખરાબી થઈ ગઈ હતી, અને તેઓમાંથી ઘણાંખરાં તો બિલકુલ ઉ ડ થઈ ગયાં હતાં. ઘણાખરા ન્હાના જાગીરદારોના મનમાં એવી ા હતી કે, કોઈ વધારે બલવાન્ સરકારની ઓથ મેળવીને પોતાની દેશ ર તેના રક્ષણ નીચે કરી દેવી કે તેથી કરીને આસપાસના સંસ્થાનવાળા-ઓ ેમાંથી દબાવી પડતા અટકે, તથા જે વેળાએ દેશ વધારે સારી ેમાં હતો તે વેળાએ મોગલ પાદશાહોને જે ખંડણી આપવાને ઠરાવ ો હતો તે કરતાં તેમની પાસેથી વધારે ખંડણી લેવામાં આવે નહિ. આ પ ારને અનુસરતી સત્તા ધારણ કરનાર, ગરાસિયાઓની નજરમાં, બ્રિટિશ ાર યોગ્ય છે એમ તેમને લાગ્યું તેથી તેનો આશ્રય તેઓએ માગ્યો.

મિસ્તર ડંકને તા૦ ૧૧ મી જુલાઈ સન ૧૮૦૨ માં ખંભાત મુકા- ા ગવર્નર જનરલને કાગળ લખ્યો, તેમાં તેણે લખ્યું કે, "અહિંથી દક્ષિણ ામાં વીશ માઈલ ઉપર રાહતલાવ અથવા ધોલેરા કરીને એક બંદર ેના માલીક માનાભાઈ ગોડભાઈ, રાયસલજી સતાજી, અને તેઓના ાયાતો છે, તે આજે ચાર વર્ષથી મને આગ્રહથી ફહે ફહે કરતા , અમારા ગામની ઉપજમાંથી ખર્ચ જતાં અર્ધો ભાગ આપવાનું કૂલ કરીને અમારૂં બંદર તમારે સ્વાધીન કરી લ્યો. ગૂજરાતના ીપકલ્પ સાથે આપણો વ્યાપારસંબંધ સુધારવાની અને છેવટે રાજકીય સંબંધ ારવાની ધારણા ઉપરથી આ પ્રમાણેનું તેઓનું માગવું મેં માન્ય રાખ્યું . આવી રીતે કરવાનું કારણ તેઓને એમ ઉત્પન્ન થયું છે કે, તેમની ાજુબાજુના તાલુકદારો તેમના ગામમાં લૂંટફાટ કરે છે, તેનો અટકાવ ાય તથા બીજું એક મુખ્ય કારણ એ છે કે, ધોલેરા કરતાં ભાવનગર- બંદર ઓછું સવળ પડે એવું છે, માટે ભાવનગરનો ઠાકોર એ સરસ બંદર દબાવી પડીને, તેની આબાદાની થતી અટકાવી પોતાનું બંદર ચડિયાતું રાખવાને ઈચ્છે છે. આપણે તેમ થવા દેવું નહિ જોઈએ. આવી પોતાની મતલબ પાર પાડવા સારૂ કેટલાક ગરાસિયાઓ સાથે ઠાકોર સંતલસ કરીને તેઓના ભાગ લઈ લેવાની યુક્તિમાં ફરે છે, અને તેમનામાંનો એક ન્હાનો ભાગિયો "હાલોજી કરીને છે, તેણે તો પોતાનો ભાગ ક્યારનોય લખી આપ્યો છે.

દીની તીરે મેલાણ કર્યું, અને તેઓની સાથે કેટલીક તોપો હતી માટે દ્રસિંહજીનો રસ્તો રોકીને બેસવાનો નિશ્ચય કર્યો. એટલામાં તે ત્યાં આવી હુંચ્યો અને તેણે તેઓની પાસે પોતાનો પડાવ કર્યો. તેને લાગ્યું કે હવે ાપણાથી લૂંટનો સામાન લઈ જઈ શકાશે નહિ અને જો એક પણ ગાડું છવાડે રહી જશે તો આપણી આબરૂ જશે. આ પ્રમાણે વિચાર કરી ગુ તે ... જાણી શકાય ... લાગ્યું હતું કે સવ...ર સમીપમાં છે, અને તે કરતાં બ... સમીપમાં એક નેસ છે, ...ા નામેનામ બેહેચર નેસ કહેવાય છે. કોટની આસપાસ બાવળ જેવાં જ આછાં પલ્લવવાળાં ઝાડની વાડ બની રહી છે. કોટની ...હાનું ચોખંડું તળાવ છે તે "માન સરોવર" કહેવાય છે, તેના ...શ્ચર્યકારક રીતે રોગની નિવૃત્તિ થયેલી છે તેથી તેનો મહિમા માન સરોવરની પાસે બીજાં, એ કરતાં મ્હોટાં તળાવ છે પણ ...હિમા એના કરતાં ઓછો છે.

...વાદમાં મેવાડો બ્રાહ્મણ વલ્લભ ભટ્ટ થઈ ગયો. તેણે ઈ૦ સ૦ ...બહુચરાજીની ઘણી ગરબિયો બનાવી, તે સર્વ એકઠી કરવાથી ...પુરાણ થાય છે ને તેના યોગે કરીને બહુચરાજીનો મહિમા ઘણું ...ો કહેવાય છે. બહુચરાજીનો તે દુર્ગા રૂપે ગુણ ગાય છે, પણ બહુ-...મ તેને આ વિના બીજા પ્રસંગે લાગુ પાડવામાં આવ્યું નથી. શ્રી બહુચરાજીનાં દેરાં જૂદે જૂદે ઠેકાણે ઘણાંક બંધાયાં છે તેમાં ...િ સ્થાપન નથી, પણ ઉગતો સૂર્ય સામો આવે એવી રીતના ...ંગી બેસાડવામાં આવે છે. નવરાત્રી અને બીજા ત્હેવારને દિવસે ...ને બીજા લોકો, જ્યારે તેનાં છોકરાં અને મિત્રોને માથે મોતની ...દીવામાં આવે છે ત્યારે તેના નિવારણાર્થે સાધારણ હોમહવનની ...નો કે પાડાનો ભોગ આપે છે. આ ભોગ મ્હોટા દેરાની સામે ...તેના ઉપર ખુલ્લી જગ્યાએ આપવામાં આવે છે. બીજી વેળાએ ...ળિયો અને બીજા લોકો ચાસન રીતે દારૂ અને માંસનું બલિદાન ... આપે છે, અને બ્રાહ્મણ તથા વાણિયા જે વામ માર્ગમાં હોય છે ...રો કરે છે, તેઓ રાત્રિની વેળાએ છાની રીતે આપે છે. આ નૈવેદ્ય ...ર્પ્યા પછી તેઓ આરોગી જાય છે. બ્રાહ્મણ અને વાણિયાંઓ ...ને જીવતા કૂકડા ચડાવે છે. તેથી તેઓની સંખ્યા ઘણી વધી પડે છે ... આસપાસ ભમ્યાં કરે છે. આ કૂકડા માંહેલા એકની વાત એવી ... એક હિમ્મતવાન મુસલમાન હતો તેણે તેને તળી ખાધો પણ ...ેટ ફાડીને તે જીવતો બાહાર નીકળ્યો.

જારદારોને એવી સરતના ઠરાવ કરવાની અગત્ય પડતી કે
કરીને વસુલ કર્યા વિના તેઓનાથી પોતાની બોલી પાળી
એ જે મુલ્ક હતો તેમાં આસપાસના

માં કહેવત ચાલે છે કે, "જેને તને બહુચરાજીના કૂકડાની
આંધળા, લૂલા અને બીજા ખોડીલા લોકો, તેમ જ જેઓ
બીજા કશાની આશા હોય એવા લોકો બહુચરાજીની બાધા
માતાને પારે જાય છે અને માન સરોવર ઉપર લાંઘવા બેસે છે
ઇચ્છા પૂર્ણ થવા વિષેનું માતાએ વરદાન આપ્યું એવું સાંભ
મનમાં ઉતરે છે ત્યારે જ ત્યાંથી ઉઠીને ઘેર પાછા જાય છે. બહુ
દીકરો આપ્યો હોય છે તેનું નામ તેના બદલામાં બેહેચર પાડે
માનનારા માણસો પણ બહુચરાજીની બાધા રાખે છે.

આ માતાના પૂજારી બ્રાહ્મણ લોકો છે, પણ વાજાં વ
બીજા ચાકર મુસલમાન જાતિના છે. દેરામાં જે ઉપજ આવે
કમાળિયા છે, તેઓ સ્ત્રી, પુરૂષ, ન્હાનાં, મોટાં બધાં મળીને
તેમને માતાએ ઉત્પન્ન કર્યા છે, એવું તેઓ માને છે. તેઓ
પૂજા કરે છે અને ત્રિશૂળ હાથમાં લઈને ફરે છે, તથાપિ તેઓ
ધર્મ પાળે છે અને અલ્લાઉદ્દીને જોરજુલમથી અમને વટાળ્યા
છે. જે હલકી જાતની ભેટ હોય છે તે જ કમાળિયાઓને મળે
મૂલ્યવાન્ હોય છે તે, દેરાના ખર્ચને સારૂ ગાયકવાડ સરકારની
રાખવામાં આવે છે, આમ છતાં પણ, માતાની પાસે એક કાળ
ત્યાંના રજપૂત જમીદારો કમાળિયાઓનો હક્ક લેવાય છે તે
જે ભાગ મળે છે તેના ઉપર પણ દાવો ઉઠાવે છે. થોડાં વર્ષ ઉ
માંહેલા આશરે ચાળીસ જણા એકઠા થઈને બહુચરાજીના કોટ
વાજે થઈને માંહે પેશી ગયા અને તેમના જોવામાં જેટલા કમા
તેમને કતલ કરી નાંખ્યા. ખુની લોકો તે વેળાએ ન્હાશી ગ
દશ કમાળિયાઓને બહુચરાજીના દરવાજા આગળ ડાટવામાં
ળિયા કરતાં પણ છેક હલકા શ્રી બહુચરાજીની સેવામાં રહે છે,
કહેવાય છે અને લોકમાં ચાલે છે તે વાત સાચી હોય તો અસ્વા
હાર તેઓ કરે છે. તેઓ બાયડિયોનો પોશાક પ્હેરીને માથે
પાઘડી પ્હેરે છે. તેમની સંખ્યા આશરે ચારસેંની થાય છે, તેમાં
હલવદ પાસે ટીકર ગામ છે ત્યાં રહે છે, અને બીજા હિન્દુ ત

દાની તીરે મેલાણ કર્યું, અને તેઓની સાથે કેટલીક તોપો હતી માટે ંદ્રસિંહજીનો રસ્તો રોકીને બેસવાનો નિશ્ચય કર્યો. એટલામાં તે ત્યાં આવી ર્યો અને તેણે તેઓની પાસે પોતાનો પડાવ કર્યો. તેને લાગ્યું કે હવે ાપણાથી લૂંટનો સામાન લઈ જઈ શકાશે નહિ અને જો એક પણ ગાડું છવાડે રહી જશે તો આપણી આબરૂ જશે. આ પ્રમાણે વિચાર કરીને ણે તે સર્વ બાળી મૂક્યું. તેને નક્કી લાગ્યું હતું કે લડાઈ થશે તેમાં આપણે વવાના નથી, તેથી રાત્રીના પાછલા પ્રહરે ઉઠી ન્હાહી ધોઈને કસુંબો પીધો ા ગંગાજળ આરોગ્યું, અને તુલસીદલ તથા પરવાળું મોમાં નાંખ્યાં.

આમ મરવાને તે જ્યારે તૈયાર થયો ત્યારે, તેની ચાકરીમાં ગોરિમ્બો કરીને ક આરબ જમાદાર હતો તે તેની પાસે આવ્યો અને કહેવા લાગ્યો, "ઠાકોર! ા તમે કહો તો હું મારા પાંચસેં મકરાણી લઈને એમની તોપો ઉપર જાઉં ાને તમે ફોજ સામે જાઓ, અથવા તમે તોપો ઉપર જાઓ તો હું ફોજ ામે જાઉં." ચંદ્રસિંહને પ્હેલી સૂચના પસંદ પડી. તે ઘોડા ઉપરથી ઉતરી ને ઢાલ તરવાર સજીને પગપાળો ચાલ્યો. તે વેળા તેનો એક ઉમરાવ હતો ો પગપાળે નહિ જવાને બહુ સમજાવ્યો પણ દરબારે ઉત્તર આપ્યું કે, વે આપણે જીવવાની કાંઈ આશા રહી છે?" ત્યારે ઉમરાવ બોલ્યો કે, ે જીવવાની આશા તો પરમેશ્વરના હાથમાં છે. બાબરો કુળદેવ અને ક્તિ દેવી તમારૂં રક્ષણ કરશે! પણ જ્યારે તમારી પાસે ઘોડો છે ત્યારે જુઓ ડવાની શી જરૂર છે?" આ પ્રમાણે કહીને ઘોડા ઉપર બેસવાને ું હસ્ મજાવ્યો, અને તેની સાથે બાકીના પણ ઘોડે ચડીને શત્રુના ર હુમલો કરવાને ચાલ્યા. અને ગોરિમ્બો જમાદાર પણ પોતાનું પાંચસેં ણુસનું પાયદલ લઈને તોપો ઉપર સામો ચાલ્યો. તે જોઈને સામાવાળાએ ાની સામી બાજુએ તોપો મૂકીને મારો ચલાવવા માંડ્યો, પણ તેઓ નદીમાં રી ગયા તેથી તેમના માથા ઉપર થઈને ગોળા ચાલી ગયા અને તોપો- ાા ઉપર હુમલો કર્યો એટલે તેઓ તોપો છોડી દઈને નાશી ગયા, તેથી ાદારના હાથમાં તોપો આવી ગઈ. આણીમગ ચંદ્રસિંહજિયે હરભમજીની જ ઉપર હુમલો કર્યો એટલે તોપોવાળા ન્હાશી ગયા જાણીને તેઓ પણ ાશ થઈ પાછા ફરીને નાઠા. હરભમજી લિંબડી ન્હાશી ગયો તેની પછવાડે સુધી ચંદ્રસિંહજિયે દોડ કરીને તેના સુમારે પચાશ અશ્વારો મારી નાંખ્યા.

જ્યારે લડાઈ થઈ રહી, ત્યારે ગાયકવાડના સૂબા ભગવાનભાઈયે છડીદાર કલીને કહેવરાવ્યું કે તોપો ગાયકવાડ સરકારની છે. ચંદ્રસિંહજિયે કહ્યું કે એ ા મારા જાણવામાં ન હતી માટે તમારે તમારી તોપો લઈ જવી અથવા હું મારી

મેળે તમારી પાસે મોકલાવી દઈશ. પછી મરાઠા અશ્વાર જઈને તોપો લ આવ્યા અને ભગવાનભાઈ વડોદરે પાછો ગયો અને ચન્દ્રસિંહજી વઢવાણ ગયે

ચન્દ્રસિંહજી અને હરભમજીના મરણ પછી લિંબડીનો ઠાકોર હરિસિંહ હરભમજીનો પુત્ર થતો હતો તેણે ચન્દ્રસિંહજીના પુત્ર પથાભાઈ (પૃથીરાજ ઉપર બાપના વારાના વેર ઉપરથી ચડાઈ કરી, અને વઢવાણ આવ્યે ત્યારે તેની સાથે પાંચસેં અશ્વાર અને બસેં પાયદલ હતું. અશ્વારના લશ્કરન ત્રણ ટુકડિયો કરી હતી તેમાંથી એક ટુકડી વઢવાણથી ત્રણ ગાઉ ઉપર ખારી કિનારે પડાવ કરીને પડી. અને બીજી બે કેરાલાના તલાવ તથા પાળિય વાળી તલાવડી આગળ ઉતરી. તેમાંથી પચીશ અશ્વારે વઢવાણ આવ ગામના દરવાજા પાસે, એક ખેડુત જતો હતો તેને માર્યો તથા બી નુકશાન કર્યું. એટલામાં પથાભાઈના ચૌદ અશ્વાર ચોકી કરવા ફરતા હ તે આવી પ્હોંચ્યા, એટલે લિંબડીના અશ્વારો નાઠા તેઓની કેડે ચૌદ અ થયા તે ખારી આગળ બીજા અશ્વાર હતા ત્યાં આવી પ્હોંચ્યા અને તે છાવણી ઉપર બંધુકો ચલાવવા માંડી, અને પાંચ માણસોને મારી નાં એટલે બાકીના દોડીને કેરાલાના તલાવ આગળ બીજી ટુકડી હતી ત્યાં પ્હોંચ્યા. વઢવાણવાળા ત્યાં સુધી પણ તેમની પછવાડે પડ્યા. રાજા પ ભાઈના સાંભળવામાં આવ્યું એટલે તે બસેં પાયદલ અને ત્રણસેં અશ્વાર લ તાબડતોબ આવ્યો અને કેરાલા આગળ દુશ્મન હતા તેઓ ન્હસાડ્યા. આ લડાઈમાં પરબડીના રામોભાઈ તથા લાખોભાઈ સિંહજીના મામા હતા તે કામ આવ્યા. તેમની છત્રિયો આજે પ જોવામાં આવે છે.

બીજી લડાઈ ખારી નદી ઉપર થઈ. તે વેળા હરિસિંહજી હાજર હ આ લડાઈમાં પેથાપુરવાળો શેરભાઈ વાઘેલો, પથાભાઈનો મામો થ હતો, તેની ઘોડી શત્રુની ફોજ વચ્ચે થઈને પાર નીકળી ગઈ, તેની પછવા હરિસિંહજી પડ્યો, અને તેને ઠેર કરી નાંખ્યો. ત્યાર પછી બંને બાજુ ફોજ વેરાઈ ગઈ.[1]

---

૧ નીચે આપેલા બે દસ્તાવેજો ઉપરથી ફોજ કેવી ગોઠવણ થયેથી વેરાઈ તેનો ખુલાસ મળે છે. પ્હેલો છે તે રણવટી દસ્તાવેજ છે, તે મરાયલા માણસના વારસને નુકશાનન બદલામાં કરી આપેલો છે, અને બીજો, બ્હારવટિયાઓને તેમને ઘેર પાછા આવવાન આજ્ઞા મળવા ઉપરથી તેઓએ લખી આપેલો છે.

૧

મહારાણા શ્રી હરભમજી જોગ લ. ઝાલા ગોપાળજી, તથા ઝાલા વીસાજી, તથ ઝાલા ભાવજી, તથા ઝાલા ભાઈજી, તથા ઝાલા અજાભાઈ, તથા ઝાલા સુળોજી, તથ

થોડાં વર્ષ પછી સંવત ૧૮૬૩(ઈ૦ સ૦ ૧૮૦૭)માં ઝાલાઓ પાછા ને માંહોમાંહે લડી મુવા. વઢવાણ સંસ્થાનની સીમા ઉપર બોડુ ગામ

રામસિંહજી, તથા ઝાલા રતનજી, તથા ઝાલા સંગરામજી, તથા ઝાલા રતનજી ...જી, અને બીજા ભાયાતો સમસ્તના રામ રામ વાંચજો. બીજું બારેજડા ગામમાં ...યો ભાઇયો વચ્ચે ઝગડો થયો, અને ઝાલા માલજી, તથા ઝાલા હમીરજિયે ઝાલા ...સિંહજીનું માથું કાપી નાંખ્યું; એટલા માટે ચોરાશી ગામમાંથી (લિંબડીનાં) ઝાલા ...જી, તથા ઝાલા હમીરજીને દેશવટો દીધો છે, અને ઝાલા માલાજી, તથા ઝાલા ...રજીનો ગરાસ બારેજડા અને ઝાલિયા ગામોમાં તેમના ભાગનો છે તે ઝાલા રામ-...જીના માથા બદલે ઝાલા કશિયાને સૂર્ય, ચંદ્ર તપે ત્યાં સુધી અઘાટ આપ્યો છે. ... કશિયાને એ બે ગામની ઉપજ મળ્યાં જશે અને ગરાસ ભોગવશે. બીજું, ઝાલા ...જી, તથા ઝાલા હમીરજીના વંશના કોઈને ચોરાશી ગામોમાં વસવા દેવામાં આવશે ... એવા માણસોને જે કોઈ રાખશે તે દરબારનો ગુનેહગાર થશે (અર્થાત–લિંબડીના ...રાણાનો) અને તેને દરબાર શિક્ષા કરશે તો તેની કોઈ ફરિયાદ કરી શકશે નહિ. ...બધા આ કરાર પ્રમાણે ચાલીશું, અને તે બાબતના નીચે લખેલા જમાન છે,–...ણાના રાબા વાસંગ, તથા રાબા ભગા, તથા રાબા નારણ, તથા રાબા ધના, ...ાઢવી અણદા. ઉપર લખ્યા પ્રમાણે અમે ચાલીશું. સંવત ૧૮૩૩ (ઈ. સ. ૧૭૭૭) ...ર શુદિ ૬ સોમવાર.

અત્ર મતું — તત્ર સાખ

...લેખ. — શ્રી જગદીશ (એટલે સૂર્ય)
...મજી. — ઝાલા માલજી.
... જુએ — ઝાલા મેઘાભાઈ.
...નું હસ્ત — ઝાલા ચાંદાભાઈ.
રાઠોડ કાંદા.
ગોલેતર, રાજાજી.
દેસાઈ લલુભાઈ.
લ. ભવાનીદાસ ધણી બેહજુર લખ્યું છે.

૨

નીચેનો લેખ અમે પાળીશું, જો ના પાળિયે તો વચ્ચે શ્રી ભીમનાથજી જમાન છે. મહારાણા શ્રી હરિસિંહજી, જોગ લ. ઝાલા કશિયાજી રામસિંહ, તથા કેશાભાઈ ...રાશી બારેજડાના. જત અમારે શા. ન્હાનજી ડુંગરશીનું દેવું હતું, તેની સાનમાં ... બારેજડા અમે તેને લખી આપ્યું હતું. પછીથી ન્હાનજી સાથે અમારે કજિયો એટલે ગામ છોડીને ઉમરાળે જઈ વસ્યા, અને ત્યાં રહીને દરબારને પજવણી લાગ્યા. તેના પસ્તાવાના બદલામાં અમે બારેજડા ગામ દરબારશ્રીને શીત્તેર વર્ષ ...ોંપિયે છિયે. તેટલાં વર્ષ પૂરાં થતાં સુધી દરબારે તે ભોગવવું, અને ત્યાર પછી, ન્હાનજીના દેવા માટે બે માણસ જેમ ક્હેશે તેમ અમે નીકાલ કરીશું. ઉપરના

છે, તેને ધણો જૂનો કિલ્લો છે, તે સિદ્ધરાજે બંધાવેલો કહેવાય છે. સા
ત્રણ ગાઉ ઉપર ધ્રાંગધ્રાના રાજનું ગૂર્જરવેદી ગામ છે. એ બંને ઠેકા
વઢવાણ અને ધ્રાંગધ્રાનાં પોતપોતાને ગામ થાણાં રહેતાં હતાં. એક સમ
બકરી ઈદને દિવસે ગૂર્જરવેદીના થાણાના મુસલમાન સિપાઇયો ગામ
ફર્યા પણ બકરી મળી નહિ એટલે ખોડુ ગયા. ત્યાંના ભરવાડ પાસે
દોઢેડ રૂપિયે બકરી ઠરાવીને લીધી, પણ મૂલ આપ્યા વિના જતા રહ
ત્યારે ભરવાડે લિંબડીના થાણામાં ફરિયાદી કરી, એટલે થાણાવાળા, ગૂર્જ
વેદિયો પાસે બકરૂં પાછું લેવા ગયા. ત્યારે ધ્રાંગધ્રાના સિપાઇયોએ
આપવા માંડ્યું, પણ તે નહિ લેતાં બકરૂં પાછું લઇને ઘેર ચાલતા થ
જ્યારે ધ્રાંગધ્રાના માણસો પોતાના રાજ પાસે હુલવદ ગયા અને બધ
સમાચાર તેને કહ્યા ત્યારે તે ક્રોધાયમાન થઈને બોલ્યો: "તમે તમારા
"વારને દિવસે વેચાતી લીધેલી બકરી શા વાસ્તે પાછી આપી?" તેણે
વઢવાણ ઉપર ચડાઈ કરવાનો ઠરાવ કર્યો, અને કાનેર, વાંકાનેર, ...

---

કરારથી દરબારે અમને બોલાવીને ગામમાં જીવાઈ સારૂ જમીન આપી છે તે અમે
અને હવે પછી કાંઈ દંગો કરીશું નહિ. ઉપરના કરાર મુજબ અમે ચાલીશું તેની
રીને માટે નીચેના જામીન આપિયે છિયે:-ધોળકા (ધંધુકા) કસ્બાતિયો સૈયદ
આઝમભાઈ, તથા શેખ સાહેબ, તથા પરબડીના ચૂડાસમા રામ... ,
પોતપોતાની માલમિલકત સુદ્ધાંત જવાબદાર છે. સં. ૧૮૫૩ (ઇ. સ. ... વટાજ
પદ શુદિ. ૨ શનિવાર. ...ને મળે

બીજું ઉપર લખેલા જામીનો નાકબૂલ થાય તો મેહેતા ભગવાનદાસ કારની
વળી, ગઢવી દલા જીવણ તાપડિયા શાખાના, તથા ગઢવી જીવણ શાહુ
તથા ગઢવી અજા અદા, પછમગામના દેથા શાખાના, તથા રાવળ દેવકરણ
પાનશીણા ગામના એ સર્વે પોત પોતાની માલમિલકત સુદ્ધાંત જવાબદાર છે.

સાખ

ગઢવી દલા, ઉપર લખ્યું તે સહી.
ગઢવી અજા દેથા, ઉપર લખ્યું તે સહી.



ગઢવી જીવણ શહુ, ઉપર લખ્યું તે સહી.
રાવળ દેવકરણ વાલા, ઉપર લખ્યું તે સહી.

શ્રી જગદીશ. (સૂર્ય)
રાઠોડ. કાનદા.
ઝાલા બાજીભાઈ ગેડી ગામના.
વાઘેલા હઠીભાઈ ભવાનજી ગામ લે
યાના.
શા. પિતાંબર ભવાની.
સોલંકી કાકા જેતારા.
પટેલ. સુરા આશા.
ગોહિલ હજાજી જેઠાજી ડોકરલાના.
લખીતંગ મયારામ, ધણી બેહજાર લખ્

ને ચૂડાના ઠાકોરોને તથા લિંબડીના હરિસિંહને મદદે બોલાવ્યા. તેમાં
કાનેરવાળો આવ્યો નહિ, ને બાકીના પોતાનું લશ્કર લઈને ચડાઈ કરવા
રૂ આવી મળ્યા. પછી હરિસિંહે વઢવાણવાળાને કહાવી મોકલ્યું કે "તમે
ારણ થાઓ, તમે હલવદ અને લિંબડી વચ્ચે જૂદાગરી ગણો છો? જો
મે હનુમાન સાથે લડશો તો નક્કી હાર ખાઈ જશો. ડાહ્યો માણસ
મને પોતાને બારણે બોલાવતો હશે? જે બનવાનું હતું તે બન્યું, પણ
વે જો તમે હઠ પકડશો તો તમારા કિલ્લાનો નાશ થશે, અને ફિરંગિયોનું
શ્કર આખા દેશમાં પથરાઈ જશે."[1] પણ વઢવાણના પથાભાઈયે તો
મા થવાને નક્કી કર્યું, અને ફોજ એકઠી કરીને એક વાર ધ્રાંગધ્રા અને
જી વાર લિંબડીનાં ગામ વારા ફરતી લૂંટીને તેનું પૂરૂં કરવા માંડ્યું. જ્યારે
વદના સાહાય્યકારી આવ્યા ત્યારે તેઓને તેણે એક દિવસ જમાડ્યા;
પછી પોતપોતાની ગાંઠનું ખર્ચ ખાવા લાગ્યા. પછી કેટલીક લડાઈયો
છી પથાભાઈને વઢવાણના કિલ્લામાં સંતાઈ પેસવું પડ્યું, એટલે
ળાએ કિલ્લાને ઘેરો ઘાલ્યો અને તોપ ચલાવીને રસ્તો પાડ્યો. એ
ા ભાટ અને ચારણો વચ્ચે પડ્યા અને પંચાત કરીને લડાઈ પતાવી.
આ પ્રમાણે ભાટની વાત છે, અને કર્નલ વૉકર આ બનાવ બન્યા
તરત જ ઝાલાવાડમાં ગયો હતો તે તેઓ વિષે નીચે પ્રમાણે લખે છેઃ–
"લિંબડી, વઢવાણ, અને ધ્રાંગધ્રાના ઠાકોરો વચ્ચે હવણાં લડાઈ

---

[1] જુઓ, કવિ જમાલે રચેલું 'બાફરીની લડાઇ'નું ગીત, શ્રી ફાર્બસ ગુજરાતી સભાના
નું હસ્તલિખિત પુસ્તક અં. ૩૫–૧–ચઃ–

हरि हंदे फरमाण लख्यो, वळी भेज्यो वढवाण
हलवद ने गढ लिंबडी, जूदां पथा म जाण,
जूदां पथा म जाण, नवी नहि धारिये;
हडमत साथे बाथ, भरतां हारिये;
कर मांह् बांधव प्रीत अजारे कारणे
बुद्धि कोय जमराज तेडावे बारणे ?
वेधियां ज्यां नजीरो, दुजो जाशे दरंग
फेलाशे फरंगी घटा, चोकाशे चतरंग
चोकाशे चतरंग, सवइया चालशे
झोक हवाइयां कंईक, बाण हालशे
गोंले मारी कोट, पियाले घालशां
हलहलो हीलोक, नेभाला आलशां' ૨. ૭,

"થઈ એ પણ (દેશની નઠારી સ્થિતિનું) એક બીજું કારણ છે.
"લડાઈ થવાનો હસવા યોગ્ય પ્રસંગ એવો બન્યો કે, ધ્રાંગધ્રાના થાણા
"માણસોએ એક ભરવાડ પાસેથી મૂલ આપવાનું કરીને એક બકરૂં લી
"પણ ભરવાડે જઈને ફરિયાદ કરી, એટલે વઢવાણના માણસોએ તેઓ
"ઉપર ચડીને, તેઓ બકરાનું માંસ પકાવતા હતા તે પાછું ખુંચાવી લી
"એટલે ધ્રાંગધ્રાવાળાને વેરભાવ ઉપજ્યો; એક લડાઈમાંથી બીજી સળ
"લિંબડીનો ઠાકોર કજિયામાં સામેલ થયો અને વઢવાણનાં સાઠ ગ
"કરતાં વધારે હતાં તેમાંથી માત્ર ચાર ગામ સિવાય બાકીનાં ગ
"ઉજ્જડ થઈ ગયાં તથા વઢવાણનો કિલ્લો તુટ્યો ત્યાં સુધી તેનો દે
"આવ્યો નહિ. બીજા તાલુકાઓને પણ તેના પ્રમાણમાં નુકસાન થયુ

ભાટની કથા પ્રમાણે હુલવદના રાજને એક લાખ રૂપિયા ન
થયો, લિંબડીવાળાને પચાશ હજાર, અને ચૂડા તથા સાયલાવાળાને
દશ દશ હજાર રૂપિયા થયા.

કાઠિયાવાડનાં મરાઠીની મુલકગીરીનાં પરગણામાં ઝાલવાડ પણ એ
હતી. તે સર્વેનો ઠરાવ કર્નલ વોકરે કર્યો તે વેળાએ આખી ઝાલ
ઘણાં કારણોએ કરીને છેક હલકી દશામાં આવી ગઈ હતી. રાજાના વં
જેટલા થયા હોય તેઓને ભાગ આપવાથી તેની મીલકતના ભાગ
વિભાગ કરી નાંખવાની રીતિ એજ કલહનું ખરેખરૂં મૂળ હતું - આ
એકલું ઝાલવાડમાં જ હતું એમ ન હતું. વડીલ શાખાવાળા ન્હાની શ
વાળાઓને તેઓનો ભાગ નહિ આપવા સારૂ જોર કરે અથવા કપ
અને પોતાનો મુલક વ્હેંચાઈ જાય નહિ તે માટે પ્રયત્ન કરે, તેથી રજપૂતે
કુટુંબોમાં નિરંતર શત્રુવટ ચાલી જતી હતી, તેમ જ બ્હાર ખાતેનાં શ
દેશના ઉપર ઓછાં દુઃખદાયક ન હતાં. કાઠિ, જટ, મિયાણા[1] અને બ
લૂંટારૂ લોકો, આ દેશનાં થોડાં અને અતિ દુઃખિત ગામડાંનાં લો
નિરંતર ત્રાસ ઉપજાવતા હતા. ઝાડપાનની છેક ખોટ પડી ગઈ હતી,

---

૧ સિંધિ જાતિના મિયાણા કરીને લડાયક લોક માળિયામાં ઘણા રૂહે છે. તે કેવા હતા, તે નીચેની વાત ઉપરથી જણાઈ આવે છે:—

એક દિવસે ગાયકવાડનો એક આરબ સિપાઈ નિમાજ પડતો હતો, ત્યાં આ થઈને જતાં એક મિયાણાએ તેને પૂછ્યું કે આ પ્રમાણે તું માથું નમાવે છે તે એ કોનાથી ડરી ગયો છે? આરબે જરા ક્રોધાયમાન થઈને ઉત્તર આપ્યું, કે હું ખ વિના કોઈનો ડર રાખતો નથી. તે ઉપરથી મિયાણાએ કહ્યું કે અરે ત્યારે, તું અમ સાથે માળિયે ચાલ; અમે ત્યાં અલ્લાથી પણ ડરતા નથી.

જગતાજી. તેઓને માનસિંહના કુંવર ગજસિંહે પાટ બેઠા પછી મારી નાંખ્ય
તેની વાત નીચે પ્રમાણે છે:—

એક સમયે ગજસિંહ દાંતાના મ્હેલમાં બેઠા હતા, તે વેળાએ પોતા આસપાસ બેઠેલાઓને કહ્યું કે પે'લા લીંબડા ઉપરથી કૂદકારો મારીને કે આ ગોખમાં પડે એવું છે? તે સાંભળીને હઠિયોજી લીંબડે ચડીને ગોખ કૂદી પડ્યો. તે ઉપરથી રાણા ગજસિંહે જાણ્યું કે એ કોઈ વેળા મને દ દેશે. પછી કેટલાક દિવસ વીતવા દીધા પછી, એક ચાવડો રજપૂત પોતા ચાકરીમાં હતો તેને કહ્યું કે, "જો તું આ બે ભાઇયોને મારી નાંખે તો "તને એક પસાયતું ખેતર આપું." આ વાત સાંભળીને પેલા રજપૂતે એ તો દાંતાની કચેરીમાં જ ઝટકાવી નાંખ્યો, અને બીજાને, દરબારની બારી સામે ડુંગરા ઉપર ઠેર કર્યો. ત્યાં આગળ જગતાજીનું સ્થાનક આ પૂજાય છે, કોઇને તે જગતાજીનો વળગાડ થાય છે, અને કોઈના જોવા તે આવે છે ત્યારે તે ઠેકાણે ઉતાર મૂકાવે મારી હઠિયાજીને ખુમાણસિંહ કર એક કુંવર હતો, તેની પાસેથી સુદાસણું લઇ લીધું, તેને બદલે તેને જીવાઇ અડેરણ ગામ આપ્યું. તેનું કારણ એમ બન્યું કે, હઠિયાજીનું ખુન એટલે તેની સ્રિયે, ખોમાન તે દિવસે બાળક હતો તેને લાવીને રાણા ગ સિંહના ખોળામાં મૂક્યો, અને કહ્યું કે, "આ દીકરાનું પણ તમારી નજર "આવે તે કરો." તે સાંભળીને રાણાએ પોતાના મનમાં વિચાર કર્યો "મેં એના બાપને મરાવી નાંખ્યો છે, પણ હું એને કાંઈ પણ આપીશ "ગોત્રહત્યામાંથી છૂટીશ," એમ વિચારીને તેણે તેને અડેરણ ગામ આ જગતાજીને સંતાન ન હતું.

હવે માનસિંહની વાત પાછી ચાલુ કરિયે છિયે. તેણે ચાર પાંચ રાજ્ય કર્યું અને ત્યાર પછી તે મરણ પામ્યાં, તે વેળાએ તેને ગજસિ અને જસવોજી કરીને બે કુંવર હતા. રાણપુર ગામ પ્રથમ જસવાજી આપ્યું હતું, પણ હઠિયાજી અને જગતાજીના મરણ પછી રાણપુર સ સુદાસણા પણ તેને મળ્યું. જસવાજીને પછી દાંતા પટામાંનું વસાઈ, અ જસપર ચેલાણું ગામ મળ્યું હતું.[1]

ગજસિંહે રૂડી રીતે રાજ્ય કર્યું,[2] તેને બે કુંવર હતા, પૃથીસિ

---

૧ જસવાજીના વંશને માટે આ પ્રકરણની આખેરિયે સુદાસણા વિષે નોંધ આ છે, તે જુવો.

૨ રાણા ગજસિંહની છત્રી બાગ બાહાર ગામની પછવાડે છે, તેમાં નીચે પ્રમા પ્રશસ્તિ છે:-

" संवत् १७४३ वर्षे मागशर सुद ९ रवौए राणा श्री गजसंघजी वइकुंठ पधा

અને વીરમદેવ. વીરમદેવને નાગેલ ગામ મળ્યું. પૃથીસિંહના વારામાં દામાજી ગાયકવાડની ફોજ દાંતે આવી. તેની સામે તે કેટલીક વાર સુધી થયો, પણ છેવટે ડુંગરામાં નાશી જવું પડ્યું. પછીથી બાંહધરી મળવા ઉપરથી તે મરાઠાની છાવણીમાં ગયો અને ખંડણીને પેટે કાંઈ આપવાનું કબૂલ કરેલું તે મળ્યું, એટલે મરાઠા પાછા ગયા. ત્યાર પછી દિલ્હીની વતી હૈદરકુલી નવાબ ફોજ લઇને આવ્યો, તેની સાથે પણ લડાઈ કરી અને તેનાં ત્રીશ માણસ ઠેર કર્યાં. છેવટે ફોજ પાછી જતી રહી અને રાણાની જિત થઈ. ત્યાર પછી પાલણપુરનું ગામ ઘોડિયાલ હતું તેમાં દાંતાનો કાંઈ હક્ક હતો, તે પાલણપુરવાળાએ બંધ કર્યો, ત્યારે તે ગામ મારવાનો રાણાએ વિચાર કર્યો, તે વાત પાલણપુરવાળાએ જાણી ત્યારે પોતાના તાબાના મોજે મેમદપરના ભાટ લોકોને કહ્યું કે, તમે મોજે ઘોડિયાલમાં ચોકી કરવા રહો. તે ઉપરથી તે લોકો ત્યાં ચોકી રહ્યા. તે સમાચાર દાંતે આવ્યા. આ વેળાએ રહિયો ગાંધી કરીને ગઢાં[...]ણિઓ દાંતાનો કારભારી હતો, તેણે ભાટ લોકોને દાંતે તેડ્યા અને કહ્યું કે "તમે [...]પુરનું ગામ સાચવવા રહ્યા "તો અમારૂં પણ સાચવો. જેટલું તેઓ તમને આપશે તેટલું અમે તમને "આપીશું; ધનાલી અને શીસરાણા ઉપર પાલણપુરવાળો દાવો કરે છે તે "રાખો." ત્યારે ભાટ બોલ્યા કે, "અમે બે ઘોડે ચડાયે નહિ." પછી તેઓને રજા આપી અને કહ્યું કે, "તમારે જાબતો રાખવો હોય તેમ રાખજો, "અમે ચડીને આવિયે છિયે." પછી ભાટે ધાર્યું કે મેમદપર જઇને આપણાં માણસ લઈશું અને પાલણપુરથી ત્યાંનાં માણસ લઈને ઘોડિયાલ જઈશું. એટલી વારમાં રાણોજી એકદમ ચડ્યો અને ઘોડિયાલ માર્યું, લૂંટ્યું તથા ત્યાંના બાન પકડ્યાં, અને ઢોર લીધાં ને દાંતે પાછો આવ્યો. આ સમાચાર પાલણપુરવાળે સાંભળ્યા ત્યારે ભાટ લોકોને તેડાવીને ઠપકો દીધો કે, તમારી ચોકી છતાં આ કામ થયું તે ઠીક નહિ, હવે તમારૂં જોર હોય તે કરીને અમારા બાણ વગેરે પાછાં લઈ આવો. પછી ભાટે ધરણું કર્યું તેમાં સો માણસ હતાં. તેઓ પોતાને ગામથી નીસર્યા ત્યાંથી જ ગાઉ ગાઉને આંતરે એકેક માણસને બાળતા આવ્યા, અને એ પછી પુંજપર સુધી આવ્યા ત્યારે સાત આઠ માણસોને બાળી ચૂકયા. પતો દાંતાનાં માણસોએ પુંજપર સામા

" वांसें सती ३ बली ते सतीआंनुं नाम वहोजी श्री राठिभ बारे चणी अणंदकुंवर. वहोजी "श्री वाघेली रूपाली अणंदकुंभिर, वहोजी श्री भटिआंणी जेसलमेरी अनोपकुंवर ए सती "त्रण थई. तारे वांसे राणाश्री गजसंघशीनी छत्री करावी सं. १७४८ ना महा " वद ७ वार शुक्रं छत्री करावी."

જઈને ભાટ લોકોને સમજાવીને પાછા વાળ્યા. રાણાજિયે તેમને કાંઈ આપવાનું કહ્યું, પણ તેમણે લીધું નહિ અને બોલ્યા કે, "અમે કાંઈ લઈયે તો "રાણાજીનું આ પાપ ધોવાઈ જાય, માટે અમારે કશુંયે લેવું નથી." એમ કહીને તેઓ પાછા ગયા. આ પાપને લીધે, પૃથીસિંહ રાણાને સાત કુંવર હતા, તેમ છતાં પણ તે નિઃસંતાન મરણ પામ્યો. તે વેળાએ તેની બે રાણિયો તેની પછવાડે સતી થઈ. તેમાં એક લેબજના દેવડા સખતસિંહની પુત્રી હતી; અને બીજી પેથાપુરના વાઘેલાની પુત્રી હતી.[1]

પૃથીસિંહનો વંશ રહ્યો નહિ, એટલે કારભારી અને સરદારોએ મળીને વીરમદેવના કુંવર કરણજીને ગાદિયે બેસાર્યો. એ કરણજીને પોતાનો સરદાર મેઘરાજ વાઘાવત બારડ, જે દીવડી અને ભદ્રમાળાનો પટો ખાતો હતો તેની સાથે ખટપટ થઈ. આ વેળાએ દાંતામાં એક રજપૂત કોઠિયો વખતો હતો, તેને અફીણ આપતાં રાણાજી રોજ ગાળ દેતો, તેથી તેને એક દિવસ રીસ ચડી, એટલે રાણાજીને તરવારનો ઝટકો મારીને ન્હાઠો, તે મેઘરાજને શરણે રહ્યો. ત્યારે રાણાએ મેઘરાજને કહાવ્યું કે "એ અપરાધી અમને સોંપો." તેના ઉત્તરમાં મેઘરાજે કહ્યું કે, "શરણે આવે તેને પાછો સોંપવાનો રજ- "પૂતનો ધર્મ નથી, માટે એ તો અમારા માથા સાટે છે." પછી રાણાજિયે ઘણી તાકીદ કરી ત્યારે મેઘરાજે તેને મગરા(ડુંગરા)માં ન્હાડી મૂકયો, અને પોતે રીસાઈને નીકળ્યો તે ગંછેરે ગયો. ત્યાં છ મહિના સુધી રહ્યો, પણ રાણાજિયે તેને મનાવ્યો નહિ. ત્યારે મેઘરાજે ધાર્યું જે, "હવે અહિં "રહીને શું કરવું?" પછી તે સુદાસણે ગયો. ત્યાં ઠાકોર અમરસિંહે તેને એક વર્ષ સુધી રાખ્યો, પણ રાણાજિયે તો મનામણું કર્યું નહિ. છેવટે મેઘરાજે અમરસિંહને કહ્યું કે, "ચાલો હું તમને દાંતાની ગાદી અપાવું." પછી ફોજનો સામાન તથા એક હજાર માણસો લઈને દાંતા ઉપર આવ્યો, અને દાંતામાં પેઠો. રાણો કરણજી ત્યાંથી ન્હાઠો, તે ઘોડે ચડીને દાંતાથી પાંચ ગાઉ પેપળોદરે ગયો. આ ગામ પાટવી-

---

૧ દાંતામાં એક છત્રી છે, તે ચારે બાજુએ ખુલ્લી છે; પણ માંહેલી બાજુએ ઇંટાની ભીંત ભરી લીધેલી છે; તેમાં આરસપહાણનો પાળિયો છે, તેમાં એક અશ્વાર અને તેની આગળ બે સ્ત્રિયો છે. ઉપર સૂર્ય તથા ચંદ્ર કોતરેલા છે. તેની છત્રીની ઉપરની ભીંતે આ અક્ષર કોતરેલા છેઃ-"રાણા શ્રી પૃથીસિંઘની છત્રી રાણા શ્રી કરણજિયે કરાવી."

એક બીજી પ્રશસ્તિ નીચે પ્રમાણે છેઃ—

"શ્રી ગણેશાયનમઃ રાણાશ્રી પ્રથીસંઘજી શ્રીવઇકુંઠ પધારા તાહારે સતી બેઅ બળી,
"તેહનાં નામ વહુજી શ્રી દેવડી ફુલકુંવર, વહુજી શ્રી વાઘેલી પેથાપરી સરદાર કુંવર,
"સંવત ૧૭૯૯(ઈ. સ. ૧૮૪૩)ના વરખે શ્રાવણ શુદિ ૨ વાર ગરૌ."

કુંવરને હાથ ખર્ચમાં હમેશથી આપવામાં આવે છે. હવે અમરસિંહ દાંતામાં ગાદિયે બેઠા અને આખું પરગણું પોતાને સ્વાધીન કરી લીધું. આ પ્રમાણે બે ત્રણ વર્ષ સુધી ચાલ્યું. છેવટે પાણિયાલીના બાડુવા ગોરખદાસ તથા તેના ભાઈયોએ વિચાર્યું જે, આપણ છતાં આપણો ધણી રાજભ્રષ્ટ થયો તે કાંઈ ઠીક નહિ. પછી તેઓ રાણા કરણજી પાસે ગયા[1] અને કહ્યું જે, "આમ ઠંડા "થઈને શું બેઠા છો. કાંઈ મેહેનત કરો તો દાંતાનું રાજ્ય મળે." ત્યારે રાણાએ કહ્યું કે, "મને કશો રસ્તો સૂઝતો નથી. તમને સૂજે તે ઉપાય કરો." ગઢવિયોએ કહ્યું કે, "તમે તમારા સરદારોને એકઠા કરો." પછી તેણે સરદારોને બોલાવ્યા. ઘોરડના ઠાકોર સાહેબસિંહ ભાટી, હુડાદનો ઠાકોર અનોપસિંહ રાઠોડ; અને ગોધણીનો ઠાકોર દેવીદાસજી વાઘેલો, એટલા એકઠા થયા. આ સરદારોએ મળીને એવો ઠરાવ કર્યો કે, પાલણપુરના દિવાન બહાદુરખાનનો આશ્રય મળ્યા વિના આપણી મતલબ બર આવે એમ નથી. પણ તેમને વળી લાગ્યું કે ઝાઝા રૂપિયા વિના દિવાનજીની મદદ આપણને મળવાની નથી. ને આવી વેળાએ આપણી પાસે રૂપિયા નથી. પછી કરણસિંહે નાગેલથી પોતાના ન્હાના ભાઈ ઉમેદસિંહને બોલાવ્યો, અને તેને કહ્યું કે, "તમારી "કુંવરી પરણાવ્યા વિનાની છે તે બહાદુરખાનને પરણાવો, તો તે આપણને "આપણી જગ્યા પાછી વાળી આપે." તેના ઉત્તરમાં ઉમેદસિંહે કહ્યું કે, "જગ્યા "વળશે તો ગાદીના ધણી તમે થશો, એમાં મને શું મળશે, જે હું તરકડાને "દીકરી આપું?" ત્યારે દાંતા પાછું મળે તો કરણસિંહે તેને પાંચ ગામ આપવાનો લેખ કરી આપ્યો. એ લેખમાં મોજે નાગેલી અર્ધી, મોજે થાણું, કુંડળ, પાણોદરા, અને વડુસણ, તથા હાલનું મોજે ગઢ જે કુંડળની સીમમાં પછીથી વસાવ્યું તે, લખી આપ્યાં. ત્યારે ઉમેદસિંહે રજા આપી, જે આપણી જગ્યા વળતી હોય તો તમારી નજરમાં આવે તે કરો. પછી ગઢવિયો પાલણપુર ગયા, અને તેને મળીને પક્કો બંદોબસ્ત કર્યો કે, "તમે અમારી જગ્યા "વાળી આપો, તો અમે ઉમેદસિંહની દીકરીનું સગપણ તમારી સાથે કરિયે." આ વાત સાંભળીને દિવાનજી બહુ રાજી થયો અને બોલ્યો, "ઠીક છે, "તમારી જગ્યા વાળી આપું, ત્યાર પછી પરણાવજો." પછી નાળિયેર રૂપિયો આપ્યાં અને સગપણ કર્યું. તેઓએ દિવાનજીની ફોજ લઈને દાંતા ઉપર આવીને પુંજપરના મહુડામાં મેલાણ કર્યું. અને અમરસિંહને કહાવ્યું જે "હવે તમે દાંતામાંથી નીસરો." ત્યારે અમરસિંહે વિચાર્યું જે, "પાલણ"પુરની ફોજ આવી. એટલે હવે આપણાથી દાંતા હાથમાં રખાશે નહિ."

---

૧ ગઢવી મયાનાથજી તથા ભાગચંદજી રાણા પાસે ગયા હતા. ર. ઉ.

તેથી તેણે કહાવ્યું કે, "તમારૂં દાંતા હું તમને પાછું સોંપું, પણ તમે મારા "ગુજરાનને માટે શું આપશો?" આવું બોલવા ઉપરથી તેને પંદર ગામ હતાં તેમાં બીજા પાંચ જેતપર, ન્હાનાસડા, ટોડા, ખારી, અને બામણિયું તથા માતાજીના દાણમાંથી ચોથો ભાગ આપવાનું કબૂલ કર્યું. તે સમયે માતાએ જનાર પાસેથી જણ એક રૂપિયો એક દાણનો લેવાતો હતો. પછી કેટલાંક વર્ષ સુધી તેમાંથી ચાર આના સુદાસણાવાળાને આપ્યા, પણ પછી હિસાબમાં તકરાર થવા માંડી, ત્યારે રાણાજિયે દર માણસ પાસેથી બાર આના લેવા માંડ્યા. અને ચાર આના તેમના ભાગના પડ્યા મૂક્યા, અને કહ્યું જે "તમારા ગામને પાદર થઈને જે આવે તેની પાસેથી તમારા ચાર આના "તમે ઉઘરાવી લેજો." તે દિવસથી સુદાસણે તેઓએ ચાર આના ઉઘરાવી લેવા માંડ્યા.

હવે રાણો કરણજી દાંતે આવીને ગાદિયે બેઠો. જ્યારે પાલણપુરની ફોજ પાછી વળી ત્યારે મોજે થાણાની સીમમાં ડુંગરી પાસે ચાર આંબા હતા તે ઠેકાણે, બાઈને નાગેલથી લાવીને દિવાનજી સાથે પરણાવી, અને પાલણપુર વળાવ્યાં.

કરણસિંહને બે કુંવર હતાઃ રતનસિંહ અને અભયસિંહ. તેમાં રતનસિંહ ગાદિયે બેઠો. તેના પ્હેલાં ધનાલીના ઠાકોર લાડખાન, અને પાહાડખાન બે ભાઇયો હતા, તેઓને મારી નાંખ્યા હતા. તે વિષેની વાત એમ છે કે, એક સમયે લાડખાનજી દાંતામાં રાણા કરણજીની સલામે આવ્યો હતો, કારણ કે તે દાંતાનો ઉમરાવ હતો. એક સમયે કુંવર રતનસિંહ રમતો હતો તેવામાં લાડખાનજિયે કહ્યું જે, "તમે ક્યાં સુધી કુંવરજી વાજશો?" એમ કહીને મશ્કરી કરી. તે સમયે કુંવરની ઉંમર ત્રીશ વર્ષની હતી. આ વાત કુંવરે જઈને રાણાજીને કહી. તે સાંભળી કરણજી બોલ્યોઃ "ઠીક છે ત્યારે, "તમે મને મારો અને રાણા કહેવાઓ." પછી કુંવરજિયે કહ્યું જે, "બાપજી! "તમને તો ઘણી ખમા, પણ હું એને મારીશ." રાણાજિયે કહ્યું જે તેમ કરવાની તમારી શક્તિ જોઇયે. એ વાત લાડખાનજીના જાણવામાં આવી કે તુરત તે તો અગિયારા ગણી ગયો. આ વાતને બે વર્ષ વીત્યાં. પછી રાણા કરણજી સહજ ગામ નાગેલ ગયો, ત્યાં પેલા બે વાઘેલા ભાઇયો તેમને મળવાને આવ્યા. ત્યારે કુંવરે મનસૂબો ધાર્યો કે, આજે હું તેમને મારૂં. પછી પોતાના માણસોને સમજાવીને ઠરાવ કર્યો જે, લાડખાનજીને લઈ સરસ્વતી નદિયે ન્હાવા જવું, અને પાહાડખાનજીને રાણા પાસે રહેવા દેવો ને પછી લાડખાનજીને ત્યાં મારી નાંખવો, ને તે વેળાએ બંદુકનો ભડાકો

કરવો. તે અવાજ સંભળાય, એટલે પાહાડખાનજીને અહિં મારી નાંખવો, એ પ્રમાણે ઠરાવ કરીને કુંવર ભાલો લઈને ન્હાવા ગયો. તે ભાલો લાડખાનજીને માર્યો, એટલે બીજા માણસોએ તેને પૂરો કર્યો. પછી બંદુકનો અવાજ કર્યો. તે સાંભળીને રાણાની પાસે માણસો હતા તેઓએ પાહાડખાનજીને ઠેર કર્યો. પાલણપુરના દિવાન બહાદુરખાનને આ વાતની ખબર પડી, ત્યારે તેણે કહ્યું કે, "એ બે ઠાકોરને આપણી બાંહ્યધરી હતી માટે તેમના "કબીલાનો આપણે જાપતો રાખવો જેથી કે, રાણાજી તેની આબરૂ લે નહિ." એમ કહીને બસેં અશ્વારો ધનાલિયે અને શેશરાણીમાં મૂકયા. તે આજ સુધી નીસર્યા નહિ, તેથી તે ગામ પાલણપુર ખાતે ખાલસા થઈ ગયાં. એ મરનારાઓને અકેકો દીકરો હતો, તેમાંથી એક મોજે ગોધાણીમાં રહ્યો, કેમ તે ગામ તેનું હતું. ત્યાં તેના વંશ જ આજે પણ છે અને બીજો સુદાસણા પોતાની ફોઈને ઘેર ગયો, ત્યાં તેને ત્યાંના ઠાકોર પાસેથી વાંટો મળ્યો.

રતનસિંહે પોતાના બાપના મરણ પછી પાંચ વર્ષ રાજ્ય કર્યું, પછી નિ:સંતાન મરણ પામ્યો. તેની પછવાડે તેનો ન્હાનો ભાઈ અભ॰ ગાદિયે બેઠો. ચોપડો કરીને મરાઠો હતો, તેને આ રાણો અરજણરાવ ભાગની ઉપજ આપવી કરીને દાંતામાં લાવ્યો. તેનું કારણ એમ હતું ? તેના પટાવતો સરદારો અને તેના ભાયાતો, તેમ જ, આસપાસના રાજા કરતા ... અરજણરાવ પોતાની સાથે ગાયકવાડના સો અશ્વાર

વરાવ્યું જે "હવે તમે અહિંથી જાઓ." પણ મરાઠાઓએ એ વાત ઉપર કાંઈ લક્ષ આપ્યું નહિ, ત્યારે કુંવરે તેઓને ઘેરો ઘાલ્યો, અન્ન, પાણી, ઘાસ, બંધ કર્યું, તથા ધમકી આપી કે, 'હવે નીસરો, નહિ તો તમને મારીશું." છેવટે તેઓ નીકળ્યા. તેમને દાંતાના માણસોએ જે પ્રમાણે ઘેરી લીધા હતા તે પ્રમાણે તેઓ ગઢવાડામાં પ્હોંચાડી પાછા આવ્યા. પછી ભાલુસણાના ઠાકોર સુજાજિયે તેમને રાખ્યા અને સુદાસણાવાળા સાથે ટંટો માંડ્યો, જે અમારો વાટો સુદાસણામાં છે તે અમને આપો. ત્યારે સુદાસણાના ઠાકોર ફત્તેસિંહે દાંતામાં જઈને કુંવર માનસિંહની મદદ માગી. તે ઉપરથી કુંવર ફોજ લઈને સુદાસણે ગયો અને શત્રુઓને મારી ક્હાડ્યા. ત્યારે ભાલુસણાવાળાને બ્હીક લાગી જે, દાંતા સાથે મારે વૈર બંધાશે તો હું માર્યો જઈશ, તેથી તેણે ગાયકવાડની ફોજને રજા આપી, એટલે તેઓ અમદાવાદ ગયા, અને કુંવર માનસિંહ પક્કો બંદોબસ્ત કરીને પાછો દાંતામાં આવ્યો. ત્યાર પછી સંવત્ ૧૮૫૧(ઈ૦ સ૦ ૧૭૯૫)માં રાણો અભયસિંહ મરણ પામ્યો.

અભયસિંહને ત્રણ કુંવર હતા, તેમાં માનસિંહ તેની પછવાડે ગાદિયે બેઠો, તેની મા વસાઈની ચાવડી હતી; બીજા બે જગતસિંહ, અને ન્હારસિંહ કરીને હતા, તેમની મા ભટિયાણી તરસંગમાની પાસેના ધરડના ઠાકોર સાહેબસિંહની પુત્રી થતી હતી.

માનસિંહે ગાદિયે બેસતાં વેંત જ પ્રથમ પરાક્રમ તો એ કર્યું કે, પોસીનાના ગામ ધનાલમાં સહજ ફેરો કરીને ત્યાંની ભેંસો વાળી, પણ પછવાડેથી વ્હાર આવી અને ભેંશો પડાવી ગયા. ત્યાર પછી છ મહિને પોસીનાનું ગામ ચાંગોદ માર્યું, લૂંટ્યું અને ઉજ્જડ કરી નાંખ્યું, તે આજ લગી તેવું જ છે. ઇડરનો ગંભીરસિંહ કટક કરીને જ્યારે મ્હેવાસી લોકો ઉપર ગયો, ત્યારે તેણે રાણા માનસિંહને તેડાવ્યો. તે ચાળીશ અશ્વાર લઇને ગયો, અને મુલકગીરી કરીને આવ્યો, ત્યારે મહારાજે એક હજાર રૂપિયાની કિંમતનો તેને ઘોડો આપ્યો. પછી પાંચ વર્ષ રાજ્ય કરીને માનસિંહ સંવત્ ૧૮૫૬(ઈ૦ સ૦ ૧૮૦૦)માં મરણ પામ્યો. તે વેળાએ ભાઇયોમાં અણબનાવ હતો, તેથી તેના લોક ક્હેવા લાગ્યા કે, એને ઝેર દીધું.

તેનો ભાઈ જગતસિંહ ગાદીએ બેઠો કે તરત તેણે ટીલા ધાડ કરીને ગઢવાડાનું નેંદરડી ગામ માર્યું, લૂંટ્યું, બાળ્યું, અને ત્યાંનાં બાન પકડ્યાં. આ પ્રમાણે કરવાનું કારણ એવું કે, ત્યાંના ભીલ લોકો નવા વાસની ભેંશો લઈ ગયા હતા, ત્યારે ત્યાંના પટેલે આવીને દાંતે ફરિયાદ કરી જે, "પાવડો લાવો, મારા ધણી માનસિંહનાં હાડકાં કહિં પણ હોય તો હું તે શોધી ક્હાડું.

"તે ધણી હોય તો મારી ભેંશો નેંદરડીવાળા લઈ શકે નહિ." બીજી એક વેળાએ તે કટક કરીને પોસીના ઉપર ચાલ્યો, ત્યારે ત્યાંના ઠાકોર કેશરીસિંહે હડાદ તથા પોસીના વચ્ચે સામો આવીને એક ઘોડો રાણાજીને નજર કર્યો અને જમાન આપીને મેળાપ કર્યો. પછી તે ફોજ ત્યાંથી પાછી વળી ને ગઢવાડા પરગણામાં આવી અને મહાવડ ઉપર જોર કરયું. ત્યારે ત્યાંના ઠાકોર વખતાજિયે આવીને એક ઘોડો નજર કર્યો તથા જમાન આપીને મેળાપ કર્યો. પછી ન્હાના કાઠારણના ગઢિયા હાથીજી ઉપર ચોરીનો મુદ્દો હતો, તેની પાસેથી એક ઘોડો નજરાણામાં લીધો; ત્યાંથી ફોજ ઘર ભણી પાછી વળી.

ફરીને સંવત ૧૮૭૦(ઇ. સ. ૧૮૧૪)માં રાણાજિયે ફોજ કરીને ધનાલની બધી ભેંશો વાળી આણી. પછી બીજે ફેરે દેરોલના રાજાનું મોજે આવળી કોહિંયું મારયું અને લૂંટયું. બીજે વર્ષે પોસીનાના ઠાકોરના ભાઈનું મોજે ખેરોજ માર્યું અને લૂંટયું. ત્યાં રાણાનાં બે માણસ મરાયાં. અહિં તેનો ભાઈ ન્હારસિંહ પરણ્યો હતો, તે તેની પાસે આવીને કહેવા લાગ્યો કે, "આ વેળાએ મને બટ્ટો લાગશે જે, ન્હારસિંહજિયે સાથે આવીને સસ"રાનું ગામ મરાવ્યું." આ ઉપરથી ફોજ પાછી વળી, અને ધરોઈ મારવા ચાલ્યા. આ જગ્યાએ બારડ કીરતાજી જે ફોજમાં હતો તેને સામાવાળે ખૂટવ્યો, તેથી તેણે તે ગામને પાદર જઈને રાણાજીને કહ્યું જે, શકુન સારા થતા નથી, માટે પાછા વળો. પછી પાછા વળીને મોજે થાણે આવીને મેલાણ કર્યું. આ ઠેકાણે રાણાએ પોતાના કારભારી અને સરદારોને બોલાવીને પૂછયું કે, "આ શિરબંધિયોને ચડેલો પગાર ક્યાંથી આપીશું?" ત્યારે સરદારોએ કહ્યું જે, "મોજે પાવડીનો ઠાકોર રતનસિંહ તથા અંધારિયાનો "ઠાકોર અણદોજી આપણા પરગણામાં મ્હેવાસિયોને મોકલીને લૂંટફાટ કરાવે છે, "માટે તેઓનાં બે ગામ લૂંટિયે એટલે ત્યાંનો માલ આવશે, તેમાંથી પગાર "ચૂકાવી આપીશું." પછી ત્યાંથી અંધારિયા ઉપર ગયા, ત્યારે ત્યાંનો ઠાકોર ન્હાશીને મોજે પાવડીમાં પેઠો અને મોરચો બાંધીને પાવડીના ગામ મોજે સુમણવાસમાં સૌ તૈયાર થઈને લડવા સારુ બેઠા. મોજે થાણેથી પાછલી રાત્રે રાણાજીની ફોજ ચડીને અંધારિયે ગઈ, ત્યારે તે ગામ ઉજ્જડ દીઠું, એટલે તે ફોજ સુમણવાસ ઉપર ગઈ. ત્યાં મોરચામાંથી બંદુકો છૂટી, તે ઉપરથી રાણાજીની ફોજમાંના આગળ ચાલનારાઓએ ગોળિયો ચલાવી, તેથી અંધારિયાનો ઠાકોર અણદોજી મરાયો, એટલે સુમણવાસમાં બીજાં માણસ હતાં તે ન્હાશીને ડુંગરા ઉપર ચડી ગયાં. પછી ગામ માર્યું અને લૂંટયું,

ત્યાર પછી તરત જ રાણોજી જઈને પાવડીમાં ઉતર્યો, અને તે ગામ પણ માર્યું તથા લૂંટ્યું, અને માલ લઈને પાછા વળ્યા, તે મ્હોટે સરે આવીને પડાવ કર્યો. આ ઠેકાણે પાવડીનો ઠાકોર બાંહધરી લઈને રાણાજી પાસે આવ્યો, અને મોજે અંધારિયામાં રાણાજીનો ત્રીજો ભાગ ઠરાવ્યો, અને સામસામાં લખત કરીને બંદોબસ્ત કર્યો. પછી આસપાસના મ્હેવાસિયોના જમાન લઈને સંવત્ ૧૮૭૨(ઇ. સ. ૧૮૧૬)માં રાણાએ ફોજ વેરી નાંખી અને પોતે દાંતામાં ગયો.

ઠાકોર વખતાજી જીતાજિયે એક વેળા રાણા જગતસિંહને કહ્યું કે, ખાભીવાસ તથા કણબીવાસથી મારો ખર્ચ પૂરો થતો નથી, માટે "મને કાંઈ વધારે આપો." રાણાએ કહ્યું જે, "તમારા બાપને જે મળેલું છે, "તેથી કાંઈ વધારે હવે તમને મળવાનું નથી." આવું સાંભળીને વખતાજી રીસાઇને ડીસે દિવાન સમશેરખાનની પાસે ગયો, અને તેને કહ્યું કે, "મને ફોજ "આપો તો હું જઈને દાંતા પરગણામાં કાંઈ નુકસાન કરૂં, તો મને કાંઈ મળે." દિવાનને રાણાજી સાથે મિત્રતા હતી, તેથી તેણે રાણાજીને લખ્યું જે, "તમે વખતાજીનું સમાધાન કરો, નહિ તો તે કાંઈ તમારૂં નુકસાન કરશે." પછી રાણાજિયે વખતાજીને તેડાવીને પોતાનાં ગામ ઉંટડી તથા ભૂતવાસ એ બે અતીતને ઘેર ઘરેણે હતાં, તે છોડાવી લઈને રાખે તો લખી આપવાને કહ્યું. તે પ્રમાણે વખતાજિયે તે બે ગામ છોડાવી લીધાં. પણ તે બંને ગામ ઉજ્જડ હતાં, તેથી તે બંનેની ધરતીમાં એક જ ગામ અભાપરૂં વસાવ્યું અને ત્યાં પોતાનો કબીલો રાખીને પોતે દાંતામાં કારભારૂં કરવા રહ્યો. તે બે વર્ષ પછી ગુજર્યો, ત્યારે તે અભાપરૂં પોતાના ભાઈ ભવજીને તથા પોતાના દીકરાઓને રહ્યું.

આ વેળાએ કુંડળનો ઠાકોર સરદારસિંહ નિઃસંતાન ગુજરી ગયો, ત્યારે રાણાજી જગતસિંહ તથા તેના ભાઈ ન્હારસિંહે જઈને કુંડળનાં પાંચ ગામ જપ્ત કર્યાં અને તે ઠાકોરની સર્વ જણસભાવ દાંતામાં લઈ આવ્યા. પણ કુંડળમાં તેનું ખર્ચપાણી કરવું, તથા ત્યાંની ઠકરાણીને જીવકમાં ત્રણ કોસ આપ્યા. પણ ભવજી જીતાજિયે વારસા બાબત દાવો કર્યો અને કહ્યું કે, "કુંડળમાંથી મને કાંઈ આપવું જોઇયે." ત્યારે રાણા જગતસિંહે કહ્યું જે, "તમને જે તમારા બાપ જીવતાનું જીવક—ખાભીવાસ તથા કણબીવાસ— "મળ્યું છે તે તમે ખાઓ. આમાંથી તમને કાંઈ મળવાનું નથી." તે ઉપરથી રીસાઈને પાલણપુર ગયો અને તેની સાથે જમાદાર મેરૂ સિન્ધી રાણાજીનો જૂનો ચાકર રીસામણે હતો તે પણ ગયો. હવે ભવજિયે

પાલણપુર જઇને માઇલ સાહેબને અરજી કરી જે, "કુંડળના વારસા ઉપર "મારો અને રાણાજીનો હક્ક બરાબર પ્હોંચે છે અને તે રાણાજી આખો "દબાવી પડ્યા છે, માટે એ ગામ હું અંગ્રેજ સરકારને લખી આપું છું, "તેમાંથી સરકારની નજરમાં આવે તે મને આપજો." આ વાત રાણાજીના કોઈ હિતસ્વિયે રાણાજીને લખી જણાવી. તે ઉપરથી તેણે પોતાના ભાઈ ન્હારસિંહને તથા જીવલો કલાલ કારભારી હતો, તે બન્નેને પાલણપુર મોકલ્યા. અને પોતાના તમામ પરગણા ઉપર સાત આની ભાગ અંગ્રેજ સરકારને લખી આપીને દાંતામાં અંગ્રેજ સરકારની જામી લાવ્યા. એટલે ભવજીના હાથ હેઠે પડ્યા. પછી ભવજિયે પાલણપુરના દિવાનજી ફ્તેહ-ખાનની ચાકરીમાં રહેવાનું કબૂલ કર્યું, ત્યારે વાનજીયે નાગેલમાંનો પોતાનો ચોથો ભાગ તેને આપ્યો. પછીથી રાણાજિયે પણ મોજે કરણપુર આપ્યું અને કસુંબા પાયા. અંગ્રેજ સરકારનું થાણું દાંતામાં સંવત્ ૧૮૭૬ (ઇ૦ સ૦ ૧૮૨૦)માં મૂકર્યું હતું.

આ જગતસિંહના વારામાં કાકરેજના મ્હેવાસી કોળિયોએ બસેં અશ્વાર અને પાંચસેં પાયદલ સહિત દાંતાના તાબાનાં રતનપર તથા પુંજપર ઉપર ચડીને ત્યાંની ભેંશો લીધી. તેની વ્હારે જગતસિંહ પચાસ અશ્વાર તથા બસેં પાળા લઈને ચડ્યો. તેઓનો મેળાપ મ્હોટા સડા આગળ થયો, એટલે લડાઈ થઈ, તેમાં ધાડનાં પચીસ માણસ મરાયાં, અને રાણાજીનો જમાદાર ભીખો ભટી રજપૂત જખ્મી થયો અને તેની ઘોડી ભાગી, તે ભેંશો પાછી વાળી લાવ્યા, અને રાણો જ્યારે દાંતે ગયો ત્યારે ભીખા જમાદારને સોનાનાં કડાં તથા એક ઘોડી વગેરેનો શિરપાવ કર્યો.

એ જગતસિંહને દીકરો ન હતો, તેથી તેણે પોતાના ભાઈ ન્હારસિંહને કહ્યું જે, "તમારા બે કુંવર જાલમસિંહ તથા હરિસિંહ છે, તેમાંથી એક મારે "ખોળે આપો." ન્હારસિંહે વિચાર્યું જે, "દીકરાને ગાદી મળે ત્યારે બાપને હેઠે "બેસવું પડે, તથા તેની સલામ ભરવી પડે." માટે તેણે તે વાતની ના પાડી. ત્યારે કોઈ લોકોએ જગતસિંહને કહ્યું જે, "ન્હારસિંહ તમને ઝેરથી અથવા "હથિયારથી મારવાના વિચારમાં છે." આ વાત તેના હૃદયમાં ઉતરવાથી તે મ્હેલમાં બંદોબસ્ત કરીને પેશી રહેવા લાગ્યો, કચેરીમાં બેસે નહિ. તેનો પરિણામ એવો થયો કે આસપાસના ગામના ભીલ અને કોળી લોકોએ લૂંટફાટ કરવા માંડી. ત્યારે લોકોએ આવીને અરજ કરવા માંડી જે, "આપ આવી રીતે કાંઈ બંદોબસ્ત રાખશો નહિ અને મ્હેલમાં બેશી "રહેશો તો રાજ્ય શી રીતે ચાલશે ?" રાણા જગતસિંહને કોઈ પણ કારભારી

ઉપર વિશ્વાસ ન હતો, માત્ર જીવા કલાલની સલાહ પ્રમાણે જ તે ચાલતો; તેથી લોકો નિંદા કરવા લાગ્યા, જે રાણાજિયે કલાલને કારભારી કર્યો છે. આ પ્રમાણે હકિકત છતાં દાંતામાં શિસોદિયો રજપૂત ગમાન નામે હતો તેની વડારણને જીવાએ જબરાઈથી લીધી, તેમ જ એ જીવાને બે બાયડિયો હતી તેમાંથી એકની સાથે પેલો ગમાન લાગેલો હતો, તેથી બન્ને જણાને માંહોમાંહે ઘણી અદાવત ચાલતી હતી. પણ રાણાજીના ડરથી પેલા કલાલને ગમાન કાંઈ કહી શકતો ન હતો. તથાપિ કેટલાક કારભારિયો વગેરે લોકોની જીવા ઉપર ઇતરાજી થઈ હતી.

એક સમયે કલાલ કળતર કરવા નીકળ્યો, ત્યારે પેલા ગમાનનો વાડો પસાયતા જેવો હતો, તેનું પણ કળતર કરવા માંડ્યું. તે ઉપરથી તે રજપૂતે કહ્યું કે, "મારો વાડો કળતરમાં લખશો નહિ." પણ તે વાત તેણે માની નહિ, અને હુકમ બજાવીને ઉલટી ગાળો દીધી. તેથી રજપૂતને ઘણો ગુસ્સો ચઢ્યો, અને કલાલને મારી નાંખવાનો તેણે વિચાર કર્યો. પ્રથમ તો તે પોતાની માને તથા ભાઈને મોજે હુડાદ પોસીને જઈને મૂકી આવ્યો. પછી પરોઢમાં ઉઠીને કલાલના ઘરના રસ્તા સામો બેઠો. તેવામાં પેલો જીવો કલાલ કળશિયો લઇને દિશાએ ચાલ્યો. તેણે પેલા રજપૂતને રસ્તામાં દીઠો, એટલે પૂછ્યું કે, "તું ક્યાં જાય છે?" રજપૂતે ઉત્તર આપ્યું કે, "મારે પર- "ગામ જવું છે, માટે શકુન જોવા બેઠો છું." આવું સાંભળતાં કલાને કાંઇક ડર લાગ્યો ખરો, પણ થોડે વેગળે ચાલીને ઝટપટ દિશાએ જઈ પાછો વળ્યો. અને રજપૂતથી વેગળે વેગળે ઉતાવળથી ચાલીને ઘેર જવા લાગ્યો. આવો પ્રસંગ જોઈને રજપૂતે ધાર્યું કે આ તો જતો રહેશે. પછી તેણે જઈને પછવાડેથી બાથ ભીડી, એટલે બન્ને જણા બથોબથ્થ આવ્યા. કલાલને લાગ ફાવ્યો, એટલે તેણે રજપૂતના માથામાં કળશિયો માર્યો. ત્યારે રજપૂતે પોતાના હાથમાં છરી હતી તે કલાલના પેટમાં બે વાર ઘોંચી. પછી કલાલ છૂટીને ન્હાઠો તે ઢેડના ઘરમાં પેસવા લાગ્યો. તેવામાં વેગળે ઢાલ તરવાર પડી હતી તે લઈને રજપૂત દોડ્યો તે જઈને ઢેડના બારણા વચ્ચે કલાલને ઠેર કર્યો. અને તેના કાનમાં મરચિયો વગેરે દાગીના હતા તે ફહાડી લઈને ચાલ્યો. ત્યારે લોકોએ બૂમો પાડવા માંડી, તેઓને રજપૂતે કહ્યું જે "બોલશો તો તમને પણ મારી નાંખીશ." એટલે તે લોકો ચૂપ રહ્યા, અને તે રજપૂત મગરામાં ન્હાશી ગયો. આ વાત રાણાજીને શામચંદ ગાંધિયે જઇને જાહેર કરી. તે વાત રાણાજિયે ઉંઘમાંથી અચાનક જાગીને સાંભળી, અને પોતાને જીવઉકાળો થયો. પોતે પછી હુકમ કર્યો જે "જીવાને

"મારનારને મારી નાંખો." પછી ચારે મગ અશ્વારો ચડ્યા, પણ સૌ જીવાના મુવાથી રાજી હતા, તેથી આઘા પાછા જઇને પાછા આવ્યા, અને કહ્યું જે "ખૂની અમારે હાથ આવ્યો નહિ." આ બનાવ બનવા ઉપરથી જગત્-સિંહના મનમાં આવ્યું જે, મારા કારભારીને ન્હારસિંહે મરાવ્યો, અને હવે મને પણ મારશે. આ પ્રમાણે તે લોકોની આગળ કહેવા લાગ્યો. ત્યારે ન્હારસિંહે રાણાજીને કહેવરાવ્યું જે, "તમે મારે માથે બદનામ શા વાસ્તે "મૂકો છો? હું તમારા ગામમાંથી જાઉં છું." આ પ્રમાણે કહીને પોતે અહં-મદનગર જવા સારૂ તૈયાર થયો. ત્યારે લોકોએ રાણાજીને કહ્યું જે, ન્હાર-સિંહજી રીસાઈ જાય છે માટે તેમને પાછા વાળો; એ જાય તેમાં તમારી શોભા નહિ. આવું સાંભળીને રાણાજિયે માણસ મોકલીને ન્હારસિંહને પાછા વાળ્યા. પછી લોકોએ તે બન્ને ભાઇયોને કસુંબા પાયા. આ વાતને એક મહિનો થયો, એટલે કોઇયે રાણાજીને વ્હેમ ઘાલ્યો જે, તમને ન્હાર-સિંહ મારશે. આ વાત માનીને રાણાજી સુદાસણે ગયો અને ત્યાં બે મહિના સુધી ઠાકોર મોહોબતસિંહને ઘેર રહ્યો. ત્યારે ન્હારસિંહ તથા કાર-ભારિયો મળીને મનાવા ગયા; અને મનાવીને દાંતામાં તેડી લાવ્યા. ત્યાં દસ બાર દિવસ રહીને ન્હાઠો, તે પેથાપુરમાં અતીતના મઠમાં જઈને રહ્યો, અને કહ્યું જે, મને તો ન્હારસિંહ મારી નાંખશે. પછી ત્યાં એક મહિનો રહ્યો, ત્યાર પછી ફરીને મનાવી આણ્યો, તેવામાં તેને તાવ વગેરે મંદવાડ થયો, તે એક મહિનો માંદો રહીને સંવત્ ૧૮૭૯(ઇ૦ સ૦ ૧૮૨૩)ના ફાગણ વદિ ૭ ને દિસે ગુજરી ગયો.

જગત્સિંહ રાણાના મરણ પછી ન્હારસિંહ ગાદિયે બેઠો.

સંવત્ ૧૮૯૨(ઈ૦ સ૦ ૧૮૩૬)માં ઉદેપુરના રાણા જવાનસિંહ શ્રી અંબાજીની યાત્રા કરવા પધાર્યા, ત્યારે તેણે રાણા ન્હારસિંહને ભેટ લેવાને બોલાવ્યો. પોતે અંબાજીમાં ઉતર્યો હતો. તેણે ન્હારસિંહને કહે-વરાવ્યું જે આપણી મુલાકાત કેવા પ્રકારે થશે, એ વિષેની નોંધ કાંઈ તમારા દફતરમાં છે? આ ઉપરથી ન્હારસિંહે સૌ કારભારિયોને પૂછીને તપાસ કરાવ્યો, પણ કાંઈ દાખલો મળ્યો નહિ, ત્યારે ઘરડા ઘરડા લોકોને પૂછતાં મને પણ (આ વૃત્તાંત લખાવનારને) પૂછ્યું, એટલે મેં દાખલો બતાવ્યો જે, રાણો કાનડદેવ ઉદેપુર પરણ્યો હતો, ને સિસોદણીજી કોટ-ડાને પાદર સતી થયાં હતાં તેની છત્રી હાલ સુધી છે.[1] પછી આ વાત

૧ પ્હેલા ભાગના પ્રકરણ ૯ મામાં દાંતાના વિષયમાં જુવો.

ઉદેપુરના જવાનસિંહને કહેવરાવી, જે દાંતાના રાણાજીને તમારે માન આપવું યોગ્ય છે. તે ઉપરથી તેણે ન્હારસિંહને મળવાને બોલાવ્યો અને તેણે ઉભા થઈને તાજિમ આપી. ન્હારસિંહે તેને એક ઘોડો તથા સો રૂપિયાના મૂલની એક બંદુક ભેટ કરી. જવાનસિંહે પણ તેના બદલામાં એક ઘોડો તથા એક મોતીની માળા ન્હારસિંહને આપી. પૂજારી ભટજીને સોનાનાં કડાં આપ્યાં. પછી બે દિવસ રહીને જવાનસિંહ સીધાવ્યો, ત્યારે કુંવર જાલમસિંહ પોતાના અશ્વારો લઈને તેને શિરોઈ સુધી વળાવી આવ્યો.

સંવત્ ૧૮૯—માં ન્હારસિંહ ચંદ્રગ્રહણ ઉપર આબુજીની યાત્રાએ ગયો. તે વેળાએ કુંવર જાલમસિંહ પણ સંગાથે હતો. તે પર્વત ઉપર મારવાડ, મેવાડ, અને ગૂજરાત ઇત્યાદિ ઠેકાણાના સંઘ આવ્યા હતા. ગ્રહણની વેળાએ લોકોએ નખી તલાવમાં ન્હાવા માંડ્યું. ત્યારે અતીતે આવીને કહ્યું જે, આ વેળાએ કોઈયે તલાવમાં ન્હાવું નહિ, જે કોઈ ન્હાશે તે મરણ પામશે. કેટલાક યાત્રાળુ લોકોએ માન્યું અને તેઓ ન્હાયા નહિ પણ ઘણા ભાગે માન્યું નહિ અને તેઓ ન્હાયા. આ વેળાએ ચોસઠે જોગણિયોના રથ આકાશમાંથી હેઠા ઉતર્યા અને તેઓએ ન્હાવા માંડ્યું. સવારના પ્રહરમાં કોગળિયું ચાલ્યું અને જેઓ આગલે દિવસે ન્હાયા હતા તે સર્વે મરી ગયા, માત્ર થોડા જ બચ્યા. રાણો અને કુંવર ગ્રહણ મુક્ત થયા પછી ન્હાયા હતા, તેથી તેઓને કાંઈ થયું નહિ, તેમ જ તેમના સંબંધમાંથી કોઈ મરણ પામ્યું નહિ. ત્યાં તેઓ ચાર દિવસ રહ્યા, અને પછી અંબાજી ગયા.

પછીથી મુંબઈથી ગવર્નર સાહેબ સાદરે આવ્યો, અને મળવા માટે તેણે મહીકાંઠાના સર્વ ભોમિયાઓને બોલાવ્યા, ત્યારે રાણો ન્હારસિંહ તથા કુંવર જાલમસિંહ પણ સાદરે ગયા. તેમણે સાહેબને એક ઘોડો, કીનખાબને એક તાકો, મંદીલ ઇત્યાદિની ભેટ કરી. એટલે સાહેબે શાલજોટા અને પાઘડિયોનો શિરપાવ રાણાને તથા કુંવરને કર્યો. એ જ પ્રમાણે સાહેબે સર્વે ભોમિયાઓના શિરપાવ લીધા, અને આપ્યા ત્યાર પછી સાહેબ મુંબાઈ પાછો ગયો, અને ભોમિયા સૌ સૌને ઠેકાણે ગયા. હિન્દુ રાજાઓમાં મુખ્ય, ઈડરના મહારાજા ગંભીરસિંહ, અહંમદનગરના મહારાજા કરણસિંહ અને રાણા ન્હારસિંહ હતા; મુસલમાન સરદારોમાં પાલણપુરનો દિવાન ફત્તેહખાંન, રાધનપુરનો નવાબ અને વડગામનો દિવાન સમશેરખાંન એટલા હતા.

તે પછી રાણો ન્હારસિંહ પોતાના પરગણાના બંદોબસ્ત માટે મેજર માઈલ પાસે પાલણપુર ગયો, અને તેને જઈને અરજ કરી કે, અમારા પરગણામાં બંદોબસ્ત રાખવા સારૂ અંગરેજ સરકારની જમી રાખી છે, પણ અંગરેજ

સરકારનો મ્હેતો કે પાળો નહિ આવતાં પાલણપુરના દિવાનજીના મ્હેતા તથા પાળા શા માટે આવે છે? અમે કાંઈ તેમની સાથે બંદોબસ્ત કર્યો નથી. આ તકરારનો ખુલાસો ન્હારસિંહને મેજરે ખાતરીપૂર્વક આપ્યો નહિ; અને નવરાત્રિ નજદીક આવ્યાં. તેથી રજા લઇને રાણોજી માતાએ પધાર્યા. છેવટે જ્યારે લાંગ[1] સાહેબ સાદરે આવ્યો. ત્યારે તેણે દિવાનજીની જપ્તી ઉઠાડી. તેના પ્હેલાં તે આસરે સત્તાવીસ વર્ષ સુધી રહી.

ન્હારસિંહ સંવત્ ૧૯૧—[2]માં મરણ પામ્યો, તેને જાલમસિંહે ગાંગવાને પાદર અગ્નિદાહ દીધો. તે જગ્યાએ પછી તેણે છત્રી બંધાવી.

## દાંતાવાળાના વંશની સુદાસણાની શાખા વિષેની નોંધ.

જ્યારે રાણા માનસિંહનો કુંવર ગજસિંહ દાંતાની ગાદિયે હતો, અને તેનો ભાઈ જસવાજી રાણપુરનું જીવક ભોગવતો હતો, ત્યારે પુંજાજી રાણાનો કુંવર અમરસિંહ જે રાણા માનસિંહનો ભાઈ થતો હતો તે સુદાસણે હતો. આ વેળાએ સુદાસણાને તાબે માત્ર સુદાસણું જ હતું. અમરસિંહ શૂરવીર યોદ્ધો હતો, અને તે જસવાજીનું રાણપુર પોતાને તાબે કરવા ઇચ્છતો હતો, તેથી રાણપુર ઉપર ચડી આવીને તેણે ત્યાંનાં ઢોર ઘણી વાર વાળી આણ્યાં હતાં. એક સમયે તેણે રાણપુર ઉપર ફેરો કરીને ભેંશો વાળી ત્યારે જસવાજિયે કહાવ્યું જે, "કાકા! મારે દૂધ ખાવાની ભેંશ હતી તે તો તમારે "લેવી યોગ્ય ન હતી." ત્યારે અમરસિંહે ઉત્તર મોકલ્યું કે, "રાણપરની "ધરતીમાં પાડા ઘણા છે, માટે જો તમને દૂધ પીવાનું મન થાય તો તેમાંથી "કાઈનું પીજો." પછી જસવાજિયે આ વાત દાંતે જઈને રાણા માનસિંહને સંભળાવી ને દિલગીર થયો. માનસિંહે કહ્યું જે, "આ સમયે અમરસિંહ "છેડવા જેવો નથી, માટે કોઈ સમયે જોઈ લઈશું." પછી રાણા માનસિંહે અદાવત રાખીને મ્હેવાસિયોને અને ગઢિયાને સલાહ આપી જે, "તમે અમર- "સિંહને મારી નાંખો તો તમને ઇનામ આપું." આ ઉપરથી તે લોકો સુદાસણાને હરકત કરવા લાગ્યા. એક સમયે ગઢિયા લોકોએ સુદાસણાનાં ઢોર લીધાં, તેની વ્હારે અમરસિંહ ચડ્યો અને મોજે ભાલુસણે જતાં તે ઢોર પડાવી લાવ્યો, ત્યારે સુદાસણાના એક ખેડુતે આવીને કહ્યું જે, "તમે તમામ

---

[1] કર્નલ લાંગે ઘણાં વર્ષ સુધી મહીકાંઠાના પોલિટિકલ એજન્ટની નોકરી કરી છે, ત્યાં તેનું નામ સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે અને યોગ્ય રીતે તેના નામને માન આપવામાં આવે છે.

[2] સંવત્ ૧૯૦૨ના જેઠ સુદિ ૧૦ ને સોમવારે, એ રાણાને ગાંગવાને પાદર સરસ્વતીને કાંઠે દાહ દીધો છે, એ વાત ખરી, પણ તેની છત્રી દાંતાને પાદર કરાવેલી છે. ર. ઉ.,

"ઢોર પાછાં વાળ્યાં, પણ મારો એક બળદ સો રૂપિયાનો છે તે એમાં નથી, "માટે તમે કાંઈ મારી વ્હાર કરી નથી." આવું સાંભળીને અમરસિંહ પાછો ધાડ પછવાડે ગયો, અને તે બળદને પાછો વાળવા માંડ્યો, પણ તે ભડકીને ન્હાઠો ને પાછો વળ્યો નહિ. ત્યારે અમરસિંહે જાણ્યું જે, "આ બળદને "ધાડવાળા લઈ જશે તો મારી આબરૂ જશે." એમ વિચારીને બરછી મારી તેથી બળદ મરી ગયો, અને અમરસિંહ પાછો આવ્યો. તે ચાર મહિના જીવીને મરણ પામ્યો. એટલે લોકો ક્હેવા લાગ્યા જે બળદની હત્યા લાગી તેથી એ મરાયો. તે એવી રીતે કે પોતે મોજે ચિત્રાસણીના ઠાકોરને મિત્રાચારીને લીધે મળવા ગયો હતો, ત્યાંથી પાછો વળ્યો, ત્યારે તેની સાથે એક **મીર** હતો, તેને કહ્યું જે, "આ વેળામાં બ્હારવટિયા ઘણા છે, અને તું મારી "સાથે દોડી શકીશ નહિ, માટે મારી સાથે આવીશ નહિ." ત્યારે **મીરે** કહ્યું જે, "બાપજી! હું તમારી સાથે દોડી આવીશ." પછી તે ચાલ્યો. તેવામાં રાધનપુરના બાબીના ઘોડા ફેરો કરવા આવ્યા હતા તેની સાથે મોજે પક્ષખડી આગળ અમરસિંહને ભેટો થયો. તે વેળાએ ન્હાસતાં **મીર**ની ઘોડી થાકી એટલે અમરસિંહે કહ્યું જે હેઠો ઉતરીને તારી ઘોડીને મારી નાંખ્ય અને તું મારી પછવાડે મારે ઘોડે બેશ. પછી તે **મીર** તો હેઠો ઉતરી શક્યો નહિ અને પેલા ઘોડા આવી પ્હોંચ્યા, એટલે **મીરે** બૂમ પાડી જે બાપજી! મને મેલીને જશો નહિ. આવું સાંભળીને અમરસિંહ તેની મદદે પાછો વળ્યો, ત્યાં તેની છાતીમાં ગોળી વાગવાથી મરણ પામ્યો.

અમરસિંહના કુંવર હઠિયાજીના[1] મરણ પછી તેનો કુંવર ખુમાણસિંહ માત્ર અઢાર મહિનાનો હતો, તેથી જસવાજિયે સુદાસણું પોતાને કબજે કરી લીધું. એટલે હઠિયાજીની ઠકરાણિયે આવીને રાણાજીને કહ્યું કે, "હવે મારૂં "ગુજરાન શાથી ચાલશે?" ત્યારે રાણાએ તેને મોજે અડેરણ આપ્યું, ત્યાં તેના વંશજ આજે પણ છે.

જસવાજી સુદાસણે રહ્યો. તેને પાંચ કુંવરો થયા, તેમાં વડો કુંવર સરદારસિંહ હતો, તે તેની પછવાડે ગાદિયે બેઠો; અજબોજી અને ધનરાજજીને રાણા પાસેથી મોજે શેલાણું મળ્યું; નાથજી અને જોરજી એ બેને જસવાજીનું વસાવેલું જસપર મળ્યું. જસવાજીના વારામાં ગાયકવાડની ફોજ આવી તેમાં વિઠુબા નામનો સૂબો મુખત્યાર હતો. તેણે ફોજ આણીને સુદાસણાને હરકત કરવા માંડી. તે વેળાએ ભોજરાજ રાવળ, તોગો ગણોલ, ઘેલોજી બાહુવો, અને પાણિયાળીનો ગઢવી એટલા જણ

---

[1] પૃષ્ઠ ૧૩૯ મે જૂવો.

કામ આવ્યા. પછી તે ફોજ ગામ મારીને પાછી ગઈ; ત્યારે લોકો ડુંગરામાંથી પાછા આવી વસ્યા. આ સમયે ગાયકવાડની ફોજ દર ત્રણ અથવા ચચ્ચાર વર્ષે આવતી હતી. જ્યારે ગામના લોકો દશ બાર ગાઉ ઉપર ફોજ આવ્યાનું સાંભળે ત્યારે ત્રધાયો ઢોલ વગડાવે, અને બૂમ પડાવે જે, "ન્હાશી જજો, "ફોજ આવે છે!" તે ઉપરથી લોકો ન્હાશીને ડુંગરોમાં સંતાઈ પેસે. જ્યારે ફોજ આવી પ્હોંચે ત્યારે ગામ લૂંટે તથા બાળી નાંખે; પછી તેઓ ત્યાં ઘણા દિવસ પડાવ રાખે તો પતાવી દેવા સારૂ ફાળો નાંખીને થોડા ઘણા જમેબંધીના રૂપિયા આપીને પાછા તે લોકો ગામમાં વસતા હતા.[1]

જસવોજી ગુજર્યા પછી, સરદારસિંહ પાટ બેઠો. જ્યારે રાણો ગજસિંહ ઘરડો થયો, પણ તેને કુંવર થયો નહિ, ત્યારે સરદારસિંહને તેણે ખોળે લીધો. ત્યાર પછી, ગજસિંહને પૃથીરાજ નામે કુંવર થયો. ગજસિંહના મરણ પછી સરદારસિંહે દાવો કર્યો કે, "દાંતાની ગાદીનો વારસ હું છું." આ દાવાને પેટે, મોજે વસાઈ, ડાવોલ, ડાલેસણું, અને બીજાં કેટલાંક ગામ આપીને સમાધાન કર્યું. એ સરદારસિંહના ભાઈયો પણ જીવાઈ સારૂ વખે નીસર્યા હતા, તેઓને ખેતરપાદર આપીને પતાવ્યું.

સરદારસિંહના વડા કુંવરનું નામ ઉમેદસિંહ હતું. ચાર ન્હાના ચંદ્રસિંહ, વખતસિંહ, સરતાનસિંહ, અને પ્રતાપસિંહ કરીને હતા, તેઓને મજિયારૂં મોજે વસાઈ આપ્યું. જ્યારે સરદારસિંહ ફોજ કરીને મોજે ટીંબા ઉપર ફેરો કરીને વળ્યો અને ત્યાંનાં ઢોર તથા બાન લીધાં ત્યારે ટીંબાની જ્હાર ચ્હડી, ને બન્ને બાજુવાળાઓનો ભેટો થયો. તે લડાઈમાં કુંવર ઉમેદસિંહ કામ આવ્યો. તે વેળાએ તેને ત્રણ કુંવર હતા, તેમાં અમરસિંહ પાટવી કુંવર હતો ને બીજા બે જગુજી અને અગરસિંહ હતા, તેમને જીવાઈમાં પાંચ ગામ સહિયારા ભાગમાં મળ્યાં.

સરદારસિંહના મરણ પછી તેનો પૌત્ર અમરસિંહ ગાદિયે બેઠો. ખિલોડ જીલ્લો જે સુદાસણા અને તારિંગાની વચ્ચે છે, તે દાંતાના પટાવત હુડિયાલ રજપૂત ખાતા હતા. પણ તેમને મ્હેવાસી લોકો બહુ પજવતા હતા તેથી તેઓ ત્યાંથી નીકળી જઈને વડનગર પરગણાના મોજે કરબટિયે રહ્યા. એટલે તે જીલ્લો સુદાસણાવાળાએ દબાવ્યો, અને એ વાતમાં રાણાજીની પણ ખુશી હતી. એ અમરસિંહના વારામાં ગાયકવાડની ફોજને પાછી ન્હસાડી

---

[1] આ વાત કહેનાર કહે છે કે આવાં નાસેણાંમાં મારે પણ ઘણી વાર ન્હાસવું પડ્યું છે.

મૂકી હતી તેમાં ફોજનાં કેટલાંક માણસ મરાયાં હતાં પણ ઠાકોરનું એકે માણસ મરાયું ન હતું. દાંતાની ગાદી હાથ કરી લેનાર પણ આ અમરસિંહ હતો.[1]

અમરસિંહને ફત્તેહસિંહ કરીને કુંવર હતો, અને ફત્તેહસિંહને મોહોબતસિંહ અને પનજી એવા બે કુંવરો હતા. મોહોબતસિંહના વારામાં સંવત ૧૮૬૦ (ઈ. સ. ૧૮૦૪)માં ગાયકવાડની ફોજ લઈને કાકાજી આવ્યો તે સાથે ખૂબ લડાઈ થઈ, તેમાં ફોજનાં સાઠ માણસ મરાયાં અને ઠાકોરનું એકે માણસ મરણ પામ્યું નહિ. જે માણુકનાથ બાવાએ અમદાવાદમાં માણુકચોક તથા માણુક બુરજાથી પોતાનું નામ રખાવ્યું અને જે તરસંગમે તથા સુદાસણે રહેતો હતો તેની જગ્યા ત્યાં હમણાં સુધી છે, તે આ વેળાએ ન હતો, પણ તે દેવરૂપ થયેલાએ આ ઠાકોરને સાહાય્યતા કરી, તેથી ઠાકોરની જિત થઈ એવું લોકો કહે છે. મોહોબતસિંહે રણુશીપુર ઉપર ફેરો કરીને ત્યાંનાં ઢોર તથા બાન લઈને પાછો વળ્યો. તેનું ચડી જવાનું કારણ એવું કે, તેનું ગામ ડાવોલ હતું, ત્યાંની ભેંસો તે જગ્યાના ભીલ લોકો વાળી ગયા હતા.

મોહોબતસિંહને ચાર કુંવર હતાઃ હરિસિંહ, રતનસિંહ, પરબતસિંહ અને મોકમસિંહ. હરિસિંહે ચાર વર્ષ સુધી ગાદી ભોગવી, ત્યાર પછી રતનસિંહે બે વર્ષ ભોગવીને તે મરણ પામ્યો. તેની પછી તેનો કુંવર ભૂપતસિંહ ગાદિયે બેઠો, તે એક વર્ષ જીવ્યો, એટલે હાલનો પરબતસિંહ ગાદીએ બેઠો. મોકમસિંહ તો ન્હાનપણમાં જ મરણ પામ્યો હતો.



## પ્રકરણ ૧૨

## ઇડરના મહારાજા ગંભીરસિંહ

ખુમાણસિંહે મહારાજની સારી ચાકરી કરી હતી, તે ઉપરથી તેણે તેને કહ્યું જે, "તમને વધારવાની મારી ઘણી મરજી છે, પણ હું જ્યારે "તમને વધારીશ ત્યારે તમે મારા સામા લડવા ઉઠશો, એવો મને શક રહે "છે." ત્યારે ખુમાણે સમ ખાઈને કહ્યું કે, "હું આપના સામી કદિ તરવાર "પકડીશ નહિ." આ ઉપરથી મહારાજે તેને વાંકાનેર[2] ગામ આપ્યું તથા તે કચેરીમાં આવે ત્યારે મહારાજ તેને ઉભા થઈને મળે, એવો એક મ્હોટો તાજમી સરદારનો કરબ આપ્યો.

---

૧ પૃષ્ઠ ૧૩૯ મું જૂઓ.

૨ આ વાંકાનેર ઇડરવાડામાં છે, તે સોરઠના વાંકાનેર સાથે એક સમજવું નહિ ર. ઉ.

ગામ પાનોલ એક ચારણનું હતું. તે નિઃસંતાન મરણ પામ્યો, ત્યારે તેના ઘરમાં તેની વિધવા માએ તથા તેની સ્ત્રીએ પોતાના એક સગાને તથા તેના બે દીકરાને રહેવા દીધા અને તે છોકરાને પરણાવ્યા, તથા બન્ને જણ વચ્ચે પાનોલનો છઠ્ઠો ભાગ લખી આપીને તેઓને જૂદા રાખ્યા. તથાપિ આખા ગામનો કબજો લેવાની આશાએ તે બન્ને ભાઈયોએ પેલી બાઈયોને મારી નાંખવાનો વિચાર કર્યો. તે પ્રમાણે ઘરડી ડોશીને તો તેઓએ કટાર વતે મારી નાંખી ને ચારણની વહૂ છટકી ગઈ, તે મહા સંકટથી ઈડર જઈ પ્હોંચી અને મહારાજ આગળ ફરિયાદ કરી. ત્યારે મહારાજે આસપાસના ચારણોને એકઠા કરીને કહ્યું કે, "તમે જઈને બન્ને "ખુનિયોને કહો કે, તમારે પાનોલમાં રહેવું નહિ." આ પ્રમાણે તેઓએ જઈને કહ્યું પણ તેમણે હુકમ માન્યો નહિ. ત્યારે મહારાજે પોતાના એકેક સરદારને બોલાવીને હુકમ કર્યો જે, "તમે જઈને એ ખૂની ચારણોને મારી "નાંખો, અને પાનોલ ખાલસા કરો." ત્યારે તે સરદારોએ ઉત્તર આપ્યું જે, "કહો તો અમારૂં એકેકું ગામ આપને હવાલે કરિયે, પણ ચારણને મારવો "યોગ્ય નથી; માટે તેઓનો અપરાધ ક્ષમા કરવો જોઇયે." પછી મહારાજે રૂપિયા ખર્ચીને સિંધના હૈદરાબાદમાંથી પચાસ હબશિયો તેડાવ્યા. તેઓ આવીને હાજર થયા. ત્યારે બધા સરદારોએ મહારાજને વાર્યા, પણ તેણે માન્યું નહિ, ત્યારે સર્વે ખુમાણસિંહ પાસે જઈને કહેવા લાગ્યા જે, "મહા- "રાજની તમારા ઉપર સંપૂર્ણ કૃપા છે માટે તમે જઈને સારી પેઠે કહો તો "જરૂર ચારણોનો બચાવ થાય." પછી ખુમાણસિંહે આવીને મહારાજને કહ્યું કે, "કૃપા કરીને એ ચારણોનો અપરાધ ક્ષમા કરો તો બહુ સારૂં." ત્યારે મહારાજે કહ્યું જે, "તમારી એ વાત હું માનનારો નથી." આવું સાંભળીને ખુમાણસિંહ કહે કે, "હવે હું કોઈ વેળાએ આપને વિનવવા આવનાર "નથી." મહારાજે કહ્યું કે, "તમારી ઇચ્છા હોય તો આવજો, નહિતર "આવશો નહિ." આ ઉપરથી તેને દુઃખ લાગ્યું, તેથી તરત જ ત્યાંથી ઉઠી પોતાને ઘેર ગયો.

હવે મહારાજે ચારણોને મારવા સારૂ હબશિયો મોકલ્યા, એ વાતની ખાવતનિયોને જાણ થવાથી એક જણે પોતાના બે છોકરાનાં ગળાં કાપી નાંખ્યાં, તથા બે હબશિયોને ઠેર કર્યા, અને પોતે પોતાના હાથે મરણ તોલ ઘવાયો. તેનો બાપ પણ પોતાને હાથે મુવો. પણ તેનો ભાઈ ઘેર હતો નહિ તે ઉગર્યો. પછી હબશી લોકો ઈડર પાછા આવ્યા. ત્યાર પછી જે ચારણ ઉગર્યો હતો તે પોતાના ૫૦૦ નાતીલાઓને એકઠા કરીને ઘલીને

ઘરણું વેરાવી નંખાવ્યું. ચારણોના મરણનું દુઃખ માનીને ખુમાણસિંહ હિમાળે ગળવા ચાલ્યો, ત્યારે મહારાજે જઇને તેને વાંકાનેરમાં રોકયો. તે પોતાના સરદારો સહિત ગયો હતો. તેણે ઘણી મ્હેનત કરી પણ ખુમાણસિંહે માન્યું નહિ. મહારાજે કહ્યું કે, ચારણોના મરણને માટે તમે જતા હો તો તેના વારસને પાનોલને બદલે બીજું કોઈ મ્હોટું ગામ આપિયે. ત્યારે ખુમાણસિંહે કહ્યું કે "હું આપને વિનવવા આવ્યો તે વેળાએ મારૂં માન્યું હોત તો હું "રહ્હેત; પણ હવે કોટી ઉપાય કરો પણ હું ર્‌હેનાર નથી." એમ કહી તે વાંકાનેરથી ચાલ્યો. તે વેળાએ તેની સાથે અગિયાર માણસો હિમાળે ગળવા સારૂ ચાલ્યાં. તે સમયે તેની ઠકરાણિયો તથા ગામની રૈયત ઘણી શોકાતુર થઈ. મહારાજ ગંભીરસિંહે રસ્તામાં આડા જઇને છેલ્લી વાર કહ્યું જે "હું "તમારા આગળ પાઘડી ઉતારીશ." ત્યારે ખુમાણસિંહે સમ ખાઇને કહ્યું જે, "તમે પાઘડી ઉતારશો તો હું મારૂં માથું આપની આગળ મૂકીશ." પછી મહારાજ કાંઈ બોલી શકયો નહિ. ખુમાણસિંહે માથે ભગવું લુગડું બાંધ્યું હતું, અને હથિયાર વિના રૂપાના તારે વીંટેલી એક સોટી હાથમાં રાખી હતી અને ઘોડે ચઢયો હતો. તેની સાથે કોઈ સગાં, કોઈ મિત્ર તથા ચાકર થઇને અગિયાર જણ હતા; તેમાં મોજે વાવડીનો એક ભીલ હતો. તેને ત્યાંના ભીલોએ દુઃખ દીધું હતું માટે તે ક્‌હેતો હતો કે "હું હિમાળે ગળતાં પ્રભુ પાસે માગીશ "જે હું ચાંદણીનો ઠાકોર થાઉં અને વાવડીના ભીલોને મારૂં." તે વિના બીજા લોકોને તો ગૌલોક પ્રાપ્તિની આશા હતી.

ખુમાણસિંહનો કુંવર ધીરજી આ વેળાએ વીશ વરસનો હતો તેને વાંકાનેરની ઠકરાત મળી. તે પછી મહારાજ કુંવર ઉમેદસિંહની ચાકરીમાં રહ્યો. તેણે કૃપા કરીને વધારે ભોંય આપી તથા તેની સ્વારીમાં મોખરે ચાલવા ઘોડે નોબત આપી.

મહારાજ ગંભીરસિંહની વાંકાનેરના[1] ધીરજી ઉપર ઘણી મ્હેરબાની હતી, તેનું કારણ એવું જે, પોળના રાવોએ ઈડરની ગાદીનો દાવો કરીને જલ્લાનાં ઘણાં ગામ લૂંટયાં, માર્યાં ને બાળ્યાં હતાં તેથી મહારાજે

૧ છપ્પય—વંકનેર પતિવદાં, શહડ ખુમાણ ધમડ શિવ,
મહર વંશકો મીસ, ખાપ ચાંપો ખળ ખંડવ;
ભાટી શકતો ભીમ, આહુ માડેચ એ રાડો,
ચીબાડે ગુલસિંહ, જીઓ ગુણ લોક જિરાડો;
મોઘરી હુત દરજો મેહર, બારટ સથ બેસીઓ,
ચતુર પુરૂષ મુક્તિ ચતુર, હિમાચળ ચઢતાં મુઓ.

મનમાં ધાર્યું જે મારે એક વાર પોળો મારવી. ઇ૦ સ૦ ૧૮૦૮ માં તેણે છ હજાર બંદુકદાર શિરબંધી રાખ્યા અને પોતાના સર્વે સરદારોને ઈડર તેડીને તેમને સંગાથે લઈ વડાલી ગયો ત્યાં સુધી કોઈને ખબર પડવા દીધી ન હતી કે પોળો ઉપર ચડાઈ છે. તેઓએ જઈને પોળોથી બે ગાઉ પર મેલાણ કર્યું.

જ્યારે મહારાજની ફોજ ઈડરથી નીકળી ત્યારે પોળના રાવ અને તેના અસલના સરદારો રેહેવર અને વાઘેલા ઠાકોરોને જાણ થવાથી તેઓ તૈયાર થઈ રહ્યા હતા, કેમકે તેઓના હેરકો ખબર કહાડવા સારૂ ફરતા હતા. પોળમાં પેસવાનો રસ્તો એવો છે કે ઉગમણી આથમણી નદી વ્હે છે; તે ઉભી નદીમાં ચાલીને પોળના બે દરવાજામાં જવાય છે. એ રીતે પોળ વચ્ચે નદી છે અને જવાઆવવાનો રસ્તો એટલો જ છે; બાકી ચારે દિશા ભણી મોટો પ્હાડ છે. તે બંને દરવાજા વચ્ચે રાવે ભીંત ચણાવીને રસ્તો બંધ કર્યો અને તે બન્ને ઠેકાણે પોતાના ભાઇયો તથા શિરબંધીઓને બંદુકો લઈને બેસાર્યા, અને મહારાજનો કોઈ આદમી નજરે પડે તો તેને ગોળીથી મારી નાંખવા લાગ્યા.

એ રીતે મહારાજનાં ચાળીશ માણસો મુવાં. તેણે ચાર મહિના સુધી મેલાણ રાખ્યું પણ કશો ઉપાય ચાલ્યો નહિ, ત્યારે ઘણી દિલગીરી ઉપજી. આ વેળાએ તેણે ચારસેં જોડી સોનાનાં કડાં કરાવીને આસપાસના ભીલોને વ્હેંચી આપ્યાં, અને તેઓને કહ્યું કે, "પોળોમાં જવાય એવો રસ્તો બતાવો." ભીલોએ કહ્યું જે, "બીજો કહિં રસ્તો તો નથી, પણ પોળોથી દક્ષિણનો "ડુંગર છે, ત્યાં નીસરણિયો મૂકીને એકેક આદમી હથિયાર વિના ચડે તો "ઘણી મુશ્કેલીથી ચડી શકે એમ છે." મહારાજે એકદમ નીસરણિયો મંગાવી અને તે ઠેકાણે પોતે જાતે આવીને ઉભો રહીને એકે એકે શિરબંધિયોને તથા સરદારોને ચડાવ્યા. તે વેળાએ બધા સરદારોના મનમાં એમ હતું જે કુંપાવત ઉપર મહારાજની કૃપા છે, માટે તેઓ આગળ થઈને આ કામ બજાવશે, આપણે કાંઈ જરૂર નથી. આણી મગ વાંકાનેરના ધીરજી અને બીજા ચાંપાવતોએ મળીને ઘરમેળે વિચાર કર્યો જે, આપણા ભાઇને જે (ટાકા ટુંકાના) ઠાકોરે માર્યો હતો, તે હાલ રાવજી પાસે છે માટે તેનું વેર લેવાની આ વેળા છે; પછી કુંપાવતની પછવાડે ચાંપાવત ધીરજી વગેરે ચાલ્યા અને ઠેઠ પોળ પાસે જઈને આરબોને કહ્યું જે મરફો બજાવો. પછી તેઓએ મરફો બજાવ્યો તથા બંદુકોના ભડાકા કર્યા, ત્યારે રાવજી કબીલા સુદ્ધાં ડુંગર ઉપર ચડી ગયો; અને તેઓના મોરચાવાળા પણ ન્હાશી ગયા. એટલે મહારાજ પોળોમાં પેઠા, અને દરબારમાં ગાદી તકિયા નંખાવીને બીરાજ્યા.

ત્યાં તેને ચમર થવા લાગ્યું. એ પ્રમાણે એક મહિના સુધી તે ત્યાં રહ્યા. તેના મનમાં એમ હતું જે કળીલો તેડાવીને અહિં રહેવું. પણ રાવજિયે ઈડર જીલ્લાનાં ગામ નિત્ય નિત્ય મારવા માંડ્યાં, ત્યારે સરદારોએ મહારાજને કહ્યું કે, "આપણે પોળો લીધી, આબરૂ વધારી. માટે હવે આ દરબાર "સિવાય ગામનાં ઘર બાળી મૂકીને ઈડર જઈયે તો બહુ સારૂં; નહિ તો રાવજી "ઈડરમાં પેશી જશે." પછી મહારાજે તેવી રીતે કર્યું અને ત્યાંથી મેલાણ ઉપાડીને ઈડર જીલ્લાના ભીલોડા ગામમાં આવ્યા. ત્યાં શિરબંધિયોએ પોતાનો બે ત્રણ મહિનાનો પગાર ચડ્યો હતો તે લેવાની ઉતાવળ કરી, અને બે દિવસ સુધી મહારાજને હુક્કો પીવા દીધો નહિ તથા ખાવા પણ દીધું નહિ. છેવટે મહારાજે સર્વે ખાલસા ગામોના પટેલોને બોલાવીને કહ્યું જે, "તમે અમારા ગામની બધી પેદાશ ખાઈ જાઓ છો, અને અમને "થોડી દેખાડો છો, માટે આ શિરબંધિયોએ મને રોકયો છે તેનો કાંઈ ઉપાય "કરો." ત્યારે પટેલોએ પોતપોતાની ખુશીથી ગજા પ્રમાણે દંડ આપ્યો. પછી મહારાજ ઈડરમાં પાછા આવ્યા. આ અશ્વારીમાં ચાંપાવતોએ સારી ચાકરી બજાવી તેથી મહારાજની તેમના ઉપર કૃપા થઈ હતી.

આ વેળાએ સિંધના સિંધિયોની પાંચ હજાર ફોજે આવીને ડુંગરપુર ઉપર ચડાઈ કરીને તે લીધું અને ત્યાંના રાવળને મ્યાનામાં બેસારીને પોતાની ફોજ સાથે ફેરવવા લાગ્યા. ત્યાંથી વાંસવાડા ઉપર ગયા. ત્યાં ઘણી જબરી લડાઈ થઈ, અને બંને બાજુનાં ઘણાં માણસ મરાયાં. પછી વાંસવાડાનાં કેટલાંક ગામ તેઓએ દબાવ્યાં, ત્યારે વાંસવાડાના પટાવત અરજણસિંહે ફોજ એકઠી કરીને સિંધિયોને ફકાડી મૂકયા. એ લડાઈ પાંચ વર્ષ સુધી ચાલી, તેથી અરજણસિંહના શિરબંધિયોનો પગાર ચડી ગયો તે આપવા મળ્યો નહિ, ત્યારે અરજણસિંહે ફોજ સુદ્ધાં લૂણાવાડા તથા વાડાશિનોર ઉપર ચડીને ત્યાંથી ખંડણી લીધી. પછી ઈડરવાડામાં પેસતાં મોજે પાલ ઉપર આવ્યા. તે સમયે પાલવાળા સાથે વાંકાનેરના ધીરજીને અદાવત હતી અને અરજણસિંહ સાથે ધીરજીને મિત્રતા હતી તેથી ધીરજી જઈને અરજણસિંહને મળ્યો. આ વાત સાંભળીને પાલનો ઠાકોર (રાયસિંહ) પણ જઈને અરજણસિંહને મળ્યો, અને કહ્યું જે, "મોજે ટોરડાવાળા ઠાકોર પાહાડજી સાથે "મારે વૈર છે માટે તેને મારો તો હું તમને રૂપિઆ આપું." આ વાત અરજણસિંહે કબૂલ કરી; પણ તે ટોરડાવાળા સાથે ધીરજીને મિત્રાઈ હતી માટે ધીરજીયે મના કરી, પણ અરજણસિંહે માન્યું નહિ, ત્યારે ધીરજી રીસાઈને ચાલી નિસર્યો, અને કહ્યું જે "હું ટોરડામાં જઈને બેસું છું. તમે માર

"સામા લડવા વ્હેલા આવજો." એમ કહી પોતે ટોરડે ગયો, ત્યાંના ઠાકારે પણ શિરબંધી એકઠી કરી, પણ ઘણા થોડા લોક એકઠા થઈ શક્યા, તેથી તેણે ઈડરમાં જઇને કુંવર ઉમેદસિંહને કહ્યું જે, "આ સમયે તમે મને "આશ્રય આપો, નહિ તો હું ફોજ સાથે લડીને મરીશ અને ટોરડા શત્રુના "હાથમાં જશે." આવું સાંભળીને કુંવર પણ પોતાનો સરંજામ લઈને ટોરડે પધાર્યા. શત્રુની સંખ્યા પોતાનાથી વધારે છે, એ વાતની ખબર સામા-વાળાને થવાથી તે ફોજ સહિત પાછા વળીને જતા રહ્યા. અને સૌ સૌને ઠેકાણે ગયા. આ સમયે પણ ધીરજીની રીતભાત જોઈને મહારાજ તેના ઉપર બહુ રાજી થયા.

ચાંદણીના સૂરજમલનો કુંવર સબળસિંહ જ્યારે દેવ થયો, ત્યારે તેના બે કુંવર સામસિંહ અને માલમસિંહ કરીને હતા તેઓની વચ્ચે ગાદીના કબ્જા સારૂ ટંટો થયો. મ્હોટો કુંવર સામસિંહ કંઇક અપોચિયો હતો. તે રીસાઈને વાંકાનેર જતો રહ્યો, ને ન્હાનો કુંવર માલમસિંહ ટીંટોઈ જઇને ત્યાંના ઠાકોર કનકાજીને કહેવા લાગ્યો કે, "તમે મને ચાંદણીની "ગાદિયે બેસારશો તો હું તમારા કુંવરને મારે ખોળે લઈશ." આ ઉપરથી કનકાજી ચાંદણિયે જઇને કહેવા લાગ્યો જે, "માલમસિંહ ગાદિયે બેસશે." પણ વાંકાનેરનો ધીરજી આવીને કહેવા લાગ્યો જે, "સામસિંહ ખરો હક-"દાર છે માટે એ ગાદિયે બેસશે" એમ કહીને બન્ને ઠાકોરો લડી પડ્યા અને પછી પોતપોતાને ઠેકાણે જતા રહ્યા. ત્યાર પછી કુંકાજિયે તરત જ ચારસેં

ટિલાયત કુંવર સામસિંહને તરવાર બંધાવીને ગાદિયે બેસાડ્યો, પણ ગામ આપવા બાબત તેણે કારભારીને કહ્યું હતું તે તો કાંઈ આપ્યું નહિ, તથાપિ ચાંદણીના ફટાયા કુંવરને તેના ભાગનું એક ગામ આપ્યું.[1]

---

૧ મેજર માઇલ્સે મહીકાંઠાં વિષે તા૦ ૨૧ મી સપ્ટેમ્બર સન ૧૮૨૧ માં રિપોર્ટ કરચો છે, તેમાં નીચે પ્રમાણે છે:–

"ચાંદણીના સબલસિંહનો બાપ સૂરજમલ આશરે ચાળીસ વર્ષ ઉપર મરી "ગયો છે. સબળસિંહનામાં સાધારણ પક્ષની સમજણ છે એમ કહેવાય છે, અને તેના "નઠારા કારભારને લીધે મહુનો ઠાકોર ફત્તેહસિંહ પછવાડેથી ચાંપાવતોમાં મુખ્ય સત્તા "ધારણ કરી બેઠો હતો. ફત્તેહસિંહ ઇ. સ. ૧૮૦૫ માં મરણ પામ્યો. ત્યાર પછી અન- "રસિંહ તેની પછવાડે થયો અને તે પણ ઇ. સ. ૧૮૧૯ માં મરણ પામ્યો. તેનો "કુંવર ગોપાળસિંહ બાળક છે, અને ત્યાર પછીથી આણી મગના વહિવટમાં ઘણો "ગડબડાટ આવી પેઠો છે. ગોપાળસિંહ આશરે પંદર વર્ષની ઉંમરનો છે. સબળસિંહના "બે મ્હોટા દીકરા માલજી અને શામજી વચ્ચે કાંઈક કજિયો ઊઠવાથી ચાંપાવતોના "પટામાં થોડી વારથી ભાગ પડ્યા છે. માલજીની ભણી ટીંટોઈનો ઠાકોર કનકાજી થયો "છે. શામજીની ભણી ઈડરનો રાજા અને ધીરજી છે. ઘણું બંડ અને કાપાકાપ થયા "પછી પરિણામ એવો થયો છે કે ખેર કસબો અને હરસોલનું અર્ધું પરગણું ઈડરના "રાજાએ કનકાજીની સંમતિથી લઈ લીધું છે, અને તેણે બાકીનો ભાગ પોતાના કબ્જામાં "લઈ લીધો છે. માલીકો છેક આધાર વિનાના થઈ ગયા છે. તે, સર્વ તરફેણ વાળાઓની "ચાલ વિષે ફરિયાદ કરે છે."

લેફ્ટનેંટ કર્નલ બાલનટેને સાદરા મુકામથી તા૦ ૧૫ મી ઓક્ટોબર સન ૧૮૨૨ ને રોજ રિપોર્ટ કરચો છે, તેમાં નીચે પ્રમાણે છે:–

"ચાંદણી–આ પટાના માલિકો જે કજિયો કરી ઉઠ્યા હતા તેઓએ પ્રથમ તો "તેને છોડી દેવાનું ધાર્યું અને તેની વ્હેંચણી કરવી, એ કનકાજી તથા ધીરજિયે મચા "વેલા બંડનું મૂળ હતું, તેમાં તેઓ પટો દબાવી પડે નહિ એટલા માટે ગંભીરસિંહે "પછવાડેથી પેરવી કરી. એ કારણથી ચાંપાવતનું બંડ ઊઠ્યું. માલજી અને શામજી એ "બે સબળસિંહના દીકરા છે અને એમ જણાય છે કે તે બન્ને, પટાનો વહિવટ ચલા- "વવાને સર્વે વાતે અયોગ્ય છે. માટે તેના ઠરાવનું કામ સરદારોનું એક કમીશન કરીને "તેઓને સોંપેલું હતું તેઓએ જે ઠરાવ કરચો છે, તેની મતલબ નીચે પ્રમાણે છે:–

"માલજી અને શામજીની તકરારનો નીવેડો કરવાનું કામ અમને સોંપ્યું છે, પણ "તેઓના જામીન થવાનું અથવા અમારી વ્યવસ્થા અને ઠરાવ પ્રમાણે તેઓને મળતા "કરવાનું કામ અમને અશક્ય લાગે છે. બંને ભાઈ હદપારની કેદની સત્તા નીચે આવી "ગયા છે, તે વળી તેમની ડાગળી ખસતાં સુધી; અને બંને જણાએ, આવી સ્થિતિને "લીધે અતિશય ધિઃકારવા લાયક કામ કર્યાં છે; અમારા વિચાર પ્રમાણે, તેઓ ઠેકાણે "આવે એમ લાગતું નથી. તે ઉપરથી અમે અમારો એવો અભિપ્રાય આપિયે છિયે કે, "નીચે પ્રમાણે તેમને માટે ઠરાવ કરવો અમારી નજરમાં બહુ ઘટિત અને વાજબી છે. "ઇત્યાદિ ઇત્યાદિ.

"સામા લડવા વ્હેલા આવજો." એમ કહી પોતે ટોરડે ગયો, ત્યાંના ઠાકોરે પણ શિરબંધી એકઠી કરી, પણ ઘણા થોડા લોક એકઠા થઈ શક્યા, તેથી તેણે ઇડરમાં જઇને કુંવર ઉમેદસિંહને કહ્યું જે, "આ સમયે તમે મને "આશ્રય આપો, નહિ તો હું ફોજ સાથે લડીને મરીશ અને ટોરડા શત્રુના "હાથમાં જશે." આવું સાંભળીને કુંવર પણ પોતાનો સરંજામ લઈને ટોરડે પધાર્યા. શત્રુની સંખ્યા પોતાનાથી વધારે છે, એ વાતની ખબર સામા-વાળાને થવાથી તે ફોજ સહિત પાછા વળીને જતા રહ્યા. અને સૌ સૌને ઠેકાણે ગયા. આ સમયે પણ ધીરજીની રીતભાત જોઈને મહારાજ તેના ઉપર બહુ રાજી થયા.

ચાંદણીના સૂરજમલનો કુંવર સબળસિંહ જ્યારે દેવ થયો, ત્યારે તેના બે કુંવર સામસિંહ અને માલમસિંહ કરીને હતા તેઓની વચ્ચે ગાદીના કબ્જા સારૂ ટંટો થયો. મ્હોટો કુંવર સામસિંહ કંઇક અપોચિયો હતો. તે રીસાઈને વાંકાનેર જતો રહ્યો, ને ન્હાનો કુંવર માલમસિંહ ટીટોઈ જઇને ત્યાંના ઠાકોર કનકાજીને કહેવા લાગ્યો કે, "તમે મને ચાંદણીની "ગાદિયે બેસારશો તો હું તમારા કુંવરને મારે ખોળે લઇશ." આ ઉપરથી કનકાજી ચાંદણિયે જઇને કહેવા લાગ્યો જે, "માલમસિંહ ગાદિયે બેસશે." પણ વાંકાનેરનો ધીરજી આવીને કહેવા લાગ્યો જે, "સામસિંહ ખરો હક-"દાર છે માટે એ ગાદિયે બેસશે" એમ કહીને બન્ને ઠાકોરો લડી પડ્યા અને પછી પોતપોતાને ઠેકાણે જતા રહ્યા. ત્યાર પછી કુંકાજિયે તરત જ ચારસેં શિરબંધી એકઠી કરીને વાંકાનેર ઉપર ચડાઈ કરી. ધીરજી તેના સામો થયો અને તેનાં દશ બાર માણસ મારી નાંખ્યાં; તેવામાં આસપાસના ઠાકોરોએ વચ્ચે પડીને કહ્યું કે, "બીજા લોકોના કજિયા માટે તમે શું કર-"વાને મારંમારા આવો છો?" એ પ્રમાણે સમજાવીને કનકાજીને પાછો ફેરવ્યો. પણ બન્નેના મનમાં પાકું વૈર બંધાયું. હવે ચાંદણીનો કારભારી, ગંભીરસિંહ મહારાજ પાસે આવ્યો. અને કહેવા લાગ્યો જે, "મહારાજ! "ચાંદણીના કુંવરને ગાદિયે બેસારવા સારૂ આપ પધારો." ત્યારે મહારાજે કહ્યું જે, "ગાદિયે બેસારવા સારૂ ધીરજી અને કનકાજી આવ્યા હતા તે શું થયું?" ત્યારે કારભારિયે કહ્યું કે, "આપ ધણી છતાં તેઓનાથી ગાદિયે બેસારાય "નહિ, આપ પધારો ત્યારે જ તેનાથી ગાદિયે બેસાય." ત્યારે પછી મહા-રાજે કહ્યું જે, "ગામ કોટડું મને આપો તો હું આવું. અને તમને હું "શીઓલી ગામ બદલામાં આપીશ." પછી કારભારિયે સામસિંહની સલા-હથી મોજે કોટડું મહારાજને લખી આપ્યું. પછી મહારાજે ત્યાં જઈને

ટિલાયત કુંવર સામસિંહને તરવાર બંધાવીને ગાદિયે બેસાડ્યો, પણ ગામ આપવા બાબત તેણે કારભારીને કહ્યું હતું તે તો કાંઈ આપ્યું નહિ, તથાપિ **ચાંદણીના** ફટાયા કુંવરને તેના ભાગનું એક ગામ આપ્યું.[1]

---

૧ **મેજર માઇલ્સે મહીકાંઠા** વિષે તા૦ ૨૧ મી સપ્ટેમ્બર સન ૧૮૨૧ માં રિપોર્ટ કરચો છે, તેમાં નીચે પ્રમાણે છે:-

"**ચાંદણીના સબળસિંહનો** બાપ **સૂરજમલ** આશરે ચાળીસ વર્ષ ઉપર મરી "ગયો છે. **સબળસિંહનામાં** સાધારણ પક્ષની સમજણ છે એમ કહેવાય છે, અને તેના "નઠારા કારભારને લીધે **મહુનો** ઠાકોર ફત્તેહસિંહ પછવાડેથી **ચાંપાવતોમાં** મુખ્ય સત્તા "ધારણ કરી બેઠો હતો. ફત્તેહસિંહ ઇ. સ. ૧૮૦૫ માં મરણ પામ્યો. ત્યાર પછી અન-"રસિંહ તેની પછવાડે થયો અને તે પણ ઇ. સ. ૧૮૧૯ માં મરણ પામ્યો. તેનો "કુંવર ગોપાળસિંહ બાળક છે, અને ત્યાર પછીથી આણી મગના વહિવટમાં ઘણો "ગડબડાટ આવી પેઠો છે. ગોપાળસિંહ આશરે પંદર વર્ષની ઉમરનો છે. **સબળસિંહના** "બે મ્હોટા દીકરા **માલજી** અને **શામજી** વચ્ચે કાંઈક કજિયો ઊઠવાથી **ચાંપાવતોના** "પટામાં થોડી વારથી ભાગ પડ્યા છે. **માલજીની** ભણી **ટીંટોઈનો** ઠાકોર કનકાજી થયો "છે. શામજીની ભણી ઈડરનો રાજા અને **ધીરજી** છે. ઘણું બંડ અને કાપાકાપ થયા "પછી પરિણામ એવો થયો છે કે બેર કસબો અને હરસોલનું અર્ધું પરગણું ઈડરના "રાજાએ કનકાજીની સંમતિથી લઈ લીધું છે, અને તેણે બાકીનો ભાગ પોતાના કબજામાં "લઈ લીધો છે. માલીકો છેક આધાર વિનાના થઈ ગયા છે. તે, સર્વ તરફેણ વાળાઓની "ચાલ વિષે ફરિયાદ કરે છે."

લેફ્ટનંટ કર્નલ બાલનટૈને **સાદરા** મુકામથી તા૦ ૧૫ મી ઓક્ટોબર સન ૧૮૨૨ ને રોજ રિપોર્ટ કરચો છે, તેમાં નીચે પ્રમાણે છે:-

"**ચાંદણી**-આ પટાના માલિકો જે કજિયો કરી ઉઠયા હતા તેઓએ પ્રથમ તો "તેને છોડી દેવાનું ધાર્યું અને તેની વ્હેચણી કરવી, એ કનકાજી તથા **ધીરજિયે** મચા"વેલા બંડનું મૂળ હતું, તેમાં તેઓ પટો દબાવી પડે નહિ એટલા માટે ગંભીરસિંહે "પછવાડેથી પેરવી કરી. એ કારણથી **ચાંપાવતનું** બંડ ઊઠયું. **માલજી** અને **શામજી** એ "બે **સબળસિંહના** દીકરા છે અને એમ જણાય છે કે તે બન્ને, પટાનો વહિવટ ચલા"વવાને સર્વે વાતે અયોગ્ય છે. માટે તેના ઠરાવનું કામ સરદારોનું એક કમીશન કરીને "તેઓને સોંપેલું હતું તેઓએ જે ઠરાવ કરચો છે, તેની મતલબ નીચે પ્રમાણે છે:-

"**માલજી** અને **શામજીની** તકરારનો નીવેડો કરવાનું કામ અમને સોંપ્યું છે, પણ "તેઓના જમીન થવાનું અથવા અમારી વ્યવસ્થા અને ઠરાવ પ્રમાણે તેઓને મળતા "કરવાનું કામ અમને અશક્ય લાગે છે. બંને ભાઈ હદપારની ફેફની સત્તા નીચે આવી "ગયા છે, તે વળી તેમની ડાગળી ખસતાં સુધી; અને બંને જણાએ, આવી સ્થિતિને "લીધે અતિશય ધિક્કારવા લાયક કામ કરચાં છે; અમારા વિચાર પ્રમાણે, તેઓ ઠેકાણે "આવે એમ લાગતું નથી. તે ઉપરથી અમે અમારો એવો અભિપ્રાય આપિયે છિયે કે, "નીચે પ્રમાણે તેમને માટે ઠરાવ કરવો અમારી નજરમાં બહુ ઘટિત અને વાજબી છે. "ઇત્યાદિ ઇત્યાદિ.

ટોરડાના બનાવ પછી એક મહિને, ચાંદણી સંબંધી ટંટાને લીધે, ધીરજિયે માણસો એકઠાં કરીને ટીંટોઈ ઉપર ચડી જવાની તૈયારી કરી; પણ બીજા ઠાકોરો જઈને વચ્ચે પડ્યા, અને તેને પાછા વળી જવાને સમજાવવા લાગ્યા. આ ઉપરથી કનકાજિયે ટોરડાવાળો જે ધીરજીનો મિત્ર થતો હતો તેની ઉપર હુમલો કર્યો.

તે સમાચાર સાંભળીને ધીરજી ત્યાં જઈ પ્હોંચ્યો. ત્યાં ખુબ લડાઈ થઈ તેમાં ટીંટોઈવાળાનાં દશ માણસ માર્યાં ગયાં ને તેને પાછા હઠવું પડ્યું.

તો પણ કનકાજિયે ઘેર પાછાં આવીને ટોરડા ઉપર બીજી વાર હલ્લો કરવા સારૂ ફરીને શિરબંધી એકઠી કરવા માંડી, તે વાત જાણીને ધીરજિયે કુંવર ઉમેદસિંહને ટોરડાની મદદ સારૂ બોલાવ્યો. તે વેળાએ મહારાજ ગંભીરસિંહે તેને ના પાડી પણ તે ગયો. કનકોજી ફોજ લઈને ટોરડાને પાદર આવ્યો, ત્યારે તેણે જાણ્યું કે "રાજાનો કુંવર માંહ છે. માટે તેને કાંઈ થાય "તો ઠીક નહિ." તેથી ટોરડાને પાદર થઈને મોજે પાલ ગયો, અને ત્યાંની વેળ લીધી. ત્યાં જવાનું બીજું કાંઈ કારણ ન હતું પણ પેટભરાઈ સારૂ પૈસા લૂંટવાને તે ગયો હતો. ત્યાર પછી તેણે બીજાં ગામડાંમાં જઈને ત્યાંની વેળ લીધી. અને ત્યાંથી કુંવરને કાગળ લખ્યો કે, "આપ તો મારા ધણી "છો, માટે આપને ટોરડામાં રહેવું ઘટતું નથી. એ તો અમે અને તેઓ "સમજીશું. જો તમે મારા સામા લડવા આવશો તો મારાં ભાલોડાં તથા "ગોળિયોને આંખ્યો નથી, તેથી દુનિયામાં તમે મને નીચું જોવરાવશો." આ કાગળ વાંચીને કુંવરજીને ઉલટો ક્રોધ ચડ્યો, એટલે પોતાના શિરબંધિયો આપીને ધીરજીને કનકાજી સામે લડવા મોકલ્યો. ટીંટોઇના ઠાકોરનો એક આરબ જમાદાર પોતાની ઘોડી ફેરવતો હતો તેના સામી ધીરજીના માણસોએ ગોળી વાહી તેથી ઘોડી મરી ગઈ. તે વાત આરબે જઈને કનકાજીને કરી અને કહ્યું જે, "હવે અમે તેમના સામા લડીશું." ત્યારે કનકાજીએ કહ્યું જે, "આપણે ત્યાં લડવા જવું નહિ, પણ બંદુકદાર માણસોને રસ્તા "ઉપર આ કોતરમાં બેસારી મૂકો, અને આપણે સામા ઉભા રહીશું તેથી "તેઓ આપણા ઉપર આવશે, એટલે તેમના ઉપર ગોળિયો ચલાવવી." તેઓએ તે પ્રમાણે કર્યું અને તેનો પરિણામ એ આવ્યો કે ધીરજીના સત્તર અશ્વાર માર્યા ગયા, અને તેને ટોરડે પાછાં જવું પડ્યું.

ઉપરની લડાઈ થઈ તે વેળાએ ધીરજિયે એક બારગીરને પોતાનો પોશાક આપ્યો હતો તે માંહ મરાયો. તેવામાં સર્વે મરી ગયેલા બારગીરોના પોશાક કનકાજીનાં માણસ લઈ ગયાં તેમાં ધીરજીનો પોશાક પણ

ગયો. તે જોઇને તેઓએ ધાર્યું જે ધીરજી પણ મરાયો છે. તે ઉપરથી ટીંટોઈના ઠાકોરે લાલ પાઘડી ઉતારીને ધોળું ફાળિયું બાંધ્યું, એટલે તેના કુંવર લાલજિયે કહ્યું જે "હવે શોક કરો છો ત્યારે આગળથી શા વાસ્તે "વિચાર કર્યો નહિ?" તેણે ઉત્તર આપ્યું કે, "તમે બધાયે મળીને મારૂં "મન ફેરવ્યું હતું, તેથી એમ બન્યું" પછીથી બખર કઢાવી તો જાણવામાં આવ્યું કે ધીરજી કુશળ છે, એટલે તે રાજી થઇને પછી ટીંટોઇયે ગયો.

પછી ધીરજીને બહુ દિલગીર દેખીને કુંવરે કહ્યું જે, "તમારે હવે શોક "રાખવો નહિ, જે મુવા તે હવે પાછા આવવાના નથી, પણ હવે હું તમને "કશી વાતની કમી રહેવા દઇશ નહિ. તમારા ઘોડાચાકરો હું તમને નવા "આપીશ." ધીરજી કહે કે, "કનકાજિયે મારી લાજ લીધી, માટે આપણે ટીંટોઈ મારવું જોઇયે." ત્યારે કુંવરે સોગન ખાધા જે, "ટીંટોઈ માર્યા વિના "મારે ઈડર પાછા જવું નહિ." પછી ધીરજી કુંવરને લઇને ટીંટોઈ ગયો. કુંવર ઉમેદસિંહે મહારાજને કાગળ લખ્યો જે, "આપને મારી મદદે પધા- "રવું ઘટે તો આપનો સરંજામ લઇને પધારજો, નહિતર હું ટીંટોઈવાળા સાથે "લડીને મરીશ." મહારાજને આ પ્રમાણે કરવું ગમતું ન હતું, પણ કુંવરનું રક્ષણ કરવા સારૂ પોતાનું લશ્કર લઈ જઈને ટીંટોઈને પાદર જઈ કુંવરને મળ્યો. શિરોઇનો એક પ્રતિષ્ઠિત ચારણ ખોડીદાનજી કરીને હતો, તેને ત્યાંના ઠાકોરે દેશવટો દીધો હતો, કારણ કે, તે ઠાકોરનો જામીન થયો હતો, પણ તે કરાર પ્રમાણે નહિ ચાલ્યો ત્યારે ચારણે તેને તાકીદ કરી, એટલે તેણે ચારણને દેશવટો દીધો. તે આ સમયે ટીંટોઈના ઠાકોર પાસે હતો. જ્યારે મહારાજની ફોજ આવી પ્હોંચી ત્યારે તેણે ડુંગરી ઉપર કિલ્લો બંધાવ્યો હતો તેમાં લડાઇનો સામાન લઈ જઇને પોતાનું રક્ષણ કરવાને તૈયાર થયો. પણ ખોડીદાનજિયે જઈને મહારાજને વિનતિ કરી જે, "તોપો લઇને અહિ "પોતાના સરદાર સામે લડવા આવવું આપને યોગ્ય નહિ." એ રીતે મહા- રાજને તથા કનકાજીને તેણે સમજાવ્યા, પણ ધીરજી તથા કુંવરજી માનતા ન હતા; છેવટે કનકાજીયે રૂપિયા આપ્યા, એટલે સમાધાન થયું, પછી કુંવરજી તથા મહારાજ પાછા ઈડર ગયા.

આટલું થયા છતાં પણ ધીરજીનું મન માન્યું નહિ. તેણે પોતાને ઘેર જઇને કુંવર ઉપર રીસ લાવીને તેની જીવાઈનું ગામ ભીલોડું હતું ત્યાં જઈને ત્યાંનાં ઢોર વાળ્યાં, અને તે વેચી ખાધાં. ત્યારે કુંવરે ધીરજીને ઠપકાને કાગળ લખ્યો. તેનું ઉત્તર ધીરજિયે લખ્યું જે, "મારાં ઘોડાંને તથા માણ "સોને તમે કેમ મરાવ્યાં?" ત્યાર પછી દરબારનું ભુતાવડ ગામ છે ત્યાંના

ઢોર તથા બાન પકડ્યાં, તથા કુંવરની જીવાઈનું બીજું ગામ વસાઈ હતું તે માર્યું. તે વેળાએ રક્ષણ કરવા જતાં તેનાં બે ચાર માણસોને ગોળીઓ વાગી. વળી તેણે શીલાસણ, રેંટોડું અને બીજાં ગામ લૂંટ્યાં, ત્યારે છેવટે બે હજાર માણસોની ફોજ રાખીને બે તોપો તથા સરદારોને સાથે લઈને કુંવરજી વાંકાનેર ઉપર ચઢ્યો. તે વેળાએ ધીરજી પણ સામો લડવાને તૈયાર થયો, અને બસેં શિરબંધી રાખ્યા. કુંવરે વાંકાનેર જતાં રસ્તામાં વસાઈ આગળ પંદર દિવસ મેલાણ રાખ્યું. ત્યાં અર્ધી રાત્રે ધીરજી આવ્યો અને તોપખાના ઉપર આરબ હતો તેને મારી નાંખીને જતો રહ્યો. બીજે દિવસે ઉમેદસિંહ ત્યાંથી ઉપડીને ભીલોડે ગયો અને ત્યાંથી વાંકાનેર આવ્યો. ત્યાં ત્રણ દિવસ સુધી લડાઈ થઈ. તેમાં કુંવરના દશ માણસ મરાયાં, અને ધીરજીનાં ત્રણ માણસ મરાયાં. ત્રણ દિવસ સુધી લડાઈ કરી પણ ગામ ભેલાયું નહિ, ત્યારે કુંવરે ઈડર મહારાજને પત્ર લખ્યું જે, "ત્રણ દિવસ થયા વાંકાનેર ભેલાતું નથી, માટે બીજા વધારે શિરબંધી મોકલજો." આ ઉપરથી મહારાજે બસેં પાળા અને પચાસ અશ્વારો મોકલ્યા. આ વેળાએ ઘણાં માણસોએ ધીરજીને સમજાવ્યો કે "કુંવર હઠ ઉપર આવ્યો છે, તે વાંકાનેર માર્યા "વિના જશે નહિ, અને તમે માત્ર ત્રણ ગામના ધણી છો તેથી પ્હોચી "શકશો નહિ. તમે ત્રણ દિવસ ટકાવ કર્યો, તેથી તમને શાબાશ છે પણ "હવે તો તમે ન્હાશી જાઓ." ત્યારે ધીરજિયે પોતાના દરબારમાં બિછાવત કરી; ઢોલિયો ઢાળીને આગળ દારૂના સીસા તથા મીડાઈ મેલીને થોડા રૂપિયા ભેટ મૂકયા અને ત્યાર પછી પોતે ન્હાશી ગયો. પછી કુંવરે ગામ લૂંટ્યું, બાળ્યું, તથા ત્યાંના આંબા મહુડા કપાવી નાંખ્યા, કૂવા પૂરાવી નાંખ્યા, અને ત્રણ દિવસ રહીને પાછો ઈડર ગયો. તેટલી વારમાં ધીરજી પોતાના કબીલા સુદ્ધાંત ડુંગરપર ગયો. ત્યાંના રાવળે ગામ આપ્યું. ત્યાં રહીને તે ઈડર જિલ્લામાં લૂટફાટ કરવા લાગ્યો, અને ઘણું નુકસાન કર્યું. ત્યારે મહારાજે બાંહધર આપીને ધીરજીને ઈડરમાં તેડાવી લીધો ને મનાવ્યો, તથા તેનાં ગામ તેને હવાલે કર્યાં. વળી કુંવરે તેને પોતાની ચાકરીમાં રાખ્યો.[૧]

---

૧ ધીરજી પોતાના તા૰ ૨૯ મી મે, સન ૧૮૨૧ ના મેજર માઈલ્સ ઉપરના કાગળમાં નીચે પ્રમાણે લખે છેઃ-

"મને તમારો કાગળ પ્હોંચ્યો છે, અને તેમાં લખેલા સમાચાર જાણ્યા છે. હું "વાંધાભરેલી ચાલ ચલાવું છું એમ તમે સાંભળ્યું છે, એવું લખો છો એ વાત ખરેખર "સાચી છે. પણ અંગરેજ સરકારના મુલકમાં મેં લૂંટફાટ કરી નથી, અને કારણ વિના "કોઈને હરકત કરી નથી. ઈડરના રાજાના હાથની લખેલી મારી પાસે ચિઠ્ઠી છે. તે

ત્યાર પછી એક વર્ષે કુંવરે ધીરજીને કેટલાક રૂપિયા આપીને તેટલામાં જેટલા ઘોડા આવે તેટલા ખરીદવાને કાઠિયાવાડ મોકલ્યો. એ રૂપિયા

---

"મને આપ્યા પછી એમણે પોતાનો મનસૂબો ફેરવ્યો છે. એમણે મારૂં એક ગામ લીધું "છે અને મારા સાથિયોના મોતનું કારણ પણ-એ જ છે. તેનો કશો બદલો મને વાળી "આપ્યો નથી. વળી એમણે મને દશ ઘોડાનું નુકસાન કરાવ્યું છે તે પણ ભરી આપ્યું "નથી. જે જે બાબતનું મહારાજે મને વચન આપેલું તે બધુંયે જૂઠું પડ્યું છે. એમના "કામને માટે મેં ચૌદ હજાર રૂપિયા ઉપાડીને ખર્ચ્યા છે, તેમાંથી એક પૈસો પણ "એમણે મને આપ્યો નથી ને ઉલટું મારૂં ગામ લઈ લીધું છે; અને મને મારી નાંખવા "માટે મારા શત્રુઓને ઉશ્કેરે છે. રાજાની લખેલી ચિઠ્ઠી જો તમારે જોવી હોય તો હું "મોકલું, તે વાંચીને મને પાછી મોકલાવી દેજો; અને મારો વાંક જણાશે તો પછી જેમ "તમે કહેશો તે પ્રમાણે કરીશ. જેઓ મારા દુશ્મન છે, અને જેમના ઉપર મારો દાવો "છે તે વિના કોઈને મેં હેલોહરકત કરી નથી. અંગરેજ સરકાર મ્હોટી છે, પણ મારો "હક્ક મહારાજાનં ઉપર છે તે મને અપાવવો જોઇયે, અને ચાંપાવત પટાનાં બધાં ગામ 'એ દબાવી પડ્યા છે તે પાછાં અપાવવાં જોઇયે. ત્યાર પછી મારે કશું માગવાનું નથી; "અને અંગરેજ સરકારની ચાકરી કરવાને તૈયાર રહીશ. ઈડર પરગણામાં મારા ઘણા "શત્રુ છે. મારી પાસે તમે માણસ મોકલજો એટલે તેની સાથે હું ઉપર લખેલો કાગળ "મોકલીશ. હું તેની ચાર દિવસ સુધી વાટ જોઇશ. મારા શત્રુઓનું માનશો નહિ, "મારે ઈડર દરબાર સાથે કજિયો છે." ઇ. ઇ.

કર્નલ બાલેન્ટૈને બારોટ દામોદર સોહોબતસિંહને ધીરજી પાસે મોકલ્યો હતો, તે તા૦ ૩૦ મી સપ્ટેમ્બર સન ૧૮૨૧ ને રોજ છાવણીમાં આવ્યો અને નીચે પ્રમાણે ખબર આપી:–

"હું છાવણીમાંથી ગયો કે તરત ઠાકોર ધીરજી મને આવીને મળ્યો. તે પ્રથમ "તો પોતાના કારણના વાજબીપણાથી મનમાં સંતોષ પામેલો જણાયો. પણ પછીથી "પોતાની ભૂલ કબુલ કરી. ઈડરવાળાનું નુકશાન કરવાનું એ કામ તેનું ફ્હેલવેરકું જ "હતું, પણ હવણાં ઘણો પશ્ચાત્તાપ કરે છે, અને મને ક્‌હે છે કે લાલજી મહારાજ "(કુંવર ઉમેદસિંહ) સાથે તમે વચ્ચે પડીને મારો નીકાલ કરાવી આપો. તે મ્હોટી "ફોજ લઈને આ વેળાએ વાંકાનેરની પડોશમાં ચડી આવ્યા છે. ઠાકોરે મને વારે વારે "અરજ કરી તે ઉપરથી તેમ કરવાને મને મન થયું:-તેણે નીચે પ્રમાણે કોલકરાર કરવાની "અને સત્તા આપી છેઃ–

"પ્હેલું. તો આજ સુધી લૂંટી લીધેલી માલમતા પાછી આપવી.

"બીજું. વાંકાનેરની સામે ફોજ રાખવાને જે ખર્ચ થયો હોય તેનો ભાગ આપવો.

"ત્રીજું. તેણે પોતાના એક હુમલામાં એક બ્રાહ્મણનું ખુન કર્યું છે તેનો, ધન "આપીને કે પછી ભોંય આપીને, નિકાલ કરવો અને,

"છેલ્લું. તે મહારાજની ચાકરીમાં હાજર થાય."

થઇને ધીરજી ચાલ્યો તે માણસા પાસે વરસોડે જઇને તે રૂપિયા ખર્ચીને પોતે પરણ્યો. તેને એક બીજી ઠકરાણી હતી. નવી ઠકરાણીને માટે લૂગડાં

"આ ઉપરથી હું એકદમ લાલજી મહારાજ પાસે ગયો અને સર્વે વાત સારી "પેઠે સમજાવીને કહી અને કહ્યું કે, એની એ અરજ કબૂલ રાખવી, તેમાં વળી અંગરેજ "સરકારને એ બાબતની જાણ થતાં સુધી તો એમ કરવું જોઇયે એમ સમજાવ્યું. પણ "લાલજી મહારાજે એકદમ કહ્યું કે ધીરજિયે મારૂં જીવાતનું ગામ માર્યું છે, માટે હું "એમ કરવાનો નથી. એમ કહીને એમનો વિચાર ધીરજીને જાણ કરીને પાછાં આવવાની "મને રજા આપી. પછી ગામ (વાંકાનેર) ઉપર હુમલો કર્યો, અને આ વેળાએ ધીર-"જિયે નિશ્ચયપૂર્વક બચાવ કર્યો નહિ, એટલે આખું ગામ લૂંટીને બાળી નાંખ્યું."

લાલજી મહારાજનો કર્નલ બાલેન્ટૈન ઉપર કાગળ, તા૦ ૯ મી સપ્ટેમ્બર, સન ૧૮૨૧ નોઃ—

"ગયા બાર મહિનાથી ધીરજિયે વાંકાનેરથી અમારા પરગણામાં ઘણું નુકસાન "કરવા માંડ્યું છે. ત્યાં આગળ તેણે ઘણાં માણસ રાખ્યાં છે. તેમાંથી લૂંટારા મોકલ્યાં જ "કરે છે. તે સિવાય વળી ઈડર કિલ્લામાંથી એક વાણિયાને બાન તરીકે પકડી ગયો છે. "તેમ છતાં ચાર મહિના સુધી અમે એને સમજાવ્યો પણ માન્યું નહિ. ત્યારે ફોજ રાખ-"વાની અમને જરૂર પડી. તે વતે અમે વાંકાનેર ઉપર હલ્લો કરીને ચાંપાવત ધીર-"જીનો કબ્જો છોડાવી દીધો છે, એટલે તે નાશી જઈને ડુંગરપુરના મુલ્કમાં ભરાઈ પેઠો છે."

ધીરજીનો કર્નલ બાલેનટૈન ઉપર કાગળ, તા૦ ૮ મી સપ્ટેમ્બર, સન ૧૮૨૧ નોઃ—

"મને તમારો કાગળ પોહોંચ્યો છે. તેમાં મારા શત્રુએ ખોટું સમજાવ્યું છે તે લખ-"વામાં આવેલું છે; પણ તમારી જો મરજી હોય તો મહારાજની ચિઠ્ઠી તમને વાંચવા "સારૂં મોકલું. તે ઉપરથી તમારા જાણવામાં આવશે કે, એમની ઉશ્કેરણી ઉપરથી મેં "મારી આવી કરણી ચલાવી છે. એક વેળાએ મેં એમની ચાકરી ઉઠાવી તેમાં આઠ "દશ માણસ અને આઠ દશ ઘોડાં મરાયાં અને ઘાયલ થયાં. આ વાત પ્હેલાં મેં "મેજર માઇલ્સને જાહેર કરી છે. લખાણની મતલબથી મહારાજ આડા ગયા, ત્યારે "એમનાં પરગણાંમાં પગપસારો કરવાની મને જરૂર થઈ છે. ત્યાર પછીથી મહારાજે "મારા ગામ ઉપર હલ્લો કરીને તે માર્યું છે, તેમાં હું તેમના સામો થયો નથી, તેમાંથી "તેણે પચાસ હજારની મિલ્કત લૂંટી લીધી છે. આ વાત ખરી છે કે ખોટી તે વિષે "તમે અહમદનગરના મહારાજને પૂછજો, અને મેજર માઇલ્સ પણ ઘણી બાબતોથી "તમને જાણીતા કરશે. જો હું તમારી નજરમાં અપરાધી જણાઉં તો તમારી નજરમાં "આવે તેવો જવાબ મારી પાસેથી લેજો. પ્હેલો મહારાજે મને ઉશ્કેર્યો અને પછીથી "તેને પરિણામ જોવાને મને તજી દીધો. હું હવણાં જંગલમાં છું. મારી પાસે આઠસેં "માણસ અને સો ઘોડાં છે ને ભૂખે મરે છે, અને જો મારા ગામ વિષે કાંઈ કરવામાં "આવશે નહિ તો પછી ઈડરવાડામાં મારે લૂંટફાટ કરવી પડશે. બીજું, હું મારાં માણસો "અને ઘોડાં સહિત તમારી ચાકરી કરવાને ઇચ્છું છું, કેમકે હવે ફરીને મહારાજની ચાકરી "હું કરવાનો નથી."

ઘરેણાં ખરીદ કરતાં થોડા રૂપિયા રહ્યા તેનાં બે ઘોડાં ખરીદી લાવીને ઈડર આવીને કુંવરને હાજર કર્યાં. ત્યારે ઉમેદસિંહે પૂછ્યું કે બાકીના રૂપિયા કયાં ગયા? ત્યારે તેણે ઉત્તર આપ્યું જે, "તે રૂપિયા મારા ધણીના હતા અને "મેં મારા કામમાં વાવર્યા. હું કોઈના ઘરમાં ચોરવા ગયો નથી." આવું સાંભળીને કુંવર તો કાંઈ બોલ્યો નહિ, પણ મહારાજે તાકીદ કરીને કહ્યું જે, "અમારા રૂપિયા લાવો." ત્યારે ધીરજીએ કહ્યું જે, "રૂપિયા તો મારા ઘરમાં નથી. આપ ચાહે તે કરો." આવું સાંભળીને મહારાજે તેના ઉપર મોસલ કર્યા ત્યારે ધીરજિયે તે રૂપિયાને પેટે પોતાનું ગામ ઘાંટી મહારાજને લખી આપ્યું. પણ ધીરજીના મનમાં બહુ દુઃખ લાગ્યું તેથી તે વખે નીકળ્યો, અને કબીલા સુદ્ધાંત મેવાડ જીલ્લાના મ્હેવાસમાં પાટિયા વલેચા નામનું ભીલનું ગામ છે, ત્યાં એક વર્ષ રહીને ઈડર જીલ્લામાં લૂંટફાટ કરવા લાગ્યો. એક સમયે ટીંટોઈના ગામ બામણવાનાં ઢોર લઈ ગયો. તે વેળાએ તેની પાસે વીશ અશ્વારો હતા, પણ એક દિવસમાં વીશ ગામોમાં બૂમ પડાવતો હતો. તથાપિ ઈડર જીલ્લામાં બીજા ભીલ લોકો જે લૂંટફાટ કરતા તેઓનાં માથાં કાપી કાપીને ટોપલામાં ભરીને મહારાજને ભેટ મોકલતો. વસાઈ, બજોલી, ભીલોડા, ઇત્યાદિ ઘણાં ગામ ધીરજિયે બાળ્યાં, તથા ત્યાંનાં ઢોર અને બાન લીધાં. ચારણ, ભાટનાં ગામ સિવાય ખાલસાનું કોઈક જ ગામ ધીરજિયે લૂંટ્યા વિના રાખ્યું હશે.[1]

એક સમયે મહારાજે દરબારમાં કહ્યું જે, "મેં અધિકાર આપીને "ધીરજીને વધાર્યો ત્યારે તે મારાં ગામ મારે છે, પણ એવો તરવારિયો છે "ત્યારે બીજા રજવાડામાં જઇને પટો કેમ લેતો નથી?" આ વાત ધીરજીને કાને ગઈ, એટલે મ્હોટે ઉદયપુરના રાણા શ્રી ભીમસિંહ[2] પાસે તે ગયો. એ રાણોજી ઈડરમાં જ્યારે મહારાજ ગંભીરસિંહની બ્હેન વ્હેરે પરણવા આવ્યો હતો, ત્યારે ધીરજીને તેની સાથે ઓળખાણ થયું હતું તથા તે વખો કર્યાથી દેશાવરમાં પ્રસિદ્ધ થયો હતો. તેથી રાણાજિયે એક બારે ઉપજનો પટો કરી આપ્યો. તેનો લેખ લીધો પણ જાગીર તેણે લીધી નહિ; અને કહ્યું જે, "અહિ રહેવાથી કોઈ કહેશે જે પોતાના બાપની જગ્યા વાળી શક્યો નહિ.

---

૧ કર્નલ બાલેનટૈનનો સરકાર ઉપર કાગળ, તા. ૨૨ મી માર્ચ, સન ૧૮૨૨ નોઃ—
"કાંઈ પણ કારણ વિના ધીરજી ફરીને બ્હારવટે નીકળી પડ્યો છે. અતિશય ઘાતકી "કામ કરવામાં તે ગુંથાયો છે. ભીલોડાના પંદર સોળ બ્રાહ્મણોને તેણે ઠેર કે ઘાયલ "કર્યા છે અને બીજાં ઘણાં ઘાતકી કામ કર્યાં છે, એવી તેની વાત ચાલે છે."

૨ ઉદયપુરની ગાદીનો ૬૪ મો રાજા, એનો સમય ઇ. સ. ૧૭૭૮ થી ૧૮૨૮ સુધી.

"તેથી મારી પ્રતિષ્ઠા જાય." પછી ત્યાં ચાર મહિના સુધી રહીને પાછો ઈડર જીલ્લામાં આવ્યો. અને પોતાનો કબીલો મારવાડમાં કુડા ગામ છે, ત્યાં રાખીને પોતે પાછો ઈડરનાં ગામ લૂંટવા લાગ્યો.

આ વેળાએ કર્નલ બાલેન્ટૈને દેશનો ઠરાવ કરવાના વિચારે ઈડરના સર્વે સરદારોને સાદરે બોલાવ્યા. તેઓના મનમાં ઘણી નારાજી થઈ ગઈ હતી અને તેમાંના ઘણાખરા તો મહારાજને લ્હેણી ખંડણી આપવાને ના પાડતા હતા, કેટલાએક તો પોતાના ઘોડા ખંડી વાળવાને આપ્યા અને કહ્યું જે અમારી પાસે રૂપિયા નથી પણ અમે તો દરબારના ચાકર છિયે, અને અમારાં માથાં રાજાનાં છે. એકલા કુંપાવતોએ બરાબર જવાબ દીધો. એક મહિના લગી વિચાર કરીને બ્રિટિશ એજન્ટે મુંડેટી, ટીટોઈ, ટોરડા, અને વાંકાનેરના ઠાકોરોને બેડિયો જડી અને બીજાઓ ઉપર જોરાવરી કરીને મહારાજનો ભાગ અપાવ્યો. વાંકાનેરના ધીરજીને ચારણની બાંહધરી આપીને બોલાવ્યો તે પાંત્રીશ શિરબંધી લઈને આવ્યો, પણ તેમને મહારાજે ફ્હાડી મૂક્યા, અને તેનો ભત્રિજો ઉદજી કરીને જવાન કુંવર હતો તેને તેની પાસે ર્‌હેવા દીધો. જ્યારે સરકારના સિપાઈ ધીરજીને ઝાલવાને આવ્યા, ત્યારે ઉદજિયે તે માંહેલા કેટલાકને ઠાર કર્યા, તથા બીજાઓને ઘાયલ કર્યા ત્યાર પછી તે મરાયો.

(દુહા–સોરઠા)

ભાઈ તણે શિર ભાર, પડિયો ધીરા ઉપરે;<br>
શત્રાં વજાડે સાર, અપછર વરિયો ઉદલો.<br>
કર આરબ કટકાહ, પ્રશણ પગાંતલ પાડિયા;<br>
બબે હોય બટકાહ, એકણ ઘાવે ઉદલા.

એ ધીરજી છ મહિના સુધી કેદ ર્‌હીને, પછી બેડિયો તોડીને, કોટ ઉપરથી પડતું મૂકીને ન્હાશી ગયો. મુંડેટીનો ઠાકોર ચાર મહિના સૂધી કેદ ર્‌હ્યો, તે જમાન આપીને તથા મહારાજનો દાવો ચૂકાવીને છૂટ્યો. અને તેજ વેળાએ ટીટોઈ તથા ટોરડાના ઠાકોર પણ એવીજ રીતે છૂટયા.[1]

---

૧ ધીરજીના કામની કર્નલ બાલેન્ટૈનની યાદી તા. ૩૦ મી આક્ટોબર ૧૮૨૩:-

"ધીરજિયે બ્રાહ્મણોનાં ખુન કર્યાં, અને બીજા ગુનાહ કર્યા તે વિષે અગાઉ "વિગતવાર સરકારને જાહેર કરવા ઉપરથી તેનો દંડ કરવાનો, તેને દાબમાં રાખવાનો, "અને તેની જાગીર તેના પાસેના સગાને આપી દેવાનો હુકમ થયો છે. તેને શિક્ષા "કરવા સારૂ ફોજ મોકલી, પણ આ પ્રસંગે તેણે બારોટ દામોદર મોહોબતસિંહની "મારફત શરણ થવાની ઇચ્છા જણાવી, તે ઉપરથી, ગાયકવાડની ખંડણી વગેરે "બાબત જમીનનો બંદોબસ્ત કરતાને કર્નલ બાલેન્ટૈને બીજા સરદારોને ડભોડામાં

ધીરજી જેવામાં વડોદરે કેદમાં હતો તેવામાં તેણે સામળાજીને એવી માનતા માની હતી કે, હું કેદમાંથી છૂટીશ તો એક મૂલ્યવાન ભેટ કરીશ. છેવટે

---

"એકઠા કરયા. ત્યારે ધીરજીને પણ બોલાવ્યો, અને તેને કહાવ્યું કે, તમારે ગંભીરસિં-
"હની સામે જે ફરિયાદ જાહેર કરવી હોય તે કરજો. ધીરજિયે બાંહધર માગ્યો, તે
"ગંભીરસિંહ પાસેથી મેળવી આપવામાં આવ્યો. તે આવીને હાજર થયો, અને તેને
"આશા મળી, તથા તેના ગુજરાન સારૂં તેને પૈસા ધીરવામાં આવ્યા અને આખા
"ચાંપાવત પરગણાનો ઠરાવ ગંભીરસિંહ પાસેથી મહા મુશ્કેલિયે કરાવી આપ્યો. પછી
"તેની પાસે જામીન માગ્યા, પણ દેગામ જવાનું બ્હાનું બતાવીને ધીરજી સટકી ગયો,
"અને રસ્તામાં વસાઈમાંથી બાન પકડ્યાં, અહંમદનગરના એક વ્હોરાને ઠેર કરયો,
"ભીલોડાનાં ઢોર વાળી ગયો, અને બીજા અનર્થ કરવા માંડ્યાં. ઠાકોર ગોપાળસિંહ
"ત્યારે બાળક હતો અને દાંતાના મુલકમાં રહેતો હતો, તેને હવણાં તેણે પોતાની અને
"પાહાડજી(ટોરડાના)ની સાથે મળી જવાને સમજાવ્યો અને પછી તરત જ ત્રણે
"મળીને કાગળ લખ્યો કે, અમે મુલક લૂંટીશું. ધીરજી ડુંગરામાં ભરાઈ પેઠો. તે ઉપરથી
"તેને શોધવાને પક્કો તપાસ થવા લાગ્યો; અને ભાટી પાહાડજી, કેનકાજી અને બીજા
"કેટલા સપડાઈ ગયા. તે ઉપરથી ધીરજી ડરવા લાગ્યો અને ઉદયપુર ન્હાશી ગયો. ત્યાં
"રાણો અને તેના સરદારો ધીરજીના ઘાતકી કર્મથી અજાણ હતા, તેથી ત્યાંના રેસિ-
"ડેણ્ટની (સર ડેવિડ ઓચટરલ) અને તેની વચ્ચે મધ્યસ્થ થયા. એટલે રાણાને રાજી
"રાખવાને રેસિડેણ્ટ ધીરજીની તરફેણનો કર્નલ બાલેનટૈન ઉપર કાગળ લખ્યો. તેમાં
"લખ્યું કે, ઉદયપુરના રાણાની ખાતર ધીરજીના ગુનાહ ઉપર આખાડા કરવા, અને
"હવે પછી તે માટે વાજબી અને ખરેખરો ઠરાવ એની તરફેણમાં ગંભીરસિંહ સાથે
"કરી આપવો. આ ઉપરથી કર્નલ બાલનટૈન રેસિડેણ્ટને લખ્યું કે ધીરજિને સાદરે
"મોકલજો. ધીરજિયે રેસિડેણ્ટની રૂબરૂ ગોપાળસિંહની સાથે જવાનો બંદોબસ્ત કરયો
"અને, તેની રજા લઈને, તેના કાગળ સાથે તથા માણસો સહિત, તેમ જ રાણાના
"એક આબરૂદાર પુરોહિત લાલજીને સાથે લઈને નીકળ્યો. ધીરજિયે ગોપાળસિંહને ધમ-
"કાવી ફ્હાડીને તેનો જમીનનો ભાગ પોતે લખાવી લીધો હતો. તેણે ગોપાળસિંહને
"ઉદયપુર મૂક્યો, અને રસ્તામાં તેના ચાકર પાસેથી તેનું જવેર ખુંચાવી લીધું; અને
"ગોપાળસિંહે જ્યાં જ્યાં પૈસો કે લૂગડાં સંતાડી રાખ્યાં હતાં તે ધીરજિયે જોરજુલ્મથી
"લઈ લીધાં. જ્યારે તે સાદરે આવ્યો ત્યારે તેણે કહ્યું કે ગોપાળસિંહે તેના તર-
"ફની મને સત્તા આપી છે. તે પુરોહિત લાલજીની સમક્ષ પોલિટિકલ એજન્ટને
"શરણ થયો, ગોપાલસિંહને પાછાં બોલાવવાનું વચન આપ્યું, અને તે બાબતનો એક
"લેખ લખી આપીને કેનકાજી તથા પાહાડજીને વચ્ચે જામીન આપ્યા. હવે ધીરજીને
"તેના ગુજરાનને અર્થે પૈસા મળ્યા અને ઘેર પાછાં જવાની તેને રજા આપી. ત્યાં જઈને
"ત્યાં સરકારનું થાણું હતું તે ઉઠાડી મૂકવાની અરજી કરી. તે પ્રમાણે અમલ કરવામાં
"આવ્યો. પણ તેણે ગોપાળસિંહને તેડાવી મંગાવ્યો નહિ, પણ બ્હારોબ્હાર તેના સાંભ-
"ળવામાં આવ્યું કે ઠરાવ થવાને વિચાર ચાલે છે તેથી તે આવીને સાદરે શરણ થયો.

"તેથી મારી પ્રતિષ્ઠા જાય." પછી ત્યાં ચાર મહિના સુધી રહીને પાછો ઈડર જીલ્લામાં આવ્યો. અને પોતાનો કબીલો મારવાડમાં કુડા ગામ છે, ત્યાં રાખીને પોતે પાછો ઈડરનાં ગામ લૂટવા લાગ્યો.

આ વેળાએ કર્નલ બાલેનટૈને દેશનો ઠરાવ કરવાના વિચારે ઈડરના સર્વે સરદારોને સાદરે બોલાવ્યા. તેઓના મનમાં ઘણી નારાજી થઈ ગઈ હતી અને તેમાંના ઘણાખરા તો મહારાજને લ્હેણી ખંડણી આપવાને ના પાડતા હતા, કેટલાએક તો પોતાના ઘોડા ખંડી વાળવાને આપ્યા અને કહ્યું જે અમારી પાસે રૂપિયા નથી પણ અમે તો દરબારના ચાકર છિયે, અને અમારાં માથાં રાજાનાં છે. એકલા કુંપાવતોએ બરાબર જવાબ દીધો. એક મહિના લગી વિચાર કરીને બ્રિટિશ એજન્ટે મુંડેટી, ટીંટોઈ, ટોરડા, અને વાંકાનેરના ઠાકોરોને બેડિયો જડી અને બીજાઓ ઉપર જોરાવરી કરીને મહારાજનો ભાગ અપાવ્યો. વાંકાનેરના ધીરજીને ચારણની બાંહધરી આપીને બોલાવ્યો તે પાંત્રીશ શિરબંધી લઈને આવ્યો, પણ તેમને મહારાજે ફોડી મૂકયા, અને તેનો ભત્રિજો ઉદજી કરીને જવાન કુંવર હતો તેને તેની પાસે રહેવા દીધો. જ્યારે સરકારના સિપાઈ ધીરજીને ઝાલવાને આવ્યા, ત્યારે ઉદજિયે તે માંહેલા કેટલાકને ઠર કર્યા, તથા બીજાઓને ઘાયલ કર્યા ત્યાર પછી તે મરાયો.

(દુહા-સોરઠા)

ભાઈ તણે શિર ભાર, પડિયો ધીરા ઉપરે;
શત્રાં વજાડે સાર, અપછર વરિયો ઉદલો.
કર આરબ કટકાહ, પ્રશણ પગાંતલ પાડિયા;
બબે હોય બટકાહ, એકણ ઘાવે ઉદલા.

એ ધીરજી ૭ મહિના સુધી કેદ રહીને, પછી બેડિયો તોડીને, કોટ ઉપરથી પડતું મૂકીને ન્હાશી ગયો. મુંડેટીનો ઠાકોર ચાર મહિના સૂધી કેદ રહ્યો, તે જમાન આપીને તથા મહારાજનો દાવો ચૂકાવીને છૂટયો. અને તેજ વેળાએ ટીંટોઈ તથા ટોરડાના ઠાકોર પણ એવીજ રીતે છૂટયા.[1]

---

૧ ધીરજીના કામની કર્નલ બાલેનટૈનની યાદી તા. ૩૦ મી આકટોબર ૧૮૨૩:-

"ધીરજિયે બ્રાહ્મણોનાં ખુન કર્યાં, અને બીજા ગુનાહ કર્યા તે વિષે અગાઉ "વિગતવાર સરકારને જાહેર કરવા ઉપરથી તેનો દંડ કરવાનો, તેને દાબમાં રાખવાનો, "અને તેની જાગીર તેના પાસેના સગાને આપી દેવાનો હુકમ થયો છે. તેને શિક્ષા "કરવા સારૂ ફોજ મોકલી, પણ આ પ્રસંગે તેણે બારોટ દામોદર મોહોબતસિંહની "મારફત શરણ થવાની ઇચ્છા જણાવી, તે ઉપરથી, ગાયકવાડની ખંડણી વગેરે "બાબત જમીનનો બંદોબસ્ત કરતાને કર્નલ બાલેનટૈને બીજા સરદારોને હલોડામાં

ધીરજી જેવામાં વડોદરે કેદમાં હતો તેવામાં તેણે સામળાજીને એવી માનતા માની હતી કે, હું કેદમાંથી છૂટીશ તો એક મૂલ્યવાન ભેટ કરીશ. છેવટે

"એકઠા કરયા. ત્યારે ધીરજીને પણ બોલાવ્યો, અને તેને કહાવ્યું કે, તમારે ગંભીરસિં-
"હની સામે જે ફરિયાદ જાહેર કરવી હોય તે કરજો. ધીરજિયે બાંહધર માગ્યો, તે
"ગંભીરસિંહ પાસેથી મેળવી આપવામાં આવ્યો. તે આવીને હાજર થયો, અને તેને
"આશા મળી, તથા તેના ગુજરાન સારૂં તેને પૈસા ધીરવામાં આવ્યા અને આખા
"ચાંપાવત પરગણાનો ઠરાવ ગંભીરસિંહ પાસેથી મહા મુશ્કેલિયે કરાવી આપ્યો. પછી
"તેની પાસે જમીન માગ્યા, પણ દેગામ જવાતું બ્હાનું બતાવીને ધીરજી સટકી ગયો,
"અને રસ્તામાં વસાઈમાંથી બાન પકડ્યાં, અહંમદનગરના એક વ્હોરાને ઠેર કરચો,
"ભીલોડાનાં ઢોર વાળી ગયો, અને બીજા અનર્થ કરવા માંડ્યાં. ઠાકોર ગોપાળસિંહ
"ત્યારે બાળક હતો અને દાંતાના મુલ્કમાં રહેતો હતો, તેને હવણાં તેણે પોતાની અને
"પાહાડજી(ટોરડાના)ની સાથે મળી જવાને સમજાવ્યો અને પછી તરત જ ત્રણે
"મળીને કાગળ લખ્યો કે, અમે મુલ્ક લૂંટીશું. ધીરજી ડુંગરામાં ભરાઈ પેઠો. તે ઉપરથી
"તેને શોધવાને પક્કો તપાસ થવા લાગ્યો; અને ભાટી પાહાડજી, કનકાજી અને બીજા
"ઘણા સપડાઈ ગયા. તે ઉપરથી ધીરજી ડરવા લાગ્યો અને ઉદયપુર ન્હાશી ગયો. ત્યાં
"રાણો અને તેના સરદારો ધીરજીના ઘાતકી કર્મથી અજાણ હતા, તેથી ત્યાંના રેસિ-
"ડેન્ટની (સર ડેવિડ ઓચટરલ) અને તેની વચ્ચે મધ્યસ્થ થયા. એટલે રાણાને રાજી
"રાખવાને રેસિડેન્ટ ધીરજીની તરફેણનો કર્નલ બાલેન્ટૈન ઉપર કાગળ લખ્યો. તેમાં
"લખ્યું કે, ઉદયપુરના રાણાની ખાતર ધીરજીના ગુનાહ ઉપર અખાડા કરવા, અને
"હવે પછી તે માટે વાજબી અને ખરેખરો ઠરાવ એની તરફેણમાં ગંભીરસિંહ સાથે
"કરી આપવો. આ ઉપરથી કર્નલ બાલનટૈન રેસિડેન્ટને લખ્યું કે ધીરજિને સાદરે
"મોકલજો. ધીરજિયે રેસિડેન્ટની રૂબરૂ ગોપાળસિંહની સાથે જવાનો બંદોબસ્ત કરચો
"અને, તેની રજા લઈને, તેના કાગળ સાથે તથા માણસો સહિત, તેમ જ રાણાના
"એક આબરૂદાર પુરોહિત લાલજીને સાથે લઈને નીકળ્યો. ધીરજિયે ગોપાળસિંહને ધમ-
"કાવી ફહાડીને તેનો જમીનનો ભાગ પોતે લખાવી લીધો હતો. તેણે ગોપાળસિંહને
"ઉદયપુર મૂક્યો, અને રસ્તામાં તેના ચાકર પાસેથી તેનું જવેર ખુંચાવી લીધું; અને
"ગોપાળસિંહે જ્યાં જ્યાં પૈસો કે લૂગડાં સંતાડી રાખ્યાં હતાં તે ધીરજિયે જોરજુલ્મથી
"લઈ લીધાં. જ્યારે તે સાદરે આવ્યો ત્યારે તેણે કહ્યું કે ગોપાળસિંહે તેના તર-
"ફની મને સત્તા આપી છે. તે પુરોહિત લાલજીની સમક્ષ પોલિટિકલ એજન્ટને
"શરણ થયો, ગોપાલસિંહને પાછાં બોલાવવાનું વચન આપ્યું, અને તે બાબતનો એક
"લેખ લખી આપીને કનકાજી તથા પાહાડજીને વચ્ચે જમીન આપ્યા. હવે ધીરજીને
"તેના ગુજરાનને અર્થે પૈસા મળ્યા અને ઘેર પાછાં જવાની તેને રજા આપી. ત્યાં જઈને
"ત્યાં સરકારનું થાણું હતું તે ઉઠાડી મૂકવાની અરજી કરી. તે પ્રમાણે અમલ કરવામાં
"આવ્યો. પણ તેણે ગોપાળસિંહને તેડાવી મંગાવ્યો નહિ, પણ બ્હારોબ્હાર તેના સાંભ-
"ળવામાં આવ્યું કે ઠરાવ થવાને વિચાર ચાલે છે તેથી તે આવીને સાદરે શરણ થયો.

“તેથી મારી પ્રતિષ્ઠા જાય.” પછી ત્યાં ચાર મહિના સુધી રહીને પાછો ઈડર જીલ્લામાં આવ્યો. અને પોતાનો કબીલો મારવાડમાં કુડા ગામ છે, ત્યાં રાખીને પોતે પાછો ઈડરનાં ગામ લૂંટવા લાગ્યો.

આ વેળાએ કર્નલ બાલેન્‌ટૈને દેશનો ઠરાવ કરવાના વિચારે ઈડરના સર્વે સરદારોને સાદરે બોલાવ્યા. તેઓના મનમાં ઘણી નારાજી થઈ ગઈ હતી અને તેમાંના ઘણાખરા તો મહારાજને લ્હેણી ખંડણી આપવાને ના પાડતા હતા, કેટલાએકે તો પોતાના ઘોડા ખંડી વાળવાને આપ્યા અને કહ્યું જે અમારી પાસે રૂપિયા નથી પણ અમે તો દરબારના ચાકર છિયે, અને અમારાં માથાં રાજાનાં છે. એકલા કુંપાવતોએ બરાબર જવાબ દીધો. એક મહિના લગી વિચાર કરીને બ્રિટિશ એજન્ટે મુંડેટી, ટીટોઈ, ટોરડા, અને વાંકાનેરના ઠાકોરોને બેડિયો જડી અને બીજાઓ ઉપર જોરાવરી કરીને મહારાજનો ભાગ અપાવ્યો. વાંકાનેરના ધીરજીને ચારણની બાંહધરી આપીને બોલાવ્યો તે પાંત્રીશ શિરબંધી લઇને આવ્યો, પણ તેમને મહારાજે ફ્હાડી મૂકયા, અને તેનો ભત્રિજો ઉદજી કરીને જવાન કુંવર હતો તેને તેની પાસે ર્‌હેવા દીધો. જ્યારે સરકારના સિપાઈ ધીરજીને ઝાલવાને આવ્યા, ત્યારે ઉદજિયે તે માંહેલા કેટલાકને ઠેર કર્યા, તથા બીજાઓને ઘાયલ કર્યા ત્યાર પછી તે મરાયો.

(દુહા-સોરઠા)

ભાઈ તણે શિર ભાર, પડિયો ધીરા ઉપરે;<br>
શત્રાં વજાડે સાર, અપચ્છર વરિયો ઉદલો.<br>
કર આરબ કટકાહ, પ્રશણ પગાંતલ પાડિયા;<br>
બબે હોય બટકાહ, એકણ ઘાવે ઉદલા.

એ ધીરજી છ મહિના સુધી કેદ ર્‌હીને, પછી બેડિયો તોડીને, કોટ ઉપરથી પડતું મૂકીને ન્હાશી ગયો. મુંડેટીનો ઠાકોર ચાર મહિના સૂધી કેદ ર્‌હ્યો, તે જમાન આપીને તથા મહારાજનો દાવો ચૂકાવીને છૂટયો. અને તેજ વેળાએ ટીટોઈ તથા ટોરડાના ઠાકોર પણ એવીજ રીતે છૂટયા.[1]

---

૧ ધીરજીના કામની કર્નલ બાલેનટૈનની યાદી તા. ૩૦ મી આક્ટોબર ૧૮૨૩:-

“ધીરજિયે બ્રાહ્મણોનાં ખુન કરયાં, અને બીજા ગુનાહ કરયા તે વિષે અગાઉ “વિગતવાર સરકારને જાહેર કરવા ઉપરથી તેનો દંડ કરવાનો, તેને દાબમાં રાખવાનો, “અને તેની જાગીર તેના પાસેના સગાને આપી દેવાનો હુકમ થયો છે. તેને શિક્ષા “કરવા સારૂ ફોજ મોકલી, પણ આ પ્રસંગે તેણે બારોટ દામોદર મોહોબતસિંહની “મારફત શરણ થવાની ઇચ્છા જણાવી, તે ઉપરથી, ગાયકવાડની ખંડણી વગેરે “બાબત જમીનનો બંદોબસ્ત કરતાને કર્નલ બાલેનટૈને બીજા સરદારોને ડભોડામાં

ધીરજી જેવામાં વડોદરે કેદમાં હતો તેવામાં તેણે સામળાજીને એવી માનતા માની હતી કે, હું કેદમાંથી છૂટીશ તો એક મૂલ્યવાન ભેટ કરીશ. છેવટે

---

"એકઠા કરયા. ત્યારે ધીરજીને પણ બોલાવ્યો, અને તેને કહાવ્યું કે, તમારે ગંભીરસિંહની સામે જે ફરિયાદ જાહેર કરવી હોય તે કરજો. ધીરજિયે બાંહધર માગ્યો, તે ગંભીરસિંહ પાસેથી મેળવી આપવામાં આવ્યો. તે આવીને હાજર થયો, અને તેને આશા મળી, તથા તેના ગુજરાન સારૂ તેને પૈસા ધીરવામાં આવ્યા અને આખા આંપાવત પરગણાનો ઠરાવ ગંભીરસિંહ પાસેથી મહા મુશ્કેલિયે કરાવી આપ્યો. પછી તેની પાસે જમીન માગ્યા, પણ દેગામ જવાનું બ્હાનું બતાવીને ધીરજી સટકી ગયો, અને રસ્તામાં વસાઈમાંથી બાન પકડ્યાં, અહંમદનગરના એક વ્હોરાને ઠેર કરયો, ભીલોડાનાં ઢોર વાળી ગયો, અને બીજા અનર્થ કરવા માંડ્યાં. ઠાકોર ગોપાળસિંહ ત્યારે બાળક હતો અને દાંતાના મુલકમાં રહેતો હતો, તેને હવણાં તેણે પોતાની અને પાહાડજી(ટોરડાના)ની સાથે મળી જવાને સમજાવ્યો અને પછી તરત જ ત્રણે મળીને કાગળ લખ્યો કે, અમે મુલક લૂંટીશું. ધીરજી ડુંગરામાં ભરાઈ પેઠો. તે ઉપરથી તેને શોધવાને પક્કો તપાસ થવા લાગ્યો; અને ભાટી પાહાડજી, કનકાજી અને બીજા ઘણા સપડાઈ ગયા. તે ઉપરથી ધીરજી ડરવા લાગ્યો અને ઉદયપુર ન્હાશી ગયો. ત્યાં રાણો અને તેના સરદારો ધીરજીના ઘાતકી કર્મથી અજાણ હતા, તેથી ત્યાંના રેસિડેણ્ટની (સર ડેવિડ ઓચટરલ) અને તેની વચ્ચે મધ્યસ્થ થયા. એટલે રાણાને રાજી રાખવાને રેસિડેણ્ટ ધીરજીની તરફેણનો કર્નલ બાલેનટૈન ઉપર કાગળ લખ્યો. તેમાં લખ્યું કે, ઉદયપુરના રાણાની ખાતર ધીરજીના ગુનાહ ઉપર અખાડા કરવા, અને હવે પછી તે માટે વાજબી અને ખરેખરો ઠરાવ એની તરફેણમાં ગંભીરસિંહ સાથે કરી આપવો. આ ઉપરથી કર્નલ બાલનટૈન રેસિડેણ્ટને લખ્યું કે ધીરજિને સાદરે મોકલજો. ધીરજિયે રેસિડેણ્ટની રૂબરૂ ગોપાળસિંહની સાથે જવાનો બંદોબસ્ત કરયો અને, તેની રજા લઈને, તેના કાગળ સાથે તથા માણસો સહિત, તેમ જ રાણાના એક આબરૂદાર પુરોહિત લાલજીને સાથે લઈને નીકળ્યો. ધીરજિયે ગોપાળસિંહને ધમકાવી કહાડીને તેનો જમીનનો ભાગ પોતે લખાવી લીધો હતો. તેણે ગોપાળસિંહને ઉદયપુર મૂક્યો, અને રસ્તામાં તેના ચાકર પાસેથી તેનું જવેર ખુંચાવી લીધું; અને ગોપાળસિંહે જ્યાં જ્યાં પૈસો કે લૂગડાં સંતાડી રાખ્યાં હતાં તે ધીરજિયે જોરજુલમથી લઈ લીધાં. જ્યારે તે સાદરે આવ્યો ત્યારે તેણે કહ્યું કે ગોપાળસિંહે તેના તરફની મને સત્તા આપી છે. તે પુરોહિત લાલજીની સમક્ષ પોલિટિકલ એજન્ટને શરણ થયો, ગોપાલસિંહને પાછાં બોલાવવાનું વચન આપ્યું, અને તે બાબતનો એક લેખ લખી આપીને કનકાજી તથા પાહાડજીને વચ્ચે જમીન આપ્યા. હવે ધીરજીને તેના ગુજરાનને અર્થે પૈસા મળ્યા અને ઘેર પાછાં જવાની તેને રજા આપી. ત્યાં જઈને ત્યાં સરકારનું થાણું હતું તે ઉઠાડી મૂકવાની અરજી કરી. તે પ્રમાણે અમલ કરવામાં આવ્યો. પણ તેણે ગોપાળસિંહને તેડાવી મંગાવ્યો નહિ, પણ બ્હારોબ્હાર તેના સાંભળવામાં આવ્યું કે ઠરાવ થવાને વિચાર ચાલે છે તેથી તે આવીને સાદરે શરણ થયો.

જ્યારે તે કિલ્લાની ભીંત ચડી ઉતરીને છૂટી ગયો ત્યારે તે સામળાજી ગયો અને માનતા પૂરી કરી. ત્યાંથી પછી છાનોમાનો કાઠિયાવાડમાં ગયો, ત્યાં ઘોડા ખરીદ કરીને, અશ્વાર રાખી ફરીને ઈડર જિલ્લામાં પેઠો અને

"એટલે ધીરજીને બોલાવવાનો સમન થયો. તેનું ઉત્તર તેના ચાકરે અહંમદનગરથી લખી "મોકલ્યું પણ લખ્યા તારીખ વાંકાનેરની ઘાલી, અને જ્યારે ચાકરને પૂછ્યું કે તારો "ધણી ક્યાં છે? ત્યારે ઉત્તર આપ્યું કે વીજાપુર છે. પછી કર્નલ બાલેન્ટૈન તેના જામી "નદાર ઉપર લાગુ થયો અને તેના તથા તેઓના ઉપર મોસલ કર્યા. ધીરજી સાદરે "આવ્યો એટલે કર્નલ બાલેન્ટૈન રોજ તેને બોલાવતો; ત્યારે આજ પતાવું, કાલ પતાવું "એમ કહીને કશું કર્યા વિના દિવસ કહાડવા લાગ્યો. તેના જામિનો આવીને છૂટી પડ્યા "અને કહેવા લાગ્યા કે હવે અમે કશું જોખમ અમારે સાથે રાખતા નથી. એટલે તેના ઉપર "મોસલ કર્યા. ધીરજિયે કહ્યું કે મોસલ જો ખશેડશો નહિ, તો હું આત્મઘાત કરીશ અને "પછવાડેથી શું નીપજશે તે કહેવાઈ શકાશે નહિ, કેમકે મારા માણસ હવે મારા હાથમાં નથી."

તા૦ ૧૫ મી નવેમ્બર, ૧૮૨૩.

"ધીરજીના ઉપર મોસલ કર્યા છે ત્યારથી દશ દિવસ થયાં એની ચાલ "ઉદ્ધતાઈભરેલી અને ધમકી દેનારી થઈ પડી છે. તે કહે છે કે, તેણે તેવા જામીન "આપવાની મારી તો મરજી છે, પણ મારા હથિયારદાર માણસોની ચાલ વિષે હું "જવાબદાર નહિ. આમ કહેતાં છતાં તે પોતાનાં માણસો સહિત છાવણીમાં લશ્કરી "દમામ બતાવવાને આવજાવ કરીને પોતાનું વચન લાગલું જ તોડે છે.-*** જેવી તેની "આશા રાખી શકાય તેમ ધીરજી હુજ્જતપણાથી અને આદરી બેઠો હો (, તેમ તેનાં "હથિયારદાર માણસો ઓછાં કરી નાંખવાની મારી તતખીરની સામે થયો અને તેના "પરિણામમાં જે કજિયો ઉઠ્યો. તેમાં તેનો માણસ એક આરબ ઉપર ઘા કરવા જતો "હતો તે અજાણે એના ઉપર થયો અને પાછલા ભાગમાં ઘવાયો; વળી એ જ કજિયામાં "એક આરબ ઘવાયો. તેનાં બે માણસ ઘાયલ થયાં અને તેમાંથી એક જે બહુ જ ઘવાયો "હતો તે ત્યારે જ મરણ પામ્યો."

મુંબઈ સરકારનો કોર્ટ અફ્ ડાયરેક્ટરો ઉપર ડિસ્પાચ,

તા૦ ૧ લી સપ્ટેમ્બર સન ૧૮૨૬.

"ત્રણ ઠાકોરને (ધીરજી, કનકાજી, અને પાહાડજી) છેવટે વડોદરે મોકલી દીધા. "કેમકે તેઓ મહીકાંઠામાં રહે તે દુરસ્ત લાગ્યું નહિ. તેમાં રાજાને (ઈડરના) સમજાવ- "વામાં આવ્યું છે કે તેઓ વડોદરે છે તેથી તેઓના તમારા પ્રતિના પ્રજાધર્મને કોઈ "વાતે ખલેલ પ્હોંચતું નથી. તેમ જ તેઓના પાસેના સગાઓને તેઓની જાગીર આપ- "વાનો, અને તેઓને માટે તથા તેમનું કુટુંબ જે તેમની સાથે વડોદરે રહેવાનું નહિ "તેમને માટે પણ બંદોબસ્ત કરવો હતો. તા૦ ૨૪ મી સપ્ટેમ્બર સન ૧૮૨૪ ને "રોજ ધીરજી વડોદરામાંથી ન્હાઠો; તેને ટીંટોઈના ઠાકોરના દીકરા લાલજિયે તે કામમાં "મદદ કરી. (તે તો કેદમાં જ રહ્યો.) તેણે મહીકાંઠામાં પ્રવેશ કર્યો એટલે તેની પછ- "વાડે ડીસેથી થોડી ફોજ રવાને કરવી પડી."

આગળની પેઠે લૂંટફાટ કરવા લાગ્યો. કર્નલ બાલેન્ટૈને ગામોગામ થાણાં મૂકી દીધાં. પણ ધીરજિયે રાત્રની વેળાએ તેઓના ઉપર પડીને ઘણા સિપાઈઓને મારી નાંખ્યા. એક વેળાએ ધીરજિયે એક ગામનાં ખાન પકડ્યાં ત્યારે ત્યાં સરકારનું થાણું અને ઈડરના અશ્વાર હતા, તે તેની પછવાડે પડ્યા. પણ રસ્તામાં વચ્ચે એક વાંધું બહુ મ્હોળું આવ્યું તે ધીરજીની ઘોડી કૂદી ગઈ. પછી તેણે પછવાડે ફરીને જોયું અને કહ્યું જે, “આ વાંધું કૂદી શકે તે “ધણી મારી કેડે આવજો.” પછી સર્વે પાછા વળ્યા.

ટીંટોઈના ઠાકોર કનકાજીનો કુંવર લાલજી આ વેળાએ ધીરજી સાથે ભળી ગયો. પછી તે બન્ને બ્હારવટિયા ડુંગરપુરના મ્હેવાસમાં ગયા ત્યાં તેઓને રક્ષણ મળ્યું, એટલે ત્યાં રહીને ઈડરવાડામાં લૂટફાટ કરવા લાગ્યા.

આ વેળાએ ડુંગરપુરના રાવળનું વય બત્રીશ વર્ષનું હતું, પણ તેને લાગ્યું, જે હવે આપણને કુંવર થશે નહિ માટે એક દત્તક કરી લઉં. પછી પોતાના ગોત્રના દેવળિયાના રાજાના કુંવર દલપતસિંહને તેડાવીને રાખ્યો, તથા તેને વારસો લખી આપ્યો. આ કુંવર બ્હારવટિયાની તરફેણમાં ન હતો, તેથી તેઓને તેનો વિશ્વાસ ન હતો, માટે પોતાના કબીલા સામળાજીની પાસે એક જગ્યાએ રાખ્યા હતા, પણ તેઓ ડુંગરપુર જિલ્લામાં રહેતા હતા, અને ઈડરવાડામાં લૂંટફાટ કરતા હતા. તે ઉપરથી ડુંગરપુરના કુંવરે છાની રીતે એવો ઠરાવ કર્યો હતો કે, જે મને એ બ્હારવટિયો નજરે બતાવે તેને સો રૂપિયા ઇનામ આપું. એક વેળાએ ધીરજી અને લાલજી ડુંગરપુર જિલ્લાના એક ગામમાં આવ્યા હતા, તેમાં ધીરજીની આંખ્યો દુખવા આવી હતી, તેથી તે હેરાન હતો. તેઓ એક જણને ત્યાં રસોઈ કરાવતા હતા, તે વાતની કુંવરને જાણ થઇ એટલે તેણે સો અશ્વાર મોકલ્યા. તેઓ તે ગામમાં આવી પ્હોંચ્યા, એટલે નગારૂં કર્યું. તે સાંભળીને ધીરજી અને લાલજી ઘોડે અશ્વાર થઈને સટકી ગયા. ડુંગરપુરના અશ્વાર તેમની પછવાડે પડ્યા, તે નજરેનજર થઈ ગયા, એટલે બ્હારવટિયાઓને કહેવા લાગ્યા જે, “તમે રજપૂત થઈને ન્હાસો છો એ શું?” ધીરજિયે ઉત્તર આપ્યું જે, “તમે “ઘણા છો અને અમે માત્ર બે છિયે, માટે આ સમયે તો ન્હાશી જવું એ જ “ઠીક છે.” પણ લાલજિયે તો પોતાનું ઘોડું ધીમે ધીમે ચલાવા માંડ્યું, એટલે ડુંગરપુરવાળા આવી પ્હોંચ્યા, ત્યારે તેણે ઘોડાને દોડાવા માંડ્યો પણ તે દોડ્યો નહિ, તે લાગ જોઈને એક આરબે ઘોડાની પીઠ ઉપર તરવાર વાહી, એટલે લાલજિયે પણ પોતાની તરવાર તેના ઉપર ચલાવી. એટલામાં બીજા અશ્વારે લાલજીના ઉપર ભાલો માર્યો, પણ તે બચાવી લઈને તેણે તેના

ઉપર ભાલો નાંખ્યો તે સુસરો ઉતરી ગયો તેથી તે મરણ પામ્યો. લાલજીનું ઘોડું હજી લગણ ચાલ્યું નહિ. તેથી તે હેઠો ઊતરી પડ્યો અને બીજા બેને મારીને પોતે પછી મરાયો. પણ ધીરજિયે જાણ્યું જે લાલજી પછવાડે આવે છે તેથી તે આગળ દોડી ગયો.[૧]

પછી ધીરજી કોઈને ઘેર ઉતર્યો છે, એવું સંભળાય કે તરત તે ઘરધણીને ઘેર સરકારના પચાશ અશ્વારો જઈ પ્હોંચે, અને તેને હરકત કરે. એક વેળાએ ધીરજી પોતાને ગામ આવ્યો, તે ગામ એક ચારણના ગામની પાસે હતું, તેથી તેના ઉપર શક લાવીને તેના ઉપર બે અશ્વાર મોકલ કર્યા. ધીરજિયે આ વાત સાંભળી, ત્યારે તે તાબડતોબ ચારણને ગામ આવી પ્હોંચ્યો અને એક અશ્વારને ઠાર કર્યો, પણ બીજો ન્હાશી ગયો. ચારણે બારવટિયા ઠાકોરને ત્રાસ બતાવવાને પોતાના હાથને અને જાંઘને ઘા કર્યા અને પોતાના કુટુંબની એક વૃદ્ધ ડોશીના ગળામાં કટારી ખોશી. અશ્વારોના ઉપર હલ્લો થયાના સમાચાર મહારાજે જાણ્યા ત્યારે તેને લાગ્યું કે, ચારણે તેમ કરવાની ઉશ્કેરણી કરી હશે, માટે તેના ગામ ઉપર ફોજ મોકલવાની આજ્ઞા કરી, પણ વધારે ચોકસાઈ કરતાં જે ખરી વાત હતી તે જણાઈ આવી.

આવી વેળાએ ધીરજી પોતાના મિત્રોના ગામને પાદર પણ નીકળતો નહિ, તેમ જ તેને ખરો મિત્ર કોઈ હતો પણ નહિ. તેણે મેવાડના ડુંગરામાં પોતાનો પડાવ રાખ્યો, પણ ઠેઠ પાટણ[૨] સુધી લૂટફાટ કરવા

---

૧ મેજર થામસના ઉપરીપણા નીચે બ્હારવટિયાઓની પછવાડે ડુંગરપુર ઉપર ફોજ ચડી, અને તા૦ ૧૧ મી માર્ચ સન ૧૮૨૫ ને રોજ કિલ્લો લીધો. પછીના જુન મહિનામાં ડુંગરપુરના જવાન ઠાકોરે લાલજીને મારી નાંખ્યો, તે કામથી તેનો બાપ કે જેનો તે દત્તક થઈ રહ્યો હતો તે ઘણો કોપાયમાન થયો." અંગરેજી દફતર ઉપરથી.

## ૨ सोरठा

पाटण घोडा पाय, मगरी रही मेवाडरी;
आभो उंडल मांह, धारे तो ले धीरतो. १
मालव धरती मांडी, पूना लग धाहां पडे;
कलकत्ते कमाड, धाके जडियां धीरता. २
तुं धीरा तरवार, नव सहसा झालत नहिं;
नक्षत्री निर्धार, खंड नवे होते खरी. ३

૧ મેવાડની ડુંગરી ઉપર રહીને પાટણને પાદર ઘોડા પાય, જો ધીરો ધારે તો આકાશને પોતાની બાથમાં લઈ લે.

લાગ્યો અને સરકારના અશ્વારો ઉપર હુમલા કરીને ગામડાંમાંથી ઢોર અને બાન લઈ જવા લાગ્યો. ત્યાર પછી તેણે રાયગઢની આસપાસના મુલક ઉપર હલ્લા કરવા માંડ્યા. એ રીતે તેણે ચૌદ વર્ષ સુધી વખો કર્યો. છેવટે ઇ. સ. ૧૮૨૭ માં ઈડરના ડુંગરામાં તે સંતાઈ રહ્યો હતો તેવામાં તેના મિત્રોના તરફથી તેને ફોડવાનો જે દારૂ મળ્યો હતો, તે સૂકવવાને તેણે જાજમ ઉપર પ્હોળો કર્યો હતો, તેમાંથી શિરબંધીયોને વ્હેંચી આપતાં કોઈની જામગરી લાગ્યાથી બધો દારૂ સળગી ઉઠ્યો. તેથી ધીરજીને પીડા થઈ ને મરણ પામ્યો. તે વેળાએ તેનું વય આશરે પીસતાળીશ વર્ષનું હતું. ધીરજીનું કદ નીચું હતું અને તે શરીરે પાતળો હતો. ઈડરના કોઈ પણ સરદારના વખા કરતાં ધીરજીનો વખો ઘણો ફ્હેવાયો. આખા મહીકાંઠામાં તેનાં પરાક્રમનાં ઘણાં વખાણ થાય છે અને તેના રાસડા, ગીત, તથા કવિત ઘણાં છે.

ધીરજી મરણ પામ્યો ત્યારે તેનો કબીલો મારવાડમાં હતો. તેની બે ઠકરાણીમાંથી ચાવડીજીને તેના એક ચાકરે જઈને ધીરજી પ્હેરતો તે પાઘડી બતાવીને સમાચાર કહ્યા, એટલે તે જ પાઘડી સાથે સતી થઈ. તેને કાંઈ સંતાન ન હતું. બીજી ઠકરાણીને એક કુંવર અને એક કુંવરી હતી, તે લઈને તે વાંકાનેર ગઈ.[1]



૨ ધીરાની ધાકથી માળવેથી તે છેક પૂના સુધી ત્રાસ વર્ત્તાઈ જવા માંડ્યો ને કલકત્તા શહરના દરવાજા પણ ભીંડી દેવા પડ્યા.

૩ અરે ધીરા! તેં જો નવા પ્રકારની સહસા કરીને તરવાર ઝાલી હોત નહિ તો નવે ખંડ પૃથ્વી નક્ષત્રી છે, એમ ક્હેવાત.

૧ બ્હારવટિયા ઠાકોરને પકડવાને બ્રિટિશ સરકારે જે જે પ્રયત્ન કર્યા તે તે નિષ્ફળ ગયા, કેમકે મહીકાંઠાના સર્વે ઠાકોરો તેના ઉપદ્રવ વિષે ઘણું કરીને સરખી રીતે અખાડા કરી જતા હતા. તેને લીધે મુખ્યત્વે કરીને એમ બન્યું હતું, એવું મુંબઈ સરકાર ક્હે છે. ધીરજીની સાથે સલાહનાં ક્હેણ કરવા અને તેની ફરિયાદનો તપાસ કરીને જે વાજબી લાગે તેનો ઇન્સાફ આપવાનું વચન આપવાને વડોદરાના રેસિડેણ્ટને સૂચવવામાં આવ્યું. મિ. વિલ્લોબી તે દાહાડે રેસિડેન્સીનો ઉપરી હતો. તેણે બ્હારવટિયા સાથે ક્હેણ ચલાવવા માંડ્યું, પણ તે ચાલતું હતું તેવામાં જ તેના મરણના સમાચાર તેના સાંભળવામાં આવ્યા. એટલે તે વિષે તે ગૃહસ્થે તા. ૬ ઠી આગસ્ટ ૧૮૨૭ ને રોજ રિપોર્ટ કરી વાળ્યો. વાંકાનેરના ઠાકોર ધીરજીને કજા થઈ, ત્યાર પછી તે ૭ દિવસ જીવ્યો, અને તેનું મરણ પાસે આવ્યું જાણીને તેણે પોતાના એક રજપૂત માણસને હકિકત ક્હેવાને મી. વિલ્લોબી પાસે મોકલ્યો અને પોતાના કુટુંબની સંભાળ રાખવા વિષેની અરજ ફ્હાવી.

# પ્રકરણ ૧૩

## ઈડરના મહારાજ ગંભીરસિંહજી

કુંવર ઉમેદસિંહ શીતળાના રોગથી ઇ૦ સ૦ ૧૮૨૪ માં મરણ પામ્યો તે વેળાએ તેનું વય સત્તાવીશ વર્ષનું હતું. તેની રાણિયોમાંથી બે જણિયો તેની પછવાડે સતી થઈ; તેમાંની એક ધરોળના ઠાકોર રતનસિંહ ચોહાણની દીકરી હતી, અને બીજી માણસાના ચાવડાની દીકરી હતી. એક ખવાસણ રાખ પણ સતી થઈ. બીજી બે રાણિયોને સત ચડ્યું નહિ, તે વાંસવાડા તથા દેવળિયાના રાજાની પુત્રિયો થતી હતી, તે વિધવાઓ પોતાને પિયર જઈને રહી.

( कुंवर उमेदसिंहनुं गीत. )

देण मोज आ घाट गज बाज अत दूथियां, ज्ञान गंभीरसुत समत गूढो;
चाव चित रखण चहुवाण अरु चावडी वभो सुरपत तणो लेण वूढो ॥ १
साल सम वादियां, दखण दल साझणो, झाल अर डाटणो, खगां बळ झोक;
तरण जेम भाल उद्योतकारी तवां, लाल सतियां सहित गयो सुरलोक. ॥ २
करी खोटी हरी अळा उपर कहां, सरी न हस पातां गरजसा भेद;
राणियां तलक साथे करी राठवड, अमरची परी अंद्र हुवो उमेद. ॥ ३
चमर ढळतां थकां साम चहुवाणरो, आथ कवियाणरो करन एहनाण;
धणी होय मालियो कुंवर जोधाणरो, भुवन शक्र तणे हिन्दुवाणरो भाण. ॥ ४
सूर अर शशिलग हरो गज साहरो, परम पद पामसी असी पूरो;
भेटशे वभो सुर तणो उमेदसी, भेटशे पछी गौलोक भूरो. ॥ ५

---

૧ કવિયોને આસ, હાથી, ઘોડા ઘણા આપનારો, ગૂઢ જ્ઞાનવાળો, સુમતિવાળો ગંભીરસિંહનો પુત્ર, તેનું મન ચાહીને રાખનારી ચહુવાણી તથા ચાવડીજી સુદ્ધાંત તે ઇન્દ્રનો વૈભવ લેવા ગયો.

૨ શત્રુનું સાલ, દક્ષિણી(મરાઠા)ની ફોજ તોડનારો, તરવારના જોરથી શત્રુને ઝાલીને ડાટનારો, જેનું કપાળ સૂર્યના જેવું તેજસ્વી કહું છું તે લાલ સતિયો સુદ્ધાંત દેવલોક ગયો.

૩ પૃથ્વી ઉપર!.હરિ તેં ખોટું શું કરવાને કર્યું? માગણોની ગરજ સરી નહિ, રાણીયોમાં મુખ્ય રાઠોડણી સાથે જઈને દેવની અપ્સરા થઈ, અને ઉમેદસિંહ ઇંદ્ર થયો.

૪ માથે ચમર ઢળતાં છતાં ચહુવાણીનો પતિ, કવિયોની દોલત, એંધાણી રાખવા સારૂં ધણી થઈને જોદ્ધા કુળનો કુંવર, હિંદુઓનો સૂર્ય, ઇન્દ્રને ઘેર ચાલ્યો.

૫ સૂર્ય ચંદ્ર તપતા સુધી ગજસિંહના વંશનો પરમપદ પામશે, એ ઉમેદસિંહ દેવનો વૈભવ પામશે, પછી તે ભૂરો ગૌલોક જશે.

કુંવરનું મરણ સાંભળીને ઈડરનો એક બ્રાહ્મણ હતો તેને ચિંતા થઇ કે હવે રાજ્યની કેવી વલે થશે! તેથી તેણે કોઠી સાથે માથું પછાડ્યું, એટલે કોઠીની ઉપર લ્હોડાનો દશ શેરો હતો તે ગબડીને તેના માથા ઉપર પડ્યો, તેથી માથું ફૂટી ગયું ને મરી ગયો. મહારાજે માથાસૂળ ગામ કુંપાવતો પાસેથી લીધું હતું તે આ વેળાએ તેણે એ બ્રાહ્મણના દીકરાને લખી આપ્યું, તે આજે પણ તેના વંશવાળા ખાય છે.[1]

ત્યાર પછી મહુના ઠાકોર ગોપાળસિંહનાં ગામ મહારાજે માર્યાં હતાં, માટે તે ઇ. સ. ૧૮૨૯ માં બ્હારવટે નીકળ્યો. તેની પાસે આશરે વીસ અશ્વાર હતા, તે લઈને પોતાને ચિત્રોડ ગામ ગયો. ત્યાંનો એક વાણિયો મરી ગયો હતો, તેની મ્હોંકાણે ઈડરનું મહાજન, બૈરાં, છોકરાં થઈને આશરે સો માણસ આવ્યું હતું, તે ત્યાં ચાર રાત્ર રહીને ઠાકોરને મળીને, ઈડર ભણી પાછું ચાલ્યું. તેઓને વળાવીને ચિત્રોડનું મહાજન પાછું વળ્યું. પછી ઠાકોર ગોપાળસિંહજિયે તેઓને પકડયાં અને ડુંગરમાં લઈ ગયો. આ સમાચાર ઈડર પહોંચ્યા, એટલે ત્યાંનું બધું મહાજન પોકાર કરતું દરબારમાં ગયું, એટલે મહારાજે ઉપરની બારીએથી ડોકું બ્હાર કાહાડીને પૂછ્યું કે, "શું છે?" ત્યારે તેઓ બોલ્યા જે, "અમારાં માણસો મ્હોંકાણે ગયાં હતાં "ત્યાંથી ગોપાળસિહ તેમને પકડી ગયા. તમે અમારા ઉપર શું ધણીયાપું કર્યું? "અમારે માથે કોઈ ધણી હોય તો આમ થાય?" તે સાંભળીને મહારાજે કહ્યું કે, "તમારો ધણી તો રમેશ્વરની[2] પાળે સુતો. તમારે માથે ધણી કયાં છે? "હું તો હવે ઘરડો થયો છું." પછી મહારાજ અશ્વારી કરીને નીકળ્યો, તે ચિત્રોડે તથા મહુએ જઈને એમ ને એમ પાછો આવ્યો. વળી વાણિયા પાછા આવીને શોરબકોર અને દુઃખના પોકાર કરવા લાગ્યા, કેમકે તેઓને એવો શક પડ્યો કે ગોપાળસિંહે કેદ પકડાયલી સ્ત્રીયોની આબરૂ લીધી છે. ત્યારે મહારાજે પોતાને માથેથી પાઘડી ક્હાડી નાંખી, અને ફાળિયું બાંધીને કહ્યું જે, "હું તમારા માણસ લાવી આપીશ ત્યાર પછી "પાઘડી બાંધીશ; પણ મનમાં એવી પ્રતિજ્ઞા કરી જે, ગોપાળસિંહને મારી "નાંખ્યા પછી પાઘડી બાંધીશ." ત્યાર પછી ગોપાળસિંહે તે વાણિયાઓનો

---

૧ તા. ૧૭ મી મે, ૧૮૨૪ ના રોજનો કર્નલ બાલનટૈન ઈડરના રાજાના એકના એક કુંવરના મરણ વિષેનો રિપોર્ટ કરે છે, અને તેને લગતું તા. ૨૪ મીને રોજ લખે છે કે, "લાલજી સાહેબની ત્રણ રાણિયો તેની પછવાડે સતી થઈ, ગંભીરસિંહ અતિશય શોકમાં છે.

૨ એ વાત કુંવર ઉમેદસિંહને લાગુ કરવામાં આવી છે, કેમકે તેની છત્રી એ તલાવને કિનારે કરવામાં આવી છે.

દંડ લઈને તેમને છોડી મૂક્યા, અને પોતે કબીલા સુદ્ધાંત મહુના ડુંગરામાં રહીને ઈડર જિલ્લામાં લૂંટફાટ કરવા લાગ્યો. છેવટે મહારાજે પોતાની ફોજ સુદ્ધાંત જઈને મહુ પાસે ભવનાથ મહાદેવ નજીક મેલાણુ કર્યું, અને વીજાપુરના બ્હારોટ દામોદર મોહોબતસિંહને બાંહધર આપીને ગોપાળસિંહને તેડાવ્યો. તે આવ્યો એટલે મહારાજે તેને કસુંબો પાઈને કહ્યું જે, "તું મારૂં "છોરૂં છું, તારા જેવું મારે કોણ છે? તને દેખું છું ત્યારે મને કુંવર "ઉમેદસિંહ જોયા જેટલો સંતોષ થાય છે." એવાં વચન કહીને તેને મહુમાં રાખ્યો. પછી મહારાજ ઈડર ગયો પણ ક્હેવા લાગ્યો જે, "ગોપાળસિંહ વિના મને અન્ન પણ ભાવતું નથી." આમ કહી તેણે તેને ઈડરમાં તેડાવ્યો.

ઇ૦ સ૦ ૧૮૩૦ માં મહારાજ પરગણામાં અશ્વારી ફરવા નીકળ્યો, તે સમયે પોશીનામાં ખેરોદના ઠાકોર બદસિંહને પકડીને બેડિયો જડી. તેનું કારણ એવું જે:—

હડાદ પોશીનાનો ઠાકોર ઇ૦ સ૦ ૧૮૨૮ માં ગુજરી ગયો, ત્યારે તેનો કુંવર પર્વતસિંહ અઢાર વર્ષનો હતો, પણ તે શૂરવીર ન હતો. જામતસિંહ અને બદસિંહ તેના પિત્રાઈ ભાઈ થતા હતા. તેમાંથી જામતસિંહનો વિચાર પર્વતસિંહ જે ખરો વારસ હતો તેને ગાદિયે બેસારવાનો હતો, પણ બદસિંહને પોતાને બેશી જવું હતું. તથાપિ તેનો ઉપાય ચાલ્યો નહિ, એટલે ઈડરમાં મહારાજની પાસે આવીને ક્હેવા લાગ્યો જે, "જો તમે મને પોશીનાની "ગાદિયે બેસારો તો હું તમને એ પટાનો ચોથો ભાગ લખી આપું." આ વાત મહારાજે માન્ય કરી. પરંતુ તે કુંવરે તથા જામતસિંહે જાણ્યું, એટલે તેઓ પણ ઈડરમાં આવીને મહારાજને ક્હેવા લાગ્યા જે, "કુંવર છતાં "પિત્રાઈને ગાદિયે બેસારવાનો શિરસ્તો નથી, માટે તેમ કરવું એ આપને યોગ્ય "નથી." ત્યારે મહારાજે કહ્યું જે, "એ મને ચોથો ભાગ લખી આપે છે માટે "હું એને બેસારીશ." આવું સાંભળીને તેઓને કશો ઉપાય નહિ સૂઝ્યાથી તેમણે પણ કહ્યું જે, "અમે તમને ચોથો ભાગ લખી આપિયે છિયે.' ત્યારે મહારાજ કેહે જે, "ચોથો ભાગ તો એય લખી આપે છે, તમે "એનાથી શું વધારે આપો છો જે તમને ગાદિયે બેસારૂં?" પછી કેટલીક હા ના થયા પછી કુંવરે ત્રીજો ભાગ લખી આપ્યો, એટલે તેને ગાદી ઉપર બેસારવા સારૂ જામતસિંહ પોશીને ગયો. ત્યારે બદજિયે મહારાજને ૬ આની ભાગ લખી આપવાનું કહ્યું, એટલે મહારાજે હુકમ લખ્યો જે કુંવરને ગાદિયે બેસાર્યા વિના પાછા અહિં આવજો. તે ઉપરથી તે પાછે

આવ્યો, એટલે મહારાજે કહ્યું જે, “બદજી ૭ આની[1] ભાગ લખી આપે “છે માટે એ ગાદિયે બેસશે.” આ વિષેની ભાંજગડ બે મહિના સુધી ચાલી, છેવટે કુંવરે અરધો ભાગ લખી આપ્યો. ત્યારે મહારાજે સુવેરના કુંવરને પચાસ બંદુકદાર, પચાસ અશ્વાર, હાથી, નગારૂં તથા ચોપદાર આપીને કુંવરને ગાદિયે બેસારવા સારૂ તથા દરબારનો અર્ધો ભાગ તપાશી લેવા સારૂ મોકલ્યો. કુંવરે તે પ્રમાણે જઈને પર્વતસિંહને ગાદિયે બેસાર્યો, એટલે બદસિંહે ખેરોજમાં પોતાને ઘેર જઈને પોશીના પટાના ગામને હરકત કરવા માંડી, તે ઉપરથી નવા ઠાકોરે ઈડર ફરિયાદ કરી. મહારાજે બદજીને ઈડર તેડાવ્યો, પણ તેણે જાણ્યું કે મને મારી નાંખશે તેથી તે આવ્યો નહિ. પછી બાંહધર આપીને તેને તેડાવ્યો, એટલે તે આવ્યો તો ખરો પણ મહારાજનો ભરોંસો રાખતો નહિ. તેવામાં શિરોઈનો કારભારી ત્યાં કાંઈ કામ વાસ્તે આવ્યો હતો તેના ભેગો બદજી આવીને ઉતર્યો, એટલે મહરાજે તેને દરબારમાં બોલાવીને ઠપકો દીધો, પણ તેણે કાંઈ માન્યું નહિ. ત્યારે મહારાજે તેને પકડવાનો વિચાર કર્યો પણ શિરોઈનો કારભારી સામો થશે એવો તેને ડર લાગ્યો, તેથી એ વિચાર જવા દીધો, અને તેને શીખામણ દઈને રજા આપી. એટલે બદજિયે ઘેર જઈને પાછી એ જ રીતે પોશીના પટાને હરકત કરવા માંડી. ત્યારે વળી મહારાજે બાંહધર આપીને તેડાવ્યો, પણ તેણે ઈડર આવવાની ના કહી. એટલે મહારાજે તેના બે કારભારી, એક બ્રાહ્મણ અને એક ભાટ હતો તેમને ફોડ્યા અને કહ્યું કે, “તમે બદજીને દરબાર સુધી લાવશો “તો તમને અકેકું ગામ આપીશ.” પછી તેઓ બદજીને ભેળવીને ઈડરમાં લાવ્યા, ત્યારે મહારાજે તેની ઘણી આગતાસ્વાગતા કરી. પછી તેને કચેરીમાં બોલાવ્યો પણ તે આવ્યો નહિ, ત્યારે ઘણો વિશ્વાસ આપીને તેડાવ્યો અને મહારાજે સિંધી મેરૂ જમાદારને કહ્યું જે, “બદજી આવે એટલે તેને તરત

---

૧ હિન્દુઓમાં જેમ આના અથવા રૂપિયાના ૧/૧૬ માં ભાગ વ્હેંચાય છે તે જ પ્રમાણે વેલ્સમાં હજી લગણ એના જેવી જ રીત ચાલે છે. વ્હાણના ભાગ સંબંધી એક મુકરદમો કોર્ટમાં ચાલતો હતો તેમાં બધા સાક્ષિયો વેલ્સ લોક હતા. તેઓ પોતાના ભાગની વાત કહેતાં વ્હાણને વજનની વાત લાગુ પાડતા હતા તે સાંભળીને સર્વેને આશ્ચર્ય લાગતું હતું. તેનો ખુલાસો ઇન્ટરપ્રિટરે નીચે પ્રમાણે કર્યોઃ–વ્હાણ બંધાવાતું હોય તેના ચોસઠ ભાગ કરવામાં આવે છે અને બધા ભાગીદારો મળીને જે ભાગ રાખે છે તે સર્વે એકંદર એક પૌન્ડ ગણવામાં આવે છે. આ પ્રમાણે ૪/૬૪ જેનો ભાગ હોય તેને એક ઔંસનો ભાગિયો કહે છે ૨/૬૪ તો અર્ધ ઔંસનો ભાગિયો કહે છે; ૧/૬૪ નો પા ઔંસનો ભાગિયો કહે છે; એ રીતે પ્રમાણ ગણાય છે.

"પકડી લેવો." પછી તે કચેરીમાં આવતો હતો તેવો જ તેને પકડીને તે પોતાને ઉતારે લઈ ગયો અને કેદ કરીને તેના પગમાં બેડિયો નાંખી.

ઈ૦ સ૦ ૧૮૩૦ માં મહારાજ અશ્વારી ફરવાને નીકળ્યો ત્યારે બદ્દજીને કેદમાં સાથે લીધો. પણ બે મહિના પછી તેનો બેશેદ પટો બેતલબ કરીને ફેલજામીન લઈને તેને રાજી કરી છોડી મૂકયો, એટલે તેણે ઘેર જઈને પેલા બે કારભારિયોને બોલાવીને વિશ્વાસ આપી રાખ્યા, પછી બ્રાહ્મણનું માથું કાપી નાંખીને તે કૂતરા પાસે ચુંથાવ્યું, અને ભાટને પણ મારી નાંખવાની યુક્તિ કરી પણ તે ત્યાંથી સટકી ગયો.

મહારાજ પોતાની અશ્વારી લઈને નીકળ્યા, ત્યારે અહંમદનગરના રાજા કરણસિંહ, મહુના ઠાકોર ગોપાળસિંહ, અને સર્વે સરદારો સાથે હતા, તેવામાં ઉપર લખેલા બે સરદાર, તથા મુંડેટીના ઠાકોર જાલમસિંહ એ ત્રણે મળીને ઘરમેળે ઠરાવ કરીને મોજે પાલ ઉપર અશ્વારી લઈ જવાનો વિચાર કર્યો, અને મહારાજ તથા તેના કારભારી દરજણસિંહનો વિચાર રેહેવર ઉપર જવાનો હતો. પણ પેલા સરદારોએ ભોળવીને પાલ ભણીને રસ્તે અશ્વારી ચલાવી અને સરંજામ આગળ મોકલીને પાલ મારવાની પોતાના માણસોને આજ્ઞા આપીને તેઓ મહારાજની સાથે રહ્યા. તેઓએ ત્યાં જઈને પાલ મારી અને ત્યાંનાં બધાં ઘર બાળી નાંખ્યાં. ત્યાંનો ઠાકોર મોહોબતસિંહ ડુંગરામાં ન્હાશી ગયો. તે ન્હાશી જાય એવો તો ન હોતો પણ પોતાના ધણીની ફોજ જાણીને ન્હાશી ગયો. પછી મહારાજ આવ્યા અને ગામ બળી ગયેલું જોયું, ત્યારે ત્રણે સરદારોને ઘણો ઠપકો દીધો, અને પાલને પાદર મેણાલ કર્યું. ત્યાંના ઠાકોર મોહોબતસિંહે ભીલ ભેગા કરીને ફોજને પાછા જવાના રસ્તા બંધ કર્યા. તેથી ત્યાં દશ દિવસ સુધી પડાવ રાખ્યો અને પાલમાંથી મળેલી લૂંટ ઉપર ગુજારો કરવા માંડયો. દરજણસિંહના માણસોએ કશું લૂંટયું નહિ પણ પેલા એકસંપી થયેલા સરદારો આસપાસનાં ગામ લૂંટતા હતા તેથી મહારાજને ઘણી ચીડ ચડતી હતી, એ ફોજમાં એક વ્યાપારી[1] હતો તેનાં ઊંટ સામાન લઈને ઇડરથી આવતાં હતાં તેઓને તથા તેનાં માણસોને ભીલોએ ઘાયલ કરીને બધો સામાન લૂંટી લીધો. એ સમાચાર ફોજમાં આવ્યા, અને પાલના ઠાકોર મોહોબતસિંહે પણ કહાવ્યું કે, "મહારાજે મારૂં ગામ રૂપિયા ભરતાં છતાં વગર વાંક "કરવે માર્યું છે તેથી હવે ફોજ લઈને પાછાં જતાં કઠિણ પડશે." ત્યારે મહારાજે કહાવ્યું જે, "મારે પાલ મારવી ન હતી, પણ આ ત્રણ સરદારોએ

૧ એ વ્યાપારી ઈડરનો ગોસાઇ દોલતગરજી મણિગરજી કરીને હતો. ર. ઉ.

"મારી છે." ત્યારે તેણે કહાવ્યું કે "તેઓને તો હું પ્હોંચી વળત પણ આપ "શા વાસ્તે તેમની સાથે પધાર્યા?" પછી મહારાજે તેને તેડાવ્યો પણ તે આવ્યો નહિ ત્યારે તેણે બંદોબસ્ત કરી આપ્યો કે, "પાલ વસાવ્યા પછી બે વર્ષ સુધી કશી મારે જમાબંધી લેવી નહિ. એવો ઠરાવ કરીને ત્યાંથી મેલાણ ઉઠાવ્યું, અને મનમાં ખોટું લાગ્યું, તેથી બીજે કહિં નહિ જતાં પાછા ઈડર ગયા, અને ફોજ વેરી નાંખી.

મહારાજે ગોપાળસિંહને પોતાની પાસે રાખ્યો હતો, તેવામાં તેને અને દરજણસિંહ પ્રધાનને માંહોમાંહે દ્વેષભાવ બંધાયો હતો. મહારાજે ગોપાળસિંહને કહ્યું જે, "ઈડરનો કારોબાર તમને આપવો છે, અને એક "વાત વળી તમે પેટમાં રાખો તો તમને કહું." તેણે કહ્યું કે "હું પેટમાં રાખીશ." ત્યારે મહારાજ કહે જે, "દરજણસિંહને મારી નાંખીશું?" ગોપાળસિંહ કહે કે, "આ વાત તમે સાચી કહો છો કે મારી મશ્કરી કરો છો?" ત્યારે મહારાજ કહે કે, "સાચી કહું છું." ત્યારે કહ્યું કે વચન આપો, એટલે મહારાજે વચન આપ્યું. પછી ગોપાળસિંહે મહુ જવાની રજા માગી તે શિરપાવ આપીને તેને આપી તે ઘેર જઈને પાછો આવ્યો, ત્યારે મહારાજે કુંવર ઉમેદસિંહની ઢાલતરવાર તેને બક્ષિસ આપી. પણ ઘણા લોકો ગોપાળસિંહને કહેતા કે, "કોઈ સમયે મહારાજ તમને મારી નાંખશે. "જૂવો કે, મોજે ચાંદણીના ઠાકોર સુરમલને ભવાનસિંહે દગાથી માર્યો "હતો. મેઢાસણના ઠાકોર ખુમાનસિંહના કુંવર જયસિંહને પણ તેણે "દગાથી માર્યો હતો, એમના ઘરની એવી રીત છે," પણ આવી વાત ગોપાળસિંહે માની નહિ. ટોરડાનો ઠાકોર પાહાડસિંહ તેનો સસરો થતો હતો તેણે સમજાવ્યો તથાપિ ગોપાળસિંહને ગળે એ વાત ઉતરી નહિ અને ઉલટું એવું ઉત્તર આપ્યું કે "ટીટોઈના ઠાકોર કનકાજીને ઈડરના "દરબારથી વેગળો રાખ્યો; વાંકાનેરના ઠાકોર ધીરજીને પણ વેગળા "રાખ્યા અને મને પણ એવો વ્હેમ બતાવીને વેગળો રાખવા ઈચ્છો છો?"

પછી ગોપાળસિંહની મા ગુજર્યાં, ત્યારે ઘણા આગ્રહથી રજા લઈને પોતે મહુ ગયો અને તેની ક્રિયા કરી. ત્યાં પણ ઘણાં માણસોએ કહ્યું કે તમે ઈડર જશો નહિ, પણ ગોપાળસિંહે કોઈની વાત માની નહિ. ત્યારે તેની ઓરમાન માએ, અને ઠકરાણિયે યુક્તિ કરી રાખ્યા પ્રમાણે, જ્યારે ગોપાળસિંહ ઈડર વાધ્યો ત્યારે, એક સ્ત્રી કાળાં અને કાના ફૂટેલાં હાલ્લાંમાં પાણી ભરીને સામી આવી, એ વગેરે અપશુકન કરી બતાવ્યા. તો પણ ગોપાળસિંહ તો ઈડર ગયો.

ત્યાર પછી ઘણે દિવસે ઈ૦ સ૦ ૧૮૩૧ માં મહારાજે પોતાના કસબાતીને વાત જાણુ પડવા ન દેવા વિષે પક્કા સોગન દઇને કહ્યું જે "આજ "ગોપાળસિંહને તમે મારી નાંખો." આ વાત કોઇયે કબૂલ કરી નહિ, ત્યારે મેરૂ જમાદાર સિંધી હતો તેને બોલાવીને એ જ રીતે સોગન દીધા પછી કહ્યું. તેણે તે પ્રમાણે કરવાની હા કહી. આગલે દિવસે મહારાજે ગોપાળસિંહને કહ્યું જે, "કાલે શિવરાત્રી છે, માટે તમે સવારના પ્રહરમાં વ્હેલા "આવજો. એટલે આપણે દરજણસિંહને મારવાનું ધાર્યું છે તે કરીશું." ગોપાળસિંહે તે પ્રમાણે નાહી જમીને તૈયાર થઈ ડોઢિયે જઈ હુઝૂરને ખબર કરાવી ત્યારે નિત્યના ધારા પ્રમાણે દરવાને તેઓનાં હથિયાર ડોઢિયે મૂકાવ્યાં. ત્યાં મેરૂ જમાદારનાં માણસ બંદુકો ભરીને તૈયાર હતાં અને ગોપાળસિંહને મારવાને તેની આવવાની જ માત્ર રાહ જોતા હતા. દરબારમાં જે પ્રતિષ્ઠિત માણસો હતા અને જે ગોપાળસિંહના પક્ષના હતા તે સર્વેને મહારાજે કાંઈ ચાકરી બતાવીને પરગણામાં મોકલ્યા હતા. જ્યારે ગોપાળસિંહ દરબારમાં આવ્યો ત્યારે મહારાજ વડી રાણીના[1] મ્હેલમાં ગાદી તકિયા નંખાવીને બિરાજ્યા હતા, ત્યાં ગોપાળસિંહને બોલાવ્યો. તે વેળાએ દરબારને આરોગવાને થાળ આવ્યો, ત્યારે મહારાજે ગોપાળસિંહને કહ્યું જે "તમે "મારા ભેગા જમવાને બેસો" ત્યારે તેણે ના કહી, પણ ઘણો આગ્રહ કરીને તેને જમવા બેસાર્યો. જમી રહ્યા પછી મુખવાસ આપ્યો. ગોપાળસિંહના સસરા પાહાડસિંહે તેને કોઈ લઈ જઈને કહ્યું જે, "મારા મનમાં એમ જણાય "છે જે, આજ એ આપણને મારશે, માટે મારી પુત્રી ચૌદ વર્ષની તમને "પરણાવી છે તેની ખાતર હું તમને કહું છું કે તમે તમારો બચાવ કરો." ત્યારે ગોપાળસિંહે કહ્યું કે, "તમને ખોટો વ્હેમ આવે છે." પછી ગોપાળસિંહનો સસરો હુક્કો પીવાને મિષે ઘણી મુશ્કેલીથી પોતાનો જીવ બચાવીને ઉતારે પ્હોંચ્યો અને ત્યાંથી અશ્વાર થઈને સટકી ગયો. ત્યાર પછી જમાદારે પક્કો બંદોબસ્ત કર્યો કે કોઈ પણ ત્યાંથી બ્હાર છટકી જઈ શકે નહિ.

પછી મહારાજે ચાકરને આજ્ઞા કરી કે, "અત્તરની શીશી લાવો." પછી ચાકર જે જે શીશી મેડી ઉપરથી લાવ્યો તે તે પસંદ કરી નહિ. છેવટે પોતે શીશી લેવા જવાને બ્હાને જઇને દાદર બંધ કર્યો. તેણે જમાદારને કહ્યું જે, "હવે એ જીવતો જશે તો તારૂં માથું કપાવીશ." એટલે

૧ તેમનું નામ દોલતકુંવરબા હતું, અને તે ઓશવાના ભાટી ઠાકોરની કુંવરી હતાં. એ ભાટી ઠાકોર મારવાડના જેસલમેરવાળાનો ભાયાત થતો હતો, જ્યારે મહારાજ દેવ થયા ત્યારે એ રાણી પણ તેમની સાથે સતી થઈ હતી. ર. ઉ.

ચારે તરફનાં બારણાં બંધ થયાં અને ચારે તરફથી બંદુકો છૂટી, ત્યારે ગોપાળસિંહ સાથે બાર માણસો હતાં તે તેની આસપાસ વીંટાઈ રહ્યાં, પણ ગોળિયો વાગ્યાથી તેઓ મરાયાં, અને ગોપાળસિંહ જખમી થયો. ત્યારે મહારાજે ઠેકડિયું કરીને કહ્યું જે, "ગોપાળસિંહ! તારે ઈડરની વાણિયણોને "પકડવી ઘટતી હતી કે? હવે તારે જે જોર કરવું હોય તે કર. આ લે બે "તરવારો બાંધ." એમ કહીને બે તરવારો નાંખી. પછી ગોપાળસિંહે ભટિયાણીજી રાણીને પોકાર મારીને કહ્યું જે, "હું તમારા મ્હેલમાં તમારે શરણે "છું." એટલે રાણિયે મહારાજને કહ્યું કે "હવે ગોપાળસિંહને મારશો તો હું "પણ તેની સાથે મરીશ." ત્યારે મહારાજ કહે કે, "હવે એ ઉગરશે તો મને "મારશે, અથવા ઘણી હરામખોરી કરશે." રાણી કહે કે, આપણે પક્કો બંદોબસ્ત કરીશું પણ હવે તો એને મરાય નહિ. પછી એ રીતે બે દિવસ અને એક રાત ગઈ. બીજી રાત્રે ગોપાળસિંહે વિચાર્યું જે, "રાજગઢ "ઠેકીને ન્હાશી જાઉં," આવા વિચારથી તે બ્હાર નીકળ્યો એટલે સિપાઇયોએ તેને તરવારથી ઠાર કર્યો. પછી મહારાજે ભંગિયાને બોલાવીને હુકમ કર્યો જે એ સર્વેનાં મડદાંના કડકા કરીને સમળિયોને ખવરાવો. આવી વાત સાંભળીને મહાજનના મુખ્ય શેઠિયાઓએ આવીને અરજ કરી જે, "મહારાજ! જે ગુન્હેગાર હતા તેઓને તમે શિક્ષા કરી. હવે તેમની "માટી સાથે તમારે કાંઈ વેર નથી, માટે તેઓને બળાવો." પછી ગાડામાં મડદાં ભરીને સ્મશાનમાં લઈ જઈ એક ચિતામાં બાળ્યાં. એ ત્રણ દિવસ સુધી દરબારમાં મહારાજ સુદ્ધાંત કોઇયે અન્ન ખાધું ન હતું.

ગોપાળસિંહના કુંવર બે હતા, એક ભારથસિંહ, સાત વર્ષનો હતો અને બીજો પર્વતસિંહ ત્રણ વર્ષનો હતો. તેઓ તથા તેઓનો કબીલો તથા તેમની તરફના જે લોકો હતા તે ઉપરના સમાચાર સાંભળીને ડુંગરામાં ન્હાશી ગયા. ત્યારે મહારાજે મહુ જઈને પાસે મેલાણ કર્યું અને ગોપાળસિંહના કુંવરોને પાછા બોલાવીને તેમને તેમની જગ્યા પાછી સોંપી.

---

ટીપ—મહુના ગોપાળસિંહની ઉપર પ્રમાણે અવસ્થા થઈ તે સંબંધી અંગરેજી દફતરમાં કાંઈ લખાણ થયેલું જોવામાં આવતું નથી. લેફ્ટેનન્ટ કર્નલ બાલનટૈનના પછી મહીકાંઠામાં પોલિટિકલ એજંટની નેમણુંક થઈ નથી, તેથી કરીને એવા પ્રકારનું કામ અંગરેજ સરકારને કાને જઈ પ્હોંચે નહિ એમ છૂપું રાખવામાં આવે અથવા તે ઉલટી રીતે સમજાવી પણ દેવાય; તથાપિ મહારાજ ગંભીરસિંહ વિષે જે કાંઈ બીજું લખાણ થયું છે તે ઉપરથી

ખરેખરી ધારણા થઈ શકે કે ઉપરના જેવા કૃત્યનો સંભવ બની શકે ખરો. દગાફટકા કરવાનો તેનો ચાલ હજી લગણ પણ આખા ઈડરવાડામાં પ્રસિદ્ધ છે, અને ભાટ લોકોએ તેનાં બીજાં ઘણાં કૃત્યોની નોંધ રાખેલી છે તે ઉપરથી પણ દીસી આવે છે.

ઇ૦ સ૦ ૧૮૨૧ માં રાજા ગંભીરસિંહ વિષે મેજર માઈલ્સ નીચે પ્રમાણે લખે છે:—" ઈડરના હવણાંના રાજાની ચાલ વિષે લોકો ક્હે છે કે, તે દગા-
" ફટકા, અસ્થિરતા અને ઠગાઈભરેલી છે. જો એની મતલબ સરતી હોય
" તો એ કોઈ માણસના ગુણની કે તેની કાયનાતની દરકાર કરે એવો નથી.
" તે વિશ્વાસ કરવા જેવો માણસ નથી એ વાત બધે જાણીતી છે, અને
" મારા સાંભળવામાં એવું આવ્યું છે કે આખા ઈડરવાડામાં એવો કોઈ એક
" માણસ ભાગ્યે જ મળી આવશે કે જે એના વચન આપ્યા પ્રમાણે અથવા
" ઠરાવ કર્યા પ્રમાણે પળવાને સોગન ખાય તે ઉપર જરા પણ આધાર
" રાખે. તે પોતાની ઉપજની વ્યવસ્થા કરવામાં નજર પ્હોંચાડીને કામ કર-
" નારો ગણાતો નથી, પણ તેની ગણના ઉડાઉમાં થાય છે. તે તેના ભાગના-
" રાઓની અને સિપાઇયોની સાથે ઠગાઈ કરવાના તેનાથી બને તેટલા ઉપાય
" કરે છે. તે બ્રાહ્મણો અને ગોસાઇયોના કબ્જામાં સંપૂર્ણ છે. તેઓ તેને
" ભારે વ્યાજથી નાણાં ધીરે છે અને તેની ઉપજ અગાઉથી ઓઇયાં કરી
" જાય છે. આવી એની ખોટી રીતભાત ક્હેવાય છે, તે કેટલીક બાબતમાં
" ખરી છે, પણ બીજી કેટલીક બાબતમાં વધારીને ક્હેવાતી જણાય છે.
" રાજનામાં પ્હોંચ હોય એમ જણાય છે. તેની સાથે દગાફટકા અને યુક્તિયો
" કરવાનું તેનું ખાસ વલણ પણ જણાઈ આવે છે. જનપરીક્ષાના જ્ઞાનને
" લીધે તે તેના કારભારિયો અને સંબંધિયોના કરતાં શ્રેષ્ઠ ગણાયો છે અને
" રાજનીતિની વ્યવસ્થામાં તેઓ તેની બરાબરી કરી શકે નહિ સારે પોતાની
" દીર્ઘદૃષ્ટિ અને કુશળતાની ખામી જણાવવાને બદલે તેના છળભેદનો વાંક
" તેના ઉપર ઢોળી પાડવાને વધારે ખંતીલા દીસી આવ્યા છે. વળી, તેની
" સ્થિતિ, અને તેની આસપાસના લોકો તથા જેની તકરારમાં તે આવે છે
" તેને અનુસરીને તેની ચાલચલગતનો વિચાર બાંધવો જોઇયે. દરેક જાતની
" વાત લક્ષમાં લેતાં છતાં પણ કબૂલ કરવું જોઇયે કે રાજા ગંભીરસિંહ એક્કો
" અને પૂરો ગોમુખવ્યાઘ્ર હતો. તેનામાં દગોફટકો અને ક્રૂરતા સંપૂર્ણ રીતે મળેલાં
" હતાં. આવા ગુણને લીધે રજપૂતોમાં, રાઠોડ જાત જાણીતી છે. તે શેક્સ-
" પિયર કવિના[1] ગ્લોસ્ટરની પેઠે આ પ્રમાણે આત્મગત ભાષણ કરી શકે કે—

[1] શેક્સપિયરે છઠ્ઠા હેનરી રાજા વિષે ત્રણ ભાગમાં નાટક રચ્યું છે, તે માંહેલા

"હું હસી શકું, અને હસું એટલી વારમાં ખુન કરૂં, અને મારા હૃદયમાં "ડંખે છે તેને સંતોષ પમાડું, અને ખોટાં આંસુ પાડીને મારા ગાલ ભીના "કરૂં, અને સર્વ પ્રસંગને અનુસરતો મારો ચેહેરો કરૂં."



## પ્રકરણ ૧૪

### ઈડરના મહારાજા ગંભીરસિંહ

પોતાના પિતા ઉદયસિંહની પછી સુમારે ઈ૦ સ૦ ૧૮૦૪ માં મુંડેટીના પટાની ગાદિયે જાલમસિંહ બેઠો. ગોતાનો ઠાકોર, ઉદયસિંહનો ભાઈ થતો હતો તે મરણ પામ્યો ત્યારે તેની પછવાડે કુંવર ન હતો, તેથી જાલમસિંહે તેનો પટો પોતાના પુત્ર ઉમેદસિંહને આપવાનો વિચાર કર્યો. એ ઉમેદસિંહની મા વરસોડાના ચાવડા ઠાકોરની પુત્રી થતી હતી. ગોતાનો પટો ઈલાયદો હતો માટે ઈડરના દરબાર તાજમ આપે ત્યારે ઉમેદસિંહનાથી ગાદિયે બેસાય, માટે તે વિષે પૂછવા સારૂ જાલમસિંહે પોતાના કારભારીને ઈડર મોકલ્યો. ત્યારે દરબારે કહ્યું જે, "તમે જે દિવસનું મુહૂર્ત "ઠરાવશો તે દિવસે ઉમેદસિંહને પાઘડી બંધાવાને અમે ત્યાં આવીશું," દિવસ નક્કી ઠર્યો, ત્યારે દરબારની વતી કુંવર ઉમેદસિંહ મુંડેટી ગયો. એ કુંવરનું સગપણ જાલમસિંહની રાઠોડ કુળની ઠકરાણીથી થયેલી દીકરી બાઈ ગુલાલકુંવરબા સાથે કરેલું હતું અને તે સૂરજમલ અને શેરસિંહની સગી બ્હેન થતી હતી. તેથી ચાવડા ઠકરાણીના પુત્રને પાઘડી બંધાવવાને બદલે રાઠોડ ઠકરાણિયે પોતાના કુંવર શેરસિંહને ગોતાની પાઘડી બંધાવાને પોતાના જમાઈને ઉશ્કેર્યો. આથી કરીને આગળ ઉપર નીપજવાની આફતનું બી રોપાયું, અને જાલમસિંહને પોતાની ઠકરાણી રાઠોડીજી તથા તેના કુંવરના ઉપર ઘણું માઠું લાગ્યું અને તેના તથા મહારાજના ઉંચા જીવ થયા.

પછી શેરસિંહ તે દિવસથી ગોતે જઈ રહ્યો.[1] તેના પટાનું બીજું ગામ રતનપર વલાસણાના ઠાકોરના ખાસકી ગામની પાસે સેઢાસેઢ છે. આ બન્ને ગામમાં પોતપોતાનું થાણું ર્‌હેતું હતું. આ બે ગામના ખેડુતો વચ્ચે

---

ત્રીજા ભાગના અંક 3 જાના બીજા પ્રવેશમાં જૂવો. ચોથા એડવર્ડ રાજાનો આ ગ્લોસ્ટરનો ડ્યુક ભાઈ હતો અને તે ત્રીજા રીચર્ડને નામે તેની પછવાડે રાજા થયો હતો. તેણે પોતાના ભાઈ એડવર્ડના બે કુમારને ઘાતકીપણે મારી નાંખ્યા હતા. ર. ઉ.

૧ ઠાકોર અભયસિંહની ઠકરાણી રાઠોડીજી ગોતે હતાં, તેને ખોળે જઈને રહ્યો, એટલે ગોતાનો સર્વ વારસો તેને મળ્યો. ર. ઉ.

સીમા વિષે ચોમાસામાં તકરાર ઉઠી. તે વેળાએ બન્ને પક્ષકારોને વેરી નાંખવામાં આવ્યા. પછી તેઓએ પોતપોતાના ધણી પાસે ફરિયાદ કરી ત્યારે બન્ને ધણિયોએ પોતપોતાના માણસોને એવું ઉત્તર આપ્યું કે, "તમે "મરદ હતા કે કોણ હતા? એમાં અહિં શું ફરિયાદ કરવા આવ્યા? લડી મરિયે "નહિ?" પછી બીજે દિવસે બન્ને ભણીના ખેડુતો હથિયારબંધ થઈને હળ લઈને ગયા, અને ખૂબ લડાઈ થઈ. શેરસિંહના ભણીનું એક માણસ મરાયું, અને બીજાં ઘાયલ થયાં; અને સામી બાજુનાં ઘણાં માણસ ઘાયલ થયાં. આ વાત સાંભળીને શેરસિંહે મુંડેટી જઈને પોતાના પિતાને કહ્યું કે, વલાસણવાળાએ મારૂં એક માણસ માર્યું માટે તમે મને આશ્રય આપો, નહિ તો, ત્યાં ઘણું લશ્કર છે, તેમ છતાં પણ હું તો વલાસણને પાદર જઈ લડીને મરીશ. આવું સાંભળીને જાલમસિંહ કટક કરીને વલાસણે ગયો, અને લડાઈ થઈ. મુંડેટીવાળાએ ઈડરના મહારાજને એ વાતની ખબર કરી, ત્યારે તેણે કહ્યું કે, વલાસણવાળા જ્યારે તમારાં માણસોને મારશે ત્યારે આપણી મારવાડિયોની શી લાજ રહેશે? વળી કોઈ સમે તેઓ તમારી મુંડેટી પણ દબાવી પડશે. માટે તમારે જોઈયે તો દરબારના શિરબંધી તથા નાણાં મંગાવજો. પછી વલાસણવાળાએ મહારાજની મદદ માગી, કેમકે તેના પટામાં અર્ધો-અર્ધ ભાગ મહારાજનો હતો. તો પણ મહારાજે જાલમસિંહને જેવો જવાબ દીધો હતો તેવો જ તેને દીધો, કેમકે, તેની એવી મરજી હતી કે "એમાંથી એક "જે માર્યો જશે તેનું સાલ મારે ઓછું થશે." આ વેળાએ વલાસણમાં એક બાવી રહેતી હતી. તે પુરૂષનો પોષાક પ્હેરતી અને તેણે માનદાસ (મહાન-દાસ) એવું પુરૂષનું નામ રાખ્યું હતું. તે ચોવટ કરવામાં પ્રસિદ્ધ હતી, અને તેજ પ્રમાણે ઈડરમાં આવીને તડાકો મારીને મહારાજની હુઝૂરમાં કહેવા લાગી જે, "વલાસણના માણસોએ મારવાડિયોને અપમાન પ્હોંચે એવી રીતે નસાડી "મૂક્યા." દરજણસિંહ પ્રધાન આ વેળાએ દરબારમાં હતો, તેને એ વાત સાંભળીને ઘણું લાગ્યું. કેમકે, તેનો દીકરો તથા તેનો ભાઈ મુંડેટીના ઠાકોરની પક્ષે ગયા હતા. તેણે જાલમસિંહને લખ્યું કે, "વલાસણું માર્યા વિના આવો "તો ઈડરમાં મ્હોડું દેખાડશો નહિ. રૂપિયા જોઈયે તો મંગાવી લેજો." આ કાગળ વલાસણ પ્હોંચતાં પ્હેલાં આગલે દિવસ થોડી ઘણી લડાઈ થઈ હતી, પણ પાસેના એક ઠાકોરે વચમાં પડીને સમાધાન કર્યું હતું. જાલમસિંહને કારભારીનો કાગળ પ્હોંચ્યો, એટલે તેણે હલ્લો કર્યો. તેમાં ખાસકીનો ઠાકોર મરાયો, ગામ લૂંટ્યું, બાળ્યું, અને ત્યાંનાં ઢોર તથા બાન લીધાં. તે વેળાએ તો તેટલેથી જ તકરાર બંધ પડી, અને મારવાડી પાછા ઘેર ગયા. અંગરેજ સરકારના

બંદોબસ્તે કરીને વલાસણવાળાથી વેર વળાયું નહિ, પણ તેઓ એમ ધારે છે કે અંગરેજ સરકારનું રાજ્ય હશે નહિ, ત્યારે મુંડેટી ઉપર વેર વાળીશું.

ઈ૦ સ૦ ૧૮૨૦ માં ચોહાણ વંશનો છેલ્લો સગોત્રી ગુજર્યો, એટલે મહારાજા ગંભીરસિંહે તેના ગામ ઉપર દાવો કર્યો, તે એવા મુદ્દા ઉપરથી કે, એ ગામ મુંડેટીના પટાથી ઇલાયદું છે, માટે હવે અમે ખાલસે કરીશું. જાલમસિંહ સામો થયો, અને કહ્યું કે, "તમે મારો હક્ક છીનાવી લેશો તો હું "બ્હારવટે નીકળીશ." આ વેળાએ કર્નલ બાલન્ટૈન ઈડરવાડાનો ઠરાવ કરવામાં ગુંથાયો હતો. તેણે જાલમસિંહને કેદ કર્યો, પણ ચાર મહિના પછી તકરારી ગામ પાછું આપવાને કબૂલ કર્યું, અને મહારાજને બીજા તેના હક્ક જે આપવાના હતા તે આપ્યા તથા બીજા દશ વર્ષ સુધીના સારી ચાલના જામીન આપ્યા, ત્યારે તેને છોડ્યો.[1]

---

૧ કર્નલ બાલન્ટૈનના સાદરા મુકામના તા૦ ૧૫ મી આક્ટોબર ૧૮૨૨ ના સામાન્ય રિપોર્ટમાં નીચે પ્રમાણે છેઃ—

"એ ઠાકોરની (મુંડેટીના જાલમસિંહની) ચાલ, ગયા એપ્રિલ મહિનાની ૭ મી "તારીખના મારા રિપોર્ટમાં મેં સરકારની જાણમાં આણી છે, અને તેના દંગાની વાત "સાબીત કરી છે. ત્યાર પછી, એ ઠાકોરે દંડ ભરીને ઈડર સાથેનો વાંધો પતાવી દીધો "છે, અને તેને તેનો પટો પાછો આપવામાં આવ્યો છે. * * * દરેક પટાવતને "જિલાયત હોય છે, અને તેનો જેવો રાજા સાથે મર્ત્તબો હોય છે તેવો તેઓની સાથે "જિલાયતનો છે. ચાકરીને પેટે તેઓ જમીન ભોગવે છે, અને તે આ બંદોબસ્તમાં "સામેલ ગણવામાં આવી છે. આ પટામાં ચાર જિલાયતો છે, પણ જિલાયતોની જમીન "પણ ઈડરે બક્ષીસ કરેલી છે, અને એટલા માટે તેનો સરખો હક્ક અને મર્ત્તબો છે. "એની હકિકત આ પ્રમાણે છેઃ—હાલના રાજવંશની જ્યારે ઈડરમાં સ્થાપના થઈ "ત્યારે હાલના જિલાયતોના પૂર્વજો રાજાના પટાવતોના અનુયાયી, સગા, અથવા પક્ષકાર "હતા, અને ઈડર પાસેથી તેમના પ્રમાણે સરખા ભોગવટાની જમીન પામ્યા. પટાવત "પોતાના જિલાયત પાસેથી જમીન લઈ શકતો નથી, પણ તેની પાસેથી ચાકરી લે "છે, અને ફેર માત્ર એટલો છે કે તેઓ પોતાના તરતના ઉપરિયોને ઇલાયદા જમીન "આપે છે. તેથી તેઓની વતી ઉઘાડી રીતે તે પટાવતો જવાબદાર છે. * * * આ "ઠાકોર ગંભીરસિંહનો વ્હેવાઈ થાય છે. એની દીકરી ટિલાયત કુંવર ઉમેદસિંહ વ્હેરે "પરણાવી છે. પણ આ સંબંધથી એકસંપ થવાને બદલે ઉલટો કુસંપ થયેલો જણાય "છે. જાલમસિંહ પોતે પોતાના રાયની કુંવરી વ્હેરે પરણ્યો છે. તેને તેના પેટનો તેનો "વારસ સુરજમલ કરીને કુંવર છે. મા અને દીકરાને તેની સાથે ઘણા દિવસથી અણ- "બનાવ છે. કેટલાક દાહાડા લગી તો તેઓ ઈડરના આશ્રય નીચે જઈને રહ્યાં, અને "ગંભીરસિંહે સુરજમલ અને તેની માને સારૂં છવાઈ મેળવી આપવાના કામમાં ભાગ "લીધો હોય એમ જણાય છે, પણ તેમાં તેનું કાંઈ વળ્યું નથી. જાલમસિંહે આ વિષે "ખોટું લગાડ્યું ને મેં એને બોલાવાને સમન કર્યો તે વેળાએ ખરેખરો ફિસાદ કરવા જતો "હતો. ત્યારથી કુંવર સિરોઈવાળાને ત્યાં ચાકરિયે ગયો છે, અને તેની મા પોળ પાછી ગઈ છે."

ઇ૦ સ૦ ૧૮૨૬ માં ગોરલનો ઠાકોર મરણ પામ્યો, તેને ચાંદબા કરીને એકની એક પુત્રી હતી, તેને મહારાજ ગંભીરસિંહ વ્હેરે પરણાવી હતી, તેથી મહારાજે કહ્યું કે, મારા સસરાએ પોતાનું ગામ મને કન્યાદાનમાં આપેલું છે, માટે તે ખાલસા કરીને હું મારૂં થાણું રાખીશ, અને મારી સાસુને અન્નવસ્ત્ર વગેરે જે જોઇશે તે આપીશ. ઠાકોરની વિધવાને આ પ્રમાણે ગામની ઉપજમાંથી આપવાનું કબૂલ કર્યું એટલે તે પણ મહારાજના ઠરાવને મળતી આવી ગઈ. પણ મુંડેટીના જાલમસિંહે કહ્યું કે સ્વર્ગવાસી ઠાકોરનો હું દત્તક છું માટે તેની ક્રિયા હું કરીશ, એમ કહીને જોરાવરીથી મૂંછ મૂંડાવી સપિંડી શ્રાદ્ધ વગેરે ક્રિયા તેણે કરી. એ ક્રિયા મહારાજને પોતાને કરવાની મરજી હતી. ગંભીરસિંહને ડર લાગ્યો કે એ બ્હારવટે નીકળશે, તેથી વળી કોઈ સમયે જોઈ લઈશું. હવણાં તો એને રાજી રાખવો. આમ વિચારીને તે ગામ મુંડેટીને તાબે કર્યું. એક વર્ષ પછી જાલમસિંહે પોતાના પાટવી કુંવર સૂરજમલને કહ્યું કે, "પ્રથમ ગોતા ગામ ઉમેદસિંહને આપવાનો મારો વિચાર હતો. "તે તમારી માએ તમારા સગા ભાઈ શેરસિંહને અપાવ્યું માટે આ ગોરળનો "પટો ઉમેદસિંહને આપો." આ વાત સૂરજમલે કબૂલ કરી નહિ, ત્યારે જાલમસિંહ ગુસ્સે થઈ, રીસાવીને જોધપુરમાં મહારાજ માનસિંહ પાસે ગયો ત્યાં છ મહિના સુધી રહ્યો.[1] પણ ત્યાં કોઈ પટો મળ્યો નહિ, અને ગાંઠની ખર્ચી ખાવી પડી; વળી ઉમેદસિંહ તેની સાથે હતો તેથી ખર્ચ વધારે થવા લાગ્યું, એટલે જોધપુરથી કોટે ગયો. ત્યાં તેને કામ મળ્યું એટલે એક વર્ષ સુધી ત્યાં રહ્યો. પોતે ધાર્યું હતું કે હું રીસાઈને જોધપુર જઈશ, એટલે સૂરજ-

---

૧ તા૦ ૨૪ મી ડિસેમ્બર સન ૧૮૨૬ ને રોજ કર્નલ બાલન્ટૈન વડોદરાના રેસિડેન્ટને નીચે પ્રમાણે લખે છે:—

"આ પ્રસંગે મને, ગંભીરસિંહે અને મુંડેટીના કુંવર સુરજમલે અરજ કરી કે, "ઠાકોર જાલમસિંહે કેટલાક દિવસથી મુંડેટી છોડી છે, અને જોધપુરના રાજા માન- "સિંહ પાસે જઈ રહ્યાની વાત જાણવામાં આવી છે તે વાત સરકારને કાને "નાંખો. ગયે વર્ષે ઠાકોર ઘણો ભાગ કોટે હતો, અને તેના બીજા કુંવરને માટે ત્યાં "ચાકરીમાં રહ્યો છે. કુટુંબમાં કલહ છે એ જ આનું કારણ છે, અને ઠાકોરની એવી ઈચ્છા "છે કે તેનો વડો પુત્ર અને વારસ સૂરજમલ છે તેનો હક્ક ફ્હાડી નાંખવો." કર્નલ બાલન્ટૈને ભલામણ કરી કે ખાલી પડેલી જાગીર ઉપર સૂરજમલને બ્હાલ કરવો. પણ રેસિડેન્ટને એમ લાગ્યું કે સૂરજમલને એના બાપની વતી જાગીરનું કામકાજ ચલાવવાને ઠરાવવો એટલું બસ છે. આ છેલ્લી ભલામણ મુંબઈ સરકારે મંજુર કરી. અને ૧૮૨૭ ના એપ્રિલ મહિનામાં તે ઠરાવ અમલમાં આણ્યો, પણ આવતા જુન મહિનામાં તે રદ કરવામાં આવ્યો.

મલ મને મનાવાને આવશે અને મારૂં વચન માન્ય કરશે, પણ તે તો કાંઈ થયું નહિ. સૂરજમલ મુંડેટીમાં રહીને ઘણો પટો ભોગવતો હતો; માત્ર ત્રણ ગામ જાલમસિંહના કારભારીના હાથમાં હતાં. એક વર્ષ થઈ ગયું, એટલે જાલમસિંહ ઈડર પાછો આવ્યો, અને સૂરજમલને કહાવી મોકલ્યું કે, "તું "ગોરલ ગામ ઉમેદસિંહને આપ, નહિતર હું મુંડેટીનો પટો ઈડરના મહારાજને "લખી આપીશ." આવી ઘણી ધમકી દીધી પણ તેણે કાંઈ માન્યું નહિ, ત્યારે એના બાપે ફોજ કરવા માંડી. જ્યારે સૂરજમલે આ વાત જાણી ત્યારે તેણે પોતાના [illegible] બાપને લખી મોકલ્યું કે, "તમે શિરબંધી શા માટે રાખો છો, આ બધી [illegible] તમારે જેને સોંપવો હોય તેને સુખે સોંપો, હું વળી ભાવનગર તેને [illegible] શાસન [illegible] જઈને રળી ખાઈશ." ઠાકોરે તેના ઉત્તરમાં તેને લખ્યું કે, "હું [illegible] મલે કહું સુધી તમારે હવણાં બે ગામનો ભોગવટો કરવો, ને મારા મુવા [illegible] પાપિ [illegible] આખો પટો તમારો છે, પણ હવણાં મુંડેટીમાંથી નીકળો." સૂરજમલે એ વાત માન્ય કરી નહિ ને રીસાઈને અહંમદનગર જતો રહ્યો. ત્યાં તેણે ત્રણસેં બંદુકોવાળા એકઠા કર્યા અને તેના બાપના જીવાયતો જે પોતાના ભણી હતા તેઓને તેડાવ્યા. તે ૧૮૨૯ ના માર્ચ મહિનામાં મધ્ય રાત્રે નાદરીની પડોશમાં આવી પ્હોંચ્યો; કેમકે એનો બાપ ત્યાં હતો, અને એકાએક હલ્લો કરવાને ઇરાદે બંદુકોવાળાને સૂચના કરી કે તમારે બંદુકો છોડવી નહિ. તો પણ તેઓ પાસે આવી પ્હોંચ્યા, એટલે બંદુકોના ભડાકા કર્યા. એટલે સૂરજમલ આવ્યાની જાણ થઈ ગઈ. તેના સામા તેના બાપના માણસો થયા, પણ જાલમસિંહે જાણ્યું જે, "સામી ફોજનાં ઘણાં માણસ છે, માટે "આપણે ન્હાશી જવું તે ઠીક છે." આમ વિચારી પોતાની ચાવડી ઠકરાણીને લઈને ન્હાઠો. પછી દાંતાના એક ગામમાં તેને મૂકીને પોતે ડુંગરામાં જતો રહ્યો. સૂરજમલે આવીને નાદરી ગામ લીધું અને ત્યાં પોતાનું થાણું બેસાડ્યું, પછી ત્યાંથી મુંડેટી આવીને પોતાનું રહેઠાણ ત્યાં કર્યું.

કુંવર ઉમેદસિંહને મરી ગયાને પાંચ વર્ષ થઈ ગયાં, એટલે તેની ઉથલેલ કન્યા ગુલાબબાઈ જે સુરજમલની બ્હેન થાય તેને પોતાને બ્હેરે પરણાવાને મહારાજ ગંભીરસિંહે માગું કર્યું. પણ મુંડેટીનો ઠાકોર તથા તેની રાઠોડ ઠકરાણીને તે વાત ગમી નહિ, કેમકે, મહારાજની આ વેળાએ વૃદ્ધાવસ્થા થઈ હતી; તથાપિ પોતાના બાપની સામે મહારાજ જો સૂરજમલને આશ્રય આપે તો તેણે તે પ્રમાણે કરવાને હા કહી. જ્યારે જાલમસિંહ ડુંગરોમાં ગયો, ત્યારે તેણે જાણ્યું કે સૂરજમલ પોતાની બ્હેનને મહારાજા સાથે પરણાવી દેશે, તે માટે તેણે તે બાઈની માને છાનું લખ્યું જે એ પુત્રીને અહિં

ઇ૦ સ૦ ૧૮૨૬ માં ગોરલનો ઠાકાર મરણ પામ્યા, તેને ચાંદબા કરીને એકની એક પુત્રી હતી, તેને મહારાજ ગંભીરસિંહ વ્હેરે પરણાવી હતી, તેથી મહારાજે કહ્યું કે, મારા સસરાએ પોતાનું ગામ મને કન્યાદાનમાં આપેલું છે, માટે તે ખાલસા કરીને હું મારૂં થાણું રાખીશ, અને મારી સાસુને અન્નવસ્ત્ર વગેરે જે જોઇશે તે આપીશ. ઠાકોરની વિધવાને આ પ્રમાણે ગામની ઉપજમાંથી આપવાનું કબૂલ કર્યું એટલે તે પણ મહારાજના ઠરાવને મળતી આવી ગઈ. પણ મુંડેટીના જાલમસિંહે કહ્યું કે સ્વર્ગવાસી ઠાકોરનો હું દત્તક છું માટે તેની ક્રિયા હું કરીશ, એમ કહીને જોરાવરીથી મૂંછ મૂંડાવી સપિંડી શ્રાદ્ધ વગેરે ક્રિયા તેણે કરી. એ ક્રિયા મહારાજને પોતાને કરવાની મરજી હતી. ગંભીરસિંહને ડર લાગ્યો કે એ બ્હારવટે નીકળશે, તેથી વળી કોઈ સમયે જોઈ લઈશું. હવણાં તો એને રાજી રાખવો. આમ વિચારીને તે ગામ મુંડેટીને તાબે કર્યું. એક વર્ષ પછી જાલમસિંહે પોતાના પાટવી કુંવર સૂરજમલને કહ્યું કે, "પ્રથમ ગોતા ગામ ઉમેદસિંહને આપવાનો મારો વિચાર હતો. "તે તમારી માએ તમારા સગા ભાઈ શેરસિંહને અપાવ્યું માટે આ ગોરળનો "પટો ઉમેદસિંહને આપો." આ વાત સૂરજમલે કબૂલ કરી નહિ, ત્યારે જાલમસિંહ ગુસ્સે થઈ, રીસાવીને જોધપુરમાં મહારાજ માનસિંહ પાસે ગયો "[illegible] મહિના [illegible][1] પણ ત્યાં કોઈ પટો મળ્યો નહિ, અને ગાંઠની "આવજો." ગભીરસિંહે તે [illegible]સિંહ તેની સાથે હતો તેથી ખર્ચ વધારે થવા પણ તે દિવસ તો જતો રહ્યો, [illegible] ત્યાં તેને કામ મળ્યું એટલે એક વર્ષ ઉત્તર દિશા ભણી ચાલ્યો, ત્યારે કારભારિયે કહ્યું કે, [illegible] રહી, ને આપ આ દિશામાં કયાં પધારો છો? ત્યારે તે કહે કે, "અમે "જઇને ઠાકોરને આવવાનો રસ્તો રોકીશું, અને તેઓને મુંડેટી ઉપર જતા "અટકાવીશું." પણ ઠાકોરે તો આગલી રાત્રે જઇને હલ્લો કર્યો હતો. સૂરજમલના માણસોનું ઇમારતોએ કરીને રક્ષણ થયું અને સામાવાળાનાં પાંત્રીશ માણસ મુવાં, પણ બુરજામાં સૂરજમલના પાંચ સાત બંદુકદાર હતા અને ત્યાં દારૂનાં કુલ્લાં હતાં તે સળગવાથી તેનાં માણસો મુંવાં અને સૂરજમલને પણ જમણા હાથને પ્હોંચે ગોળી વાગી પણ ગામ તો આબાદ રહ્યું. બીજે દિવસે, પાસેના ગામનો એક ઠાકોર આવ્યો, તે વેળાએ મુંડેટીના સારા સારા લોકોએ વચ્ચે પડીને જાલમસિંહને કહ્યું કે, "તમે કોની સાથે લડો "છો? તમારા દીકરાનું તમારે હાથે મોત થશે તેમાં તમારી શોભા નહિ."

---

૧ તે ખીજવેલો વાઘ અદમાલજીનો પુત્ર આવ્યો, પણ કાળીનાગ જેવા કનૈયાએ નાદરી ગામ નિશ્ચળ કર્યું.

મલ મને મનાવાને આવશે અને મારૂં વચન માન્ય કરશે, પણ તે તો કાંઈ થયું નહિ. સૂરજમલ મુંડેટીમાં રહીને ઘણો પટો ભોગવતો હતો; માત્ર ત્રણ ગામ જાલમસિંહના કારભારીના હાથમાં હતાં. એક વર્ષ થઈ ગયું, એટલે જાલમસિંહ ઈડર પાછો આવ્યો, અને સૂરજમલને કહાવી મોકલ્યું કે, "તું "ગોરલ ગામ ઉમેદસિંહને આપ, નહિતર હું મુંડેટીનો પટો ઈડરના મહારાજને "લખી આપીશ." આવી ઘણી ધમકી દીધી પણ તેણે કાંઈ માન્યું નહિ, ત્યારે [illegible] બાપે ફોજ કરવા માંડી. જ્યારે સૂરજમલે આ વાત જાણી ત્યારે તેણે [illegible] બાપને લખી મોકલ્યું કે, "તમે શિરબંધી શા માટે રાખો છો, આ [illegible] તમારે જેને સોંપવો હોય તેને સુખે સોંપો, હું વળી ભાવનગર [illegible] જઈને રળી ખાઈશ." ઠાકોરે તેના ઉત્તરમાં તેને લખ્યું કે, "હું [illegible] સુધી તમારે હવણાં બે ગામનો ભોગવટો કરવો, ને મારા મુવા [illegible] આખો પટો તમારો છે, પણ હવણાં મુંડેટીમાંથી નીકળો." સૂરજમલે એ વાત માન્ય કરી નહિ ને રીસાઈને અહંમદનગર જતો રહ્યો. ત્યાં તેણે ત્રણસેં બંદુકોવાળા એકઠા કર્યા અને તેના બાપના જીલાયતો જે પોતાના ભણી હતા તેઓને તેડાવ્યા. તે ૧૮૨૯ ના માર્ચ મહિનામાં મધ્ય રાત્રે નાદરીની પડોશમાં આવી પ્હોંચ્યો; કેમકે એનો બાપ ત્યાં હતો, અને એકાએક હલ્લો કરવાને ઇરાદે બંદુકોવાળાને સૂચના કરી [illegible] બંદુકો [illegible] નહિ. તો પણ તેઓ પાસે આવી પ્હોંચ્યા, એટલે [illegible] જવાનસિંહને [illegible] પોતાના સૂરજમલ આવ્યાની જાણ થઈ ગઈ. [illegible]

[illegible]

छपय

पड़े नक्षत्र भुवपंथ, धडाके कंप हुइ धर;
सुरभी निसासा होय शब्द कठिण विललात कर;
इन्द्र व्रपां तुछ अंब, व्रपां अनमंत उपलवह;
तेज खंड भये तंड, मंड, घुमंड मारुतह;
अस उद्घट ओसुगन आगमन, हा भावी बल होयहो;
तण माट हुवो ओत्तम वपू, भूप भाणकुल भाण भो.* १

---

१ પૃથ્વી ઉપર ઘણા તારા ખરવા, પૃથ્વી ડોલી, ગાયો દુઃખથી બરાડીને નિસાસા નાંખવા લાગી, ઈન્દ્રે થોડું પાણી વરસાવ્યું તે સાથે ઘણા કરા પડ્યા, સૂર્ય તેજભંગ થયો, પવન ઘુમાડિયાં ખાવા લાગ્યો, એવા અઘટિત અપશકુન થવા લાગ્યા, તે ઉપરથી ભાવી બનાવનું જોર થયું અને સૂર્યવંશી સૂર્ય જેવો રાજા ઉત્તમ દેહ પામ્યો. ભાવાર્થ કે દેવસ્વરૂપ પામ્યો.

* પૃથ્વીકંપ અને તારા ખરવા વિષેનું આ ઠેકાણે લખવામાં આવ્યું છે, તે પ્રમાણે ખરેખરૂં બનેલું છે. ઇ. સ. ૧૮૩૩ નું વર્ષ જો કે દુકાળનું ન હતું તો પણ અસાધારણ

भूपत पडे गंभीर, अभंग हिन्दुवाण उजागर;
सुनी सवे रनीवास, हरखी सतियां कहे हरहर;

તંગાસનું વર્ષ થઈ પડ્યું હતું. તે વર્ષમાં તા૦ ૧૦ મી ડિસેમ્બરને રોજ મુંબઈ સરકાર કોર્ટ આફ ડિરેક્ટરોને નીચે પ્રમાણે લખે છે:—

"પાલણપુરનો પોલિટિકલ સુપરિન્ટેનડેન્ટ રિપોર્ટ કરે છે તેમાં લખે છે કે "ચોમાસાના પાકનો છેકાછેક નાશ થઈ ગયો છે, તેથી કરીને ૧૮૧૨-૧૩(અગનોતેરો) "ના વર્ષ પછી વધારે ચડી ગયેલો ભાવ કદિ જોવામાં આવ્યો ન હતો, તેટલો "વગેરેનો ભાવ ચડી ગયો છે. દાણાની આયાત થવાને સુગમ પડે, અને ગરીબ "થતું દુઃખ જેમ બને તેમ ઓછું પડે, એટલા માટે, લેફ્ટનેન્ટ પ્રેસકટની મરજી "ઉપરથી પાલણપુરના દિવાને આવતા અનાજના માલ ઉપરની જકાત બિલકુલ "નાંખી છે, અને સારા ભાગ્યે કરીને આ પરગણાનો ઘણો ખરો ભાગ રવીના કો "લાયકનો છે, તેથી કૂવા ખોદવા વગેરે બાબતોમાં ખેડુતોને બધા પ્રકાર "નો આશ્રય આપવાનો બંદોબસ્ત કરચો છે, તેથી કરીને હાલમાં ચાલતી મોંઘવારી "કેટલેક દરજ્જે ઓછી થશે, તો પણ એક ધાસ્તી રહે છે કે કોળી અને બીજા ફિસા"દખોર લોકો આખા ગૂજરાતમાં વસે છે તે દાણાનો પાક કથળી જવાથી કામમાં "ગુથાયા વિનાના રહેવાથી નવરા પડશે, અને હવણાંના અનાજના આકરા ભાવને "લીધે નિરાશ થઈ જવાથી ટોળિયો બંધાઈને રૈયતની શાન્તિનો ભંગ કરવાની ધાસ્તી "બતાવશે, તેને માટે બનતી સાવધાની રાખવાના ઉપાય કામે લગાડવામાં આવ્યા છે.

"તા. ૧૬ મી આગસ્ટના રોજના મિ. વુઈલોબીના લખવા પ્રમાણે ઘણું કરીને "આખા કાઠિયાવાડમાં તે દિવસ સુધી વર્ષાદ વરશ્યો ન હતો અને પાક બચી શકે "એટલો પડવાની આશા પણ ન હતી. એનો પરિણામ એવો થયો કે અનાજ તથા "ઘાસની ઘણીજ તાણ પડી, અને બ્રિટિશ તથા ગાયકવાડની ખંડણીમાં છૂટ મૂકવાની "જરૂર પડશે એમ થયું. અનાજનું મૂલ ત્રણ ગણું વધી ગયું અને તે દિવસ લગણ "પણ વધ્યાં કરચું; ઘાસની તંગી મુખ્યત્વે કરીને પડવા લાગી, અને ઘણાં ઢોર નિત્ય "નિત્ય મરવા લાગ્યાં. મિ. વુઈલોબી વિશેષ લખે છે તેના અભિપ્રાય પ્રમાણે, ખંડણી "ભરનારાઓએ રીતસર અર્ધી રકમ ભરી છે તે પાછી આપવી પડશે.

"ભુજની વાયવ્ય અને નૈર્ઋત્ય કોણના પરગણાંમાં ઘણા માઠા સમાચાર જાણીને "રેસિડેન્ટ ત્યાં જાતે જઈને તપાસ કરી ખાતરી કરી લીધી, તેથી તે સમાચાર વધારીને "જાહેર કરેલા જણાયા નહિ ઘણે ઠેકાણે આ વર્ષમાં વર્ષાદ થયો નથી, અને ગયા વર્ષની "તંગાશને લીધે ઘાસમાં છેક ખૂટ પડી ગઈ તેથી ઘણાં ઢોર ભૂખે મરી ગયાં. આ "પ્રાન્તમાં કેટલેક પ્રસંગે તાણ પડેલી ત્યારે લોકો ગૂજરાત, કાઠિયાવાડ અને સિન્ધમાં "કુટુંબ તથા ઢોર લઈ ગયેલા, પણ આ વર્ષ એ સાધન અટકી પડ્યું છે; દરબારે "શાહેરની પાસે તલાવ ઊંડું ખોદાવાને મજુરોને રોજ એક શેર અનાજ આપીને તેમનું "દુઃખ ઓછું કરવાનો નિશ્ચય કરચો છે, તેમાં તેના કારભારિયે પા શેર પોતાને હિસાબે "તે ઉપરાંત આપવાનો ઠરાવ કરચો છે.

तके वंश तारवा, सघा त्रहूपखां चढावां;
साथ करा सामरो, किरत नव खंड कहावां;
इम धार वात मनमें अडग, परम ज्योत पिछानिया;
पति तणी अत्रे छेटी पडे, मुज राजधर्म केहो राणियां. २
नेह नाव नारियां, केक मन हरख करेवे;
नेह नाव नारियां, धंख चित उमंग धरेवे;
नेह नाव नारियां, बडी ठकरात बजावे;
नेह नाव नारियां, मींत मरदंग गवांवे;
तन भवान तणी इम कहे त्रिया, सुकुल वाट किय सारियां;
नावरे साथ वलवे नहि, नेह नावक्रि नारिया. ३
अण समये एटला, मरमछद वचन उचारे;
सतियां कर संकल्प, अग्निस्नान हि ऊर धारे;
प्रथम दौलत कुंवरी, भजे चंडी भटियाणी;
जसु कुंवरी चहुआणी, जगतमातासी जाणी;
सत अधिक सती सिसोदणी, कुंवरी अधिक चडती कला;
सती संग करत महॉराजरो, वध्यो सुजस चहुवे वला. ४
कुंवरी लाल आहडी, सति सुता जनक सरीखि;
चखत्त कुंवरी चावडी, प्रकट सुरासरी परीखी;
चंद कुंवरी चहुवाणी, अखां ज्यम भवा अनोपम;
पारवती ज्यम प्रकट, कुंवरी वदनां सतरे क्रम;

"આ રિપોર્ટ કર્યા પછી થોડો વર્ષાદ થયો હતો, પણ આ પ્રમાણે આશા થયેલી રહી હતી, અને ઘણાં તીડ પડીને આખા દેશ ઉપર પખરાઈ જઈને દરેક જાતના "અનાજનો નાશ કરયો તેથી મોસમનો દેખાવ ઉલટો વધારે ભયાનક થઈ પડ્યો. "આવા મારથી લોકો નિરાશ થઈ ગયા છે તેથી પાછોતર વાવણી કરવાને તેઓને સમ- "જાવી શકાય એમ નથી, અને એમ લાગે છે કે, દરબાર પોતાની સદાની ઉપજના "ચોથા ભાગ કરતાં વધારે ઉઘરાવી શકશે નહિ.

૨ જેતું હિન્દુઓમાં તેજ અભંગ થયેલું નહિ એવો ગંભીર રાજા પડયો, એ વાતની "અંતઃપુરમાં જાણ થઈ એટલે સતિયો હરખીને શિવ શિવ કહેવા લાગી, 'મારા ધણીનો, "મારી માનો અને મારા બાપનો વંશ તારવાને હું મારા પતિનો સંગાથ કરીશ કે નવ "ખંડમાં કીર્તિ થાય" એવો મનમાં અડગ નિશ્ચય કરીને તેઓએ પરમ જ્યોતિને જોવાનું કહ્યું કે મારે મારા પતિનું છેટું પડે તો પછી મારો રાણીનો રાજધર્મ શો.?

पासवान उभय नाथी, वनां, खुशी उमंग चित खलमली;
गढपति लार गंभीर रे, मेहेलां बलण कज हलमली. ५
उमेदां उमंगी, हुई सत करण हजूरण;
जसुबाई धावहिनी, जके तन उठी जालण;
सु मुरतां सव जान, आप सत काल ऊमंगे;
जेठी, दोली जोड, लार पति वेऊए लगे;
अणवार तीय कथ ओचरे, कल्जुग लता न कामरी;
सतिपुरे जाय वसशां सही, सेवा करणां सामरी. ६
मरदानाके मांह, तवेक्रुत अडग तणी तक;
पिछे सदन निज पहूची, करे स्नान गंगोदक;
अधिक पोशाकां अंग, जरी गरकश जाणे जण;
तनभूषण मोतियां, पहीरी मज माती आपोपण;
वरणाव करे तणही वखत, धर्म सुमारथ उर धरी;
भवानरांनद साथे भली, सती बलण कज संचरी. ७
नेऊवानुं नत वर्ष, संवत वधते एक सत्तर;
व्रखा ऋतु, बण व्रखा, भया सम गत भासंकर;
श्रावण दिन पख श्याम, सोम अगियारस जाणो;
पतंग चढते घडी पंदर, प्रान गंभीर प्रयाणो;
सो रात दिवस रनिवासरह, सतियां करत चलामणो;
निसि होत असो नृप राजरो, हवो प्रभात हलामणो. ८
गाज नाद घणकार, तांत झणकारत वामा;
त्रहक त्रहक त्रंबाल, डहक करताल दमामा;
अमंगल मंगल असो, तसो तण घडी व्रतायो;
जण बनितारो जूथ, सपुह जातरा सिधायो;
सो गंभीरनृप सतियां सहित, हा हसत मुखहेंडली;
ले चल्यो अस्त पामण कने, मयंक उडगण मंडली. ९

---

૮ સંવત ૧૭૯૦ મા વરસાદના દહાડામાં, પણ વર્ષાદ વિનાને શ્રાવણ વદિ ૧૧ ને સોમવારને દિવસે પંદર ઘડી દિવસ ચડતાં ગંભીરસિંહનો પ્રાણ ગયો. તે દિવસ ને આખી રાત્રિ તેનું શબ અંતઃપુરમાં રહ્યું, કેમકે તેની પછવાડે સતિયો તૈયારી કરી શકે, પછી રાત્રિ વીત્યા પછી પ્રભાતમાં રાજાનું સિધાવવું થયું.

૯ ઘણુકાર શબ્દની ગર્જના થઈ, તાંતવાળાં વાદિત્રોના ઝણકારા થયા, ત્રંબાળુ

हा हस्ती हिंडती, आणंद करती उकसती;
पग पग जश पावती, कर्म अश्वमेध करंती;
दाण पुण्य देयती, नेह तोडती पुरंनर;
ध्यान स्वामि धारती, पिंड मानती तृणापरि;
कुण बिरद एहि सतियां कहुं, पण मे एहेडी पारखी;
स्त्रियां नाम अबळा अवर, आ सबळा शूरा सारखी. १०

अंत थान उपरां, आय सतियां अणवारे;
पतंग करी प्रणाम, आदि कथ एह उचारे;
हे दिनकर! हे देव! सदतुम सती सहाई;
शुद्ध ईडर सामरो, सामतण भोन सदाई;
करजोड अरज वंदन करे, उर पर ध्यान अनूपरां;
मरडाय शक्ति हाली मसत, अरडरथी रही उपरां. ११

भूपत धन्य भाटियां, पृथवि जश वास प्रमाणां;
सिसोदा धन्य साख, साख धन्य हे चहवाणां;
धन्य साख चावडा, डमर सौभाग्य वडाले;
धणी साथ ध्रुव धडे, पावक तन सती प्रजाले;
के साख साख-धॅन्य धॅन्य कवीन्द्र, पतिर्धॅन्य नृपतो परणियां;
सामरो नाव भव सिंधुसें, तारण झोका तरणियां. १२

---

ત્રહક ત્રહક વાગવા લાગ્યું, કરતાલ ડહક ડહક વાગવા લાગી, અમાંગલિક સમયે જેમ માંગલિક થાય તેવું તે સમયે વર્ત્તાયું. જાણે સ્ત્રિયોનું ટોળું લઈને રાજા જાત્રાએ સિધાવ્યો. તે ગંભીર રાજા સતિયો સહિત હાથીના મુખ આગળ હાથણિયો ચાલે તેમ અથવા અસ્ત પામવાને ચંદ્ર તારાની મંડળી લઇને ચાલે તેમ ચાલ્યો.

૧૦ તે હસતી હસતી, આનંદ કરતી, અને ઉત્કંઠા ધરતી, પગલે પગલે જશ પામતી અને અકેકા અશ્વમેધ યજ્ઞનું કામ કરતી, પુણ્યદાન કરતી, નગરવાસિયો સાથેનો સ્નેહ તોડતી, ધણીનું ધ્યાન ધરતી, પોતાના શરીરને તણખલા સમાન માનતી ચાલિયો. તે સતિયોનું વિરૂદ તે હું શું કહું? પણ મેં તો એવી પરીક્ષા કરી કે, બીજી સ્ત્રિયોનું નામ તો અબળા પણ આ તો સબળા શૂરવીરોના સરખી છે.

૧૧ સ્મશાનમાં સતિયો આવી પ્હોંચી એટલે સૂર્યને નમસ્કાર કરીને પ્રથમ તો એમ કહ્યું કે, 'હે દિનકર! હે દેવ! તમે સતિયોના સહાય ખરા છો, અમારો ધણી આવતા અવતારમાં ઈડરનો આ ધણી હજો, અને તેની ધરતીમાં અમે સદા હજો,' આ રીતે હાથ જોડી, પગે પડીને અરજ કરી, અને મનમાં સારૂં ધ્યાન ધરીને તે શક્તિયો મરડાઈને ઉત્તમ થઈ ચાલિયો અને ડર્યા વિના ચિતા ઉપર જઈને પડિયો.

૧૨ ભાટી રાજાને ધન્ય છે, જેનો જશ પૃથ્વી ઉપર વશી રહ્યો, સિસોદિયા

मंड वंश मरजाद, मंड आनंद अतिय मन;
मंड रसन हरिमंत्र, मंड वैराग साधुजन;
मंड कंप कायरां, मंड क्षत्रिय पुरुषातन;
कमधमंड थरुकीर्त्ति, कीर्त्ती कर मंड सुजस कर्म;
वड मंडी धर्म संसार विच, साम साथ तन छंडियां;
पतनी गंभीर चितापरे, ए पग मंडे मंडियां. १३*

શાખાને ધન્ય છે, ચોહાણની શાખાને ધન્ય છે, ચાવડાની શાખાને ધન્ય છે કે વંપિડી આડંબર અને સૌભાગ્ય મ્હોટાં છે, સ્વામીની સાથે અચળ ધડે સતિયો પોતાનું મરણ જાણે છે; તેમની દરેક શાખાને કવીંદ્ર ધન્ય કહે છે, જે રાજાને તે પરણી તે પણ ધન્ય છે. પોતાના ધણીને ભવસાગરમાં તારનારી તે નૌકા રૂપ છે.

૧૩ વંશની મરજાદા માંડી, મનમાં અતિશય આનંદ માંડ્યો, જીભે હરિમંત્ર માંડ્યો, સાધુ જનના મનમાં વૈરાગ્ય માંડ્યો, કાયરને કંપ થવા માંડ્યો, ક્ષત્રિયોને મનમાં શૂર ચડવા માંડ્યું, રાઠોડની અચળ કીર્ત્તિ માંડી, કીર્ત્તિ કરે એવાં સુજસનાં કર્મ માંડ્યાં, જગત્માં મ્હોટાં ધર્મ માંડીને સ્વામીની સાથે શરીર છોડ્યાં, ગંભીરસિંહની ચિત્તા ઉપર તેની સ્ત્રિયોએ પગ માંડ્યો, તે સાથે એટલા વાનાં મંડાયાં.

* કોર્ટ આફ ડિરેક્ટરોને મુંબઈ સરકારે તા. ૮ મી ઓક્ટોબર સન ૧૮૩૩ ને રોજ ડિસ્પાચ મોકલ્યો તેમાંથી રાજા ગંભીરસિંહના મરણસમયની નીચી લખેલી હકિકત અત્રે દાખલ કરિયે છિયે:—

"ઈડરના રાજા ગંભીરસિંહનું મરણ તા. ૧૨ આગસ્ટને રોજ થયું. તે પ્રસંગે "ગૂજરાતના પોલિટિકલ કમિશનરે પોતાના પેહેલા આસિસ્ટન્ટ મિ. એરસ્કિનને "ઈડર મોકલ્યો હતો. તે એવા વિચારથી કે તે સમયે ફિસાદ થાય તો અટકાવવામાં "આવે તથા માજી રાજાના કુંવરને ગાદી ઉપર બેસારીને તેનું રાજ્ય જારી રાખવાનો "અંગરેજ સરકારનો વિચાર છે તે કેટલાક ઠાકોરોને દેખાડી આપવામાં આવે. રાજાના "અગ્નિદાહની વેળાએ જે ખેદકારક અને કરૂણાજનક બનાવ બન્યો તે વિષેના રિપોર્ટ "અમે દિલગીરી સાથે આનરેબલ કોર્ટને કરિયે છિયે.

'રાજા બેભાનપણામાં કેટલાક દિવસ પડી રહ્યો, પછી મરણ પામ્યો તે વાત "અગ્નિદાહ દીધા પછી કેટલીક વાર સુધી યુવાન રાજાની માના જાણવામાં આવવા "દીધી ન હતી; પણ બીજી સાત રાણીયો રાજાની સાથે બળી મરવાને તૈયાર થઈ, "અને તે પ્રમાણે તા. ૧૩ આગસ્ટની સવારમાં તે ઘેલી થયેલી સ્ત્રિયો, બીજી બે "રાજાનાથી બીજી નાતની રાખી હતી તે, એક હજુરિયો ચાકર અને ચાર ઘરની દાસિયો "એટલાં જણ આખા ઈડરની વસ્તીની આંખ આગળ અને દિવાન ઇત્યાદિ કામદારોની "સમક્ષ ચિતામાં બળી મૂવાં. આવા કમકમાટ ઉપજાવે એવા કામમાં સર્વે કામદારોને "આશ્રય હતો. રાજાના કુટુંબના કોઈ પણ માણસે એવું નહિ બનવા દેવાને કશો "પ્રયત્ન કર્યો નહિ અથવા ઈડરમાં જેની કંઈ પણ સત્તા ચાલતી હોય એવાએ એ લોકોને "એવા નાશકારક કામમાંથી પાછાં વાર્યાં નહિ. મિ. એરસ્કિન લખે છે કે, એક રાણીને

## પ્રકરણ ૧૫.

## મહીકાંઠાનું થાળે પડવું.

ઇ. સ. ૧૮૨૮ માં રાજા ગંભીરસિંહે રૂપાલના ઠાકોર ફત્તેહસિંહનું ગામ ચીઠી મારયું, તે ઉપરથી ફત્તેહસિંહે મેજર માઇલ્સના આગળ ફરિયાદ કરી. એ મેજર પાલણપુર[1] ખાતાનો અંગરેજ સરકારનો એજંટ હતો, અને તે વેળાએ થોડી મુદતને માટે મહીકાંઠા ઉપર દેખરેખ રાખવાને પોતે ઠરાવ્યો હતો. મહારાજે ગામ લૂંટયું તે માટે ફત્તેહસિંહના લાભમાં બધી નુકસાન ભરી આપવાનું હુકમનામું કરી આપ્યું. હુકમનામાનો આંકડો તેનો મ્હોટો હતો, તેથી, ઇડરમાં કહેવત ચાલી કે, "ચીઠીનો કુંજર થયો." પણ હુકમનામાના રૂપિયા મહારાજે આપ્યા ન હતા ને એ તો મરણ પામ્યો. એટલે રૂપાલના ઠાકોરે બ્હારવટે નીકળવાનો વિચાર કર્યો, અથવા બને તો ઇડરનું કોઈ સારૂં બાન પકડવાને ધારયું, કે જેથી કરીને તેની છોડામણનું વળતર તેને મળે. આવે પ્રસંગે ઇડરના કારભારી ખેમચંદનો ભાઈ અખેચંદ, જે વ્યાપારી હતો તે અફીણ તથા કાપડ વગેરે માલ લઈને પ્રતાપગઢથી ઈડર જવા નીકળ્યો હતો;} તેની સાથે દશ બંદુકદાર હતા; તે રૂપાળમાં રાતવાસો રહ્યો. ત્યાંના ઠાકોરે તેને મીજબાની આપીને તેની સારી મ્હેમાનગિરિ કરી. તેના બંદુકદારોને વ્હેલા જમાડીને માલ સાથે

---

"ગર્ભ હતો અને તેને કેટલાક મહિના થયા હતા; અને બીજી હતી તેને રાજાનો સંગ પણ "થયો ન હતો તેણે બળી મરવાની પોતાની નામરજી જણાવી હતી. એક જે વર્ષે મ્હોટી "હતી અને પદવીમાં બીજી હતી તે સાઠ વર્ષની હતી, અને સર્વના કરતાં જે જવાન હતી, અને જેને પરણ્યાને માત્ર ઓગણીસ મહીના થયા હતા તે છેક વીસ વર્ષની હતી. લોકોના મનમાં ધર્મ-"નો વ્હેમ પણ છતાં આવા ઘાતકી કામમાં જે આગેવાન હતા તેઓ પ્રતિ કમકમાટ અને ધિ-"ક્કારનો સામાન્ય ભાવ બતાવવામાં આવ્યો હતો, અને સર્વેના સમજવામાં એમ આવ્યું હતું "કે, જો યોગ્ય ઉપાય કામે લગાડવામાં આવ્યા હોત તો ત્રણ જીવ કરતાં વધારેનો ભોગ થયો હોત નહિ. એક નજરે જોનારે કહ્યું કે, જ્યારે ચિતા સળગી ત્યારે મ્હોટી રાણિયે "કારભારિયોને કહ્યું કે, મેં તો સતી થવાનો નિશ્ચય જ કરયો હતો અને ગમે એટલું "મને સમજાવવામાં આવત તો પણ મારો વિચાર હું ફેરવનાર હતી જ નહિ, તથાપિ "કોઈના ભણીથી વારવામાં કે દયા બતાવવામાં આવી નથી એ આશ્ચર્યકારક વાત છે. "છેવટે તેણિયે કહ્યું કે, તમારા રાજાના આખા કુટુંબનો નાશ કરાવીને જે લૂંટ મેળવવાની "આશા રાખો છો તે તમે જઈને ભોગવો. કારભારિયો પોતાના સ્વાર્થને લીધે જ જેને "કુંવર છે તે રાણીને ઉગારવાને લલચાયા છે, કેમકે રાજાના એકના એક કુંવરની તે "મા છે, તેનો જો નાશ કરાવવામાં આવે તો તેમના વિચાર ઉપર વ્હેમ રાખવામાં આવે."

૧ આ વેળાએ મેજર માઇલ્સ નહિ, પણ લેફ્ટનેન્ટ પ્રેસ્કટ પાલણપુરનો સુપરિન્ટેન્ડેન્ટ હતો એમ જણાય છે.

વિદાય કર્યા, અને શેઠને એકલા રાખીને કહ્યું કે, "અમે તમને ઠેઠ "ઈડર સુધી પ્હોંચાડવા આવીશું." જમી પરવાર્યા પછી શેઠને લઈને ઠાકોર દશ અશ્વાર સહિત તેને પ્હોંચાડવા નીકળ્યો. પણ, પોતે ધારેલા કામને યોગ્ય એવી જગ્યાએ આવી પ્હોંચ્યો, એટલે પોતાના પરોણાને કેદી બનાવી દીધો, અને તેને ઝાડીમાં લઈ ગયો. વાણિયાએ તેને કહ્યું: "મને છોડો "તો હું તમે માગો તેટલા રૂપિયા આપું." પણ ફત્તેહસિંહે કહ્યું કે, "અમે "તમારા રૂપિયા લેવા નથી, પણ તમારો ભાઈ ઈડરનું કારભારૂં કરે છે "અમારા હુકમનામાના રૂપિયા અપાવે, અથવા તે રૂપિયા વળી રહે ત્યાંસુધી "સુધી અમારી પાસેથી દરબારના હક્કના રૂપિયા લે નહિ, એવો બંદોબસ્ત "કરાવી આપે એવો કાગળ લખો." વાણિયાએ તે પ્રમાણે કાગળ લખી "મોકલ્યો. તેના ઉત્તરમાં ખેમચંદે લખ્યું જે, "ઈડર ઉપર અંગરેજ સરકાર "ની[1] જપતી છે માટે એ વાત મારા હાથમાં નથી." આ ઉપરથી રૂપાલના

૧ મુંબઈ સરકાર, પોતાના તા. ૧૬ મી સપ્ટેમ્બર સન ૧૮૩૪ ના કોર્ટ ઑફ "ડિરેક્ટરો ઉપરના ડિસ્પાચમાં લખે છે કે, "ગંભીરસિંહના મરણ પછી રાજ્યની સત્તા "છાજુરામ કરીને એક હલકો માણસ દબાવી પડ્યો હતો. તે પ્હેલાં માજી રાજાના "વડા કુંવર ઉમેદસિંહના હાથ નીચે રહ્યો હતો અને તે કુંવરની ઘણી મીલ્કત સટોરી "લેવામાં પાર પડ્યો હતો. ત્યાર પછી લાલજી સાહેબના મરણ ઉપર ગંભીરસિંહે તેને "પોતાનો દિવાન ઠરાવ્યો, અને તે કેટલીક વેળા સુધી તેને નામનો જ મુખ્ય કારભારી "હતો. તો પણ ગંભીરસિંહ પછવાડેથી પોતાનું કામ પોતે ચલાવી લેતો હતો. તેણે "પોતાના મરણની અગાઉ કેટલીક વાર સુધી એના ઉપરથી પોતાનો વિશ્વાસ ઉઠાવી "લીધો હતો, અને જો કે રાજાના મરણ સુધી દિવાનનો અધિકાર નામનો જ તે રાખી "રહ્યો હતો, તો પણ રાજ્યના કારભારમાં રાજાએ તેને સામેલ કર્યો ન હતો "અને તેની સલાહ પણ લેવામાં આવતી ન હતી. રાણીના ભાઈ પિતાજીના સાધનથી "રાણીની કૃપા સંપાદન કરી લેવાનાં તેને સાધન મળ્યાં, અને મુંડેટીનો ઠાકોર જાલમસિંહ "જે એનાં નઠારાં કામોમાં સામેલ હતો તેની ઓથ મળવાથી બધું કામ ચલાવવા "લાગ્યો, અને અમે અમારો તા. ૮ મી ઑક્ટોબર ૧૮૩૩ નો રીપોર્ટ સતિયોના "પ્રસંગનો કર્યો છે ત્યારથી લૂંટવાની રીત તેણે ચાલુ કરી છે. મનુષ્યપ્રાણીના ઘાતકી "ભોગનો તે મુખ્ય કર્તાહર્તા હતો, અને તે સમયે તેણે દયા વિનાની ચાલ ચલાવી "તથા ઘણે પ્રસંગે રૈયતના ઉપર જુલ્મ કર્યા. તેથી આખા ઈડરવાડામાં તે સર્વના "મનમાં ધિક્કારભરેલો થઈ પડ્યો. * * * આવા કારભારને લીધે દેખીતું છે કે, બાળ- "કુંવરની મિલ્કતની બ્રિટિશ સરકાર રક્ષક છે. તે મિલ્કતમાં અતિશય નુકશાન થાય "અને દરબારની ઉપજ એટલી બધી લૂંટાય કે ગાયકવાડ સરકાર સાથેનો ઠરાવ "પાળવાને જો કે અશક્ય ના થઈ પડે તો પણ આપણને ઘણું મુશ્કેલ થઈ પડે, એટલા "માટે, બાળ રાજાની ન્હાની ઉંમરમાં તેના રાજ્યનો કારભાર ચલાવનારા ઠરાવવાને

ઠાકોરે અખેચંદને ઘણું દુઃખ દેવા માંડયું. તેને લાંઘણો કરાવી, માર માર્યો અને તેના કાનમાં દારૂ ભરીને સળગાવ્યો, ત્યારે વાણિયાએ કહ્યું કે, "જે "રૂપિયાની તમારે તકરાર છે તેથી બમણા રૂપિયા હું મારી ગાંઠના આપું." પણ ફત્તેહસિંહ કહે કે, "એમ તો થાય નહિ, તમારા રૂપિયા મને પચવા દો "નહિ." છેવટે ખેમચંદે મુંડેટીના સૂરજમલને બોલાવ્યો અને તેને ઘણા રૂપિયા આપવા કરીને ખત લખી આપ્યું કે, "મારા ભાઈનો છૂટકારો "[illegible]થી તે આપવા." સૂરજમલ કુવાવે રહેતો હતો, ત્યાંથી રૂપાલના ઠાકોરનો પોતે [illegible] ફરવાને નીકળ્યો. ગામ વાવડીના ભીલોને રૂપાલ સાથે વેર હતું, કેમકે ંધી [illegible]સહની જાતના રેહવરોએ ઘણા ભીલોનાં ખુન કર્યાં હતાં. ફત્તેહસિંહની તેને [illegible] ફહાડવા સારૂ સૂરજમલે આ ભીલોને લાલચ દઈને કામે લગાડ્યા. [illegible]લોએ ભટકનારા જૂદા જૂદા માણસોને વેષ લઈને ફત્તેહસિંહનું રહેઠાણ શોધી ફહાડયું. સૂરજમલને આ બાતમી મળી, એટલે તેણે છુપા શિરબંધી રાખવા માંડ્યા. અહમદનગર અને મોડાસામાં તેણે બસેં બસેં રાખ્યા, અને બીજા બસેં ટીંટોઈમાં રાખ્યા. સૂરજમલ પોતે કુવાવે રહેતો હતો, તેને તેના જિલાયત વગેરે આવી મળ્યા, એટલે બંદુકદાર શિરબંધી લઇને પેલા ભીલોને આગેવાન કરીને ચાલ્યો. તે પેલી ઝાડી નજદીક ગયો, એટલે અખેચંદનો બ્રાહ્મણ રસોઈયો એક ટેકરા ઉપર ચડીને આસપાસ જોતો હતો તેના ઉપર બંદુક છોડી; તેને પગે ગોળી વાગી તથા ઠાકોર ફત્તેહસિંહનો એક ભીલ હતો તેને ગોળી વાગવાથી તે મરણ પામ્યો. તેની ખબર થવાથી જાળામાં એક ખાડો હતો તેમાં અખેચંદને બેસારીને ઠાકોર જમૈયો તાકિને વાણિયા ઉપર ચડી બેઠો, અને કહ્યું કે, "કાંઈ બોલીશ તો હું તને તરત મારી નાંખીશ." તેમજ બીજા ખાડામાં પેલા બ્રાહ્મણને લઈને કુંવર ગોકળજી રહ્યો, તેથી તેઓ ઘોંઘાટ કરી શકયા નહિ, અને સૂરજમલના ઘોડા આસપાસ ફર્યા અને કોઈ જોવામાં આવ્યું નહિ, એટલે પાછા ફર્યા અને રૂપાલ આવીને પડાવ કર્યો. ત્યાં તેઓ ત્રણ દિવસ રહ્યા. પછી ગામ ચાંદણિયે જઇને પંદર દિવસ રહ્યા. આ ઠેકાણેથી ખેમચંદને ફહાવ્યું કે અમારે શિરબંધીના પગાર આપવા છે માટે અમને રૂપિયા આપો. પણ વાણિયાએ અગાઉથી રૂપિયા [illegible]ને ના કહી અને ફહાવ્યું કે "તમે અમારૂં કામ સુધાર- " [illegible]બદલે ઉલટું બગાડયું છે." શિરબાંધયોએ ચડેલો પગાર માગવા

---

[illegible] "[illegible] કમિશનરે ભલામણ કરી તે પ્રમાણે નીચે લખેલા શખ્સોને ઠરાવવામાં "આ[illegible] -રાણી, કુકડિયાના દરજનસિંહ (પ્રધાન), હમીરસિંહ (સૂરના), માજી "રા[illegible] અને મુંડેટીના જાલમસિંહનો કારભારી મીરજી શેઠિયો."

માંડ્યો. અને સૂરજમલને કાંઈ રૂપિયા મળ્યા નહિ એટલે રૂપાલ પાછા જઈને તેણે તે લૂંટીને ઢોર વાળ્યાં તથા બાન ઝાલ્યાં. ઢોર શિરબંધીના પગારને પેટે ખંડી આપ્યાં અને બાનનો દંડ આવ્યો તે પણ તેઓને આપતાં પૂરો પગાર આપી શકાયો નહિ, માટે સૂરજમલ તેઓને લઈને રૂપાલના બોખાર ગામ ઉપર ગયો ને તે લૂંટ્યું. આ બનાવ બનતાં પ્હેલાં રૂપાલના ઠાકોરે વેપારીની અફીણની પોઠ લૂંટીને બોખારના એક બ્રાહ્મણના ઘરમાં ભર્યું હતું તે વાત સૂરજમલના જાણવામાં આવી એટલે તેણે બ્રાહ્મણ પાસે તે માગ્યું. બ્રાહ્મણ અને તેની સ્ત્રિયે તરફડી ત્રાગું કરવા માંડ્યું. તેઓએ પોતાને હાથે ઘાયલ થઈને, જેઓ તેમના ઘરમાં પેસવા આવ્યા તેમને લોહી છાંટવા માંડ્યું એટલે રજપૂતો પાછા હઠ્યે અને તે ગામનાં ઢોર અને બીજી માલમતા લઈને આગળની પેઠે જ શિરબંધિયોને વહેંચી આપી. ઈડરના કારભારિયે મુંડેટીના ઠાકોરના માગવા પ્રમાણે અપાયું નહિ, એટલે તે જિલ્લાનાં બે ત્રણ ગામ લૂંટ્યાં સાર પછી તે ફારકીની ઝાડીનું જંગલ મુંડેટીની પાસે છે ત્યાં જઈને રહ્યો, અને ત્યાં રહીને ઈડરનાં ગામો ઉપર ચીઠ્ઠી લખીને, સીધું, ઘાસ, અફીણ, તંબાકું, અને શેલડી વગેરે મંગાવવા લાગ્યો. ગામવાળા પ્હોંચાડે નહિ તો તે ગામ મારે; આવું છતાં પણ શિરબંધિયોનો પગાર આપી શકાયો નહિ, તેથી ફારકીમાં પગાર વાસ્તે તેઓએ સૂરજમલને બે ત્રણ દિવસ સુધી ધાન ખાવા દીધું નહિ, અને ઘણી ધમકી દીધી, ત્યારે તેઓને ધીરજ આપીને ત્યાંથી વડાળની સીમમાં એક તળાવ પાસે પડાવ કર્યો અને આસપાસનાં ગામોમાંથી જોરાવારયે ખોરાક ઉઘરાવી લેવા મંડ્યો.

ઈ૦ સ૦ ૧૮૩૫ માં અહંમદનગરનો રાજા કરણસિંહ દેવ થયો, ત્યારે મિ૦ એરસ્કિન, અંગરેજ સરકારનો એજંટ, ત્યાંથી થોડા માઈલની વેગળા-પ્રયે વખતાપુરમાં હતો. ત્યાં તેણે સમાચાર સાંભળ્યા, એટલે તે સતિયો થતી અટકાવાને અહંમદનગર ગયો. ત્રણ દિવસ સુધી મડદું પડ્યું રહ્યું અને તેના પેટમાં ચીરીને મસાલો ભર્યો તેથી મડદું બગડ્યું નહિ. પછી ત્રીજે દિવસે સૌએ મળીને કેટલાક રજપૂતોને મિ૦ એરસિકન પાસે મોકલ્યા. તેઓએ જઈને અરજ કરી જે, "સાહેબ ! અમે સતિયોને બાળત્કારથી બાળતા "નથી, તેઓ પોતાની મેળે બળે છે, અને એવો અમારો વંશપરંપરાનો "ચાલ છે." મિ૦ એરસ્કિને તે માણસોને કબ્જામાં રાખ્યા, અને કશો ઉત્તર ક્હેવરાવ્યો નહિ. એટલે ગામના રજપૂતો હતા, તેઓએ આસપાસના ભીલોને એકઠા કર્યા સૂરજમલને તેડાવ્યો અને નિશ્ચય કર્યો કે સતિયોને

છાનીમાની બળવા દઈશું, તેમ છતાં જાણ થયે અંગરેજ સરકારનો એજંટ અટકાવ કરશે તો સામા લડીશું. સૂરજમલ વેળાસર આવી પ્હોંચ્યો નહિ. ભીલ લોકોએ શહરની બાજુએ અંગરેજ સરકારના એજંટના મુકામથી વેગળે છાનીમાની ચિતા ખડકી ને તેમાં કપાસ, ઘી, નાળિયેરની કાચલી ઇત્યાદિ દાહ્ય પદાર્થો ભર્યા. મિ૦ એરસ્કિને શહરને સર્વ દરવાજે ચોકીદાર રાખ્યા હતા, તેથી રાત્રિની વેળાએ કિલ્લો ફાચીને તેમાંથી અર્ધી રાત્રે પોતે સાર સજીને સતિયોને લઈને ચાલ્યા. તે વેળાએ ત્રણ રાણિયોને સત ચઢ્યું હતું; તેમાં શિરોઈના દેવરા ઠાકોરની પુત્રી, વરસોડાની ચાવડીજી અને તેને [illegible]રના રેહેવરની પુત્રી હતી. રજપૂતો અને ભીલોને મિ૦ એરસ્કિનના [illegible]મ આડા રાખ્યા હતા, પણ જ્યારે સતિયો બળવા લાગી, ત્યારે ચિતા-નો ભડકો ઘણો મ્હોટો થયો એટલે તેણે તપાસ કરવા માણસ મોકલ્યાં. તેઓને ભીલોએ અટકાવ્યા અને તેમના ઉપર તીર ફેંકવા માંડ્યાં. પછી એજંટ પોતે પોતાની ટુકડી લઈને ચડ્યો, પણ તેટલામાં તો કામ પૂરૂં થઈ ચૂકયું હતું, અને રજપૂતો જતા રહ્યા હતા; તો પણ ભીલોનાથી એક બ્રિટિશ કામદાર મરાયો હતો.[1]

સતિયો બળી મુવા પછી સૂરજમલ બીજે દિવસે અહમદનગરની પડોશમાં આવ્યો અને પોતાના અશ્વારોને તપાસ કહાડવાને મોકલ્યા. તેઓએ ત્યાં જઈને જે નીપજ્યું હતું તે આવીને ઠાકોરને કહ્યું એટલે તેણે ત્યાંથી ઉપડીને વડાળીના તલાવે જઈ પડાવ કર્યો.

---

૧ મિ. એરસ્કિનનો વડોદરાના રેસિડેન્ટ ઉપર કાગળ તા. ૯ મી ફેબ્રુઆરી સન ૧૮૩૫:—

"આશરે આઠ વાગતાં મુકામ ખડોક્યો હતો, અને ત્યાર પછી બહુ શાન્ત હતું. "પણ પાછલી રાતના અઢી વાગતાં ચિતા સળગ્યા વિષેની બૂમ પડી. અમે પ્રથમ જે "જગ્યાએ મુકામ કર્યો હતો તેની અને નદીની વચ્ચે ગાયકવાડના અશ્વારોએ છાવણી "કરી હતી; આ નદીને કિનારે ચિતા ખડકી હતી, અને આજે સવારે મને જાહેર કરવામાં "આવ્યું કે સ્ત્રિયોની બૂમરાણ અને કાલાવાલાનો ઘુંઘાટ એટલો બધો થયો હતો કે જે "ઊંઘી ગયાં હતાં તે સર્વે જાગી ઉઠ્યાં હતાં. આ જુલ્મનું કામ કરી શકવાને બસ થાય "એટલાં માણસ લીધાં હતાં, વધારે લીધાં ન હતાં, અને સ્ત્રિયોને કિલ્લાના ટુટી પડેલા "ભાગ ઉપરથી ઘસડી લઈને,કરણસિંહના બે દીકરા સાથે ખુની લોકો હતા તેઓ તેમને નદી-"કિનારે લઈ ગયા, અને ઘણી જ ઉતાવળ કરીને ચિતામાં નાંખીને ચિતાને તેલ, ઘીથી ખૂબ "સળગાવી દઈને ત્રાસદાયક કામ પરિપૂર્ણ કર્યું. સતીનો અટકાવ કરવાને કાંઈ પણ પ્રયત્ન "થઈ શકે એટલી વેળા રહી ન હતી; કેમ કે જ્યારે મને ખબર મળી ત્યારે તો મ્હોટા "આગના ભડકા મારા જોવામાં આવ્યા હતા અને જાણ્યું હતું કે સર્વ હવે પતી ગયું છે."

અંગરેજી દફતરમાંથી વધારે હકિકત મળે છે તે આ પ્રકરણની સમાપ્તિની ટીપમ જોવામાં આવશે.

મી૦ એરસ્કિને સૂરજમલને લખી મોકલ્યું કે, "તમે સસલાની પેઠે "ન્હાસો છો તો અમે શિકારી કૂતરાની પેઠે તમારી પછવાડે આવિયે છિયે." આવો પ્રસંગ જોઈને ઠાકોરે પોતાના કબીલાને પાનવરે પ્હોંચતો કર્યો અને પોતે, ધુંઆની પ્રસિદ્ધ ડુંગરી ધાડી ઝાડીથી વિંટળાઈ ગયેલી છે ત્યાં જઈ રહ્યો. એજંટની પાસે નવી ટુકડી આવી પ્હોંચી, એટલે તે અગિયાર ગોરા કામદાર લઈને ગોતા ઉપર ચઢ્યો. ત્યાં સૂરજમલના ઘર આગળ એક ઘોડો બાંધ્યો હતો તે લેવાને એક તુર્કી અશ્વાર આવ્યો તેને ગોળી વાગવાથી મરણ પામ્યો. ત્યાર પછી બીજાં ઘણાં માણસો મરાયાં, તેમાં એક પીંડી કામદાર કામ આવ્યો તથાપિ ગામ લેવાયું નહિ. રાત્રિની વેળાએ સૂરજની કાકી, પોળના રાવની વિધવા હતી તે, કેટલાક ભીલ લઈને પાનવરે જઈ રહી. સવારમાં લડાઈ ચાલી તે બપોર સુધી રહી, પણ ગામ લેવાયું નહિ. આ વેળાએ ધરોઈનો કાળી ઠાકોર અંગરેજો સાથે હતો તેને ને સૂરજમલને વેર હતું, તેથી તેણે કહ્યું કે, હું ગામ ભેલાડું. પછી તેઓએ ખાતર પાડીને ઘોડા ક્હાડ્યા ને ફોજે ગામમાં પેશીને ગામ બાળ્યું. તેમાં ઘણા રજપૂતો મરાયા અથવા ઘાયલ થયા. રતનો રાઠોડ ઘણા જણને મારીને પડ્યો. તેની તરવાર ઝાડને વાગ્યાનાં નિશાન આજે પણ ત્યાંના લોક દેખાડી આપે છે.

## સોરઠો

આગે કહેતા એમ, શિર પડિયા ધડ ઊઠસે;<br>
નર રતના! તેં નેમ, સો રાખ્યો ભડ શેરરા.[1] ૧

ત્યાંથી થોડા ગાઉ ઉપર ધુંઆના ડુંગરામાં સૂરજમલ હતો ત્યાં તેણે બંદુકોના ભડાકા સાંભળ્યા, તથા ગામ બળતું દીઠું, ત્યારે તેણે પોતાનાં માણુસો બાતમી ક્હાડવા મોકલ્યાં. ગામમાંથી ન્હાશી જતા લોકો તેમને સામા મળ્યા. તેઓને પૂછીને બધી ખબર આવીને સૂરજમલને કહી. તે ઉપરથી તે પોતાના રજપૂત અશ્વાર અને ચારસેં બંદુકોવાળા લઈને ગોતા ઉપર ગયો. તે વેળાએ અંગરેજી ફોજની ટુકડી તે ગામના તલાવમાં પડી હતી.

---

૧ ક્હે છે કે રતો તરવાર લઈને લડવા પડ્યો, તેમાં તેનું માથું કપાઈ પડ્યું. ત્યાર પછી તેનું ધડ દશ વીશ ડગલાં ચાલીને લડ્યું તે ગળીનો તાંતણો આડો નાંખ્યો ત્યારે તે ધડ પડ્યું. તે ઉપરથી કવિએ સોરઠો કર્યો કે, આગળ લોક એમ ક્હેતા કે માથું પડ્યા પછી ધડ લડે છે તે નિયમ ઓ શેરસિંહના દીકરા! તેં રાખ્યો.

ક્હે છે કે માથું ઊતરી ગયા પછી ધડ જેનું લડે છે તે જાતનો હિન્દુ હોય તો તેના ધડ ઉપર ગળિયલ કપડું અથવા ગાયનું લોહી નાંખે તો પડી જાય, અને લડનાર મુસલમાન હોય તો તે પર અગ્નિ નાંખ્યાથી પડી જાય છે. ર. ઉ.

જે મરણ પામ્યા હતા તેઓને ડોળિયોમાં ઘાલેલા હતા, અને કેટલાક તળાવ આગળ ખાતાપીતા હતા. તેવામાં સૂરજમલે પોતાના બંદુકદારોને ડુંગરી ફેરવીને ગોતા તથા વડાળી વચ્ચે વાંધું છે ત્યાં આગળ મોકલ્યા, અને જ્યારે અંગ્રેજ સરકારની ફોજ ચાલી ત્યારે પછવાડેથી પોતે અશ્વારો સહિત ચાલ્યો અને ફોજ એક ઝાડીમાં જઈ પ્હોંચી, એટલે ત્યાંથી તેણે તેઓના ઉપર ઉપાડો કર્યો તથા ફોજને વચમાં ઘાલીને ઘણાં માણસોને કત્લ કર્યાં. પોતેયાં પણ એક અંગરેજ કામદાર મરાયો એમ લોક કહે છે.

બંધી ફોજની ટુકડી વડાળી પ્હોંચી, અને ત્યાંથી ઈડર થઈને સાદરે[1] ગઈ; તેને

[1] કેપ્ટન ડેલામેને ઈડરથી તા૦ ૨૨ મી ફેબ્રુઆરી, ૧૮૩૫ ને રોજ મી૦ એરસ્કિનને પત્ર લખ્યું હતું તે માંહેથી ગોતા સંબંધીની વાત નીચે ઉતારી લઇયે છીયે:–

"સૂરજમલ જે જગ્યા રોકી બેઠેલો કહેવામાં આવ્યું હતું ત્યાં હું ગઈ કાલે પરો-"ઢિયું થતાં જઈ પ્હોંચ્યો, એટલે તે જગ્યા છોડીને તે ગયેલો માલમ પડ્યો. તપાસ "કરતાં મને માલમ પડ્યું કે ગોતા ગામ જે બે ગાઉને છેટે છે તેણી મગ બે દિવસ "થયાં તે ગયો છે. એ ગામ તેના ભાઈના તાબામાં છે, અને સંભવ એવો લાગ્યો કે, "તે પાસેની કોઈ જગ્યાએ તેની સાથે હશે. મેં તે ગામ ઉપર કુચ કરી અને આગળનાં "માણસ ગામના ઘોરી રસ્તા ઉપર જઈ પ્હોંચ્યાં, એટલે ઉંચી ગઢી ઉપરથી એકદમ "તેમના ઉપર ભડાકો કર્યો, અને થોડી વારમાં તો ઘણે ઠેકાણેથી બને બાજુ ભણીથી "બાર થવા લાગ્યા. પરિણામ એ થયો કે ચાર પાંચ માણસો જે માર્યાં ગયાં તે બાદ "કરતાં ગામમાં જે પચીસ માણસ હતાં તે બધાંય કેદ પકડાયાં.

"મને લખવાને ખેદ થાય છે કે, આપણને અતિ ભારે નુકશાન થયું છે, તે "આપણે જે મતલબ હાંસલ કરી લેવાની તેના પ્રમાણમાં અગાઉથી ધારણા કરી રાખવા "કરતાં બહુ વધારે થયું છે. એક મજબુત ઉંચી ગઢી ઉપર આશરે સાત માણસો ચડી "જઈને પોતાની જગ્યા સાચવી રહ્યા હતા તેઓનાથી એ બધું નુકશાન થયલું છે. એ "ગઢી એક ચોકમાં આવેલી હતી, એના ઉપર ચડવાને માત્ર એક ન્હાની બારી વિના "કાંઈ સાધન હતું નહિ. એ બારી ચોકની પડખાની ઈમારતોનાં બાકાંમાંથી નજરે "પડે એમ હતી, અને ત્યાં જવાના ગુચપુચિયા માર્ગમાં શત્રુના પ્હેરેગીર મૂકેલા હતા. "તેઓનો મારો તાક્યા પ્રમાણે થતો હતો, અને તેઓએ પોતાનો બચાવ કર્યો તે "શૌર્યના ઉદાહરણ તરીકે અતિશય માન આપવાને યોગ્ય હતો. આપણને જે નુકશાન "પ્હોંચ્યું તે વિષે મેં પ્રથમ મારો ખેદ જણાવ્યો છે. મને લખવાને ખેદ ઉપજે છે કે, "મરણ પામેલાઓની સંખ્યામાં લેફટનેન્ટ પાદ્રિજર આવી ગયો છે. આગળ ધસારો કરવાની "શૂરથી આગેવાની કરતાં તે પડ્યો અને તેને આ ઠેકાણે આણ્યો ખરો; પણ ગઈ કાલે "રાત્રિના દશ વાગતાં તેણે દેહ છોડ્યો છે. વાર થાય નહિ એટલા માટે એનું મડદું "મેં તમારી છાવણી ભણી આ ક્ષણે મોકલી દીધું છે અને આશા રાખું છું કે આ "કાગળ તેના આવી પ્હોંચતાં પ્હેલાં તમને પ્હોંચશે.

સૂરજમલ ત્યાંથી ધુઆને ડુંગર પાછો ગયો. પછી તેણે ગસોડા ગામના એક વાણીયાને પોતાના ગુજરાનના પૈસા મેળવવા સારૂ બાન પકડ્યો અને તેને પાનવરે લઈ ગયો. પછી બે તોપો લઈને બ્રિટિશ એજંટ અહમદનગર ગયો અને પછી ઈડર આવ્યો. ઈડર આવીને તેણે મુંડેટીના ઠાકોર જાલમસિંહને બોલાવીને કહ્યું કે, "તમારા દીકરાને પકડવાને તમે આગળ ચાલો." સૂરજમલ આ વેળાએ ફારકીમાં હતો, તે સમાચાર જાલમસિંહે એજંટને કહ્યા, પણ તે

---

"ગોતા ગામ ઘણું ખરૂં બળી ગયું છે. મારે આ ઠેકાણે તમારી જાણમા લા
"જાહેર કરવું જોઇયે કે, દેશ કેવો છે એ વિષે તમને જે ખબર મળી હતી અને
"મને લખી જણાવી હતી તે ઘણી ખરી ખોટી હતી. ખરાબાના ટેકરાનો ઘાડા
"લથી છવાઈ ગયેલો દેશ છે, અને ઘોડેશ્વાર જે ઉપયોગમાં આવે છે તે વિપેનો વિ
"કરતાં, ત્યાં બિલકુલ ચાલી શકે એમ છે નહિ, અને એથી પાયદલને અતિ ઘણો ગેર-
"ફાયદો થાય છે. ગઈ કાલે અમે એ ગામ છોડી દીધું તે વેળાએ એ વિપેનો દાખલો
"મળ્યો. સૂરજમલ (જે પાસે હતો તે) પોતાના અનુગામી સહિત આવ્યો અને જંગ-
"લમાં રહીને ઘોડેશ્વારના આગલા ભાગ ઉપર તેણે મારો ચલાવ્યો, તેમાં એક અસ્વાર
"મારચો ગયો; એના ઉપર હુમલો કરવાનું કામ અશક્ય હતું, અને જો એમ કર્યું
"હોત તો, એનાથી આપણને જે નુકશાન થયું છે તેમાં માત્ર વધારો થાત. મારી
"પાસે પાયદલ હતું તેને સ્વાધીન કેદિયો આપીને આગળ ચાલતું કર્યું હતું, તેથી તે
"ખપમાં આવે એમ હતું નહિ.

"મારો ઇરાદો રાતોરાત વડાલીમાં મુકામ કરવાનો હતો, પણ સવારમાં મેં ખુલ્લી
"જગ્યા અને એક તળાવ જોયું હતું પણ તેથી આપણું કામ સરે એમ હતું, નહિ એવું
"મને પછવાડેથી લાગ્યું. તેના શોધમાં ગામની આ બાજુએ ભૂલથી એક કોસ આગળ
"વધી ગયા, એટલે કુચ જારી રાખવાથી આ ઠેકાણે આઠ વાગતાં આવી પ્હોંચ્યા, ત્યારે
"માણસ અને ઘોડાં અતિશય થાકી ગયાં હતાં.

"જે માણસો ઘાયલ થયાં તથા મરણ પામ્યાં તેનું પત્રક આ સાથે મોકલ્યું છે.
"જે માણસો ખૂટે છે તેઓ સો વશા શત્રુના હાથમાં પકડાયાં હશે અથવા મરણ
"પામ્યાં હશે. મારી ધારણામાં એમ આવે છે કે તેઓના મનમાં લૂંટ મેળવવાની આશા
"હશે, તેથી આપણી ટોળીનાં માણસોને એકઠાં કરવાને બ્યુગલ કરવામાં આવી તે સમયે,
"સૂરજમલ તથા તેના અનુગામિયો છેક પાસે હતા, તેની તેમને ખબર નહિ હોય તેથી
"તેઓ ગામમાં રહી ગયાં હશે.

"સૂરજમલ એક બલવાન દેશમાંથી બીજા વધારે બલવાન દેશમાં ન્હાસતો ફરશે
"તેથી એને પકડવાનું અથવા એનો ન્હાશ કરવાનું કામ મને કઠિણ લાગે છે. આવા
"પ્રકારના દેશમાં એના લશ્કર ઉપર માત્ર બસેં માણસોથી હલ્લો કરવાને મને ઠીક
"લાગતું નથી. હું એને ન્હસાડી શકું એમાં મને કાંઈ શક રહેતો નથી, પણ આપણને
"દશ ગણું નુકશાન થાય અને તે વળી, મને લાગે છે કે જે લાભ મેળવી લેવાનો તેના
"પ્રમાણમાં કશા હિસાબમાં નહિ."

વેળાએ તેણે સૂરજમલને કહાવ્યું કે, "તારા ઉપર સાહેબની અશ્વારી "આવે છે માટે તું ન્હાશી જજે." જ્યારે અશ્વારી ફૂરકિયે પ્હોંચી ત્યારે સૂરજમલ ન્હાશી ગયો તે એવી ઝડપથી કે, તેની જાજમ, ઉંટનો કાઠડો વગેરે સામાન રહી ગયો, તેથી તેણે જે વાણિયાને બાન પકડ્યો હતો તે પણ છૂટી ગયો. ફૂરકી તથા પોળ્યો વચ્ચે ડુંગરમાં ઘોડાઘરો નામે એક ધરો છે, ત્યાં સૂરજમલ ગયો. બ્રિટિશ એજંટે જાલમસિંહને ધમકી દેવા માંડી પોતે વિચાર્યું કે હવે ફોજ તેની પછવાડે જશે નહિ તેથી તેણે કહી દીધું બંધી તો ઘોડાધરે છે. પણ અંગરેજ સરકારની ફોજ તો તેણીમગ ચાલી તેને મુટેડીના ઠાકોરને પોતાના દીકરાને ચેતાવવા જેટલો અવકાશ મળ્યો નહિ. સૂરજમલ ફોજ ઉપર મારો ચલાવીને ત્યાંથી ન્હાઠો. ન્હાસતી વેળાએ તેનો ભાઈ શેરસિંહ તેની સાથે હતો તે ગભરાઈ જવાથી પાછળ રહી ગયો તે માર્યો જાત, પણ તેના માણસોએ તેને ઉંચકીને ડુંગરા ઉપર ચડાવી દીધો. સૂરજમલ ત્યાંથી ફરીને પાનવરે ગયો.

જાલમસિંહને પોતાના પુત્ર સૂરજમલ સાથે વેર હતું તેવામાં તેને કુવાવે રાખ્યો હતો. તે બારે તેણે બ્રિટિશ એજંટને સમજાવ્યું કે રૂપાલનો ઠાકોર (ફતેહસિંહ), અહંમદનગરનો રાજા પૃથ્વીસિંહ અને તખતસિંહ સતી વિષેની તકરારને લીધે વઢે છે. તેઓ તથા સૂરજમલ એ સર્વે કુવાવે ભેગા થયા છે. એવું સાંભળીને એજંટ પોતાના અશ્વાર લઇને ત્યાં ગયો અને જે ચારણોનું તે ગામ હતું તેઓને તેણે તેડાવ્યા (તેમાં આ વાત ક્હેનાર પણ હતો) અને પૂછ્યું કે સૂરજમલ ક્યાં છે ? તેઓ કહે કે અમે જાણતા નથી, એટલે ગામ સામી તોપો માંડીને ગોળા ચલાવવા માંડ્યા ને કિલ્લો તોડી પાડ્યો, ગામ લૂંટ્યું ને બાળ્યું. ગામના લોકોએ ન્હાસવા માંડ્યું તેઓને પકડ્યા, અને તેમનાં ઢોર સુદ્ધાંત તેઓને વડાલીમાં અંગરેજની છાવણી હતી ત્યાં પ્હોંચતા કર્યા. ત્યાર પછી સૂરજમલને પકડવા સારૂ ફોજ ત્યાંથી પાનવરે ગઈ. ત્યાં લડાઈ થઈ. તે વેળાએ હલ્લો કરનારી ટુકડીનો અંગરેજ કામદાર અને પચાશ માણસ મરાયાં. પાનવર લીધું અને બાળ્યું, તથા ગામના લોકો તેમાંથી ન્હાશી ગયા. ત્યાર પછી મેવાડમાંનું માનપુર લશ્કરે બાળ્યું. સૂરજમલ પોતાની ઠકરાણી જોધીજીને લઇને ડુંગરામાં ન્હાઠો; તે આવી જંગલની જગ્યાએ એવી દુઃખદાયક સ્થિતિમાં તેની સાથે ગઈ કે, તેને પગમાં ઘણા કાંટા વાગ્યા, ને તેની પુત્રીને પછીથી ઈડરના મહારાજ જવાનસિંહ વ્હેરે પરણાવી છે. આ પુત્રી કેડે બેસારી હતી, તેથી તે છેક થાકી ગઈ.

જ્યારે અંગરેજ સરકારની ફોજ પાછી સાદરે ગઈ, ત્યારે, પાનવર પાછું ફરીને વશ્યું, અને સૂરજમલ પોતાના કબીલાને ત્યાં રાખીને પોતે કુવાવે ગયો. ત્યાં રહી. ડુંગરામાંથી ઈડર જિલ્લામાં લૂંટફાટ કરવા લાગ્યો. આ વેળાએ સિદ્ધપુરના મઠનો મહંત મરણ પામ્યો હતો, તેની ગાદી માટે તેના બે ચેલા વચ્ચે તકરાર ઉઠી તે માંહેલો એક રાજ ભારથી કરીને હતો, તેણે પોતાનો પોશાક બદલીને રજપૂતનો ધારણ કર્યો, અને બ્હાર નીકળી સૂરજમલ સાથે મળી ગયો. તેણે તેને કહ્યું કે, "તમે મારી સાહ્ય "કરો તો હું તમોને માણસોનું બધું ખર્ચ આપું." સૂરજમલે તે વાત કબૂલ કરી, ને તેઓ સિદ્ધપુર પરગણામાં લૂંટફાટ કરવા લાગ્યાં. સૂરજમલ ને રાજ ભારથી એક વાર અઢાર અશ્વારો લઈને સિદ્ધપુરની પાસે સરસ્વતીને કિનારે ઉતર્યા, ત્યાં રસોઈ કરાવી; તેઓને આવતા જતા લોકો પૂછે કે તમે કોણ છો? ત્યારે કહે કે અમે ઈડરના છિયે, અને પાલણપુર મ્હોંકાણે જઇયે છિયે. આવી વાત બંધ બેસતી હતી, કેમકે, તેવામાં પાલણપુરના વડગામનો દિવાનજી ગુજર્યો હતો. સાંજની વેળાએ બધા રજપૂતો બજારમાં ગયા, અને ત્યાંના નગરશેઠને પકડવાનો વિચાર કર્યો. પણ તેનો તેઓને પત્તો લાગ્યો નહિ, ત્યારે, બીજો એક લખુ શેઠ કરીને હતો તેને ઘેર ગયા, અને ગુમાસ્તાને કહ્યું કે, "અમારે એક હુંડી વટાવવાની છે; "તમારો શેઠ ક્યાં છે?" તેણે કહ્યું કે, "મારા શેઠ મેડા ઉપર જમવા બેઠા છે લાવો "હુંડી હું વટાવી આપું." રજપૂતો ઘોડા ઉપરથી હેઠા ઉતર્યા, અને મેડા ઉપર ચડીને શેઠને નીચે ઘસડી લાવ્યા, અને ઘાસના ભારાની પેઠે તેને ઘોડા ઉપર નાંખીને લઈ ચાલ્યા. તે વેળાએ બજારમાં બૂમાબૂમ થઈ. તેઓ દરવાજા આગળ આવી પ્હોંચ્યા ત્યારે ત્યાં દરવાન દરવાજો બંધ કરતો હતો તેને એક રજપૂતે ગાળ દીધી, અને તરવાર ખેંચી, એટલે, તેણે દરવાજો ઉઘાડ્યો; આવો મામલો જોઈ સૂરજમલ તથા તેના માણસોએ ઓડનો રસ્તો ઝાલ્યો. સિદ્ધપુર ગાયકવાડી થાણું હતું તે વ્હારે ચડ્યું પણ તે હળવે હળવે પછવાડે ગયું, કેમકે, તેઓને કાંઈ ઇનામ મળવાની આશા ન હતી, તેથી, ધાડ પાડનારા સાથે લડવાની તેમની મરજી ન હતી; છેવટે તેઓ થોડે જઇને પાછા આવ્યા. સૂરજમલ ઓડેથી ધુંઆના ડુંગરમાં રહીને પાનવરે ગયો. ત્યાં લખુ શેઠે કહ્યું જે, "તમે "મને દુઃખ દેશો નહિ, જો તમે મને છોડી દ્યો તો જેટલો માગો તેટલો "દંડ હું આપું." ત્યારે તેણે કહ્યું કે, "અમારે દંડ જોઈતો નથી, પણ અતી- "તનો ટંટો પતાવવો છે." વાણિયાએ હુંડી લખી આપી, તે લઇને તેના માણસો રૂપિયા લઈ પોતાને માટે તથા પોતાના કેદીને સારૂ જોઈતો સરસામાન લાવ્યા.

સિદ્ધપુરના મહાજને વડોદરા સરકારને અરજી કરી કે લખુ શેઠનો છૂટકારો થશે નહિ તો અમે સૌ સિદ્ધપુરમાંથી ઉચાળા ભરીશું. આ ઉપરથી ગાયકવાડ સરકારે શાહુકારને છોડાવવા સારૂ ક્યાપટન ઑટરામને લખ્યું. તે આ વેળાએ મહીકાંઠાનો પોલિટિકલ એજંટ હતો. તેણે ઈડર જઈને સઘળા બ્હારવટિયાઓને જમાન તથા બાંહધર આપીને તેડાવ્યા. પ્હેલંવ્હેલો સૂરજમલ આવ્યો, તેનો અપરાધ માફ કરવા ઉપરથી તેણે પોતાના હાથમાંથી તરવાર નાંખી દીધી, અને એજંટને કહ્યું કે મારા શિરબંધી પગાર સારૂ મને નડશે ને મારી પાસે તો ખાવા જેટલું પણ નથી. તેને પછી મુંડેટી પટાનાં બે ગામ આપ્યાં, એટલે, વીશ અશ્વાર રાખીને બીજાઓને તેણે રજા આપી; તેને ઈડરના મહારાજે ભીલોડાની થાણુદારી આપી. તેના માણસોને પગારદાર કરીને રાખ્યા, તેના પગારનો પણ નીકાલ થયો. તેના જિલાયતો તેની સાથે વખામાં હતા, તેઓનાં ગામ પણ પાછાં સોંપાવ્યાં. તેનો સોબતી રાજ ભારથી ગાયકવાડને શરણ થયો, તેને તેણે કેટલાક મહિના સુધી કેદખાનામાં નાંખ્યો, પછી તેની પાસેથી દંડ લેઇને તેને સિદ્ધપુરના મઠની ગાદિયે સ્થાપ્યો, તે આજે ઘણો પૈસાવાળો કહેવાય છે. એ જ પ્રમાણે અહંમદનગર, રૂપાલ, અને બીજાં ગામોના બ્હારવટિયાઓને તેમની જગ્યા પાછી સોંપી અને આખા ઈડરવાડામાં સલાહશાન્તિ કરી દીધી.

ઈ૦ સ૦ ૧૮૩૮માં મુંડેટીનો ઠાકોર જાલમસિંહ મરણ પામ્યો તેની ગાદિયે સૂરજમલ બેઠો અને તેના ભાઈ શેરસિંહને રતનપુર અને ગોતા ગામ રહ્યાં.



## મહીકાંઠા સંબંધી છેવટ લખાણ સાથે જોડેલી ટીપ, અંગ્રેજી દફતરમાં લખ્યા પ્રમાણે.

### નોટ–તા૦ ૧૭ મી સપ્ટેમ્બર સન ૧૮૩૫ ના રોજનો મુંબઈ સરકારનો ડિસ્પાચ.

"ગયા ફેબ્રુઆરી મહિનાની ૧૬ મી તારીખે મી૦ એરસ્કિન અહંમદનગર આવી પ્હોંચ્યો, અને ત્યાં તે, આ ઓચિંતા બનાવ કરતાં કેવળ જૂદા જ પ્રકારનું બંડ બેસારી દેવાને, ત્રણસો માણસથી ગયો હતો, તે સમયે તેને એમ જાણ કરવામાં આવ્યું કે, 'આ પરગણાનો રાજા કરણસિંહ આજનો દિવસ કહાડે એવી આશા નથી.' આ ઉપરથી મી૦ એરસ્કિને તપાસ કરયો કે, જેમ ૧૮૩૩ ના આગસ્ટ મહિનામાં ઈડરનો રાજા દેવ થયો, તે વેળાએ, જેમ બન્યું હતું તેમ આ રાજાને સાત સ્ત્રીઓ છે તેઓને જોરાવરીથી સતી કરવામાં આવનાર છે કે નહિ. તેને આ વિષે મનપતીજ બાતમી મળી

શકી નહિ. તા૦ ૬ ઠ્ઠી ફેબ્રુઆરીની રાત્રે રાજા અસુરે મરણ પામ્યો, તે વાત બીજે દિવસે સાંજ પડતાં સુધી સંતાડી રાખી, પણ પછીથી, ઉઘાડી રીતે વાત ચાલી કે, સાત રાણીઓમાંથી પાંચ રાણીઓ સતી થવાની છે. સાતમી તારીખના બગબગામાં, મી૦ એરસ્કિને, રાજાનો પૃથીરાજ કરીને સુમારે સત્તર વર્ષનો કુંવર હતો તેને, તથા રાજાનો ભત્રિજો, સૂરનો હમીરસિંહ કરીને હતો, તે બંનેને પોતાની હુજૂરમાં બોલાવ્યા, અને મનુષ્યપ્રાણીનો ઘાત થાય એવા ઘાતકી કામ વિષે બ્રિટિશ સરકારને ઘણો ધિક્કાર છે એ વાતની તેમને જાણ કરી, તથા એવા કામની સામે તેનાથી થાય તે ઉપાય કરીને આડે આવવાનો તેનો વિચાર હતો તે પણ જણાવી દીધો, અને કહ્યું કે, સતી કરવાની ત્રાસદાયક ક્રિયા વિષે આગળ ગણકારવામાં આવતું નહિ, પણ હવે તો, જો તેમ થાય તો ગુનોહ થયો એમ બ્રિટિશ સરકાર ગણે છે. પૃથીરાજ અને હમીરસિંહ સતી થવાની અગત્ય વિષે સમજાવવા લાગ્યા, અને મિ. એરસ્કિન તેઓને પોતાના વિચાર સાથે મેળવી લેવાને પ્રયત્ન કરવા લાગ્યો. એમાં એનો બીજો આખો દાહાડો નીકળી ગયો.

આ પ્રમાણે તેઓ વિવાદ ચલાવતા હતા, તે પોતાની બધી મતલબ સાધી લેવાને અવકાશ મેળવવા સારૂ હતું. દરમ્યાન તેમણે બળવાન ફોજ એકઠી કરીને તેના આશ્રયથી સતી કરવાનો તેમનો વિચાર પૂર્ણ કરવા સારૂ અહ્મદનગર જિલ્લામાંથી હથિયારબંધ ભીલ અને બંદુકદાર માણસો એકઠાં કરવાને ગામેગામ માણસો મોકલ્યાં હતાં, તે વિષે મિ૦ એરસ્કિનના જાણવામાં કાંઈ પણ હતું નહિ. સાંજ પડવા આવી તે વેળાએ, ચારે મગ હથિયારવાળા માણસોનાં ટોળેટોળાં શહર ભણી જતાં, આપણા મેલાણ આગળથી જણાવા લાગ્યાં. એટલે મિ૦ એરસ્કિને ટુકડીના કમાન્ડિંગ આફિસરને, તે લોકોનાં હથિયાર છોડાવાની આજ્ઞા કરી, કેમકે, રાજાને બાળવાને માટે એવા પ્રકારના માણસોનું લશ્કર એકઠું કરવાની કાંઈ અગત્ય જેવું હતું નહિ. તેથી કાંઈક દુષ્ટ કામ કરવાના ઈરાદાથી તેઓ એકઠા થયા હતા, એ વાત ઉઘાડી જ હતી. એક બે ટોળિયોનાં હથિયાર તો મૂકાવ્યાં, અને તેઓને કહ્યું કે, બીજે દિવસે તમારાં હથિયાર પાછાં આપવામાં આવશે. પછી તેઓને જવા દીધા. એટલામાં એવી બાતમી મળી કે, ઘણાં હથિયાર સજેલાં માણસો કિલ્લામાં એકઠાં થયાં છે, અને પચાસ કે સાઠ બંદુકવાળા કોળિયો, અને બીજા કરણસિંહના કોટવાલના ઉપરીપણા નીચે જામગરિયો સળગાવીને અને કામઠાં ચડાવીને, લેફ્ટનેન્ટ લુઈ જે શહરના કિલ્લા આગળ ક્વાયત કરાવતો હતો તેની લગભગ જઈ પ્હોંચ્યાં છે. કોટવાલ ઘોડા ઉપર બેઠો હતો, તેને લુઇએ બોલાવ્યો અને પોતાને હુકમ મળ્યો હતો તે કહી સંભળાવ્યો અને કહ્યું કે, તમારા હાથ નીચેનાં માણસોનાં હથિયાર તમે મૂકાવો. પણ આવું સાંભળીને કોટવાલે તો પોતાની પછવાડે માણસો હતાં તેમને તરત હુકમ કરચો કે, લુઈના ઉપર મારો ચલાવો. માણસોએ વગર આનાકાની કરવે તેનો હુકમ માન્યો, અને લેફ્ટનેન્ટ લુઇને એક પડખામાં ઘાયલ કરચો. પછી તે ટૂકડી શહરમાં દોડી ગઈ, દરવાજા ઉતાવળથી બંધ કરી દીધા, અને કોટ ઉપર ચડીને આપણા લશ્કર ઉપર ખૂબ મારો ચલાવ્યો. તે વેળાએ આપણું લશ્કર કિલ્લાથી બસેં કદમ છેટે હતું. શહરમાં થોડી તોપો હતી તે રાતની વેળાએ જો બુરજ ઉપર ચડાવી દીધી હોય તે આપણાં ઘણાં માણસોનો ઘાણ કહાડી નાંખે એવી બ્હીક હતી, તેથી થોડાં કદમ પછવાડે

પડવાનો વિચાર ઘટિત જણાયો. અને તેટલી વારમાં મિ૦ એરસ્કિને અમદાવાદ અને હરસોલના લશ્કરી અમલદારોને તોપો મોકલી દેવાનું ફ્હાવ્યું કે દરવાજો તોડીને શહરનો કબ્જો કરી લેવામાં આવે. બીજે દિવસે સવારમાં (તા. ૯ મીએ) અઢી વાગતાં સુધી સર્વ શાન્ત રહ્યું હતું, તેવામાં ચિતા સળગાવ્યા વિષેની વાત જાણવામાં આવી. પણ જે ઘાતકી કામ થવા માંડ્યું હતું તેનો અટકાવ કરવાને હવે સમય રહ્યો ન હતો. આ જંગલી કામ કરનારાઓએ જે ઉપાય કામે લગાડ્યા હતા તેમાં તેઓ ખરેખરા ફત્તેહ પામ્યા, અને ભાગ્યહીણ સ્ત્રિયો, તેઓના નાશ કરનારાઓના જંગલી વ્હેમનો ભોગ થઈ પડી. આ વિષેનું યથાસ્થિત વર્ણન અમે આનરેબલ કોર્ટને આ ઠેકાણે લખી જણાવતા નથી, પણ મિ૦ એરસ્કિનનો રિપોર્ટ હાંસિયામાં નોંધેલો છે તે ઉપરથી જાણવામાં આવશે. (આ પત્ર ૨૫૮-૫૯ માં પૃષ્ઠની ટીપમાં આપેલું છે.)

"કમકમાટ ઉપજાવનારૂં કામ પૂરૂં થયું, પછી માજી રાજાના બે કુંવર, રજપૂત અને બીજા લોકની એક ટોળી સાથે શહરની બાહાર નીકળી આવ્યા. સવારના પ્રહરમાં તેઓએ શત્રુવટની કાંઈ નિશાની આપણી ટુકડી ભણી બતાવી નહિ, માત્ર બે ભિસ્તિયો નદી ઉપર જતા આવતા હતા તેઓના ઉપર થોડીક ગોળિયો ચલાવી, ઘણા ખરા ભીલ અને કોળિયો તો શહરમાંથી રાત્રે જ જતા રહ્યા હતા. આ વેળાએ મિ૦ એરસ્કિનને જે બાતમી મળી હતી તે ઉપરથી તેને માનવાને કારણ છે કે, જે સતિયો થઈ તેઓ વિષે તો બલાત્કારના ઉપાય કામે લગાડવામાં આવ્યા હતા. પણ પૃથીરાજ મિ. એરસ્કિનની સલાહ પ્રમાણે ચાલવાને તૈયાર થયો હતો, તેની મરજીની સામે એ કામ કરવામાં આવ્યું હતું.

"જે લશ્કર હતું તે સિવાય, તા. ૯ મીની સાંજે પચાસ માણસની એક ટુકડી હરસોલથી આવી પ્હોંચી. કેપ્ટન લાર્ડનર ઉપરી હતો તેનો વિચાર તે સાંજે શહરનો કબ્જો લઈ લેવાનો હતો, પણ નીચે લખેલી અડચણ નડી હોત નહિ તો વધારે અડચણ વેઠ્યા વિના તે પ્રમાણે કરી શક્યો હોત:—

"સતી થતાં પ્હેલાં કેટલાક મહિના અગાઉ, મુંડેટીના ઠાકોર જાલમસિંહ ચોહાણના મ્હોટા કુંવર સૂરજમલે બળવાખોર લોકોની એક મ્હોટી ટોળી જમાવી હતી, અને તેનો પોતે નાયક થયો હતો. અમદાવાદની ખુશાલચંદ નાહાલચંદની પ્હેડીનો મુકાદમ ખેમચંદ હતો. તેનો ભાઈ ડુંગરપુરનો શાહુકાર હતો તેને છોડાવવાને અને રૂપાલના હિંમતસિંહ તથા ફત્તેહસિંહ સાથે સૂરજમલ અને તેના સંબંધિયોને ઘણા કાળથી વેર ચાલ્યું આવતું હતું, તેમની સામે થવાને માટે, એ લશ્કર ઉભું કરવાની પ્રસિદ્ધ મતલબ હતી. તેણે તેના શત્રુઓની સાથે કેટલાંક ધીંગાણાં મચાવ્યાં, તે અફળ જવાથી, અને પગારને માટે તેના માણસોએ હુજ્જત કરવા માંડી તેથી, તે સંકડામણમાં આવી પડ્યો; અને તેના જોવામાં આવ્યું કે ડુંગરપુરના મુલ્કમાં રૂપાલનો ઠાકોર સીમા દબાવતો જાય છે તેને લાગતી શિક્ષાએ કોઇયે પ્હોંચાડ્યો નથી, એટલે તેણે વિચાર્યું કે સામાન્ય લૂટફાટ કરવામાં આપણાં માણસોને ઠીક કામે લગાડી દેવાશે. તે ઉપરથી તેણે ઘાસદાણાનાં ગામ માંહેલું દરોવી કરીને એક ગામ માર્યું, અને તેની લૂંટ પોતાના અચકાઈ રહેલા માણસોને વ્હેંચી આપી. જ્યારે આ વાત વિષે મી૦ એરસ્કિનને જાણ કરવામાં આવ્યું, ત્યારે ઈડર-

નો વહિવટ એવી અવ્યવસ્થિત સ્થિતિમાં આવી પડ્યો હતો કે, તે થાળે પાડતાં સુધી સૂરજમલની ખબર લેવાને થોભી રહેવાનું વાજબી લાગ્યું, અને તેને માત્ર એક શીખામણનો કાગળ લખી મોકલ્યો. પણ ન્હાની મારવાડમાં હરસોલ કરીને એક બીજું ઘાસદાણાનું ગામ હતું તે સૂરજમલે માર્યું એવા સમાચાર પછી તરત જ તેના સાંભળવામાં આવ્યા. તે ઉપરથી મી૦ એરસ્કિને સૂરજમલ ઉપર પાંચ મોસલ કરીને તેની બધી શિરબંધી વિખેરી નાંખવાની તાકીદ કરી. પણ તેણે તો પાંચે મોસલને વિદાય કર્યા, અને શિરબંધી વિખેરી નાંખવાની ના કહી, તે ઉપરથી, વીસ મોસલ કરવામાં આવ્યા, પણ તેથી કશો લાભદાયક પરિણામ થયો નહિ.

સૂરજમલે પાંચ મોસલોને પોતાની છાવણીમાંથી કહાડી મૂકયા, તેમાંથી એકે, તા૦ ૯ મી ફેબ્રુઆરીની સાંજે ચાર વાગતાં આવીને એવી ખબર આપી કે, સૂરજમલ અહંમદનગરથી ચાર માઈલને છેટે વખતાપુરમાં છાવણી કરીને પડ્યો છે, તેની પાસે આશરે એક હજાર મકરાણી અને સાઠ અથવા પંચોતેર અશ્વાર છે, અને તેનો વિચાર બ્રિટિશ ફોજ ઉપર હલ્લો કરવાનો છે. આવા સમાચાર મળ્યા, એટલે, મી૦ એરસ્કિને ટુકડીના કમાન્ડિંગ આફિસરને સૂચના કરી કે, તમારે થોડી વાર લગી અહંમદનગર ઉપર ધસારો કરવાને થોભવું અને સેનાના ઉત્તર વિભાગના કમાન્ડિંગ આફિસરને લખી વાળ્યું કે સૂરજમલની શિરબંધીને વશ કરવાને અને વધી ગયેલાં જે બંડ ઉઠ્યાં છે તે બેસારી દેવાને જેટલી મદદ મોકલવી તમને અગત્ય લાગે તેટલી ઉતાવળથી મોકલી દેજો.

* * * * * * * * *

"તા૦ ૩ જી માર્ચને દિવસે બ્રિટિશ લશ્કરે અહંમદનગરનો કબ્જો લીધો, અને તા૦ ૬ ઠ્ઠીને દિવસે મી૦ એરસ્કિને એવી આશા જણાવી કે હવે હું થોડી વારમાં મહીકાંઠાનું કામ થાળે પાડી શકીશ."

**મુંબઈ સરકારનો ડિસ્પાચ તા૦ ૧૫ મી ઓક્ટોબર ૧૮૩૫**

"આ પ્રમાણે મહીકાંઠામાં ત્રણ બંડખોરની ટુકડિયો હથિયાર લઈ ઉઠી; ૧ લો પૃથીસિંહ, અને તેના આશ્રિત; ૨ જો રૂપાલનો ઠાકોર, અને તેનો સાથી ઘોરવાડાનો ઠાકોર, અને તેમના અનુગામી; અને ૩ જો સૂરજમલ અને તેના સોબતી. * * *

"ક્યાપટન ડેલામેન, બસેં પાયદલ, એક ઘોડેસ્વારની ટુકડી, અને એક સો પચાસ ગાયકવાડી પાયગાના મિશ્રિત લશ્કર સહિત સૂરજમલના ઉપર હલ્લો કરવાને ચડયો, અને તા૦ ૧૭ મી ફેબ્રુઆરીને દિવસે, ઈડરવાડામાં વડાલિયે સૂરજમલ પડયો હતો એમ સાંભળવામાં આવ્યું હતું, ત્યાં જઈ પ્હોંચ્યો. પણ ત્યાંથી તે ન્હાશી ગયો હતો; અને બે માઈલ ઉપર તેના ભાઈ શેરસિંહના ગોતા ગામમાં જઈ રહ્યો હતો એમ માનવામાં આવ્યું, એટલે ક્યાપટન ડેલામેને તે ગામ ઉપર કુચ કરવાનો નિશ્ચય કર્યો. ત્યાં જઈને તે જગ્યા તેણે લીધી, અને શત્રુનાં ચાર પાંચ માણસ ઠેર કર્યાં અને ગામમાં પચીસથી તે ત્રીસ સુધી જેટલાં જીવતાં રહ્યાં હતાં તે સર્વેને કેદ કરી લીધાં. પણ આપણા ભણી બહુ ભારે નુકસાન થયું, અને લેફટનેન્ટ પાર્ટિજર કરીને એક ૧૭ મી રેજિમેંટ એન, આઇનો (N. I.) હતો તે મારયો ગયો. આ શોકદાયક પરિણામ થવાનું કારણ એમ થયું કે, ત્યાં એક મજબુત ઉંચી ગઢી હતી, તેના ઉપર માણસો

હતાં, તેઓએ મરણિયાં થઈને તે સાચવી રાખી; અને આપણી ટૂકડી પાસે તોપ હતી નહિ, કેમકે, ટૂકડી ચાલી નીકળી ત્યારે તેનો ખપ પડશે એમ ધારવામાં આવ્યું ન હતું. * * *

"ફોજનો વધારો થયો, એટલે, રૂપાલના ઠાકોર ઉપર હલ્લો કરવાનું ચાલતું કર્યું. સન ૧૮૩૫ ના ફેબ્રુઆરી મહિનાની સમાપ્તિએ આપણી ફોજની ટૂકડિયે, આપણા ભણી નુકસાન થયા વિના કાનોરા ને હોદર ગામ લઈને તેમનો ન્હાશ કરચો; અને હોદર ગામની પડોશમાં ગોસાઈનો એક મઠ હતો તેનું પણ એમ જ થયું, તથા તા૦ ૫ મી માર્ચ, ૧૮૩૫ ને દિવસે પીરમાલી ગામ તથા રૂપાલના ભીલોના સર્વે કિલ્લા જે ખદે નહિ એવા બ્હારવટિયાઓના છેક તાબામાં થઈ ગયા હતા તે સર્વે જેર કરવામાં આવ્યા. વળી રૂપાલ ગામ આપણી ફોજે સ્વાધીન કરી લીધું. * * રૂપાલના ખંડખોરોને વિખેરી નાંખ્યા પછી ૨૪ મી પલટણ મેજર મારિસના ઉપરીપણા નીચે હતી તેણે સૂરજમલની સાથે લડાઈ ચાલુ કરી એ ટૂકડી તા૦ ૧૧ મી માર્ચે, મુંડેટીની પડોશમાં ડુંગરા વચ્ચે ગોરલ કરીને સૂરજમલનો મુખ્ય કિલ્લો માંહેલો એક હતો ત્યાં આવી પ્હોંચી અને તે કિલ્લો લીધો, તથા ત્યાંના કિલ્લેદારોને વિખેરી નાંખ્યા. તેમાં શત્રુનાં આઠ માણસ મરાયાં અને સત્તરે કે અઢાર ઘાયલ થયાં. સૂરજમલ તો એ જગ્યા છોડીને ગયો હતો પણ તેના ભાઈ શેરસિંહે, અને આશરે બસેં કે બસેં ને પચાસ મકરાણિયોએ તેનો બચાવ કરચો. * * સન ૧૮૩૫ ના માર્ચ મહિનાના મધ્ય ભાગની વેળાએ સૂરજમલ અને તેના સોબતિયોની પછવાડે ડુંગરામાં વધારે આઘે લશ્કરે પ્રવેશ કરીને ધસારો કરચો અને ફારકા, પાનવરા, માનપુર, અને બાદરવાડાના કિલ્લાઓનો ન્હાશ કરચો. પાનવરા ગામ એક ભીલ ઠાકોરનું રહેઠાણ હતું. તે આસપાસના લોકોમાં ઘણા દિવસથી ત્રાસ વર્ત્તાવતો હતો, અને તે સૂરજમલને આગ્રહી અને ખરેખરો આશ્રય આપનાર હતો. આ ધિંગાણામાં ૧૭ મી પલટણનો આપણો એક આફિસર લેફટનેન્ટ ફુઇકશર્ડ અને સત્તર સિપાઇયો ઘવાયા, અને શત્રુના ૬૭૦ માણસ ઘવાયાં તથા મરાયાં. * * *

"અમે કબુલ કરિયે છિયે કે, આ ડિસ્પાચમાં જાહેર કરેલાં કામો વિષેની અમારા મનમાં ખેદદાયક અસર રહી ગઈ છે, કારણ કે, અતિશય ખાડા ટેકરાવાળો અને વિકટ દેશ, જેનાથી આપણે છેક અજાણ્યા તેમાં આપણા લશ્કરે ભારે સંકટ વેઠચાં, અને ખાવા પીવાની તંગાશનું દુઃખ સહન કર્યું, ત્યારે આપણી સામે હથિયાર લઈ ઉઠેલા લોકો વિખેરી નાંખી શકચા એ ખરૂં, પણ તેમના નાયકો પકડાયા નથી, અને જે કારણો માટે આ મુલ્કમાં એક સાહાસિક નાયકને તેની લૂંટફાટમાં હથિયારદાર માણસો જ્યારે જોઇયે ત્યારે મળી જવાને સુલભ પડતું આવ્યું છે તે કારણો તો હજી લગણ ઉભાં છે. આ જગ્યાના લોકો ખરૂં જોતાં લડવૈયા છે, અને જો કે, નિરંતર લૂંટારા નથી તો પણ, કાંઈક તેમ થવાને સદા રાજી હોય છે; અને દેશની આપણને માહિતગારી નથી તેથી કરીને, થોડા હિમ્મતવાળા અને સારીપેઠે હથિયાર સજેલા માણસોને પોતાના કરતાં વધારે માણસોની સામે દરેક વેળાએ ફત્તેહમંદીથી સામા થઈ શકવાને માટે જેવું અસાધારણ જોર જોઇયે તેવું તેઓની પાસે છે અને જે ઠાકોરોની સાથે હવણાં આપણો સંબંધ છે અથવા તેમના ઉપર આપણી સત્તા ચાલે છે, તે વિના બીજાઓ ઉપર

આપણું બળ ચાલી શકતું નથી, તેથી કરીને દબાવી નાંખે એટલી ફોજ કામમાં લાવીને અથવા ટુંકામાં કહિયે તો આખા દેશમાં ઠેરઠેર થાણાં બેસારી દીધા વિના, અને તેમ કરતાં અતિશય ખર્ચ થાય તે કરયા વિના, વશમાં રહી શકે નહિ એવા લોકોને કબ્જામાં રાખવાની આપણે આશા રાખવી એ ફોકટ છે.

"આવાં કારણો ઉપરથી મુલ્કના આખા તકરારી ભાગની ખરી માપણી કરવાનો વિચાર અમારા મનમાં ઉત્પન્ન થયો છે, અને અમારા પ્રમુખે (સર રૉબર્ટ ગ્રાણ્ટ) એક બીજી વધારે સૂચના કરી છે તેની સાથે બોર્ડના બીજા મેમ્બરો મળતા આવ્યા છે, તે એ છે કે, મહીકાંઠાની લડાયક વસતી ઉપર સત્તા બેસારવાનો પ્રયત્ન કરવો, તથા દેશમાં સલાહશાન્તિ કરવાના ઉપાય યોજવા તથા ખાનદેશમાં જેમ આપણે સુધારા કરવાનાં સાધન કામે લગાડવામાં જય પામ્યા છિયે તેવાં સાધનોને પુષ્ટિ આપવી."

**મુંબઈ સરકારનો ડિસ્પાચ, તા. ૩૧ મી ડિસેમ્બર સન ૧૮૩૫**

"કપ્તાન ઑટરામના (હવણાં મેજર જનરલ સર જેમ્સ ઑટરામ, કે. સી. બી. (ઔડ) અયોધ્યા પ્રાન્તનો ચીફ્ કમિશનર) ખાનદેશમાં સોંપેલા કામના પ્રકાર ઉપરથી, અને થોડા વર્ષથી ડાંગમાં સલાહશાન્તિ ચાલુ કરવામાં એ અમલદારે જે કુશળતા અને ચપળતા બતાવી છે, તે ઉપરથી, આ અગત્યના વિશ્વાસુ કામને માટે તે વિશેષે કરીને યોગ્ય ઠરી ચૂક્યો છે; આવાં કારણો ઉપરથી અમારા પ્રમુખે એવો અભિપ્રાય આપ્યો કે, ઉપર જે કામો કરવાની સલાહ આપવામાં આવી છે તેને લગતી સૂચનાઓ આપીને કપ્તાન ઑટરામને ગૂજરાતમાં સત્વર જવાને ફરમાવવું."

**મુંબઈ સરકારનો ડિસ્પાચ, તા. ૧૫ મી મે સન, ૧૮૩૬.**

"કપ્તાન ઑટરામ તેના પોતાના તા. ૧૪ મી નવેમ્બર ૧૮૩૫ ના રોજના કુશલતાભરેલા અને રસિક રિપોર્ટમાં ખુલ્લી રીતે પોતાનો વિચાર જાહેર કરે છે કે, મહીકાંઠાના બ્હારવટિયા અથવા દંગાખોર ઠાકોરોનું સમાધાન કરી આપવાનું ગમે એટલું ઘટિત છે તોય પણ તેઓ માંહેલા કેટલાક એવા છે કે તેઓની સાથે ક્ષમાપૂર્વક ચાલવું અશક્ય છે. જે માણસો ઉઘાડી રીતે બ્રિટિશ સરકારની સત્તાની સામે થાય તેઓનો સખ્ત દાખલો બતાવી આપવો જોઇયે. ટુંકામાં એ જ કે, એવાને બંડખોર ઠરાવવા જોઈયે, અને જ્યારે તે પકડાય ત્યારે કોર્ટમાર્શિયલ કરી શિક્ષાયે પ્હોંચાડવો જોઇયે. કપ્તાન ઑટરામના આ વિચારને પછવાડેથી પોલિટિકલ કમિશનરે, અને જેઓના અભિપ્રાય ઉપર કેટલુંક વજન આપવું જોઇયે એવા કેટલાક બીજા અધિકારિયોએ ટેકો આપવા ઉપરથી મહીકાંઠામાં સદાની સલાહશાન્તિ ખરેખરી ચાલે એવા સખ્તાઈભરેલા વિશેષ ઉપાય અગત્ય જણાય તેમ કામે લગાડવાનો વિચાર સર્વાનુમતે નિવેદન કરયો.

"આ વિષય ઉપર જેવું સારી પેઠે ધ્યાન આપવું જોઇયે તે પ્રમાણે આપીને, અમે કેવળ ઉલટી જ રાજનીતિ ચલાવવાનો ઠરાવ કરયો, અને પાછળનાં કૃત્ય ક્ષમા કરવાનું જાહેર કરીને, અને જે બ્હારવટિયા હવણાં બ્હારવટે છે તેઓમાંથી કોઈને પણ બાતલ કરયા વિના, જો તેઓ આપણી સત્તાને શરણ થવાને કબુલ થાય, અને હવે પછી સારી ચાલ ચલાવવાના જામીન આપે, તો તેઓની સાથે સલાહ કરવી એમ ઠરાવ્યું છે. આ આપણી રાજનીતિ ફળદાયી થશે, એવી અમને પક્કી આશા છે

એટલું જ નહિ, પણ અમારી પૂરી ખાતરી છે કે **મહીકાંઠામાં** આ વિના બીજા કોઈ પણ સાધનથી સલાહશાન્તિ કરી શકાય એવું છે જ નહિ. * * *

"પ્રથમ તો મુખ્ય મુખ્ય બ્હારવટિયાઓ (અથવા બંડખોરો)એ બ્હારવટું કરવાનો રસ્તો પકડ્યો છે તે, એવા કામ ઉપરના ખરા પ્રેમને લીધે પકડ્યો છે એમ અમને લાગતું નથી, પણ કુટુંબના કજિયાથી, તેઓનાં મન નહિ મનાવ્યાથી, અથવા બ્રિટિશ રાજનીતિને લીધે દુર્દૈવ થવાથી તેઓએ એ રસ્તો પકડેલો છે. આ વિષે અમારા જાણવામાં જે કાંઈ આવેલું છે તે પરિપૂર્ણ નથી, તથાપિ **મહીકાંઠામાં** બંડ ઉઠીને ઘણી વાર સુધી ચાલ્યાં કરે છે તે ઉપર લખેલાં સર્વ કારણ ભેગાં બનવાથી, અથવા તે માંહેલા એકેકા નિરાળા કારણને લીધે બને છે, એમ માનવાને મજબૂત કારણો છે.

"બીજી રીતે જોતાં **ક્યાપટન ઑટરામ** અને બીજા અમલદારોએ પાછી સલાહશાન્તિ કરવાને પ્રારંભમાં જે સખત દાખલા બતાવી આપવાની રાજનીતિ ચલાવવાની ભલામણ કરી હતી તે પણ અમલમાં આણી ચૂકયો એમ અમે તો માનિયે છિયે. ગયા વર્ષમાં આપણે લશ્કરી ઠાઠમાઠ ચલાવ્યો તેથી નારાજ થયેલા ઠાકોરોમાંથી કોઈ પણ આપણા હાથમાં આવ્યો ન હતો એ વાત ખરી છે, તોય પણ, તેઓનું જોર તૂટી ગયું હતું અને તેઓના અનુગામી વિખરાઈ ગયા હતા, તેઓના મજબૂત કિલ્લા, શહરો અને ગામડાંમાંથી ઘણાં બાળી નાંખવામાં અથવા મારવામાં આવ્યાં હતાં અને તેઓનાં માણસોમાંથી ઘણાં મરાયાં હતાં, અથવા ઘાયલ થયાં હતાં, અથવા કેદ પકડાયાં હતાં."

## મુંબઈ સરકારનો ડિસ્પાચ, તા. ૨૬ મી એપ્રિલ સન ૧૮૩૭ નો.

(સાર)

**ક્યાપટન ઑટરામે મહીકાંઠાના પોલિટિકલ એજંટનું** કામ તા. ૨૦ મી જાન્યુઆરી સન ૧૮૩૬ ને દિવસે હાથમાં લીધું. સલાહની રૂઈએ સમાધાન કરવાની **સરકારની** સૂચનાને અનુસરીને તા. ૭ મી ફેબ્રુઆરીને દિવસે, તેણે બ્હારવટિયાઓને કાગળો મોકલ્યા. તેમાં લખ્યું કે, "તમારી પાછલી ચાલચલગત વિષે માફ કરીને વિશેષ ઠરાવથી તમારૂં સમાધાન કરવામાં આવશે, માટે અમારા મેલાણમાં તમારે આવવું." કાગળમાં જે દિવસે હાજર થવાનું લખ્યું હતું તેમાં **સૂરજમલની** બાબતમાં તેને દશ દિવસની વધારે છૂટ આપી હતી. તે તા. ૮ મી માર્ચને રોજ આવીને હાજર થયો, અને ખેદ જણાવ્યો તથા જો માફ કરવામાં આવે તો તેણે જામીન આપવાની કબુલાત આપી. પછી તે જામીન લઈ આવવાને અને પોતાનાં માણસોને રજા આપીને વિદાય કરવાને ગયો.

ત્યાર પછી આશરે દસ દિવસે **ક્યાપટન ઑટરામનું** ઈડર આવવું થયું, ત્યારે ત્રણ મહિના ઉપર એક વેપારીને તે લઈ ગયો હતો તેનો છૂટકારો કરાવવાને વચ્ચે પડવાની વિનતિ કરવા સારૂ **સિદ્ધપુરથી** એક મુખત્યાર આવ્યો. **બ્રિટિશ એજંટે** તરત જ **સૂરજમલને** કાગળ લખ્યો તેમાં તે શાહુકારને છોડી મૂકવાનું લખ્યું, અને જણાવ્યું કે, જો એને છોડવામાં આવશે નહિ, તો તમને માફ કરવામાં આવશે નહિ. **ઑટરામની** આ રિતિ **સરકારને** પસંદ આવી નહિ અને **સર રાબર્ટ ગ્રાન્ટે** તે ઉપર ટીકા લખી કે, **ક્યાપટન ઑટરામને** જે કામ સોંપવામાં આવ્યું છે અને જે તેણે માથે લીધું છે તે યુદ્ધ વિષયક સત્તા વાપરી કાર્યસાધના કરી લેવાનો વિચાર ધારણ કરી લીધો છે એવી

પ્રથમથી જ મને બ્હીક લાગતી હતી. આમ છતાં પણ, સૂરજમલે તેને ઉત્તર લખ્યું કે એ શાહુકારને પકડવાની મદદ જે અતીતે મારી પાસે માગી હતી તે અતીત તેને લઈ ગયો છે, એટલે, હું રજુ કરી શકતો નથી. એણે આ પ્રમાણે લખ્યું છતાં પણ શાહુકારને રજુ કરવાનું દબાણ ઑટરામ કરવા લાગ્યો, એટલે સૂરજમલને પાનવરા ભણી ન્હાશી જવાની અગત્ય પડી. ક્યાપટન ઑટરામે તેને એકદમ બંડખોર ઠરાવીને તેનું માથું કાપી લાવે તેને ઈનામ આપવાનું જાહેરનામું ફેલાવ્યું અને પોતે ફોજની એક ટૂકડી લઈને તેની પછવાડે પડ્યો. પાનવરાનો રાણો ફોજ આવતી જોઈને ડરી ગયો અને સમજ્યો કે ૧૮૩૫ ના માર્ચ મહિનામાં તેનું ગામ મારવામાં આવ્યું હતું તેમ ફરીને કરવામાં આવશે એવી બ્હીકથી સૂરજમલનું રક્ષણ કરવાને અથવા તેને આશ્રય આપવાને ના પાડી. તે ઉપરથી, સૂરજમલ એકદમ શરણ થયો. સરકારે લખ્યું કે,

"ક્યાપટન ઑટરામે શૂરાપણથી અને ઉન્મત્તપણાથી પગલાં ભર્યાં તેનો સારા "ભાગ્યે કરીને સારો પરિણામ આવ્યો તેથી અમને આનંદ થયા વિના રહેતો નથી, "તોય પણ સૂરજમલનું બ્હારવટું અમે ઉડભંગપણાનું ગણિયે છિયે, છતાં પણ ફોજની ટૂકડીને "કુચ કરવાની અગત્ય ન હતી, પણ ક્યાપટન ઑટરામને ઘટે એવી કુશળતાથી તેણે "વ્યવસ્થા કરી હતી અને તે પ્રસંગને અનુસરતી હતી એમાં અમને કશો શક રહેતો "નથી; તો પણ આ ઉપરથી અમે તેને સૂચવાવ્યું કે એ જય થયો છે તે અમારી સલાહ "પ્રમાણે ચાલવાથી નહિ પણ એથી વિરૂદ્ધ રીતે ચાલવાથી થયો છે એમ માન્ય કરવાને "અમે ખરેખર રાજી છિયે. તે સાથે વળી તેને જાહેર કરી દેવું કે હવેથી અમારી "સૂચના પ્રમાણે બરાબર તમારે વર્તવું, અને ખરેખરૂં તે ઉપર ધ્યાન આપવું."

તા. ૭ મીને રોજ સૂરજમલ (તેને તેટલા આંતરામાં તેની આપેલી પ્રતિજ્ઞા ઉપરથી કેદી તરીકે લેખવામાં આવ્યો હતો) સિદ્ધપુરના શાહુકારને લઇને પોલિટિકલ એજંટની પાસે આવીને રજુ થયો, અને જે બન્યું હતું તેની સાથે તેઓનું બોલવું મળતું આવ્યું એટલે સરજમલને કાંઈ દંડની શિક્ષા કર્યા વિના તેને છોડી મૂકવાનું ક્યાપટન ઑટરામને દુરસ્ત લાગ્યું. આવી વગર ધારેલી કૃપાને માટે તે ઠાકોર ઘણો ઉપકૃત થયેલો દેખાયો.

સરકાર લખે છે કે, "સૂરજમલને જ્યારથી ક્ષમા આપવામાં આવી છે ત્યારથી "એણે જે વર્ત્તણુંક ચલાવી છે તે જોઇને અમને ખુશી પેદા થાય છે. તમારી આનરેબલ "કોર્ટને વિદિત કરવાને અમને પ્રસંગ મળ્યો છે તેથી અમને ખુશી થાય છે કે મહીકાંઠામાં "સલાહશાન્તિ અને સારો બંદોબસ્ત પાછો ચાલુ કરવામાં ક્યાપટન ઑટરામની સાથે "એ ઠાકોરે પણ પ્રયત્ન કર્યો છે. ખુમલા બ્હારવટિયાનો ન્હાશ થયો અને એવા માણસોનું "ટોળું વિખેરી નાંખવામાં આવ્યું તે ઘણું કરીને આ ઠાકોરના આશ્રયને લીધે જ છે."

તા. ૧ લી સેપ્ટેમ્બર સન ૧૮૩૬ પ્હેલાં બાકી રહેલા સર્વે બ્હારવટિયા શરણ થઈ ગયા અને પાનવરાને રસ્તે ઉદયપુરથી તે ઈડર સુધી એક રસ્તો ખુલ્લો કરવામાં આવ્યો તેથી એક અગત્યની મતલબ હાંસલ થઈ, અને જે ઠાકોરોને લાગતુંવળગતું હતું તેઓએ અમુક મુદ્દત સુધી તે રસ્તે થઇને જનારા મુસાફરો પાસેથી નાકું નહિ લેવાની પોતાની મરજી જણાવી.

પાનવરામાં પોલિટિકલ એજંટનું મેલાણ હતું, તેવામાં, એ પ્રખ્યાતિ પામેલા અમલદારે "સીમાના કજિયા પતાવી દેવા પછવાડે પોતાનો પ્રયત્ન ચલાવ્યો તેમાં તે "પાર પડ્યો. એ કજિયા માંહેલો એક ક્રૂર કજિયો તો બાપની પછી તેના દીકરા સુધી "ચાળીસ વર્ષથી ચાલતો આવ્યો હતો. સીમા ઉપરના ઠાકોરોએ યૂરોપિયનોને ફોજના "સરદાર તરીકે અથવા તો પોતાના શત્રુ તરીકે જોયા હતા, તે સિવાય બીજી રીતે "તેમના જોવામાં તેઓ કોઈ વાર આવ્યા ન હતા એવા લોકોના મનમાં વિશ્વાસ ઉપ- "જાવવા સારૂ ડુંગરામાં વધારે ઉજ્જડ ભાગમાં જવાનો તેણે પ્રસંગ સાધ્યો; અને ઘણાં "વર્ષથી ચાલતી આવેલી ઘણી તકરારો અને કજિયા કે જેને માટે ગૂજરાતના પોલિટિકલ "અમલદારો સાથે ઘણા લખાણના તુમાર ચાલવાનું કારણ ઉભું થયેલું હતું તે પતાવી "દેવામાં જય પામ્યો. **કપ્તાન ઔટરામે** પોતાના વિષેનો એવો વિશ્વાસ બેસારી દીધો "હતો કે ઘણા બ્હારવટિયાઓ તેને મધ્યસ્થ થવાને રાજીથી વિનવતા."

**કપ્તાન ઔટરામની** અનુકૂલ કરી લેવાની વ્યવસ્થાથી જે જે પરગણામાં થઈ ને બ્રિટિશની ફોજ પસાર થઈ તે તે પરગણામાં મિત્રતાભરેલો ભાવ બતાવવામાં આવ્યા તે વિષે તા. ૩૦ મી એપ્રિલ સન ૧૮૩૬ ના તેના કાગળ માંહેલો ... ભાગ અત્રે દાખલ કરીને અમે આ લખાણ બંધ કરિયે છિયે:—

"આપણી ફોજ દેશમાં શત્રુને બદલે મિત્ર તરીકે કૂચ કરતી ચાલી છે. પ્રથમ તો "ભીલ લોકો તેને જોઈ ને સર્વે ન્હાશી જતા-રહ્યા, પણ પછવાડેથી પાછા આવવાની "તેમને હિમ્મત મળતી ગઈ, અને આપણી તરફથી તેઓ પ્રતિ જે વર્ત્તણૂંક ચલાવવામ "આવી તે જોઈ ને તેઓ આશ્ચર્ય પામ્યા અથવા તેમનાં ગામ આગળ પડાવ કરવામ "આવ્યો હોય તેવામાં તેઓ ન્હાશી ગયા હોય ત્યાંથી પાછા આવવાને માટે ડરે, પણ "તેઓ પાછા આવે ત્યારે તેમની ગેરહાજરીમાં કાંઈ નાશ કરવામાં આવ્યો હોય નહિ "તે જોઇને તેઓને નવાઈ લાગે. આપણા માણસો અને ગામડાના લોકો વચ્ચેનો માંહો- "માંહનો વ્યવહાર માયાથી ચલાવવામાં આવ્યો હતો. તેનો પરિણામ આપણી ફોજ "પાછી વળી ત્યારે સુખદાયક અને વિશ્વાસભરેલી રીતે તેઓનો આવકાર થયો તે ઉપરથી "જણાઈ આવે છે. ખરૂં જોતાં આ વર્ષમાં **મહીકાંઠામાં** ફેરણી કરવામાં આવી તે એક "પાપ તરીકે તેને ટાળવાને બદલે શાન્તિની વૃદ્ધિ કરનારી અને સુખકારક ગણીને તેનો "આવકાર કરવામાં આવ્યો."



# વિભાગ ચોથો

## પ્રકરણ ૧

## હિન્દુની જ્ઞાતિયો

આખા ગૂજરાતમાં બ્રિટિશ સરકારની સત્તા સર્વોત્કૃષ્ટપણાથી વર્તાવા લાગી ત્યાં સુધીનું વર્ણન કરતા અમે આવ્યા. હવે આ સમાપ્તિપ્રકરણોમાં, એ દેશના હિન્દુઓની હવણાં જે સંસારી રીતભાત છે તેનો સામાન્ય ચિતાર અમારા વાંચનારાઓની હુઝૂરમાં રજુ . કરવાનો અમારો હેતુ છે. આ કામ ઘણું કઠિણ છે, અને તે બર આણવાને અમને આશ્રય મળેલો છે, તેમ છતાં પણ, બહુ અપૂર્ણ રીતે બજાવવા કરતાં બીજી રીતે બજાવી શકવાની આશા નથી. અગર જો કે હિન્દુસ્થાન અને બ્રિટન તળે ઉપર વસતાં હોય એમ એક બીજાની સામે હતાં તેમ હવણાં નથી, તો પણ, બીજા પૂર્વ ભણીના લોકો સંબંધી છસો વર્ષ ઉપર જે વિચાર બાંધવામાં આવેલો તે ઘણી બાબતમાં હવણાંના હિન્દુઓને હજી લગણ લાગુ પાડી શકાય છે:—જે મસોરાના ખુની રણક્ષેત્રમાં સારેસનના હાથમાં સેંટ લુઈ પડયો તેની જરા વાર આગમચ વિલિયમ લાંગસ્પી બોલ્યો કે "આપણે નવા આવનારા જવાન માણસ અને પરદેશિયો, પૂર્વ ભણીની "માહિતગારી ધરાવતા હોઇયે નહિ એમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું છે ? "પશ્ચિમથી પૂર્વ જેટલે છેટે છે, તે જ પ્રમાણમાં, પશ્ચિમ ભણીના લોક પૂર્વ ભણીના લોકથી તેવા જ જૂદા પડે છે*" હિન્દુઓને તેમની અતિ ઘણી પ્રતિબંધ કરનારી સંસારી બાબતોથી એટલા બધા બાધ વચ્ચે નડે છે કે તેથી કરીને તેમને પરદેશિયોની સાથે વ્યવહાર બાંધવાને બહુ અશકય થઈ પડે છે, અને તે પરદેશી તેમની રીતભાતથી જાણીતો થવાને ઇચ્છે તો, તે જો સરકારી અમલદાર હોય છે તો, તેને વળી વધારે મુશ્કેલીભરેલું થઈ પડે છે. પણ જે લોકોમાં તેને પોતાના જીવતરમાં સારામાં સારાં વર્ષ કુહાડવાનાં છે તે લોકો વિષેની માહિતગારી મેળવવાને પ્રયત્ન કરવાની જોગવાઈ બને નહિ તો માત્ર અજ્ઞાન રહેવાથી તેઓને એક પંચાત આવી પડે છે તે એ કે, એ લોકોના મનોભાવ જેથી ઉશ્કેરાતા હોય અને ખરી હકિકતો તેમના સંબંધીની હોય તે વિષેની માહિતગારી હોય નહિ, તેથી નિરંતર તે વિષે તે ખોટું સમજે, અને ખોટી રીતે તેનો પરિણામ બતાવી આપે.

*માથ્યુ પારિસના ઇંગ્લિશ ઈતિહાસ પ્રમાણે.

આડમ્સ અને પૉટ્ટરે પોતાના ગ્રંથનાં પૃષ્ટોમાં જે રીતભાતો વિષે લખેલું અંગરેજોના વાંચવામાં આવે છે, અને જે રીતભાતો ઉપર સંગ્રહસ્થાનના ખેરવાળા દિવાનખાનાઓમાં વિચાર કરી તુલના કરવામાં આવે છે તેઓની સાથે અંગરેજોની હાલ ચાલતી રીતભાતો કરતાં ઓગણીશમા સૈકામાં રહેલા હિન્દુ સરખા લોકની રીતભાતો બહુ વધારે મળતી આવે છે, એ વાત કદાપિ અંગરેજોના વિચારમાં ભાગ્યે જ ઉતરી શકશે. એટલા માટે અમને ભય લાગે છે કે અમે નીચે જે વર્ણન આપિયે છિયે તે હાલની ચાલતી રીતભાતો જોઈને લખેલું છે તેને બદલે અમારા વાંચનારાઓને પ્રાચીન શોધ ઉપરથી ઉપજાવી કહાડેલું જણાશે. પણ એ વિષે અમે નમ્રતાપૂર્વક કહિયે છિયે કે એમ નથી. ખરી વાત છે કે અમે જે વર્ણન આપ્યું છે તે પ્રાચીન રીતભાતનું હોય એમ જણાશે, કારણ કે હિન્દુની હાલની રીતભાત ટુંકામાં જોતાં કર્ણ અને જયસિંહના વારામાં જેવી હતી તેવી જ છે, પણ જે વસ્તુઓનું અમે વર્ણન આપિયે છિયે તે હમણાં હૈયાત છે.

---

હિન્દુ લોકોની રીતભાતમાંથી પહેલી રીતભાત જે પરદેશિયોનું ધ્યાન ખેંચે છે તે જ્ઞાતિ વિષેની છે. ઈ૦ સ૦ ૧૮૨૭ માં મિ૦ બ્યારોડેલને સુરતમાં હિન્દુઓની રીતભાત વિષેની હકિકત એકઠી કરવાના કામ ઉપર લગાડયો હતો (એ કામ ત્યાર પછી બધું બંધ કરવામાં આવ્યું હતું ) ત્યારે તે શહરમાં બસેં ને સાત કરતાં ઓછી જ્ઞાતિયો ન હતી. આ જ્ઞાતિયો માંહેલા પ્રત્યેકને એક બીજાની સાથે વ્યવહાર રાખવાને કાંઈ કાંઈ પણ બાધ હતા. ( આ વિષય અમે વિસ્તારથી લખવાના છિયે.) તેઓનાથી એક બીજામાં લગ્ન થાય નહિ, તેમ જ એક બીજાનું જમાય નહિ કે પાણી સરખું પણ પીવાય નહિ.

મૂળમાં જોવા જઈયે તો હિન્દુસ્થાનમાં બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, અને શૂદ્ર એવી માત્ર ચાર (વર્ણો) જ્ઞાતિયો હતી, હવણાં વંશપરંપરાની ચાલતી આવેલી જ્ઞાતિયોના જેવી તેની ગણના થઈ ગઈ છે. તથાપિ કેટલીક મુદત સુધી તે માત્ર જૂદા વિભાગ જ ગણાતા હતા એવું જોવામાં આવશે. શૃંગ ઋષિનો જન્મ હરિણનાથી થયેલો લખ્યો છે; કૌશિક ઋષિ કુશ અથવા દર્ભમાંથી થયો. ગૌતમ ઋષિની ઉત્પત્તિ સસલાથી થઈ છે; વાલ્મિકિની ઉત્પત્તિ સાપના રાફડામાંથી થઈ છે; દ્રોણાચાર્ય પડિયામાંથી ઉપજ્યા; એ વિના બીજા ઋષિઓમાંથી કોઈ ખારવાની પુત્રીથી, કોઈ ગણિકાથી, કોઈ ચાંડાલણીથી, કોઈ દાસીથી થયેલા છે, તેમ છતાં પણ, સર્વે બ્રાહ્મણો હતા. ક્ષત્રિયોની સાથે બેશીને ઋષિયો જમતા હતા એવું મહાભારતમાં ઘણે ઠેકાણે લખેલું

છે; અને કાલિદાસ કવિ જે બ્રાહ્મણ હતો તે રાજાની પુત્રી વ્હેરે પરણ્યો હતો; અને રાજા ઠર્યો તે ક્ષત્રીય જ્ઞાતિનો હોવો જોઇયે.

સપ્ત ઋષિ બ્રાહ્મણ હતા, તે સાતની વચ્ચે એક સ્ત્રી હતી. તે હવણાં આકાશના તારા થઈ ગયેલા છે અને સપ્ત ઋષિના ખાટલાને નામે પ્રસિદ્ધ છે. તે વિષ્ણુના સ્વર્ગનું દ્વાર જે ધ્રુવનો તારો તેની આસપાસ પ્રકાશે છે. અને તેઓની પાસે તેઓની સ્ત્રી અરૂંધતી ઓછા અજવાળાથી પ્રકાશે છે. ઘણુંખરા બ્રાહ્મણોની ઉત્પત્તિ એ સપ્ત ઋષિનાથી થઈ છે. કદાપિ તે બ્રાહ્મણોમાં ભેદ પડી ગયો છે તે (હિન્દુનાં શાસ્ત્રમાં હાલમાં જે જ્ઞાતિયો પડી ગઈ છે તેનાં નામ નથી) તેઓના મ્હોટા સૂદ્ધારક, શંકરાચાર્યના વારાથી પડેલો જણાય છે. તે ઈ૦ સ૦ ની પ્હેલાં દોહોડ સદી ઉપર બૌદ્ધ મતની સામે થવાને ઉઠ્યો. બ્રાહ્મણોમાં ભેદ પડેલો તેના જોવામાં આવ્યો, તેઓ ચાર વેદમાંથી પોતપોતાને પ્રિય વેદ હતો તે ઝાલી બેઠા, અને અથર્વ વેદ ગ્રહણ કરનારાઓનો ધિઃકાર કરવા લાગ્યા. વેદમાં પ્રાણિયોનું બલિદાન લખ્યું છે તે વાત કોરે ર્‌હેવા દઇને બૌદ્ધમતના લોકપ્રિય અભિપ્રાય પ્રમાણે આ મ્હોટા સૂદ્ધારકે માંસભક્ષણની મના કરી; તેણે વળી એમ સલાહ આપી કે વંશપરંપરાથી જે જે વેદને માનતા આવ્યા છે તેણે તે વેદ માનવો અને બીજા વેદ માનનારા સાથે શત્રુતા રાખવી નહિ. શંકરાચાર્ય આ પ્રમાણે મતભેદ તોડી નાંખવાને પ્રયત્ન કરવા લાગ્યા પણ ઉલટો તે તેના વિના ચિંતવ્યે મતભેદ ઉભો કરવાનું કારણ થઈ પડ્યા. તેના મરણ પછી તેના નામનો એક જૂદો પંથ પડ્યો, અને જે બ્રાહ્મણો માત્ર વિન્ધ્યાચળ પર્વત વચ્ચે પડવાને લીધે જ એક બીજાથી જૂદા હતા તેઓના હવે બે પંથ પડી ગયા. તેમાં એક તેનો મત સ્વીકારવા લાગ્યા અને બીજા તેની સામે થવા લાગ્યા. દ્રવિડ બ્રાહ્મણોએ માંસાહાર તજી દીધો અને ગૌડ બ્રાહ્મણો તે ચાલુ રાખી રહ્યા. તેથી એક બીજાનો પાણીવ્યવહાર બંધ થઈ ગયો.

હિન્દુસ્થાનના બીજા ભાગ કરતાં, ગૂજરાતમાં બ્રાહ્મણોની ઘણી નાતો પડી ગયેલી છે એમ ધરાય છે. ઔદિચ્ય બ્રાહ્મણો, જે સંખ્યામાં અતિશય વધી ગયા છે, તેમના મૂળ વિષે અણહિલવાડના રાજા મૂળરાજના ઇતિહાસમાં જોવું.[1] તેઓ ઉત્તરમાંથી આવ્યા માટે ઔદિચ્ય ક્‌હેવાયા અને પ્હેલે પ્રસંગે સુમારે એક સહસ્ર આવ્યા માટે સહસ્ર ક્‌હેવાયા. પોતાના ર્‌હેવાના ઠેકાણા ઉપરથી સિદ્ધપુરિયા અને સિહોરિયા ઔદિચ્ય ક્‌હેવાયા, અને આ પ્રમાણે જેમ જૂદી શાખાઓ પડતી ગઈ, તેમ રીત-

૧ પ્હેલા ભાગને પૃષ્ઠ ૯૦-૯૧ જુવો.

ભાતમાં રહેતાં રહેતાં ફેરફાર પડવા માંડ્યો. જે ટોળાએ મૂળરાજનું દાન લીધું નહિ તે ટોળકિયા ઔદિચ્ય કહેવાયા. ત્યાર પછી તેમનામાંથી જેઓની નબળી દશા થઈ ગઈ, તેઓ મોચી, દરજી, ત્રાગાળા અને બીજા કોળી સરખા હલકા લોકોના ગોર થયા, અને તેઓને નાત બ્હાર મૂકયા તેથી તેમના ઘણા વિભાગ થઈ ગયા. કેટલાક સુરત અથવા કચ્છ–વાગડ અને મારવાડમાં જઈ વસ્યા અને પોતાના દેશની મૂળની રીતભાત પકડવા લાગ્યા અને જ્યાં રહ્યા ત્યાંનું નામ ધારણ કરી બેઠા, જેવા કે મારવાડી ઔદિચ્ય બ્રાહ્મણ.

શ્રીમાળી બ્રાહ્મણોની ઉત્પત્તિનું એક શ્રીમાલમાહાત્મ્ય કરીને પુસ્તક છે, તે સ્કંદ પુરાણનો ભાગ છે, એમ તેઓ માને છે, તેમાં લખે છે. કે ઝાલોરમાં શ્રીમાલ (હવણાં તે ભીનમાલ કહેવાય છે) નગર પ્રથમ વસાવ્યું ત્યારે યોગરદમથી બ્રાહ્મણોને ત્યાં તેડાવ્યા તેમાં જેઓ ત્યાં જઈ વસ્યા તેઓ ત્યાંની એક નાત થઈ પડ્યા. પ્રખ્યાત સંસ્કૃત કવિ માઘ થઈ ગયો તે શ્રીમાળી બ્રાહ્મણ હતો. જ્યારે શ્રીમાલની પડતી દશા આવી ગઈ, અને અણહિલવાડની ચડતી થતી ચાલી, ત્યારે કેટલાક બ્રાહ્મણો પોતાની કુલદેવીને લઇને ત્યાં આવીને વસ્યા, અને કેટલાક ગૂજરાત, કચ્છ, કે સોરઠમાં જઈ વસ્યા. કેટલાક મારવાડ, અને મેવાડમાં જઈ રહ્યા. કેટલાએક ભોજનને અર્થે જૈન ધર્મ સ્વીકાર્યો તે ભોજક કહેવાયા, શ્રીમાળી બ્રાહ્મણો યજુર્વેદી અને સામવેદી છે, તથા તેમનામાં સાત ગોત્ર છે. તેઓ એકલા ગૂજરાત વિના, માંહોમાંહે કન્યાવ્યવહાર રાખે છે. ઔદિચ્ય બ્રાહ્મણોની પેઠે શ્રીમાળીઓ પણ ગૌતમ ઋષિનાથી પોતાની ઉત્પત્તિ થયેલી માને છે. ગૂજરાતના પશ્ચિમ ભણીના માહાલોમાં આ બે જાતિના બ્રાહ્મણો વચ્ચે હવણાં ઉચ્ચપણાનો વાંધો ચાલે છે.

બધી જાતિના બ્રાહ્મણો એક બીજામાં પરણતા નથી, તથાપિ ખાવાનો વ્યવહાર રાખે છે, તો પણ ગૂજરાતમાં નાગર બ્રાહ્મણની એક નાત છે, તે બીજી નાતનું ખાતી પણ નથી. ગૂજરાતના નાગર બ્રાહ્મણો અસલ વડનગરના રહેવાસી છે. એ શહર ઘણું જૂનું છે. અને કનકસેનના વંશવાળાઓએ તેની સ્થાપના કરી છે એવી દંતકથા ચાલે છે. વિસલદેવ ચોહાણે જ્યારે વિસલનગર[1] વસાવ્યું ત્યારે તેણે હોમ કર્યો હતો, તે સમયે ઘણા વડનગરા બ્રાહ્મણો તે અવસરે હાજર હતા. તેઓએ દાન લેવાની ના પાડી ત્યારે વિસલદેવે યુક્તિથી તેમનામાંથી કેટલાએકને ભૂમિદાન લેવાની અગત્ય પાડી. તેઓને આખી નાતે થઈને નાત બ્હાર મૂકયા ત્યારથી તેમની એક વિસલ-

૧ પ્હેલા ભાગને પૃષ્ઠ ૧૩૨ જૂવો.

ારા નાગર બ્રાહ્મણની જૂદી નાત થઈ. એવા જ બનાવ સાઠોદ અને
જે ઠેકાણે બન્યા, તે ઉપરથી સાઠોદરા, ચિત્રોડા, પ્રશ્નોરા અને કૃષ્ણોરા
ાગર બ્રાહ્મણ થયા. આ નાતમાં એક બારડની જાત જૂદી પડી છે, તે
ાતમાં કન્યા નહિ મળવાથી બીજી નાતની કન્યા વ્હેરે પરણવાથી થઇ છે.
મનું આ પ્રમાણે લગ્ન થવાથી તેઓનો ઘણો ધિઃક્કાર થયો. અને તેઓને
ાતાનું ગામ છોડી જવાની અગત્ય પડી; પણ ત્યાર પછી આ નાત વધતી
ાય છે. તેમનામાં પુનર્વિવાહ કરવાની છૂટ છે.[1]

ગૂજરાતમાં આ પ્રમાણે બ્રાહ્મણની મુખ્ય નાતો છે, તે માત્ર આટલી જ
છે એમ સમજવું નહિ. ઘણું કરીને એમ કહેવામાં છે કે ચોરાશી જાતના
બ્રાહ્મણ છે.

ભાગવતમાં એમ લખ્યું છે કે, બ્રહ્માના મરિચિ થયા ને મરિચિના
કશ્યપ થયા, તેને સૂર્ય અથવા વિવસ્વત પુત્ર થયો તે ક્ષત્રીય થયો. મરિચિના
ભાઈ અત્રિને ચન્દ્ર થયો, તે પણ ક્ષત્રીય થયો. રજપૂતોની ઘણી ખરી
શાખાઓ ચન્દ્ર કે સૂર્ય વંશમાંથી થઈ છે. રત્નકોશની સંસ્કૃત ટીકામાં લખ્યું
છે કે ક્ષત્રિય જાતનો પ્રથમ પુરુષ મનુ થયો. તેનાથી છત્રીશ શાખાઓ થઈ
તે માંહેલા કેટલાએક પરાક્રમ કરીને ઉપનામ મેળવી લીધાં, કેટલાક રાજાનું
પદ પામ્યા, કેટલાએક ખેડુત થઈ ગયા, અને કેટલાક શૂદ્રમાં ભળી ગયા.
ચંદ બ્હારોટ લખે છે કે, આબુ પર્વત ઉપર જ્યારે ઋષિયો રહેતા હતા,
અને તેઓને અસુર અથવા રાક્ષસો પીડા કરવા લાગ્યા ત્યારે ત્યાં વશિષ્ટ
ઋષિ હતા તેમણે અગ્નિકુંડમાંથી પરિહાર, સોલંકી, પરમાર અને ચોહાણ
એવા ચાર જાતિના રજપૂત ઉત્પન્ન કર્યા. તેમનામાંથી પછી છત્રીશ જાતિયો
થઈ તે નીચે પ્રમાણે છે:—

छपय

रवि, शशि, जादव वंश, ककुत्स्थ, परमारु, तोंवर,
चहुवाण, चालुक्य, छिंद, सिलार, आसीवर,
दोयमत्त, मकवान, गरुअ, गोहिल, गहो लुत,
चापोत्कट, परिहार, राव राठोड, रोस जुत,

---

૧ આ પ્રમાણે પુનર્વિવાહ કરવાનો ચાલ નથી. સાઠોદરા નાગરોમાં એક કન્યાનો તેના વર સાથે હસ્તમેળાપ થયો ન હતો તેવામાં એકાએક અર્ધી ક્રિયાએ વર મરણ પામ્યો એટલે કન્યાના પિતાએ તેને બીજા વ્હેરે પરણાવી. નાતના લોકોએ કહ્યું કે અર્ધી ક્રિયા થઈ છે તેથી એ કન્યા રંડાઈ માટે એનું ફરી લગ્ન થાય નહિ. પણ પેલાએ કહ્યું કે, શાસ્ત્ર પ્રમાણે બાધ નથી. આ પ્રમાણે જે લોકો એની સાથે નાતબ્હાર રહ્યા તેઓની બારડ જાતિ જૂદી થઈ. ર. ઉ.

देवरां, टांक, सिंधव, अनग, માંઞો. જે ટાળાએ મૂળરાજનું દાન
कारट पाल, कोटपाल, हुन, हा યા. ત્યાર પછી તેમનામાંથી જેઓની
દરજી, ત્રાગાળા અને બીજા કોળી
दुहो તેઓને નાત બ્હાર મૂકયા તેથી
ध्यान पालक, निकुंभवर, राजपाल સુરત અથવા કચ્છ–વાગડ અને
काळ छर के आदि दे, बरने वंश ી મૂળની રીતભાત પકડવા લાગ્યા
જેવા કે મારવાડી ઔદિચ્ય બ્રાહ્મણ.
હવણાં એક સાધારણ છંદ બધા શ્રીમાલમાહાત્મ્ય કરીને પુસ્તક
પરમાર, રાઠોડ, જાદવ, ચોહાણ, અને સોલંકી, એવી પાંચ જાત અગ્નિ-કુંડમાંથી થઈ કહી છે; અને એ પાંચમાંથી તેઓની નવ્વાણું શાખાઓ થઈ. રજપૂત લોકો ક્હે છે કે, અમે ખરા ક્ષત્રિય છિયે, પણ બ્રાહ્મણો તે વાત માન્ય રાખતા નથી; અને ક્હે છે કે, ક્ષત્રિય તો હવે પૃથ્વી ઉપર રહ્યા જ નથી. એનું કારણ એમ કે, બ્રાહ્મણોમાં ખાવા પીવા ઇત્યાદિનાં ઘણાં લફરામાં ચોખ્ખાઈ માનવાનો ચાલ પડી ગયો છે, અને રજપૂતોની કન્યા મુસલમાનો જોરાવરીથી વર્યા છે; તેથી હવે બ્રાહ્મણથી બીજી પાયરીની ક્ષત્રિયની જ્ઞાતિ હિન્દુઓમાં ગણાતી નથી. એઓની પાયરી વાણિયાઓએ છીનાવી લીધી છે; વાણિયા મૂળ જોવા જઇએ તો વૈશ્ય જાતિના છે, પણ તે રજપૂતોનું પાણી પીતા નથી, અને ઉજળી વર્ણમાં બ્રાહ્મણ-વાણિયા ગણાય છે. રજપૂતો માંસાહાર અને મદ્યપાન કરે છે તે તેમની આસપાસની બીજી જ્ઞાતિયોવાળા ખોટું ગણે છે ને રજપૂતો તો ગૌહિંસા અને પુનર્વિવાહ એ બે જ માત્ર વર્જિત કરે છે. જ્ઞાતિયોમાં શાખાઓ અથવા તડ પડી જાય છે તેઓને એક બીજામાં ખાધાવ્યવહાર રાખવામાં કશો બાધ હોતો નથી, તેથી તે જૂદી જ્ઞાતિયો ગણી શકાય નહિ.

પ્રત્યેક રજપૂત ઠાકોરને ત્યાં દાસિયો હોય છે અથવા જેને પ્રથમ વેચાતી લીધી હોય તેનાથી થયેલી હોય છે, તે સર્વ જાતિની હોય છે અને ઘણી વાર તો હબશણો જોવામાં આવે છે. કાઠિયાવાડમાં આવી દાસિયો "છોકરીયો" ને નામે ઓળખાય છે અને મહીકાંઠામાં "વડારણ" ક્હેવાય છે. આ સ્ત્રિયોનાં આચરણ ચોખ્ખાં હોતાં નથી, અને ઘણું કરીને પરણેલી હોતી નથી. પણ કદાપિ પરણી હોય છે તો તે પોતાની જાતિવાળા સાથે; બીજી જાતનું કોઈ તેઓની સાથે છંદમાં પડે તો તે પુરૂષ માટે ઘણું જ હલકું ગણવામાં આવે છે. જ્યારે કોઈ વડારણને મહિના રહે ત્યારે તે જેની દાસી હોય તે રાણી તેને બોલાવીને, જેના મહિના રહ્યા હોય તેનું નામ બલાત્કારથી ક્હેવરાવે. તે માણસ પછી જો દ્રવ્યવાન્ હોય તો તેની પાસેથી

નગરા નાગર બ્રાહ્મણની જૂદી નાત થઈ ને દોષવાળી ગણવામાં આવતી બીજે ઠેકાણે બન્યા, તે ઉપરથી સાઠો કહેવાય છે. કદાપિ ઠાકોરની ઉંચા નાગર બ્રાહ્મણ થયા. આ નાતમાં ખવાસ કહેવાય છે. તે ઉંચી પદવિયે નાતમાં કન્યા નહિ મળવાથી બીજીજ ગણાય છે. જ્યારે ઠાકોરની કુંવરીને તેમનું આ પ્રમાણે લગ્ન થવાથી તે દાસદાસિયો તેની સાથે તેને સાસરે જઈ પોતાનું ગામ છોડી જવાની અગત એક ભાગ ગણાય છે. તેઓ ઘરનું બધું જાય છે. તેમનામાં પુનર્વિવાહ કરવાનો ઠાકોર જ્યારે મરણ પામે છે ત્યારે ...ગૂજરાતમાં આ પ્રમાણે બ્રાહ્મણી મરે છે.

વૈશ્ય હજી લગી મુખ્યત્વે કરીને ખેતીવાડી અને વ્યાપાર કરે છે. ગૂજરાતમાં ઘણાખરા ખેડુતો કણબી છે. તેઓની ત્રણ[1] મ્હોટી જ્ઞાતિયો છે. લેઉઆ, કડવા અને આંજણા. તેઓ પોતાની ઉત્પતિ ક્ષત્રીય જાતિમાંથી થયેલી ગણે છે, અને તેઓ માંહેલા ઘણા ખરા તો રજપૂત જાતિના જેવાં ઉપનામથી ઓળખાય છે. વૈશ્ય જાતિમાં વાણિયા મુખ્ય છે તે વાત આગળ લખી છે. તેઓની ચોરાશી જૂદી જૂદી નાતો થઈ છે અને જે પરગણાના અથવા ગામના તેઓ રહેવાશી હોય તેના નામથી ઓળખાય. તેઓનામાં દશા અને વીશા એવા ભેદ પણ છે. વળી ધર્મભેદને લીધે, મેશરી અથવા વૈષ્ણવ અને શ્રાવક અથવા જૈન વાણિયા પણ કહેવાય છે. જેનો જેવો ધર્મ તે પ્રમાણે વાણિયાઓના વહીવંચા જૈન મતના સાધુ અથવા ભાટ હોય છે, અને ભાટની ઉત્પત્તિ ઘણું કરીને કોઈ રજપૂત જાતિમાંથી થયેલી છે. એક કુલમાંથી જેઓની ઉત્પત્તિ થઈ હોય છે તેઓ એક બીજા સાથે પરણતાં નથી.

ઘરનું હલકું કામકાજ કરતાર માણસોની શૂદ્ર જાતિ કહેવાય છે, જેવા કે હજામ અથવા ગાંયજો, (વગેરે) ઘાંચી, અને બીજા મૂળ જાતિના જેવા કે ભીલ, કોળી, મેર, અને બીજા શૂદ્ર ગણાય છે, તેમજ નાતબ્હાર મૂકવાથી થયેલી બીજી નાતો પણ એવીજ ગણાય છે. વળી જૂદા જૂદા ધંધા કરનારાઓની જૂદી જૂદી નાતો થઈ છે. દેશી રાજાના રાજ્યમાં શૂદ્રનાથી બાપદાદાના વારાથી ચાલતો આવેલો ધંધો છોડી શકાતો નથી. તેઓ સારાં લૂગડાંલત્તાં પ્હેરી શકતા નથી, તેમજ રહેવાને સરસ પ્રકારનું ઘર બંધાવી શકતા નથી. અસલને વારે નીચ વર્ણના લોકોને ગામમાં રહેવાની આજ્ઞા ન હતી, અને બીજાનાથી ઓળખાઈ આવે એવાં લૂગડાં પ્હેરવાનો

---

[1] કણબીની ચોથી નાત મુમના છે.

તેઓને હુકમ હતો.[1] આ પ્રમાણે છતાં પણ શૂદ્ર લોકોના વહીવંચા હોય છે. તેઓ તેમને અસલ ક્ષત્રીય કુળમાંથી નીપજેલા કહીને રાજી કરે છે. ઢેડ સરખાનાં પણ ચોહાણ, વાઘેલા એવાં ઉપનામ હોય છે, તથા તેમને તુરી જાતના ગવૈયા હોય છે, અને ગરોડા કરીને તેઓના ગોર હોય છે. તે બ્રાહ્મણ પેઠે જનોઈ પ્હેરે છે અને બ્રાહ્મણમાંથી પોતાની ઉત્પત્તિ થયેલી માની લે છે. ઢેડ લોકો ઘણું કરીને કબીરપંથી હોય છે. તેઓનો અભિપ્રાય તેઓને રૂચે તેવો એમ છે કે એક નાત બીજી નાતનાથી જૂદી નથી. એ લોકમાં પણ ઢેડ અને ઓળગાણા એવો ભેદ છે. અને ઢેડ જો ઓળગાણાનું ખાય તો તે વટલાય અને તેને નાતબ્હાર મૂકે. છેલ્લી વારે એટલી વાત જાણવાની અગત્ય છે કે ઓળગાણા સરખો પણ હિન્દુ કહેવાય છે, અને તે મ્લેચ્છ અથવા જે હિન્દુ હોતા નથી તેઓના કરતાં શ્રેષ્ઠ ગણાય છે. એક એવી વાત છે કે, મુસલમાન પાદશાહે પોતાના હિન્દુ પ્રધાનને પૂછ્યું કે સર્વના કરતાં નીચી જાત કઈ? પ્રધાને કહ્યું કે, "એ વિષેનો વિચાર કરવાની મને મ્હેતલ આપો." પાદશાહે તે પ્રમાણે મ્હેતલ આપી. એટલે તેણે ઢેડવાડે જઈને તેઓને કહ્યું કે, "તમે પાદશાહને ગુસ્સો ઉપજાવ્યો છે, માટે તમને વટાળીને મુસલમાન "કરવાનો તેમનો વિચાર છે." ઢેડ લોકો આવું સાંભળીને ઘણા જ ભયભીત થઈ ગયા અને ટોળે મળીને પાદશાહને મ્હેલ જઈ વેગળે રહી બૂમો પાડી કહેવા લાગ્યા કે, "અમે પાદશાહનો અપરાધ કર્યો હોય તો અમને બીજી શિક્ષા "કરો, પણ વટાળશો નહિ." આવું સાંભળીને પાદશાહ હસ્યો અને પોતાનો પ્રધાન, જે જાણી જોઇને આ સર્વ ગણકાર્યા વિના બેઠેલો હતો, તેને કહેવા લાગ્યો, "ત્યારે નીચામાં નીચી જાત તો મારી જ તો!"

જૈન લોકોમાં મુખ્યત્વે કરીને અપવાસ કરવામાં અને જીવહિંસા નહિ કરવામાં ધર્મ ગણાય છે. તેઓનામાં નાતનો અટકાવ નથી. તો પણ બીજા હિન્દુઓમાં જે સાધારણ રીતભાતો છે તે શ્રાવકો પાળે છે. જો કોઈનાથી નનામા ઢેડને અડાયું હોય તો તેને અગ્નિ કે પાણીનો સ્પર્શ કરવો પડે છે. કોઈ હિન્દુને ઢેડ પાસેથી કાંઈ વસ્તુ લેવી હોય છે તો તે વસ્તુને પાણી છાંટ્યા પછી અડે છે. કોળી અને ભરવાડ સરખા પણ ઢેડને અડ્યાથી અભડાય છે અને શુદ્ધ થવાને ઉપર પ્રમાણે કરે છે.

સન ૧૮૫૩ના આગસ્ટ મહિનામાં ગૂજરાતના એક કોળિયે ફોજદારી કચેરીમાં જુબાની આપતાં કહ્યું કે, ભગવાન અને રોડો બે ભરવાડ મારી

---

૧ પ્રથમ પુસ્તકના સાતમા પ્રકરણમાં જસમા ઓડણની વાતમાં જુવો.

પાસે આવીને ક્હેવા લાગ્યા, "અમે ઢેડને અડક્યા છિયે તેથી અભડાયા છિયે, 'માટે અમને દેવતા આપો." મેં હુક્કાની ચલમમાંથી એક અંગારો નાંખ્યો, તેનો વારા ફરતી બન્ને જણે પોતાના માથા સાથે સ્પર્શ કર્યો, ત્યાર પછી તેમણે મારો હુકકો લઈને પીધો. ભાવાર્થ એવો કે અગ્નિના સ્પર્શથી તેઓ ચોખ્ખા થયા ત્યારે તેણે તેઓને હુક્કો આપ્યો.

નાતમાં તડ પડી જાય છે, તેનું એક વધારે કારણ એ છે કે નાત મ્હોટી હોય છે તો જમણવાર કરતાં ખર્ચ ઘણો થઈ જાય છે. પૈસાદાર માણસ લોકપ્રિય થવા સારૂ અગત્ય હોય તે કરતાં પણ ખુશીથી એક બે વધારે નાતો કરે છે, તે જોઈને બીજાની નાખુશી છતાં પણ ખોટું દેખાશે એમ સમજીને તણાઈ મરીને વધારાની નાતો કરવી પડે છે. એટલે છેવટે, તેવી નાતો કરવાનો ચાલ પડી જાય છે, તેથી ગરિબને રૂપિયા કરજે ક્હાડીને પણ નાત કરવી પડે છે. આ કારણને લીધે કોઈ પણ કારણથી નાતમાં વાંધો પડે તો તેનો લાગ લઈને જૂદાં પડવાનો પ્રસંગ તાકે છે. જો નાતના ઘણા માણસોનું એકમત થાય છે તો પછી તડ પાડવાને વાર લાગતી નથી; પણ વાંધાવાળા થોડા હોય છે તો પછી તેમને ઘણી પજવણી સ્હેવી પડે છે. નાતના લોકો તેમની સાથે સંબંધ રાખવાને ના ક્હે છે, તેમનાં છોકરાં સાથે કોઈ વિવાહ કરતું નથી, કોઈ તેમને દેવતા આપતું નથી, તેમ-જ ગામના કૂવામાંથી પાણી સરખું પણ ક્હાડવા દેતા નથી. જેઓને નાતબ્હાર મૂકેલા હોય છે તેઓની સ્ત્રિયોને અને પરણેલી દીકરિયોને તેઓનો સંસર્ગ કરવા દેતા નથી. તેમનામાં કોઈ મરી જાય છે તો નાતના લોકોને નમી પડીને અથવા કોઈ બીજી રીતે વાંધો પતાવી દે છે ત્યારે તેઓ દાહ દેવા જાય છે, પરનાતીલાથી તે કામ થતું નથી.

કેટલીક નાતોમાં પુરુષોને તેમની મરજીમાં આવે તેટલી સ્ત્રિયો પરણવાની છૂટ છે. કેટલાક રજપૂત વીશ વાર પરણે છે, અને ઔદિચ્ય બ્રાહ્મણ પાંચ કે છ વાર પરણે છે. બીજી નાતોમાં એવો ચાલ હોય છે કે, પ્હેલી સ્ત્રી જીવતી હોય ત્યાં સુધી બીજી વાર કોઈનાથી પરણાય નહિ. રજપૂત લોકોમાં વિધવાનાં પુનર્લગ્ન થવા દેતા નથી, પણ બીજી કેટલીક નાતોમાં એક વાર કરતાં વધારે વાર સ્ત્રી પરણી શકે છે. કોઈ વાર તો ધણીધણીયાણીને બનાવ નથી હતો તેથી પોતાની ખુશીથી છૂટાછેડા કરવા દેવામાં આવે છે, તેમાં સ્ત્રી પોતાનો છેડો ફાડીને ધણીને આપે છે અને ધણી તેને છૂટા થયાનો દસ્તાવેજ કરી આપે છે. કેટલીક નાતોમાં એવો ધારો છે કે કન્યાને બાર વર્ષની અંદર પરણાવવી જ જોઇયે. કેટલીક નાતોમાં કુલીન

ઘર ખોળે છે, અને છોકરી ત્રીસ વર્ષની થતાં સુધી કોઈ વાર કુંવારી રાખે છે. કેટલીક નાતોમાં એવો ચાલ છે કે મરેલા માણસની ઉત્તરક્રિયા કરવામાં આવે નહિ, તો તે ઘર નાતબહાર મૂકવાને યોગ્ય થાય છે; અને વળી બીજી કેટલીક નાતોમાં એવી ક્રિયા સમૂળગી કરતા જ નથી.

હિન્દુઓમાં ખાવાની બાબતમાં ઘણા પ્રકારની મનાઈ હોય છે તે પ્રમાણે કોઈ ચાલે નહિ તો તેને નાતબ્હાર મૂકે છે. તેનો સામાન્ય ધારો એવો છે કે, કોઈ બીજી નાતવાળાનું તેમાં મુખ્યત્વે કરીને પોતાના કરતાં નીચી નાતવાળાના હાથનું રાંધેલું ખવાય નહિ. જો બ્રાહ્મણની રસોઈને શૂદ્ર અડકે તો તે પછીથી શૂદ્રને ખાવા યોગ્ય જ થાય છે. કેટલીક નાતોમાં એવો ધારો છે કે જે ઠેકાણે રસોઈ કરી હોય ત્યાંથી બીજે ઠેકાણે લઈ જવાય નહિ. વાસણ વિષે પણ એવી જ જાતનાં બંધન છે. બ્રાહ્મણે કોઈ વાસણ ઉપયોગમાં આણ્યું હોય તો ફરીથી વાપરતાં પ્હેલાં પાણીથી ઉટકવું જોઇયે; પણ વૈશ્ય રાખ વડે ઉટકી નાંખે તો તેની નાતના ધારા પ્રમાણે ચાલી શકે છે. કાંસું, પથ્થર, કલાઈ, લાકડું અને માટી એઓનાં બનાવેલાં વાસણ પરનાતવાળાએ વાપર્યાં હોય તો તે બ્રાહ્મણના ખપમાં આવતાં નથી. તેમ જ બ્રાહ્મણના ખપનાં એવી જાતનાં વાસણને વૈશ્ય કે શૂદ્ર જાતિનું કોઈ અડકે તો તેનાં ખપનાં તે રહેતાં નથી. જરૂરિયાત કે પ્રસંગ આવી પડવાને લીધે પાણીની એટલી બધી છોછ ગણવામાં આવતી નથી, તો પણ સામાન્ય ધારો એવો છે કે પરજાતિવાળાના વાસણમાં પાણી ભરેલું હોય તો તે હિન્દુના ખપમાં આવતું નથી, તેમ જ હિન્દુના પાણીને તેઓ અડકે છે તો તે વટલાય છે. તથાપિ પશ્ચિમ ગૂજરાતમાં ઉન્હાળાના દિવસમાં પાણીની ઘણી અગત્ય પડે છે ત્યારે પરજાતિવાળાઓનું ત્રાંબા પીતળ આદિ ધાતુનું વાસણ હોય તો તે પાણી તથા માટી વતે સારી પેઠે માંજ્યા પછી તેમાં ભરી આણેલું પાણી બ્રાહ્મણના ખપમાં આવે છે. ચામડાની ડોળ માંજવાની અગત્ય રહેતી નથી, માત્ર તેને ધોઈ નાંખવી જ જોઇયે, કેમ કે મોચીને ઘેરથી તે આવેલી હોય છે તેથી. તે નાતના કરતાં વધારે વટાળો થઈ શકવા જેવું પછી કાંઈ બાકી રહેતું નથી. કેટલાક બ્રાહ્મણ એવા ચોખ્ખાઈવાળા હોય છે કે ડોળથી ક્હાડેલું પાણી પીતા નથી અને તેથી ન્હાતા પણ નથી. પશ્ચિમ ગૂજરાતમાં ઘણું કરીને ગામ દીઠ એકેકો કૂવો હોય છે; ત્યાં ઢેડ પાણી ક્હાડી જાય છે, ત્યાર પછી બ્રાહ્મણ અને બીજી નાતના લોકો સામી બાજુએથી પાણી ક્હાડે છે. ઘણું કરીને ગામમાં ઘણા કૂવા હોય છે, તેમાં એક કૂવો ઢેડ લોકોનો ઇજારદાર હોય છે. કૂતરું કે

બીજુ કોઈ પ્રાણી કૂવામાં પડી મરણ પામે છે તો કૂવો ગોઝારો થાય છે અને પાંચ વાર તેને ઉલેચી નંખાવ્યા પછી ગંગાજળ અને ગાયનું મૂત્ર રેડે છે ત્યારે પવિત્ર થાય છે. બ્રાહ્મણ કે વાણિયાની સ્ત્રી પાણી ભરીને જતી હોય ને તેના સામું મડદું મળે તો તે પાણી અપવિત્ર થયું સમજી રેડી દેવામાં આવે છે. અથવા મડદું સામું આવતાં પ્હેલાં કોઈ ખૂણાની થોડા છેટાની જગ્યા આવે છે તેમાં પેશી જઈને મડદું દેખાય નહિ એમ અવળે મ્હોડે લાજ તાણી ઉભી રૂહે છે ત્યારે પાણી અપવિત્ર થતું નથી. કોઈ પ્રાણીનું મડદું પડ્યું હોય અને તે ઘણું કરીને કૂવે જવાના રસ્તા ઉપર હોય તો તેને ત્યાંથી ક્હાડી નંખાવીને જગ્યા પવિત્ર કર્યા વિના કોઈ પાણી ભરવા જતું નથી. બ્હેડા ઉપર કાગડો બેશીને ઘડામાં પોતાની ચાંચ બોળે તો કેટલીક સ્ત્રિયો પાણી રેડી દે છે; પણ આવો બનાવ બનવાનો સંભવ ઘણો હોય છે, તેથી કેટલીક સ્ત્રિયો તે ગણકારતી નથી. ઈંગ્લંડ અને યૂરોપના બીજા દેશોમાં કાગડાને માનશકુનિયાળ ગણવામાં આવે છે, તે પ્રમાણે ગૂજરાતમાં તેવો વ્હેમ છે તેથી કદાપિ એવો ચાલ પડ્યો હશે એમ ધારવામાં આવે છે.



## પ્રકરણ ૨

### ખેડુત

યૂરોપ ખંડના દેશોના ખેડુતો, જેમ પોતપોતાના ખેતરમાં રૂહે છે, તેમ ગૂજરાતના ખેડુતો રૂહેતા નથી, પણ સર્વદા ગામડાંમાં રૂહે છે. ખેડુ-તોને રૂહેવાનાં ઘરોના સમુદાયને જ ગામ ક્હેતા નથી પણ તેના તાબાની જેટલી સીમ હોય છે તે સુદ્ધાંતને ગામ ક્હે છે. અમે આગળ લખ્યું છે તે પ્રમાણે, આ પ્રાન્તનો ઘણો ભાગ સરસ ઝાડોની ઘટાથી છવાઈ ગયેલો છે. કચ્છના રણની પડોશની જગ્યાઓમાં, જ્યાં ઝાડપાન ઓછાં હોય છે, ત્યાં, ગામની સાથે ઝાડોનો જથ્થો હોય છે. શહરની પેઠે ગામની પાસે નદી કે તલાવ હોય છે, તેમ જ, ઘણું કરીને મસ્જીદ અને દેવાલય પણ હોય છે. આ પ્રાન્તના સરસ ભાગનાં ખેતરની પછવાડે મજબૂત અને ઉંચી એવી બારે માસ વાડ કરેલી હોય છે, તે સાથે, જ્યાં ત્યાં પુષ્કળ સારાં ઝાડ હોય છે, તેથી એક બીજાની સીમા એવી મળી જાય છે કે, મનુષ્યપ્રાણીના અવાજના ક્હોરબકોર, રેંહટિયાના ચીંચરૂકા, અથવા કૂતરાનું ભસતું, એ જો સાંભળવામાં આવે નહિ તો મુસાફર વગર જાણે, ઓચિંતો ગામમાં આવીને

ઉભો રહે. વાઝો અને ઝાડ ઉપર મોરથી માંડીને તે ચકલી સુધી સર્વ જાતિનાં પક્ષીનાં ટોળાં હોય છે; સર્વ પ્રકારનો શિકાર અહિં ઘણો હોય છે, અને વાંદરાંની સેના અહિં તહિં ભટકતી ફરે છે. તેમ જ, દેશના ઝાલાવાડ સરખા બીજા ભાગમાં, પાણીની સપાટી ઉપર આંખ ફરી વળતી હોય તેમ, વગર અડચણ થયે, આંખ ફેરવતાં વાર જ, ઘણાં ગામ ઓળખી શકાય છે, અને હરિણનું ટોળું કે જથ્થાબંધ આવતા અશ્વારો એક માઇલને છેટે હોય તો ઘણી સ્હેલાઇથી જોઈ શકાય છે.

ખેડુત લોકો ઉદ્યોગી અને નિયમશીલ હોય છે. તેઓની રીતભાત ઘણી સાદી હોય છે. તેઓ પરોડિયે ઉઠે છે, અને પોતાનાં ઢોરને ચાર નીરીને થોડી વાર પોતાને ઘરકામે લાગે છે. ઢોર ઘાસ ખાઈ રહે છે એટલી વારમાં ખેતરમાં જવાને તૈયાર થઈ રહે છે અને ઢોરને હાંકીને સીમમાં જાય છે. તેઓ આખો દિવસ ખેતરના કામકાજમાં રોકાયલા રહે છે. આશરે નવ વાગતાં તેમની સ્ત્રિયો ઘેર રાંધીને તેઓને માટે ખાવાનું ખેતરમાં લઈ જાય છે, અને રાત્રે તો વાળું કરવાની વેળાએ સૂર્ય અસ્ત પામતાં ઘેર આવે છે. કેટલાક કણુબિયો તો દહાડામાં ચાર વાર ખાય છે.

કણબી કચેરીમાં આવે છે ત્યારે તો ઘણું કરીને ગરીબ અને નમી પડતો જણાય છે, પણ પોતાની જાતના લોકોની આગળ તો આડો અને હિમ્મતવાન હોય છે. એને ગમે તે વિના ચાલશે, પણ કોઇને એના વિના ચાલવાનું નહિ એવું બોલવાનું એને ગમે છે, અને તે વિષે તે ઘણી ક્હેવતો ક્હે છે, જેમકે, "જ્યાં વર્ષાદનું ગાજણું, ત્યાં કણબીનું પાદરૂં." "કણબીની પાછળ "લાખો જણ, પણ કણબી કોઇની પાછળ વણ." કણબીને જ્યાં જોઇયે ત્યાં એના બળદ પ્હેલા; જ્યાં એકનું કહેવા બેશિયે ત્યાં બીજાનું કહ્યા વિના ચાલે જ નહિ; સારાંશ એ કે, એ બન્નેને એક બીજાથી જૂદા પાડી શકાય નહિ. પોતાના બળદ વિષેનો તેનો મમત કોઈનાથી ખાળી શકાય નહિ, કેમ કે ઈશ્વરે તેઓને જેવી સ્થિતિમાં મૂક્યા છે તે સ્થિતિને તેઓ આશ્ચર્યકારક રીતે માફક આવે છે, અને તેઓની પ્રસિદ્ધિ પણ ઘણી છે. જ્યારે મેવાડના રાજા કરણની હાર થઈ અને જહાંગીર પાદશાહે તેની મુલાકાત લીધી ત્યારે તેને ઘણું માન આપવાને તે બહુ આતુર હતો તેથી તેને પોતાની જમણી બાજુએ બેસાર્યો અને નવાઈની સર્વ જાતની વસ્તુઓ તેને તુષ્ટિદાનમાં આપી, તે સાથે ગૂજરાતના બળદની એક જોડ પણ આપી. કણબી પોતાના બળદને હાંકતી વેળાએ તરેહવાર જાતની વ્હાલમાં ગાળો દઇને હાંકે છે. તે સોરઠનો હોય તો ક્હેશે કે "તને કાઠી ઝાલે!" જો તે ઈડરવાડાનો હોય

અથવા તેવા જ કોઈ પ્હાડી પ્રદેશનો હોય તો ક્‌હેશે કે, "તને વાઘ ખાય!" આખા ગુજરાતમાં એમ ક્‌હેવાનો ચાલ છે કે "તારો ધણી મરે." આવું ક્‌હેવામાં તેનો ભાવાર્થ એવો કે, પોતે નહિ પણ તેનો પ્હેલાનો ધણી; કદાપિ બહુ સંભાળથી ક્‌હે તો ક્‌હેશે કે, "તને વેચનારો મરે!"

વૈશાખ શુદિ ૩ એ અખાત્રીજનો તેહેવાર ક્‌હેવાય છે ત્યારે ગામના ધણી હોય તે સર્વે ખેડુતોને એકઠા કરે છે, અને તેઓને ક્‌હે છે કે હવે તમારે ધંધે લાગવાનો સમય થયો; ત્યારે તેઓ ક્‌હેશે કે, "ના! ના! ગયા વર્ષમાં "અમારે ઘણા રૂપિયા ભરવા પડ્યા. તમે અમારે માથે ઘણા વેરા નાંખ્યા; "અને ખરૂં પૂછાવો તો અમારે માથે કોઈ ધણી નથી; લોક અમારાં ઘર "બાળી નાંખે છે, અને અમારી ધરતી ઉજ્જડ કરી નાંખે છે, ને તમે તો "અમારી સંભાળ લેતા નથી, અને અમારી વ્હારે ધાતા નથી." ગામનો ધણી આવું સાંભળીને જેવા તેવા સબબ ગોઠવે છે, તેમાં ઘણું કરીને તો બધું મ્હેતાને માથે ઢોળી પાડે છે ને ક્‌હે છે કે, "બધો વાંક લુચ્ચા મ્હેતાનો "છે, તેને હવે ક્‌હાડી મૂકીશું. મારૂં હેત તમારા ઉપર છે તેટલું બીજા "કોઈના ઉપર નથી, તમે તો અમારાં છોકરાં છો." આવું જે ગામનો ધણી ક્‌હે છે તે કાંઈ વધારે ક્‌હેતો નથી, કેમકે તે સારી પેઠે જાણે છે કે, "ખેડુતો વિના આપણી જમીન કશા કામની નથી." અને વળી ગૂજરાતમાં બીજા દેશોની પેઠે, "જેમ લોકોનો વધારે જથ્થો તેમ રાજાની શોભા, પણ "જેમ લોકોની ભાગતી તેમ રાજાની હાણ."

આ પ્રમાણે ઘણી રગઝક થયા પછી, અને ગામના મુખીને ઠાકોર પાઘડી બંધાવે છે તથા સલામી ઓછી લેવા વિષેની લાંબી આશા દે છે. ત્યાર પછી સારે મુહૂર્તે ખેતીના કામનો પ્રારંભ થાય છે. પ્રથમ તો ખેડુતો ઘઉં, કપાસ ગયા વર્ષનું જે હોય તેનો ર્‌હેલો ભાગ ઉખેડી નાંખે છે ને છાણ એકઠું કરીને ઉકેડો કર્યો હોય તેનું ખાતર અથવા સૂકાઈ ગયેલા પાણીની તર ખોદી લાવીને ખેતરમાં પૂરે છે. ત્યાર પછી, ખેડવાની, વાવવાની અને બીજી વિધિયો અનુક્રમે થાય છે. તે વિષેનો બધો વિચાર, નીચેની કવિતા ઉપરથી ધ્યાનમાં આવશે. ગૂજરાતના ખેડુતોની સ્ત્રિયો આખા ગૂજરાતમાં એ મતલબની કવિતા ગાય છે:—

સાંભળ રે શ્રીકૃષ્ણ! અમારી વીનતિ;
કણબી કેરા દુઃખની કહું કથાય જો.
દે દુઃખ ટાળી અવનીના આધાર તું;
અમથી રાખો તેમ રામ! ર્‌હેવાય જો. સાંભળ રે૦ ૧

ચડે વાદળાં માસ અષાડો આવતાં;
મેઘ તણું તો પડવા માંડે નીર જો;
રાશ પરોણો કણબી કેરા હાથમાં;
ભીંજી જાયે છે કણબી કેરૂં શરીર જો. સાંભળ રે૦ ૨
શ્રાવણ માસે મેહુલો વરસે શરવડે,
લદબદ પલળી જાયે નર ને નાર જો;
છોકરાની વહુ સસરા પાસે જઈ કહે,
સસરાજી કાંઈ વાવો ડાંગર જાર જો. સાંભળ રે૦ ૩
ભલે આવિયો ભાદરવો મહિનો હવે;
કણબી કેરી નારી લદબદ થાય જો;
ચાર તણો ભારો માથે તો નીગળે,
છૈયાં કેડે રડતાં પલળી જાય જો. સાંભળ રે૦ ૪
આસોમાં આશા તો રાખી અતિ ઘણી,
વાટ જોયલો મેઘ વરસવા કાજ જો;
જાર બાજરી ડુંડે આવી બેસતાં,
ડાંગર પાણી વણ સૂકાયે આજ જો. સાંભળ રે૦ ૫
કાર્ત્તિકમાં ઉઘરાતદાર તે આવિયો,
કરે આંકડો સીમ માંહ તૈયાર જો;
"એક સિંગ કે કણ નવ કાંઈ ઉપાડશો,"
એવી રાય તણી આજ્ઞાનો સાર જો. સાંભળ રે૦ ૬
માગશર મહિનો આવ્યો રૂડી રીતથી,
પ્હેલો હપતો ઉઘરાવા મંડાય જો;
મુખી તલાટી ચોરે બેસે જઈ ચડી,
દુખિયો કણબી બહુ રીતે કૂટાય જો. સાંભળ રે૦ ૭
પોષે બીજો પાક રખીનો થાય છે,
રનાં કાલાં ફાટી થાય સમાં જ જો;
જૂની બંધી દૂર કરી છે આ સમે,
પણ તે માત્ર જ નવી ચલાવા કાજ જો. સાંભળ રે૦ ૮
આવ્યો માઘ મહિનો રૂડી રીતથી;
લીલાં કચ સૌ ખેતર તો દેખાય જો;
રાજાનો જે કર તે સઘળો આપિયો,
પણ માથા પર હીમ તણું ભય થાય જો. સાંભળ રે૦ ૯

ફાગણ મહિનો આવ્યો રૂડી રીતથી,
  હીમે ઘઉંનો કીધો પૂરો નાશ જો;
"ચાલો આપણ સટિયે" પણ શા કામનું,
  મુખિયે મૂકી ચોકી ચારે પાસ જો. સાંભળ રે૦ ૧૦
ચોરે તો સૌ થાય એકઠા ચૈત્રમાં,
  માગે "લાવો કર જે તમ પર થાય જો;"
કાંતનારી વિધવાની મજુરી લે લૂંટી,
  સર્વે જોર જુલમથી લૂંટી જાય જો. સાંભળ રે૦ ૧૧
જમીનદાર વૈશાખે આવીને લૂંટે,
  ગાય ભેંસના દૂધ દહીંતું જે કાંય જો;
છાશ વિના છૈયાં સૌ ટળવળ બહુ કરે,
  પણ પાપિયો ચાલુ રહે લૂંટ માંય જો. સાંભળ રે૦ ૧૨
જેઠ મહિનો આવ્યો રૂડી રીતથી,
  ચીડાઈ ગયલો કણબી થંડો થાય જો;
સમ ખાતાં ને આશા તેને આપતાં,
  ખેતરમાં ખાતર તે પૂરવા જાય જો. સાંભળ રે૦ ૧૩
બારે મહિના રૂપામાં પૂરા થયા,
  તેમાં કણબી કેરી કથી કથાય જો;
જે કોઈ ગાય અને શીખે ને સાંભળે,
  વાસ સ્વર્ગમાં તેનો ઝટ થઈ જાય જો.
        સાંભળ રે૦ શ્રી કૃષ્ણ! અમારી વિનતિ. ૧૪

જ્યારે અનાજ પાકે છે ત્યારે રાજા અથવા ઠાકોર કળતર કરવાને પોતે જાતે જાય છે અથવા પોતાના માણસને મોકલે છે. કળતરનું કામ બહુ રીતથી કરવામાં આવે છે, પણ જે સાધારણ ચાલ છે તે અમે લખિયે છિયે:—

જમીનદાર અથવા તેનો માણસ ગામના મુખીને લઈને ખેતરે ખેતર ફરે છે. મુખી હોય છે તે એક વીઘે જેટલું અનાજ ઉતરવાનું હોય તેનું આશરે કળતર કરે છે. અને તે કહે છે કે અનાજ આટલા મણ ઉતરશે. જમીનદાર પણ પોતે પોતાની મેળે કળતર કરે છે. અને તે કહે છે કે અનાજ આટલું ઉતરશે. એટલે તાબડતોબ ખેડુત હોકારા કરવા મંડી જાય છે અને બોલે છે કે, "પૃથ્વીપતિ! તમે કહો છો એટલું તો કદિયે "ઉતરવાનું નથી; અને હું ગરીબ માણસ બહુ માર્યો જઈશ!" ઘણી

રગઝક ચાલ્યા પછી એક આંકડો નક્કી થાય છે, તે ખેડુતે ધાર્યું હોય તે કરતાં ગમે તેટલી તેની તરફેણમાં ઠર્યો હોય તો પણ તેની સામે વાંધો ઉઠાવ્યા વિના તે રહેતો નથી. જમીનદારના ભાગના ખેડુત પછી જામીન આપે છે, ત્યાર પછી લણવાની તેને રજા મળે છે.

જમીનદારનો ભાગ જૂદી જૂદી જગ્યાએ જૂદો જૂદો હોય છે. જેમ કે ઝાલાવાડમાં કોઈ વાર એક તૃતીયાંશ હોય છે; અને કોઈ વાર અર્ધો અથવા બે તૃતીયાંશ હોય છે. ડાંગર અને બીજું અનાજ જેને તળાવ કે કૂવામાંથી પાણી પાવું પડે છે, તેમાંથી ઘણું કરીને એક તૃતીયાંશ ભાગ આપવો પડે છે. રવિના ઘઉં અને જવ પાયલી જમીનમાં થાય છે, તેમાંથી એક ચતુર્થાંશ આપવો પડે છે. જમીનદારનો ભાગ કેટલાક પાસેથી બહુ જ થોડો માત્ર નામનો જ લેવામાં આવે છે, પણ હળવેરો, કે બળદ કે દાહાડિયાં જેટલાં રાખવામાં આવે તેના ઉપરનો વેરો ઠરાવીને જમીનદાર પોતાની ઉપજ પૂરી કરી લે છે. ચોમાસુ ઘઉં પાણી પાયા વિના જે થાય છે તેના ઉપર ભાગ લેવાની ગણતરી જૂદા પ્રકારની છે; જેમ કે, ભાલમાં ચુડાસમા જાતના રજપૂત જમીનદાર છે, તેઓની રીત પ્રમાણે ચાસ પાડ્યા હોય તેનાં તેખળાં ગણવામાં આવે છે. ખેતરના એક ભાગમાં બીજા ભાગ કરતાં પાક વધારે ઉતરે એમ હોય માટે એક ખેતરના ત્રણ ભાગ કરવામાં આવે છે, પ્રત્યેક ભાગમાંથી પ્હેલો, મધ્યનો, અને છેલ્લો ચાસ કાપવામાં આવે છે, અને દાણા તેમાંથી જૂદા કરીને તોલ કરે છે. પછી ચાસનાં જેટલાં તેખળા થયાં હોય તે આંકડાનો અને અનાજના વજનના આંકડાનો ગુણાકાર કરીને એકંદર વજનની સરાસરી ક્હાડવામાં આવે છે. એક એકરે એક મણ બીનો ભાગ બાદ કરવામાં આવે છે, તથા સેંકડે દશ લેખે ખેડુતની મજુરી પણ બાદ કરે છે. ત્યાર પછી જે બાકી રહે તેના બે ભાગ કરે છે, તેમાંથી એક ભાગ જમીદાર લે છે અને બીજો ભાગ ખેડુતને રહે છે.

ભાગ વસુલ કરી લેવાની અસલની રીતિ નીચે પ્રમાણે છેઃ–ગામ ખાતાની ખલવાડ હોય તેમાં અનાજ કાપી લાવીને ઓઘો કરવાની કબૂલાત આપે, એટલે ખેડુતને કાપણી કરવાની પરવાનગી મળે. પછી બળદનો પગર કર્યે દાણા છૂટા પડી તૈયાર થાય એટલે જમીનદાર, ગામના મુખ્ય લોક, વસવાઇયા તથા તોળનારે વાણિયા, ખેડુત અને ખળાની ચોકી કરનારા એટલા એકઠા થાય અને પછી દાણા વ્હેંચી લેવામાં આવે. ઠાકોરનો સુમારે ચાળીશમો ભાગ વેગળો ક્હાડ્યા પછી, ગામના વસવાઇયા, વૈદ્ય, યુવરાજ કુંવરના ગજવા ખર્ચનો ભાગ, ચોકીવાળાનો ભાગ, વાણિયાની

તોળામણી, મુખીનો ભાગ, ગામમાં દેવીનું કે વિષ્ણુનું દેરૂં હોય તેનો ભાગ, ફુવા તલાવનો ભાગ, કૂતરાનો અને બીજા પરચૂરણ ભાગ જૂદા ક્હાડે. જ્યારે એ પ્રમાણે ઓખાઈ રહે ત્યારે ખેડુત બૂમો પાડીને ત્રાજવું ઝાલી ક્હેશે કે, "હવે થયું થયું." એટલે પછી બાકી રહેલી લૂટ જમીનદાર અને ખેડુત અર્ધોઅર્ધ વ્હેંચી લે. અસલ જોખ્યા વિના આશરેથી ટોપલા ભરીને માપ ક્હાડવાનો ચાલ હતો, એમ જણાય છે.

જ્યારે ઠાકોરને પોતાની કુંવરીને ભાગ આપવાનો હોય છે અથવા બીજું એવું જ જરૂરિયાતનું ખર્ચ કરવાનું હોય છે ત્યારે તે ખેડુતોના ઉપર નાંખે છે. વળી પોતાના દસોંદી ભાટને અથવા બીજા કોઈ ભિક્ષુકને હળદીઠ અથવા ખળાદીઠ કેટલુંક લેવાનું ઠરાવી આપે છે. આવા પ્રકારનો ઠરાવ એક વર્ષને માટે કે પછી જાથુનો કરી આપે છે. કોઈ વાર તો ઠાકોરનાં ગામોની ઉપજમાંથી અમુક રકમનો કર લેવાનો ઠરાવે છે. ઘણું કરીને જોવા જઇયે તો ગૂજરાતના સર્વે ખેડુતો એટલા બધા દેવાદાર થઈ ગયા હોય છે કે તે પીડામાંથી છૂટવાને તેઓની પાસે કાંઈ સાધન હોતું નથી. તેમના લેણદાર ઘણું કરીને મેશ્રી કે શ્રાવક હોય છે. વાણિયો વેપારનો આરંભ કરતાં થોડી વાર કસબામાં રહે છે અને થોડી વાર પાસેના ગામડામાં રહે છે. તે થોડા રૂપિયા શહરમાંથી વ્યાજે ઉપાડે છે અને તે વડે ઘી, તેલ, ગોળ, અને બીજી એવી વસ્તુઓ લઇને ગામડામાં દુકાન ક્હાડે છે. ખેડુતો પાસે રોકડાં નાણાં હોતાં નથી, તેથી રાત્રે બે ત્રણ ઘડી સુધી દીવો ચાલે તેટલું તેલ અથવા મીઠું મરચાં વગેરે ગાંધિયાટાનો પરચુરણ સામાન દાણા કે રૂ આપીને ખરીદ કરે છે. તેઓને પોતાના માલના ભાવની ખબર હોતી નથી, તેથી વાણિયો જેટલું આપે છે તે લે છે, અને તે પોતાનો મોકળો જીવ બતાવવાને થોડું વધારે આપે છે તેથી ખુશી થાય છે, અને જાણે છે કે આવી રીતે આપણું કામ સરયું તે ઠીક થયું. આ પ્રમાણે જે કાચું પાકું એકઠું થયું હોય તે વાણિયો શહરમાં લાવીને સારે ભાવે વેચે છે,—એ પ્રમાણે પોતાની મૂડીમાં તે વધારો કરે છે અને પોતાની ગામડાની દુકાનનું કામકાજ જરા જરા વધારે ચલાવે છે. ખેડુતનો બળદિયો મરી ગયો હોય તો બીજો લેવાને પેલો વાણિયો તેને ખુશીથી વ્યાજે નાણાં ધીરે છે. અથવા કદાપિ ખેડુતને પોતાનું છોકરૂં પરણાવવું હોય છે, કે પછી પોતાના માબાપનું બારસું કરવું હોય છે તો આ અવસરે જે અગત્યની વસ્તુઓ જેવી કે, ઘી, ગોળ, લૂગડાં ઇત્યાદિ તેને આપીને બમણું મૂલ તેને નામે ઉધારે છે. કોઈ વાર તો ખેડુત પોતાની મેળે શહરમાં ખરીદ કરવાને જાય

પણ ત્યાંના વેપારીની સાથે સોદા કરવાને પેલા ગામડાના વેપારી વાણિયાને દલાલનું કામ કરવા લઈ જવો પડે છે, કેમકે તે જાણે છે કે શહરનો વાણિયો પોતાની નજરમાં આવે તેટલું મૂલ માગશે. વળી એમ કરવાનું એક બીજું કારણ હોય છે તે એ કે તે બીચારાની પાસે રોકડા પૈસા હોતા નથી, તેથી પેલા વાણિયા વિના બીજો કોઈ તેને ધીરનાર હોતો નથી, કેમ કે તે જ્યાં વેપાર કરતો હોય ત્યાં બીજો કોઈ આવીને તેના ગ્રાહક સાથે વહિવટ ચલાવે તો હિન્દુ લોકોની તરેહવાર રીતિ પ્રમાણે તેની માલમતા લૂંટી લીધા બરોબર જ ગણાય. આવે પ્રસંગે વાણિયાનું ખરેખરૂં કામ થઇ જાય છે. તે ખેડુતને કહેશે કે, "મારી પાસે રોકડા રૂપિયા નથી, પણ તારે "સામાન જોયતો હોય તો આપણે બે સંગાથે જઈ વેચાતો લઇશું, અને "તેના મૂલના રૂપિયા હું મારે નામે મંડાવીશ." તેણે પોતાના ધૂતી ખાવાના ગ્રાહકના પૂર્વજોનાં વખાણ સાંભળ્યાં હોય તે તેને કહી સંભળાવે છે, અને આવે પ્રસંગે સારૂં ખર્ચ કરીને આબરૂ રાખવાની કેટલીક અગત્ય છે તે તેને સમજાવે છે. વળી તે કહે છે કે, "આવો દિવસ કાંઈ રોજ રોજ આવતો નથી, "પણ આખી ઉંમરમાં એક બે વાર આવે છે તેથી તેમાં ખર્ચેલો પૈસો નાંખી "દીધો કહેવાય નહિ, ને પૈસો પેદા કરવો એ તો સ્હેલું કામ છે." વળી તે કહે છે કે, "મને તમારો પૂરો ભરોંસો છે, માટે તમારે જેટલા રૂપિયા "જોઇશે તેટલા ધીરવાને હું તૈયાર છું." આ પ્રમાણે તેને ઊંચો ચડાવીને પછી દેવાના ઊંડા ખાડામાં બુડાડી નાંખે છે.

હિન્દુઓની ચડતીની વચ્ચે આવનાર નાણાં સંબંધી અને ખર્ચ સંબંધી તેમના જે આવા ઉંધી સમજણના વિચાર છે તેના જેવું બીજું એકે નથી. તેમનામાં વેપારી માણસની આબરૂ ગણાય છે એટલું જ નહિ પણ તે મ્હોટું માણસ—મહાજન મનાય છે, તેનો અર્થ એવો કે તે પૈસાવાળો છે, પછી ગમે તો તે નીચ અને સ્વાર્થી હોય અને ઘણું કરીને તે તેવો જ હોય છે. એ જ રીતે જમીનવાળો અથવા ખેડુત "ધીરજવાળો" કહેવાય છે, એટલે તેના પડોશી અવગણના કરે છે તેનો અનાદર કરવા જેટલી તેનામાં હિમ્મત હોતી નથી તેથી પોતાની મેળે, નિવારણ થાય નહિ એવા સંકટમાં પડે છે.

હવે પેલા વાણિયા ભાઈની વાત ચલાવીયે છિયે; જ્યારે ઉડાઉ રીતનો ખર્ચ કરવાનો સમય પાર પડે છે, ત્યારે વાણિયો નામું લઈને ખત લખવા આવે છે. તે ખેડુતને કહે છે કે, "તમારે ઘીવાળાને આટલું આપવાનું છે, "લૂગડાંવાળાને આટલું આપવાનું છે," એ પ્રમાણે બધું ગણાવે છે તેનું પેલો ખેડુત હાનું ડોકું હલાવે છે, પછી વાણિયો કોથળી છોડામણ માગે તેના રૂપિયા

તો રોકડા આપવા પડે છે, કેમ કે તે શુભ શુકનની નિશાની છે, તેથી ખેડુત સેંકડે એક ટકાને વ્યાજે ગમે ત્યાંથી પણ લઈ આવીને તેને આપે છે.

એ વિના તેને ખત લખનારને આપવું પડે છે, એટલું જ નહિ પણ સાક્ષિયો કરનારાને પણ આપવું પડે છે. દર સેંકડે દર માસે બે ટકા પ્રમાણે વ્યાજ દાખલ કરે છે ને જો સમધારણ વ્યાજ લે છે તો એક ટકો લખાવે છે. ખત લખાઇને તૈયાર થાય છે એટલે તેની નીચે ખેડુત પોતાની હળની નિશાની કરે છે. બીજે વર્ષે ફસલની વેળા આવે છે, અને સરકારને ભાગ આપવામાં આવે છે, ત્યાર પછી તે ખેડુતનો બાકીનો ભાગ લઈ જવાને પેલો માગનારો પ્રયત્ન કરે છે. ખેડુત ઘણા કાલાવાલા કરે છે ત્યારે તેને થોડા દિવસ ખાવાને ચાલે એટલું રહેવા દે છે ને બાકીનું તેને ખાતે જમે કરે છે. કોઈ વાર તો વાણિયો બધું લઈ જાય છે, અને ખેડુત પોતાના ગુજરાનને માટે કહે છે ત્યારે કહે છે કે "તમે શું કરવાને ચિન્તા "રાખો છો? જ્યારે તમારી પાસે થઈ રહે ત્યારે જોઇયે એટલું મારી "દુકાનેથી લઈ જજો." આ પ્રમાણે ખેડુતને, ખાવાના દાણા સારૂ અને બીજને માટે, વાણિયાની દુકાને જવું પડે છે. દાણા લઈ જાય છે તેનો ધારો એવો છે કે, જેટલા લઈ જાય તે કરતાં નવો પાક આવે ત્યારે બમણા આપવા. નવા પાકમાંથી સરકારનો ભાગ આપતાં બાકી રહે તે ગયે વર્ષે ઉછીના આણેલા દાણા પાછા આપવામાં વરી જાય છે ને ખતના લેણાના વ્યાજ જેટલું પણ તેને પેટે આપવાને રહેતું નથી. એટલે મુદ્દલમાં વ્યાજ પાછું ઉમેરાય છે, તેથી વર્ષોવર્ષ દેવાની રકમ વધતી જાય છે. પછી વેપારી (જે સરકારી અદાલતના ધારાથી જાણીતો હોય છે તે) મુદત થાય છે એટલે ખત ફેરવાવી લે છે અને તેને ચોફેરથી બાંધી લે છે.[1]

ખેડુતનો પેલો લેણદાર હવે તો ઘણું કરીને શહરમાં રહેતો હોય છે, તેથી ઉઘરાણિયે આવે છે ત્યારે ખેડુતને ઘેર ધામા નાંખે છે, અને તે જેટલા દિવસ રહે છે તેટલા દિવસ તેને મિષ્ટાન્ન કરાવી જમાડવો પડે છે. વાણિયાનો દીકરો પરણવાનો હોય છે, અથવા તેને યાત્રા કરવા જવું હોય છે તો પેલા દેણદારને ગાડી બળદ લઇને આવવું પડે છે, અને આવે પ્રસંગે ચાંદલો પણ

૧ આ લોકોની આવી દુર્દશા હોય છે તેથી જ તેઓ પોતાના દેણદારના ઉપર એટલા બધા સખત રહે છે. કહ્યું છે કે, "એક પૈસાદાર જુલ્મગાર માણસને ગરીબ "કરી મૂકે છે, પણ એક ગરીબ જુલ્મગાર તેને માટે કાંઈ બાકી મૂકતો નથી."

"એક ગરીબ માણસ જે ગરીબના ઉપર જુલ્મ કરે છે તે ધોઈ નાંખતો વર્ષાદ "કાંઈ ખાવાનું રહેવા દેતો નથી તેના જેવો છે." જુઓ કહેવતોની ચોપડીમાં ૨૮-૩.

કરવો પડે છે. ર્‌હેતાં ર્‌હેતાં લેણદાર ચડીને બોલે છે અને ખેડુતને ક્‌હે છે કે, “અમારા રૂપિયા આપ, નહિતર તારૂં ઘર અને બળદ વેચી નાંખીશ.” ખરૂં જોતાં ખેડુતો ક્‌હે છે તે પ્રમાણે તે, “રાજા કરતાં પણ વધારે જુલ્મગાર “થાય છે.”

થોડા વર્ષમાં વાણિયો પોતાના ઘણા ગ્રાહક વધારીને પૈસાદાર થઈ પડે છે, અને હવે તે એવા હલકા ગ્રાહક મૂકીને કોઈ મ્હોટું ભક્ષ ખોળવાને ઠાકોર કે જમીનદાર સાથે કાંઠું કરવાને તકાસે છે. પ્રથમ તો તે તેના કારભારીને મળીને તેને રાજી કરે છે અને આશા દે છે. તે ઉપરથી તે કારભારી પોતાના ધણીની આગળ પેલા વાણિયાનાં સારાં વખાણ કરે છે, અને ક્‌હે છે કે “આપને “જેટલાં નાણાં જોઇયે તેટલાં ધીરવાને તે તૈયાર છે” જ્યારે પ્રસંગ આવે છે ત્યારે પેલો શાહુકાર કે શેઠ (તે હવે તો એટલા મરતબા સુધી પ્હોંચ્યો હોય છે) કારભારીની સમક્ષ ખત તૈયાર કરે છે, અને જમીનદારનું મતુ કરવા માટે લઈ આવે છે. ઠાકોર પછી પોતાનો સહિ શિક્કો કરામણી નજરાણો, ન્હાના છોકરાની પેઠે રગઝક કરીને માગે છે, અને ખતમાં શું લખ્યું છે અને તેમાં લખ્યા પ્રમાણે પોતાને પાળવું પડશે તેનો વિચાર કર્યા વિના ખિલાડું ખેંચી આપે છે. આવાં થોડાં કાંટાં થાય છે એટલે પછી ટળાય નહિ એવો પરિણામ નીપજે છે. શાહુકાર અદાલતમાં ફરિયાદી કરે છે; ગરાશિયાનો કારભારી (જે પોતે કશા ફાંદામાં આવી જાય નહિ અને પોતાની પત ઉઘાડી પડે નહિ એટલા માટે કશો હિસાબ રાખતો નથી તે) આવી આપટીની વેળામાં પોતાના ધણીને તજી જાય છે. ગરાશિયો પછી ફરિયાદીનો જવાબ દેવા હાજર થાય છે, અને ક્‌હે છે કે ખતમાં સહિ કરી છે પણ મારા ઉપર ફરિયાદી થઈ છે તેનો દશમો ભાગ પણ મેં ઉપાડ્યો નથી. ત્યારે તેને ક્‌હેવામાં આવે છે કે, તમારા બચાવનો જવાબ આપવાને તમે તમારો હિસાબ રજુ કરો, ત્યારે તે ક્‌હે છે કે, મારા કારભારિયે હિસાબ તો રાખ્યો નથી. ત્યારે તેને ક્‌હેવામાં આવે છે કે, વાદીનો દાવો સાબિત થાય એટલા માટે તમે તમારો હિસાબ રજુ કરતા નથી, ને જૂઠું બોલો છો. ઠાકોરને બીજો પૂરાવો આપવાનો હોતો નથી તેથી તેના ઉપર હુકમનામું થાય છે અને તેનો ગરાસ જપ્ત થાય છે.

આ વિષે અમે હવે પછીના પ્રકરણમાં લખીશું. પણ તેટલી વાર અમે અમારા વાંચનારાઓને એક વાત ધ્યાનમાં લેવાની વિનતિ કરિયે છિયે કે, આ પ્રસંગને ખરેખરો લાગુ પડે એવો દાખલો અમે ઉપર દાખલ કર્યો છે એ વાત ખરી, તથાપિ આખા ગૂજરાતમાં જે રીત ચાલે

છે તેનો ખરો ચિતાર આપ્યો છે, અલબત્ત ઠેકાણાને અનુસરીને જ્યાં જેટલો ફેર પડવો જોઇયે તેટલો ગણી લેવાની જરૂર છે ખરી.[1]

---

૧ "મરાઠી રાજ્યના વારામાં દેવું ફ્હાડવામાં આવેલું તે અદાલતનાં હુકમનામાંની "રૂઇથી જોરથી વસુલ કરતાં રૈયતને સંકટ આવી પડેલાં તે વિષે બોલતાં ઇ. સ. ૧૮૨૧ "માં મિ. એલ્ફિન્સ્ટન આ વિષય સંબંધી બોલે છે."

તે કહે છે કે, "દાવાના વાજબીપણાને માટે લખી આપેલું ખત, જોઇયે તેટલો "પૂરાવો છે એ વાત કબુલ કરવામાં આવે તો પણ તેની જ સાથે તેથી કકળાટનું મૂળ "રોપાયું, એમ આવી બાબતમાં ગણવાનું નથી; કારણ કે કોઈ માણસને વખતો વખત "રૂપિયા ધીરવામાં આવે અને તેને પેટે પાછું વસુલ આપવામાં આવે તેથી કરીને "ગુંચવણભરેલું ખાતું થઈ પડે, એટલે ઠગાઈ પકડી ફ્હાડવાને દેવાદારને અશક્ય થઈ "પડે. આ પ્રમાણે ચાલેલા ખાતામાં લેણદારની મ્હોટી બાકી દેણદાર પાસે નીકળે છે, "અને દેણદાર પ્રતિવર્ષે પોતાના દેવાને પેટે થોડું થોડું પોતાની ઉપજમાંથી ભરતો "જાય છે તથા આવતા વર્ષને માટે નવો ઉપાડ કરવાનો હોય છે તેથી તે ખરેખરો લેણ-"દારના કબજામાં આવી ગયો છે, એટલે તેને નારાજ કરવાને બદલે, ગમે તેમાં પણ "બિલાડું ખેંચી આપે છે. માટે તેવા પ્રકારમાં જ્યાં પાછલો હિસાબ કરીને ખત લખી "આપવામાં આવ્યું હોય ત્યાં તે ખત જાણે થયું જ નથી એમ ગણી તેનું મૂળથી ખાતું "તપાસીને પછી જે હિસાબે બાકી નીકળે તેટલાનું હુકમનામું વાદીને કરી આપવું. દેણ-"દાર ખેડુત સરકારની સલામી ભરી શકે એ પ્રમાણે કાંધાં કરીને જો પોતાનું દેવું આપી "શકે એમ હોય તો પછી સર્વે તકરાર પતી ગઈ એમ સમજવું; પણ દેવું વસુલ કરવા "સારૂ ગમે તે થાય તો પણ ખેડુતનાં ઢોર અથવા તેનાં ખેતીવાડીનાં ઓજાર વેચાવી "નાંખવાનો અટકાવ કરવાની સંભાળ રાખવી જોઇયે."

ગૂજરાતના કણબિયો જેમ વાણિયાઓના હાથથી સોસે છે. તેમ જ મોંગોલ તાતાર લોકો ચીના વ્યાજખોરિયાના હાથથી દુઃખ વેઠે છે.

"એક મોંગોલ કહે છે કે, અમારી પાસે ભીખ માગતા તેઓ આવ્યા, અને દયાની "ખાતર અમે તેઓને થોડી જમીન ખેડવાને આપી, પણ મોંગોલ લોકો તેઓ જેમ "કરે તેમ કરવા લાગ્યા. તેઓ ચીનાઈ દારૂ પીવા લાગ્યા, તેમની તંબાકુ પીવા લાગ્યા, "તેઓ ઉધારે લૂગડાં ખરીદવા લાગ્યા અને જ્યારે હિસાબ માંડી વાળવાનો વખત "આવ્યો, ત્યારે તેના મૂલ કરતાં સેંકડે ચાળીસ કે પચાસ ટકા તેઓએ વધારે મજરે "લીધા. પછી મોંગોલ લોકોને તેમનાં ઘરબાર, જમીન, અને પોતાનાં ઘેટાં વગેરે સર્વે "છોડી દેવાની જરૂર પડી.

"ત્યારે ન્યાયાધીશ પાસેથી તમે ન્યાય મેળવી ના શકો?

"અરે એ તો અશક્ય છે! કિતાત જાણે છે કે કેમ બોલવું અને કેમ જુઠાણું "કરવું. મોંગલ કાંઈ ચીના પાસેથી દાવો જિતી જાય નહિ. મારા લામા પ્રભુ ચેચેકટ-"નના રાજ્ય માટે સઘળું જાય છે."

એમ હકની તાર્તરીમાં કરેલી મુસાફરીના પુસ્તકનું મિસ્ટ્રેસ પર્સી સિન્નેટે ભાષાન્તર

કર્યું છે તે જુવો. એ પુસ્તકના એક બીજા ભાગમાં, એક અતિશય જાડા કિતાતનું આપેલું એવી જ રીતનું વર્ણન છે. તે પોતાને "તાતારીને ઓઇયાં કરી જનારો" એવું પદ આપે છે અને તે નામનું રખોપું નીચે પ્રમાણે કરે છેઃ—

"શું? તમે તાતારીને ઓળખતા નથી? તમે શું જાણતા નથી કે તેઓ જ્યારે "અમારાં શહેરોમાં આવે છે ત્યારે છોકરાંના જેવા જ સાદા હોય છે? જે જે વસ્તુ તેઓ "દેખે છે તે તે લેવાનું તેમને મન થાય છે; તેમની પાસે પૈસા તો ભાગ્યે જ હોય છે, પણ "અમે તેમને મદદ કરવાને તૈયાર થઇયે છિયે. અમે તેઓને ઉધાર માલ આપિયે છિયે, "એટલે પછી તેઓએ વધારે મૂલ આપવું જ જોઇયે એ દેખીતું છે. પૈસા આપ્યા વિના "જ્યારે લોકો માલ લઈ જાય ત્યારે થોડું વ્યાજ સૈકડે ત્રીસ કે ચાળીશ ટકા લેખે "ચડવું જ જોઇયે. પછી રહેતાં રહેતાં વ્યાજ ચડી જાય છે અને વ્યાજનું વ્યાજ થાય છે; "પણ આ પ્રમાણે માત્ર તાતાર લોકો સાથે જ બને છે. ચીનમાં તો એ પ્રમાણે કાય- "દાની છૂટ નથી; પણ અમને તો ઘાસનાં ખેતર ઉપર રખડવાની અગત્ય પડે છે, માટે "વધારે નફો લેવાનો અમારો તો હક્ક છે. કેમ એ વાજબી નથી? એક તાતારે કહાડેલું "દેવું કદિ વળી શકતું નથી; ને પેહેડી દર પેહેડી ચાલ્યાં કરે છે; પ્રતિવર્ષે વ્યાજની ઉઘ- "રાણી કરવામાં આવે છે અને તેને બદલે ઘેટાં, બળદ, ઉંટ, ઘોડા અને એવું જ બીજું "જે પૈસા મળે તેના કરતાં સારૂ ગણવામાં આવે છે તે મળે છે. ઓછા મૂલે અમે જાન- "વર ખંડી વાળિયે છિયે; અને બજારમાં તેનું સારૂં મૂલ ઉપજાવિયે છિયે; આહા! એ "તો બહુ મઝાનું, તાતારની સાથે ધીરધાર એ તો સોનાની ખાણ."

"એમ હક કહે છે કે ચાઓ ચાંગટી (દેવું ઉઘરાવનારો) આ પ્રમાણે પોતાના "કામકાજની રીતની હકિકત કહેતાં સારી પેઠે હસતો હતો."

પણ આવો વહિવટ ફક્ત તાતાર અને હિન્દુઓમાં જ ચાલે છે એમ નથી. પણ નીચે લખેલું ખરેખરૂં એવા જ પ્રકારની ખરી રીત બતાવનારૂં વર્ણન વાંચીને તમારા વાંચનારા શું કહેશે? "ઓગણીસમા સૈકડાના મધ્યમાં ઇંગ્લંડ જેવું છે તેવું," એવા નામના ગ્રન્થમાંથી એ ફકરો લીધેલો છે. કર્ત્તા વિલિયમ જોન્સ્ટન એસ્કવાયર મરે. ૧૮૫૧ ભાગ ૨ જો પૃષ્ઠ ૨૦૦.

એ ગૃહસ્થ (મિ. જોન્સ્ટન કેણ્ટના પાદરીના લખાણનો ઉતારો લેતાં) લખે છે "કે ગામડાંની દુકાનો સાથે ચડસાચડસી કરવાને બીજું કોઈ હોતું નથી તેથી કરીને "ત્યાંની દુકાનોવાળા ભાવ વધારે લે છે. એક મજુરને (એમ ધારવામાં આવે છે કે) "થોડુંક ધીરવામાં આવે છે, એટલે પછી તેની પાસે તે નાણાં માગવામાં આવે નહિ- "એટલા માટે તેને પેલા દુકાનદાર સાથે ઘરાકી બાંધવી પડે છે અને તેટલી વાર તે "નિરૂપાય થઇ રહે છે. એ વાત ખરી છે કે દુકાનદારો મોત અને બીજાં કારણોને લીધે "પૈસાનું નુકસાન ભોગવે છે, પણ તેમને આવડો બધો નફો મળે છે તેના પ્રમાણમાં તે "કાંઈ ગણતરીમાં નથી; અને તે પ્રત્યેક જણને ઓળખે છે તથા તેનામાં પરીક્ષા કરવાની "સારી સમજણ હોય છે તેથી પ્રથમથી જ કૂડા માણસ સાથે કામ પાડતો નથી. દુકાન- "વાળા સામાન્ય રીતે એ જ ધારો ચલાવે છે. લંડનમાં સામટું જે દુકાનેથી મળવું હોય ત્યાં કામળિયોનું બમણું મૂલ બેસે; પગરખાંનું પણ ભારે મૂલ પડે. આવાં કારણથી

## પ્રકરણ ૩ જું

## શહરનો નિવાસ—બ્રાહ્મણ—વાણિયા—રજપૂત—ભાટ

ગૂજરાતનાં શહરો માંહેલી ઘરની બાંધણી વિષે લાંબું વર્ણન લખીને સમજાવવાની અગત્ય નથી. પ્રત્યેક ઘરમાં એક જ જાતના વિભાગ સરખા અનુક્રમે હોય છે, પણ જેવી જગ્યા તે પ્રમાણે અગત્યનો માત્ર ફેરફાર કરવામાં આવે છે. ગામડાંમાં જે ઘર હોય છે તેને ઓરડો ને પડસાલ બે જ હોય છે ને મ્હોં આગળ એક અડાળી હોય છે. ઘણાંખરાં ઘર પકવેલી ઈંટોનાં ચણેલાં હોય છે અને તે ઉપર નળિયાં ચડાવે છે.

શહરની આસપાસ ઘણું કરીને કિલ્લો હોય છે અને અંદર મોહોલ્લા અથવા શેરિયો પાડેલી હોય છે. તેને માટે આવવાજવાનો માત્ર એક જ દરવાજો અથવા ખડકી બેસારેલી હોય છે, તેથી અંદરખાનેના કિલ્લા જેવું બની રહે છે. સરકારની કચેરિયો વિના બીજી સાર્વજનિક ઇમારતો હોય છે, તે માત્ર ધર્મ સંબંધી હોય છે; જેવી કે, મસ્જીદો, દેવાલય, સરા, અપાસરા, ઇત્યાદિ. ગમે તે કોઈ શહર અથવા કસબાની ભાગોળે નદી કે ખોદાવેલું તલાવ હોય છે અને પાસે દેવદર્શનની જગ્યાઓ થોડી કે ઘણી પણ હોય છે ખરી.

શહરમાં વસનારા બ્રાહ્મણવાણિયાનું નિત્યનું કામ ઘણું કરીને નીચે પ્રમાણે હોય છે. તેઓ મળસકાના ચાર વાગતાં સૂતા ઉઠે છે અને પોતાના કુલદેવનું સ્મરણ કરે છે; જેમ કે, "હે મહાદેવ! હે ઠાકોરજી! (વિષ્ણુ), હે અંબા મા!" પંડિત અથવા ભણેલો પુરૂષ હોય છે તે સંસ્કૃત શ્લોક બોલે છે, તેનો ભાવાર્થ એવો છે કે,—"ભવનું ભય નિવારણ કરનાર અને દેવતા- "ઓના પતિનું હું પ્રભાતે સ્મરણ કરૂં છું."[1]

ભગત હોય છે તે કોઈ કવિનાં બનાવેલાં પ્રભાતિયાં ગાય છે અથવા નીચે પ્રમાણે માનસિક પૂજા કરે છે:—

---

મજૂરને ઘરવાખરો ચલાવવો કઠિણ પડે છે, અને તેને જે મજૂરી મળે છે, તેનો પોતાને પાલવે એવો ઉપયોગ કરી શકતો નથી. તેથી ક્હે છે કે-એટલી મજૂરીથી મારૂં પૂરૂં થતું નથી. એ દુકાનદારોને ચાલતો ભાવ બતાવવામાં આવે અથવા ખર્ચ ચડાવીને ભાવ લેવાનું ક્હેવામાં આવે તો કાંઈ ઉપયોગનું નહિ. "અમારે અહિંથી ખરીદો કે પછી "અમારૂં દેવું આપો" એ જ તેમનું ક્હેવું છે. મને લાગે છે કે ગરીબની નઠારી સ્થિતિ જોવામાં આવે છે તેનું આ પણ એક કારણ છે.

૧ આચારાર્ક નામના સંસ્કૃત ગ્રન્થમાં ઘણા પ્રકારની પ્રાર્થના લખેલી છે, તેમાંથી જે પ્રાર્થનાનો આ ભાગ છે, તે નીચે પ્રમાણે છે,—

"મારા દેવ કોઈ સારી હવેલીમાં સરસ પલંગ ઉપર પ્હોડ્યા છે.
"હું પાસે જઈને તેમની પગચંપી કરું છું તેથી તે જાગે છે, અને શાલ
"ઓઢીને પલંગમાંથી ઉઠે છે. હું ઊના પાણીવતે તેમના ચરણપ્રક્ષાલન કરૂં છું
"અને તેમને અત્તર ચોપડું છું. હું એમને ઊને પાણિયે ન્હવરાવું છું અને
"પીળા વાગા ધરાવું છું તથા શાલજોડા ઓરાડીને પાટલે બેસારૂં છું. પછી
"હું એમને તિલક કરૂં છું, સોનાના શણગાર સજાવું છું, તથા કોટે ફૂલના હાર
"પ્હેરાવું છું; મ્હોં આગળ અગરબત્તી સળગાવું છું, અને દીવા કરૂં છું, તથા
"દૂધ, સાકરનું નૈવેદ્ય ધરાવું છું. હું પછી તેમના મ્હોં આગળ આરતી ઊતારૂં
"છું. પછી હું એમને માથે મુકુટ પ્હેરાવું છું. જામો ધરાવું છું, કેડ બંધાવું છું
"અને બીજો પોપાક સજાવું છું. પછી હું એમને પગે પડું છું, અને એમની
"પ્રાર્થના કરૂં છું તેથી દેવ મારા ઉપર પ્રસન્ન થાય છે."

આરતી ઊતારવા વિષે હવે પછીના પ્રકરણમાં લખવામાં આવશે.

બ્રાહ્મણ અને ભગતને સૂર્ય ઉગતાં પ્હેલાં ન્હાવાનો નિયમ હોય છે. તે પ્રમાણે તેઓ સૂતા ઉઠે છે, એટલે પ્રાર્થના કરીને ઊને પાણિયે ન્હાય છે અથવા નદી કે તળાવ ઉપર ન્હાવા જાય છે. ન્હાયા પછી આગલા દિવસનું ધોયેલું અબોટિયું હોય તે પ્હેરીને પૂજા કરે છે. પ્રત્યેક બ્રાહ્મણના ઘરમાં દેવમંદિર હોય છે, તેમાં દેવાસન ઉપર સાત આઠ મૂર્ત્તિયો બેસારે છે, જેવા કે, સાલિગરામ (વિષ્ણુની મૂર્તિ), બાળ મુકુન્દ (એ જ દેવનું ન્હાનું સ્વરૂપ), શિવ, ગણપતિ, દુર્ગા દેવી, સૂર્ય, હનુમાન *ઇત્યાદિ. તે આ મૂર્તિયોને દિનદિન પ્રત્યે ન્હવરાવે છે, શણગાર સજાવે છે, મુકુટ ધારણ કરાવે છે, પુષ્પ ચડાવે છે અને ચંદન ઇત્યાદિ વડે ષોડશોપચારી પૂજા કરે છે, તે વિષે હવે પછી લખવામાં આવશે.

બ્રાહ્મણ સવારની પૂજા ઘણું કરીને આ પ્રમાણે કરે છેઃ—તે સૂર્યની સ્તુતિ કરે છે, અને તેને અર્ઘ્ય આપે છે; ત્યાર પછી ગૌમુખીમાં એક સો આઠ

---

प्रातः स्मरामि भवभीतिहरं सुरेशं गंगाधरं वृषभवाहनमंबिकेशं ।
खट्वांगशूलवरदाभयहस्तमीशं संसाररोगहरमौषधमद्वितीयम् ॥ १
प्रातर्नमामि गिरिशं गिरिजार्धदेहं सर्गस्थितिप्रलयकारणमादिदेवम् ।
विश्वेश्वरं विजितविश्वमनोभिरामं संसाररोगहरमौषधमद्वितीयम् ॥ २
प्रातर्भजामि शिवमेकमनंतमाद्यं वेदांतवेद्यमनघं पुरुषं महांतम् ।
नामादिभेदरहितं षड्भावशून्यं संसाररोगहरमौषधमद्वितीयम् ॥ ३
प्रातः समुत्थाय शिवं विचिंत्य श्लोकत्रयं येऽनुदिनं पठंति ।
ते दुःखजालं बहुजन्मसंचितं हित्वा पदं यांति तदैव शंभोः ॥ ४

રૂદ્રાક્ષના મણકાની માળા હોય છે, તેમાં જમણો હાથ ઘાલીને ગાયત્રી મંત્રનો અથવા કુલદેવનો જપ કરે છે. આ પ્રમાણે ત્રણ માળા કરીને પછી જમવાને તૈયાર થાય છે.

ઘરના મધ્ય ભાગમાં ચોક હોય છે, તેની એક બાજુએ રસોડું હોય છે દિવસમાં બે વાર ખાવાની સામાન્ય રીત છે, પણ પૈસાદાર લોકો ચચ્ચાર વાર ખાય છે. બપોરે દશ અગિયાર વાગતાં ન્હાઈ પૂજા કરીને જમે છે; બ્રાહ્મણ બીજી વાર જમતી વેળાએ ફરીને આખે શરીરે ન્હાય છે; ક્ષત્રીય અને વૈશ્ય માત્ર હાથ પગ ધૂવે છે. ત્યાર પછી પીતામ્બર અથવા અબોટિયું કેડે પ્હેરે છે. પ્રત્યેક જણને બેસવા માટે પાટલો હોય છે. અને ખાવાની થાળ મૂકવાને પણ એવો જ બીજો પાટલો સામો મૂકે છે, ખાવા સારૂ કાંસા પીતળનાં વાસણ વાપરવામાં આવે છે. થાળમાં રોટલી, અથાણું ઇત્યાદિ મૂકે છે અને વાડકીમાં દાળ, શાક, મુરબ્બો વગેરે લે છે. પાટલાની એક બાજુએ જળપાત્ર મૂકે છે, તે રૂપાનો કે ત્રાંબાપીતળનો કળશ હોય છે, ને તેના ઉપર પવાલું કે ટોયલી ઢાંકેલી પાણી પીવા સારૂં રાખે છે. રોટલી ખાઈ રહ્યા પછી ભાત, દહીં અથવા એવું બીજું કાંઈ આવે છે. પર્વનો દિવસ હોય છે ત્યારે ભાતભાતની સામગ્રી કરવામાં આવે છે. જમી રહ્યા પછી હાથ ને મ્હોંડું માત્ર ધોવામાં આવે છે. ઘરના બધા પુરૂષો સંગાથે જમવાને બેસે છે; ત્યાર પછી સ્ત્રિયો તે વાસણ ધોઈ જમવા બેસે છે. ને ઘરના ચાકર હોય છે તે ઘરનાં સર્વ માણસ જમી રહ્યા પછી જમવા બેસે છે. તેમને ખાવાનાં વાસણ જૂદાં હોય છે. નીચ વર્ણ કોઈ અડકે તેથી અપવિત્ર થવાય નહિ એટલા માટે પુરૂષો જમી રહ્યા પછી સોપારી ખાય છે. કદાપિ કોઈના સ્પર્શથી અપવિત્ર થવાય તો પંચગવ્યનું સેવન કરવાથી અને બીજી વેળા નહિ જમવાથી પવિત્ર થવાય છે.

સાંજની વેળાએ આઠ વાગતાં વાળું કરે છે, તે ભોજન બપોરના કરતાં હલકું હોય છે.

બ્રાહ્મણને જ્યારે રાંધવું હોય છે ત્યારે ગાયના છાણવતે ચોકો કરી લે છે. જ્યારે તે ઘેર હોય છે ત્યારે તો તેના ઘરમાં રસોડું હોય છે તે કામ લાગે છે. પણ પ્રસંગ આવે તો કોઈ ઝાડની નીચે અથવા માફક આવે એવી કોઈ જગ્યાએ ઉપર પ્રમાણે ચોકો કરે છે. ચોકામાં ચૂલો કરીને તેને પણ ગાયના છાણથી લીપી લે છે. પૂરવિયા આ વિષે એટલા બધા ચોક્કસ હોય છે કે, બે ભાઈ હોય તથાપિ તેઓ જૂદા ચોકા કરે છે અને એક બીજાના ચૂલાના દેવતા સરખા પણ કામ લાગતા નથી. તે ઉપરથી ક્હેવત ચાલી છે

"મારા દેવ કોઈ સારી હવેલીમાં સરસ પલંગ ઉપર પ્હોડ્યા છે.
"હું પાસે જઈને તેમની પગચંપી કરું છું તેથી તે જાગે છે, અને શાલ
"ઓઢીને પલંગમાંથી ઉઠે છે. હું ઊના પાણીવતે તેમના ચરણપ્રક્ષાલન કરૂં છું
"અને તેમને અત્તર ચોપડું છું. હું એમને ઊને પાણિયે ન્હવરાવું છું અને
"પીળા વાગા ધરાવું છું તથા શાલજોડો ઓરાડીને પાટલે બેસાડું છું. પછી
"હું એમને તિલક કરૂં છું, સોનાના શણગાર સજાવું છું, તથા કોટે ફૂલના હાર
"પ્હેરાવું છું; મ્હોં આગળ અગરબત્તી સળગાવું છું, અને દીવા કરૂં છું, તથા
"દૂધ, સાકરનું નૈવેદ્ય ધરાવું છું. હું પછી તેમના મ્હોં આગળ આરતી ઊતારૂં
"છું. પછી હું એમને માથે મુકુટ પ્હેરાવું છું. જામો ધરાવું છું, કેડ બંધાવું છું
"અને બીજો પોપાક સજાવું છું. પછી હું એમને પગે પડું છું, અને એમની
"પ્રાર્થના કરૂં છું તેથી દેવ મારા ઉપર પ્રસન્ન થાય છે."

આરતી ઊતારવા વિષે હવે પછીના પ્રકરણમાં લખવામાં આવશે.

બ્રાહ્મણ અને ભગતને સૂર્ય ઉગતાં પ્હેલાં ન્હાવાનો નિયમ હોય છે. તે પ્રમાણે તેઓ સૂતા ઉઠે છે, એટલે પ્રાર્થના કરીને ઊને પાણિયે ન્હાય છે અથવા નદી કે તળાવ ઉપર ન્હાવા જાય છે. ન્હાયા પછી આગલા દિવસનું ધોયેલું અબોટિયું હોય તે પ્હેરીને પૂજા કરે છે. પ્રત્યેક બ્રાહ્મણના ઘરમાં દેવમંદિર હોય છે, તેમાં દેવાસન ઉપર સાત આઠ મૂર્ત્તિયો બેસારે છે, જેવા કે, સાલિગરામ (વિષ્ણુની મૂર્તિ), બાળ મુકન્દ (એ જ દેવનું ન્હાનું સ્વરૂપ), શિવ, ગણપતિ, દુર્ગા દેવી, સૂર્ય, હનુમાન ઇત્યાદિ. તે આ મૂર્તિયોને દિનદિન પ્રત્યે ન્હવરાવે છે, શણગાર સજાવે છે, મુકુટ ધારણ કરાવે છે, પુષ્પ ચડાવે છે અને ચંદન ઇત્યાદિ વડે ષોડશોપચારી પૂજા કરે છે, તે વિષે હવે પછી લખવામાં આવશે.

બ્રાહ્મણ સવારની પૂજા ઘણું કરીને આ પ્રમાણે કરે છેઃ—તે સૂર્યની સ્તુતિ કરે છે, અને તેને અર્ધ્ય આપે છે; ત્યાર પછી ગૌમુખીમાં એક સો આઠ

---

प्रातः स्मरामि भवभीतिहरं सुरेशं गंगाधरं वृषभवाहनमंबिकेशं ।
खट्वांगशूलवरदाभयहस्तमीशं संसाररोगहरमौषधमद्वितीयम् ॥ १

प्रातर्नमामि गिरिशं गिरिजार्धदेहं सर्गस्थितिप्रलयकारणमादिदेवम् ।
विश्वेश्वरं विजितविश्वमनोभिरामं संसाररोगहरमौषधमद्वितीयम् ॥ २

प्रातर्भजामि शिवमेकमनंतमाद्यं वेदांतवेद्यमनघं पुरुषं महांतम् ।
नामादिभेदरहितं षड्भावशून्यं संसाररोगहरमौषधमद्वितीयम् ॥ ३

प्रातः समुत्थाय शिवं विचिन्त्य श्लोकत्रयं येऽनुदिनं पठंति ।
ते दुःखजालं बहुजन्मसंचितं हित्वा पदं यांति तदेव शंभोः ॥ ४

રાક્ષના મણકાની માળા હોય છે, તેમાં જમણો હાથ ઘાલીને ગાયત્રી મંત્રનો અથવા કુલદેવનો જપ કરે છે. આ પ્રમાણે ત્રણ માળા કરીને પછી જમવાને તૈયાર થાય છે.

ઘરના મધ્ય ભાગમાં ચોક હોય છે, તેની એક બાજુએ રસોડું હોય છે દિવસમાં બે વાર ખાવાની સામાન્ય રીત છે, પણ પૈસાદાર લોકો ચચ્ચાર વાર ખાય છે. બપોરે દશ અગિયાર વાગતાં ન્હાઈ પૂજા કરીને જમે છે; બ્રાહ્મણ બીજી વાર જમતી વેળાએ ફરીને આખે શરીરે ન્હાય છે; ક્ષત્રીય અને વૈશ્ય માત્ર હાથ પગ ધૂવે છે. ત્યાર પછી પીતામ્બર અથવા અબોટિયું કેડે પ્હેરે છે. પ્રત્યેક જણને બેસવા માટે પાટલો હોય છે. અને ખાવાની થાળ મૂકવાને પણ એવો જ બીજો પાટલો સામો મૂકે છે, ખાવા સારૂ કાંસા પીતળનાં વાસણ વાપરવામાં આવે છે. થાળમાં રોટલી, અથાણું ઇત્યાદિ મૂકે છે અને વાડકીમાં દાળ, શાક, મુરબ્બો વગેરે લે છે. પાટલાની એક બાજુએ જળપાત્ર મૂકે છે, તે રૂપાનો કે ત્રાંબાપીતળનો કળશ હોય છે, ને તેના ઉપર પવાલું કે ટોયલી ઢાંકેલી પાણી પીવા સારૂં રાખે છે. રોટલી ખાઈ રહ્યા પછી ભાત, દહીં અથવા એવું બીજું કાંઈ આવે છે. પર્વનો દિવસ હોય છે ત્યારે ભાતભાતની સામગ્રી કરવામાં આવે છે. જમી રહ્યા પછી હાથ ને મ્હોંડું માત્ર ધોવામાં આવે છે. ઘરના બધા પુરૂષો સંગાથે જમવાને બેસે છે; ત્યારે પછી સ્ત્રિયો તે વાસણ ધોઈ જમવા બેસે છે. ને ઘરના ચાકર હોય છે તે ઘરનાં સર્વ માણસ જમી રહ્યા પછી જમવા બેસે છે. તેમને ખાવાનાં વાસણ જૂદાં હોય છે. નીચ વર્ણ કોઈ અડકે તેથી અપવિત્ર થવાય નહિ એટલા માટે પુરૂષો જમી રહ્યા પછી સોપારી ખાય છે. કદાપિ કોઈના સ્પર્શથી અપવિત્ર થવાય તો પંચગવ્યનું સેવન કરવાથી અને બીજી વેળા નહિ જમવાથી પવિત્ર થવાય છે.

સાંજની વેળાએ આઠ વાગતાં વાળું કરે છે, તે ભોજન બપોરના કરતાં હલકું હોય છે.

બ્રાહ્મણને જ્યારે રાંધવું હોય છે ત્યારે ગાયના છાણવતે ચોકો કરી લે છે. જ્યારે તે ઘેર હોય છે ત્યારે તો તેના ઘરમાં રસોડું હોય છે તે કામ લાગે છે. પણ પ્રસંગ આવે તો કોઈ ઝાડની નીચે અથવા માફક આવે એવી કોઈ જગ્યાએ ઉપર પ્રમાણે ચોકો કરે છે. ચોકામાં ચૂલો કરીને તેને પણ ગાયના છાણથી લીપી લે છે. પૂરવિયા આ વિષે એટલા બધા ચોક્કસ હોય છે કે, બે ભાઈ હોય તથાપિ તેઓ જૂદા ચોકા કરે છે અને એક બીજાના ચૂલાના દેવતા સરખા પણ કામ લાગતા નથી. તે ઉપરથી કહેવત ચાલી છે

કે, "બાર પૂરવિયા અને તેર ચોકા" કારણ કે બાર જણ હોય તો તેરમો ચોકો દેવતા સારૂ જોઈયે.

જયારે રસોઈ તૈયાર થાય છે ત્યારે બ્રાહ્મણ જમતાં પ્હેલાં તર્પણ કરે છે. તે માટે એ ત્રાંબાના વાસણમાં પાણી ભરીને તેમાં થોડા જવ, તલના દાણા નાંખે છે, પછી તુલશીનાં પાદડાં અને ચંદન ઇત્યાદિ નાખે છે. પછી દર્ભ હાથમાં રાખીને પોશો ભરીને તર્પણ કરે છે, એટલે કે તે સર્વ દેવને પાણી અર્પે છે. તે જ પ્રમાણે માણસ, પ્રાણી, ઝાડ, નદિયો, દરિયા, ભૂત, પ્રેત, ઋષિ, પૂર્વજ અને બીજા સર્વેને અર્પે છે. પછી પોતાના પૂર્વજોનાં નામ દઈ જાય છે, પિતૃપક્ષનાં અને માતૃપક્ષનાં, તેમ જ પોતાનાં બીજાં સગાંવાહાલાંનાં નામ પણ દે છે. પછી વૈશ્વદેવ કરે છે, એટલે ત્રાંબાના અથવા માટીના કરી રાખેલા પાત્રમાં દેવતા ભરીને તેમાં છાણાં મૂકી ઘી તથા ચોખા હોમે છે. અને દેવતાનાં નામ ભણી જાય છે. પછી જમણની જેટલી વસ્તુઓ હોય તે સર્વે દેવને આરોગાવે છે. બ્રાહ્મણ પોતાના ભોજનમાંથી ગૌગ્રાસ, અતિથિભાગ, શ્વાનભાગ, કીડીગ્રાસ, અને કાગવાસ એવા પાંચ ભાગ ક્હાડે છે. પછી તે જમવા બેસે છે, પણ જમતાં પ્હેલાં અંજલિમાં પાણી લઈને ગાયત્રી મંત્ર વડે પ્રાશન કરે છે. અને બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ એ ત્રણનું અપોશન મૂકે છે. પ્રથમ પંચ ગ્રાસ પંચ પ્રાણને આપે છે એ પંચ પ્રાણ જીવ ધારણ કરવાને અગત્યના ગણવામાં આવે છે.

જમી રહ્યા પછી નર્કના પ્રાણિયોને સારૂ રહેલું હોય તે ભોંય મૂકે છે. વાંચનારને આ બધી ક્રિયા માથાકૂટભરેલી અને દુઃખદાયક લાગશે; પણ નિત્યના અભ્યાસે કરીને બ્રાહ્મણ તો આનું વર્ણન કરતાં જે વાર લાગે તે કરતાં પણ ઘણી થોડી વારમાં બધું કરી રૂહે છે.

બીજી નાતો ઉપરનું પોતાનું શ્રેષ્ઠપણું સાચવી રાખવા સારૂ બ્રાહ્મણ સમજે છે કે, ચોખ્ખાઈની ઘણી અડચણો વેઠવાની અગત્ય છે. તેમાં નાગર બ્રાહ્મણની "નવણ" તો ઘણી જ ચોક્કસાઈભરેલી છે. બ્રાહ્મણ ન્હાયા પછી રેશમનું કે ઊનનું લૂગડું પ્હેરે છે, અથવા જો રૂનું લૂગડું પ્હેરે છે, તો પાણીમાં બોળીને નીચોવી નાંખ્યા પછી કોઈ અડકે નહિ એવી એકાન્ત જગ્યામાં સૂકવેલું હોય છે તે પ્હેરે છે. આ પ્રમાણે પ્હેરી તે જમવાને બેસે છે, પણ અભડાઈ જોય એવી ઘણી જ બાબતો હોય છે, તેને માટે ચોક્કસ રૂહે નહિ તો અભડાયાથી જમાતું નથી. જો તે માટીના વાસણને અડે તો અભડાય, પણ તે વાસણ કોરૂં હોય, એટલે તેમાં કોઈ દિવસ પાણી ભર્યું હોય નહિ તો ચાલે. લૂગડાંનો કે ચામડાનો અથવા કાગળનો કડકો બેસતાં નીચે આવી ગયો હોય અથવા તેને અડકાયું હોય તો તેથી તે અભડાય છે, પણ કાગળ

ઉપર અક્ષર પડ્યા હોય તો તે અભડાતો નથી, કેમકે તે સરસ્વતી રૂપ છે. તથાપિ લૂગડા કે ચામડા ઉપર અક્ષર લખ્યા હોય તો તેને અડવાથી અભડાય છે. એટલા માટે ગીતા અથવા બીજા પાઠનું કે શાસ્ત્રનું પુસ્તક સૂતરના દોરાથી નહિ, પણ રેશમથી બાંધવું પડે છે. ચામડાથી તો પૂઠું બંધાય જ નહિ, ને લોટની ખેળ અથવા લહીને બદલે આંબલીના કચુકાની ખેળ વાપરવી પડે છે. છાપેલું પુસ્તક બ્રાહ્મણના ખપમાં આવે નહિ, કેમકે, છાપવાની શાહીમાં અપવિત્ર પદાર્થ આવે છે. કેટલાક મૃગચર્મ અને વાઘના ચામડાને અડકવાથી અભડાઈ ગયા ગણતા નથી. કાચા સૂતર કે રૂથી બ્રાહ્મણ અભડાતો નથી. પણ જે નવણમાં હોય નહિ એવા માણસે તેની દીવટ વણી હોય ને તેને અડકે તો અભડાય છે; પણ જો તે તેલમાં કે ઘીમાં બોળી હોય તો પછી બાધ રહેતો નથી. હાડકાંથી અભડાય છે, પણ સ્ત્રીની ચૂડિયો હાથીદાંતની હોય તો તેથી અભડાતા નથી, તથાપિ જે દેશમાં ઘણું કરીને એવો ચૂડો પ્હેરવાનો ચાલ નથી, ત્યાં તો તેથી અભડાય છે. એક જ નાતનું ન્હાનું છોકરૂં જ્યાંસુધી ખાતાં શીખ્યું હોય નહિ, ત્યાં સુધી તેને અડકાય તો અભડાવાતું નથી; પણ તે અન્ન ખાવા શીખ્યું હોય તો પછી તેનાથી અભડાય છે. ગધેડું, કૂતરૂં, કે ભૂંડને અડવાથી અભડાય છે; કેટલાક કહે છે કે બિલાડીને અડાય તો પણ અભડાવાય, પરંતુ કેટલાક કહે છે કે એથી અભડાવાતું નથી, તેનું કારણ એવું કે બિલાડીને સાચવવાનું કામ ઘણું કઠિણ છે. જે બ્રાહ્મણ નવણમાં ખાતો હોય અથવા ખાઈને ઉઠ્યો હોય, તે જો કોઈ બીજે નવણમાં હોય ને ખાધું ના હોય એવા માણસને અડકે તો તેઓ તેથી અભડાય છે.

વાણિયા અને બીજા સર્વે વેપારી લોકો સવારમાં ઉઠીને મંદિરે દર્શન કરવા જાય છે. કેટલાક લોકોને એવો વ્હેમ હોય છે કે સૂતાં ઉઠીને કોઈ સારાનું મ્હોં જોયું હોય તો આખો દિવસ સારો જાય, તેથી આંખો બંધ કરીને, જેનું મુખ શકુનિયાળ હોય તેવાનું પ્રથમ જૂવે છે. વાંઝિયાનું, ગધેડાનું અથવા કજિયાખોર માણસનું મુખ નઠારૂં ગણવામાં આવે છે. બીજા કેટલાક, સવારના પ્રહરમાં, પીપળાની પૂજા કરે છે. ત્યાર પછી જમીને સોપારી ખાઈ, ચૌટામાં જાય છે, અને સાંજ સુધી, પોતાના ધંધામાં લક્ષ આપે છે, અને ત્યાર પછી વાળુ કરીને ઘેર આવતાં, રસ્તામાં દેવનાં દર્શન કરતા આવે છે.

ઘરખર્ચીને માટે જે જે પદાર્થ જોઇયે, તે તે ખરીદવાનું અને તેનો હિસાબ રાખવાનું કામ પુરૂષનું છે. ઘરધંધાનું બીજું બધું કામ સ્ત્રીને શિર છે.

ગરીબની સ્ત્રી મળસકે ત્રણ વાગતાં ઉઠે છે, અને ત્રણ દિવસ સુધી ચાલે એટલો લોટ ત્રણ હોરા(કલાક)માં દળી રહે છે, કદાપિ તેમને દળ-

વાનું હોતું નથી તો પણ તેઓ એ જ વેળાએ ઉઠીને ઢોર દોહોવા, વલોણું વલોવવા, અને માખણ તાવીને ઘી કરવાના કામમાં રોકાય છે. ૭ વાગતાંમાં તો લૂગડાં પ્હેરીને બ્હેડું લઈ તળાવે કે નદિયે જાય છે; ત્યાં ન્હાઇને પાણી ભરી ઘેર આવે છે. કેટલીક સ્ત્રિયો ઘેર ન્હાઇને પછી પાણી ભરવા જાય છે; પૈસાદાર લોકોને ઘેર એવાં કામકાજ સારૂ ચાકર હોય છે.

પાણી ભરી આવીને પછી રસોઈ કરવા માંડે છે. રસોઈ તૈયાર થાય છે, એટલે ઘરના પુરૂષો થોડે છેટે હારબંધ જમવા બેસે છે; તેઓ જમી ઉઠે છે ત્યાર પછી સ્ત્રિયો બેસે છે. જમી રહ્યા પછી પુરૂષો પોતાને કામે જાય છે; અને સ્ત્રિયો વાસણ માંજવામાં, ચૂલા અબોટ કરવામાં, પુંજા ફ્હાડવામાં, અને દળણું કરવામાં રોકાય છે. ત્રીજે પ્રહરે ત્રણ વાગતાં, તેઓને થોડી નવરાશ મળે છે, તે વેળાએ પોતાના બાળકોની તેઓ સંભાળ લે છે અથવા પોતાના લાંબા વાળમાં ધૂપેલ ઘાલવામાં અને ઓળવામાં રોકાય છે. સાંજ પડે છે એટલે, દીવા શણગારવામાં, વાળુ બનાવવામાં, અને પથારિયો કરવામાં રોકાય છે.

જ્યારે નાત હોય છે, ત્યારે જમવા જનાર ન્હાઇને અબોટિયું પ્હેરી પાણીવાસણ લઈ જમાડનારને ઘેર જાય છે, અને જો તેનું ઘર ઘણે છેટે હોય છે તો જોઇતો સામાન લઈને જમાડનારને ઘેર જઈને ન્હાય છે. બધા ભરાય છે એટલે ઘર આગળ બે હારો થઇને જમવા બેસે છે; તેઓ જમી રહે છે ત્યાર પછી તે પ્રમાણે સ્ત્રિયો બેસે છે. કેટલીક જગ્યાએ સ્ત્રિયો ને પુરૂષ સંગાથે જમવા બેસે છે, પણ સ્ત્રિયો જરા છેટે બેસે છે. જેને ઘેર નાત હોય છે તે સર્વેને જમાડીને પછી પોતે જમવા બેસે છે. સાબ્રમતીની પશ્ચિમની સ્ત્રિયો જમતી વેળાએ સૂતરાઉ લૂગડાં પહેરે છે, તેથી પૂર્વ ભણીની બાજુના લોકો તેઓનો ધિક્કાર કરે છે. કેમકે તેમની સ્ત્રિયો રેશમી પોષાક પ્હેરે છે. કેટલીક જગ્યાએ એવો ધારો હોય છે કે, નાત જમવા બેઠી હોય તેની વચ્ચે થઈને તે જ નાતનાથી પણ જવાતું નથી, કેમકે જો તે લૂગડાં પ્હેરીને જાય તો તેથી બધા અભડાય છે, માટે ઘરધણીને બંને બાજુના રસ્તા બંધ કરવાની પરવાનગી મેળવવી પડે છે. કેટલીક નાતોમાં પોતાની નાતનો અથવા પોતાનાથી ઉંચી નાતનો માણસ લૂગડાં સુદ્ધાંત નાત વચ્ચે થઈને જાય તો કાંઈ બાધ ગણવામાં આવતો નથી. પણ તેને પોતાનાં પગરખાં ક્હાડીને જવું પડે છે, અને પાઘડી માથે હોય તે હાથમાં ઝાલવી પડે છે, તેમ જ તેની પાસે ચામડાના પૂઠાની ચોપડી કે બીજી કાંઈ વસ્તુ રાખવા દેવામાં આવતી નથી. નાત જમવા બેઠી હોય તેની બન્ને બાજુને

નાકે પાંચ છ માણસો કૂતરાં હાંકવાને બેસે છે. આ કામ તેમનાથી પૂરેપૂરું સચવાતું નથી અને જ્યારે કૂતરૂં ઘાલમાં પેશી જાય છે ત્યારે ચોગરદમથી મારો! મારો! ના પોકાર કરીને બૂમરાણ કરી મૂકે છે, અને છેવટે તે કોઈના ભાણામાં પગ મૂકીને તેના ઉપર થઈને કૂદી જાય છે, અથવા બે માણસની વચ્ચે થઈને દોડે છે તેથી તેઓને અભડાવીને જતું રહે છે. આ પ્રમાણે બનવાથી જે અભડાયા હોય તે પોતાના ભાણામાં હોય એટલું ખાઈ જાય છે, કેમકે એમ કરે નહીં તો અન્નદેવનું અપમાન કર્યું ઠરે, અથવા જેઓ નાકે બેઠેલા હોય છે તેમની પાસે ભાણું ઉપડાવીને તેઓને માટે નવાં ભાણાં પીરસાવે છે.

જ્યારે સલાહશાન્તિ હોય છે, ત્યારે રજપૂત આળસમાં અને નિત્યના જેવી એકસરખી રીતે પોતાની વેળા ગાળે છે. ઘણું કરીને તે સૂર્યોદય થયા પછી ઉઠે છે, અને હુક્કો ભરી મંગાવે છે; તે પીધા પછી ચ્હા કે કાફી પિયે છે,[1] પછી ન્હાવામાં અને લૂગડાં પ્હેરવામાં રોકાય છે. તેથી સવારના પ્રહરનો ઘણો ભાગ વીતી જાય છે. તેટલામાં જમવાની વેળા થાય છે. જમી ઉઠ્યા પછી પાછો હુક્કો ગગડાવા જોઇયે છિયે, ત્યાર પછી વાતો કરવા મંડી જાય છે. એટલામાં ફ્હોડવાની વેળા થાય છે. તે ત્રણ વાગતાં સુધી ઊંઘે છે, પછી ઉઠીને મ્હોં ધુવે છે, ત્યાર પછી દિવસનું અગત્યનું કામ જે કસુંબા ઘોળાવી પાવાપીવાનું અને અફીણ વ્હેંચવાનું છે તેમાં રોકાય છે. પછી પોતાના સોબતિયોને કચેરીમાં બોલાવે છે, અથવા તેમને સાથે લઇને વાડિયે જાય છે. ત્યાં વાડકીમાં અફીણ ઘોળી રાખ્યું હોય તે રજુ કરવામાં આવે, તે ગલણીમાં રેડીને, ઠાકોરની હથેલીમાં આપે છે; પછી કસુંબો મને સદતો નથી એમ કહેતા જાય છે, અને એક પછી એક હથેળીમાં રંગ દઇને પીતા જાય છે. તે વેળાયે દેવ, મિત્ર કે બીજાઓના આકરા સોગન દેવામાં આવે છે. એક જણ પીને ચાકર પીકદાની ધરે છે તેમાં કોગળા કરી ઠાકોરના હાથ ધોઈ પોતાના લૂગડાથી લુવે છે ને પછી બીજાને માટે જગ્યા ખાલી કરી પોતે પોતાની જગ્યાએ જઈ બેસે છે. આ પ્રમાણે કસુંબાપાણી કર્યા પછી ઠાકોર અને તેના સોબતિયો કચેરીમાં બેસે છે, અને સેતરંજ, ગંજીફો, કે સોકટાં ખેલે છે અથવા રામજણી આવીને તેનું એકસૂરી ગાણું ગાય છે, અથવા ગવૈયા કે પછી તેઓને સદા ખુશ કરનારા ભાટ અને

---

૧ ચ્હા પીવાનો ચાલ ઘણું કરીને એ લોકોમાં જોવામાં આવતો નથી. કદાપિ હમણાં કોઈ પીતા હશે તો એ ચાલ નવી દાખલ થયેલી જાણવી. હુક્કો પીધા પછી દાતણ, પાણી વગેરે કરે છે ત્યાર પછી બીજી વિધિ કરે છે. ૨. ઉ.

ચારણો આવે છે. સૂર્ય આથમે છે ત્યારે મશાલચી આવીને ખડો રહે છે. અને કચેરીમાં દીવા પ્રકટે છે એટલે દરબારમાં બેઠેલા સર્વે લોકો ઉભા થઈને ઠાકોરની ગાદીને સલામ કરે છે, પછી પાછા બેસે છે એટલે રમવાનું ગાવાનું, નાચવાનું અને વાતો કહેવાનું કામ અગાઉની પેઠે ચાલે છે. ત્યાર પછી કચેરી બરખાસ્ત થાય છે.

અમારા આગળના લખાણ ઉપરથી જાણવામાં આવ્યું હશે કે, ઠાકોરને ઘણી ઠકરાણીયો હોય છે. તે દરેકને જૂદે જૂદે મ્હેલે રાખે છે. જેનો જ્યારે વારો આવે છે ત્યારે ઠાકોર તેને મ્હેલે વાળું કરીને રહે છે. ઠાકોર જમવા બેસે છે તે વેળાએ ઠકરાણી પોતાની દાસિયો સહિત તેની હાજરીમાં રહે છે, અને પછવાડે રહી પંખો કરે છે, અને નાના પ્રકારની વાતો ચાલે છે, એ ખરી હોય તો (કેમકે તે વેળાયે કોઈ અજાણ્યાને આવવા દેતા નથી) મર્મનાં વચન બોલતી વાતો કરતી જાય છે. તેમાં માર્મિક વચનોનું કથન કરતી પોતાના પતિને રીઝવતી, ખુશ ખુશ કરી નાંખે છે.

ભાટ અને ચારણો રજપૂતોની સાથે ઘણો સંબંધ ધરાવે છે. તેઓની ઉત્પત્તિ વિષે કશું જાણવામાં આવ્યું નથી, પણ તેઓ કહે છે કે અમે મહાદેવ અથવા શિવથી ઉત્પન્ન થયા છિયે. કેટલેક ઠેકાણે તેઓ ખેતીવાડીનું કામ કરે છે, અને કેટલેક ઠેકાણે કાંધાં પાંજરાં અને વ્યાજવટાંતરનું કામ કરે છે, પણ તેઓનો ખરો ધંધો તો જમાની કરવાનો અને તેઓના રજપૂત યજમાનોની વહી રાખવાનો છે.

અણહિલપુરના રાજવંશનો મુસલમાનોએ નાશ કર્યો ત્યારથી, તે બ્રિટિશ સરકારે વ્યવસ્થા કરીને, અમે આગળ લખ્યું છે, તે પ્રમાણે સર્વે થાળે પાડ્યું ત્યાં સુધી, થોડી ઘણી પણ રાજ્યની અવ્યવસ્થા અને ગડબડાટ ચાલ્યો છે તે વેળામાં, રાજ્યસંબંધી કોલકરાર, ખાનગી લેખપત્ર, અને વ્યાપારનું કામકાજ નિર્વિઘ્ને ચાલવાને જે કાંઈ વેળાને અનુસરીને સાધન હતાં તેમાં ભાટ લોકોની જમાની એ પણ એક હતું. ગમે તો મુખ્ય રાજાને અર્ધા સ્વતંત્ર ઠાકોર પાસેથી ખંડણી ઉઘરાવી લેવા વિષેનો ઠરાવ કરી લેવાનો હોય, અથવા કોઈ માણસે કોઈ ઠાકોરના કોપનું કારણ ઉત્પન્ન કર્યું હોય ને તેને માટે ક્ષમા મેળવવાની અને પોતાના અંગનું નિર્ભયપણું મેળવી લેવાની ખાતરી કરી લેવી હોય, અથવા કોઈ નાણાં ધીરનારને પોતાના પૈસા પાછા મળે તેને માટે જામીન જોયતો હોય અથવા જ્યાં લૂંટ થતી હોય એવા પરગણા વચ્ચે થઇને કોઈ વ્યાપારીનો વિના જોખમે માલ લઈ જવો હોય તો, ભાટની બાંહધરી અથવા જામીનગીરી

માન્ય રાખવામાં કશું નુકસાન ધારવામાં આવતું નહિ. તે દેવતાઓથી ઉત્પન્ન થયેલા અને તેઓના માનીતા તેથી કોઇને પત ન કરે એવા માણસો પણ તેઓનું માન રાખતા અને તેઓ પણ કરાર પ્રમાણે પળાવી લેવાને સાધનવાળા હતા, તથા તેમાં તેઓ ભાગ્યે જ પાછા પડતા હતા. આ સાધનમાં ત્રાગાં અને ધરણાં એ મુખ્ય હતાં. ત્રાગું કરતી વેળાએ ભાટ પોતાનું કે પછી પોતાના કુટુંબના કોઈ માણસનું શરીર અથવા અવયવ કાપીને, જેને માટે ત્રાગું કરવું પડ્યું હોય તેના ઉપર ઈશ્વરનો કોપ કરાવવાને, અને વૈર વાળવાને પ્રાર્થના કરતા; ધરણું કરતી વેળાએ, જે કરાર પ્રમાણે પળતો હોય નહિ તેને ત્યાં કેટલાક એકઠા થઇને લાંઘવામાં અને તેના ઘરનાં માણસોને પણ લાંઘણ કરાવવામાં આવતી હતી, અને જ્યારે તે કરાર પ્રમાણે અમલ કરે ત્યારે તેનો છૂટકો કરવામાં આવતો હતો. પણ બ્રિટિશ સરકારનું રાજ્ય થયા પછી, આવી જંગલી રીતિઓ રહેતાં રહેતાં ઘસાઈ ગઈ છે અને ભાટની જમાનીનો ચાલ પણ નીકળી ગયો છે.

વહીવંચાના કામને લીધે અને કવિતાના ગુણને લીધે, ભાટ લોકો લાંબી મુદતથી લોકોને ઘણા મનગમતા થઈ પ્રસિદ્ધ થતા આવ્યા છે. ચોમાસું ઉતરે, અને જવર અવર પાછો ચાલુ થાય છે ત્યારે કોઈ શહર કે કસબાના ભાટવાડામાંથી ભાટ પોતાની પ્રતિવર્ષની ફેરણી કરવા નીકળી પડે છે. જે રજપૂત ઠાકોરો તેના યજમાન હોય છે, અને જેઓની પાસેથી તેને જમીન મળી હોય છે, અથવા વર્ષાસન મળે છે, તેઓને ત્યાં, વારા ફરતી જાય છે, અને ઘણું કરીને તેમને ત્યાં લગ્ન કે બીજો એવો પ્રસંગ આવે છે તે અવસરે જઈ પ્હોંચાય એમ પ્રયાણ કરે છે ત્યાં તેનો સત્કાર થયા પછી, તે વહી અથવા ચોપડો ક્‌હાડે છે તે તેના પોતાના બખતરિયા અક્ષરથી કે તેના બાપના અક્ષરથી લખેલો હોય છે. તેમાં તે ઠાકોરની વંશાવલિ હોય છે. જો તે ઠાકોર ટિલાયત હોય છે તો તે કુટુંબના સ્થાપનારથી નામ લખેલાં હોય છે; જો ફટાયો હોય છે તો જ્યાંથી તેનું પાંખિયું છૂટયું પડ્યું હોય ત્યાંથી નામ ચાલે છે. તેમાં વચ્ચે વચ્ચે કવિતા કહી સંભળાવે છે, અને તેના અર્થની સમજણ પડે તેમ દૃષ્ટાંતો આપે છે, અને વાતો ક્‌હે છે. કુટુંબની વંશાવલિ હોય છે એટલા જ માટે વહી એ તેઓના સંતોષનું કારણ છે એમ નથી: પણ સગપણ કરવાનું હોય છે ત્યારે સંબંધ જોવાને કાજે, ઘણી સ્ત્રિયો પરણવાના ચાલથી ઘણા દીકરા થયા હોય તેઓને પોતાના પૂર્વજોની મિલ્કતમાંથી ભાગ લેવાને પોતાનો હિસ્સો સાબીત કરવાને પણ કામ લાગે છે. ભાટ પ્રથમ આવી ગયો હોય ત્યાર પછી, કુટુંબમાં

ચારણો આવે છે. સૂર્ય આથમે છે ત્યારે મશાલચી આવીને ખડો રહે છે. અને કચેરીમાં દીવા પ્રકટે છે એટલે દરબારમાં બેઠેલા સર્વે લોકો ઉભા થઈને ઠાકોરની ગાદીને સલામ કરે છે, પછી પાછા બેસે છે એટલે રમવાનું ગાવાનું, નાચવાનું અને વાતો કહેવાનું કામ અગાઉની પેઠે ચાલે છે. ત્યાર પછી કચેરી બરખાસ્ત થાય છે.

અમારા આગળના લખાણ ઉપરથી જાણવામાં આવ્યું હશે કે, ઠાકોરને ઘણી ઠકરાણીયો હોય છે. તે દરેકને જૂદે જૂદે મ્હેલે રાખે છે. જેનો જ્યારે વારો આવે છે ત્યારે ઠાકોર તેને મ્હેલે વાળું કરીને રહે છે. ઠાકોર જમવા બેસે છે તે વેળાએ ઠકરાણી પોતાની દાસિયો સહિત તેની હાજરીમાં રહે છે, અને પછવાડે રહી પંખો કરે છે, અને નાના પ્રકારની વાતો ચાપે છે, એ ખરી હોય તો (કેમકે તે વેળાયે કોઈ અજાણ્યાને આવવા દેતા નથી) મર્મનાં વચન બોલતી વાતો કરતી જાય છે. તેમાં માર્મિક વચનોનું કથન કરતી પોતાના પતિને રીઝવતી, ખુશ ખુશ કરી નાંખે છે.

ભાટ અને ચારણો રજપૂતોની સાથે ઘણો સંબંધ ધરાવે છે. તેઓની ઉત્પત્તિ વિષે કશું જાણવામાં આવ્યું નથી, પણ તેઓ કહે છે કે અમે મહાદેવ અથવા શિવથી ઉત્પન્ન થયા છિયે. કેટલેક ઠેકાણે તેઓ ખેતીવાડીનું કામ કરે છે, અને કેટલેક ઠેકાણે કાંધાં પાંજરાં અને વ્યાજ-વટાંતરનું કામ કરે છે, પણ તેઓનો ખરો ધંધો તો જમાની કરવાનો અને તેઓના રજપૂત યજમાનોની વહી રાખવાનો છે.

અણહિલપુરના રાજવંશનો મુસલમાનોએ ન્હાશ કર્યો ત્યારથી, તે બ્રિટિશ સરકારે વ્યવસ્થા કરીને, અમે આગળ લખ્યું છે, તે પ્રમાણે સર્વે થાળે પાડ્યું ત્યાં સુધી, થોડી ઘણી પણ રાજ્યની અવ્યવસ્થા અને ગડબડાટ ચાલ્યો છે તે વેળામાં, રાજ્યસંબંધી કોલકરાર, ખાનગી લેખપત્ર, અને વ્યાપારનું કામકાજ નિર્વિઘ્ને ચાલવાને જે કાંઈ વેળાને અનુસરીને સાધન હતાં તેમાં ભાટ લોકોની જમાની એ પણ એક હતું. ગમે તો મુખ્ય રાજાને અર્ધા સ્વતંત્ર ઠાકોર પાસેથી ખંડણી ઉઘરાવી લેવા વિષેનો ઠરાવ કરી લેવાનો હોય, અથવા કોઈ માણસે કોઈ ઠાકોરના કોપનું કારણ ઉત્પન્ન કર્યું હોય ને તેને માટે ક્ષમા મેળવવાની અને પોતાના અંગનું નિર્ભયપણું મેળવી લેવાની ખાતરી કરી લેવી હોય, અથવા કોઈ નાણું ધીરનારને પોતાના પૈસા પાછા મળે તેને માટે જામીન જોયતો હોય અથવા જ્યાં લૂંટ થતી હોય એવા પરગણા વચ્ચે થઇને કોઈ વ્યાપારીનો વિના જોખમે માલ લઈ જવો હોય તો, ભાટની બાંહધરી અથવા જામીનગીરી

માન્ય રાખવામાં કશું નુકસાન ધારવામાં આવતું નહિ. તે દેવતાઓથી ઉત્પન્ન થયેલા અને તેઓના માનીતા તેથી કોઇને પત ન કરે એવા માણસો પણ તેઓનું માન રાખતા અને તેઓ પણ કરાર પ્રમાણે પળાવી લેવાને સાધનવાળા હતા, તથા તેમાં તેઓ ભાગ્યે જ પાછા પડતા હતા. આ સાધનમાં ત્રાગાં અને ધરણાં એ મુખ્ય હતાં. ત્રાગું કરતી વેળાએ ભાટ પોતાનું કે પછી પોતાના કુટુંબના કોઈ માણસનું શરીર અથવા અવયવ કાપીને, જેને માટે ત્રાગું કરવું પડ્યું હોય તેના ઉપર ઈશ્વરનો કોપ કરાવવાને, અને વૈર વાળવાને પ્રાર્થના કરતા; ધરણું કરતી વેળાએ, જે કરાર પ્રમાણે પળતો હોય નહિ તેને ત્યાં કેટલાક એકઠા થઇને લાંઘવામાં અને તેના ઘરનાં માણસોને પણ લાંઘણ કરાવવામાં આવતી હતી, અને જ્યારે તે કરાર પ્રમાણે અમલ કરે ત્યારે તેનો છૂટકો કરવામાં આવતો હતો. પણ બ્રિટિશ સરકારનું રાજ્ય થયા પછી, આવી જંગલી રીતિઓ રહેતાં રહેતાં ઘસાઈ ગઈ છે અને ભાટની જમાનીનો ચાલ પણ નીકળી ગયો છે.

વહીવંચાના કામને લીધે અને કવિતાના ગુણને લીધે, ભાટ લોકો લાંબી મુદ્દતથી લોકોને ઘણા મનગમતા થઈ પ્રસિદ્ધ થતા આવ્યા છે. ચોમાસું ઉતરે, અને જવર અવર પાછો ચાલુ થાય છે ત્યારે કોઈ શહર કે કસબાના ભાટવાડામાંથી ભાટ પોતાની પ્રતિવર્ષની ફેરણી કરવા નીકળી પડે છે. જે રજપૂત ઠાકોરો તેના યજમાન હોય છે, અને જેઓની પાસેથી તેને જમીન મળી હોય છે, અથવા વર્ષાસન મળે છે, તેઓને ત્યાં, વારા ફરતી જાય છે, અને ઘણું કરીને તેમને ત્યાં લગ્ન કે બીજો એવો પ્રસંગ આવે છે તે અવસરે જઈ પ્હોંચાય એમ પ્રયાણ કરે છે ત્યાં તેનો સત્કાર થયા પછી, તે વહી અથવા ચોપડો ક્હાડે છે તે તેના પોતાના બખતરિયા અક્ષરથી કે તેના બાપના અક્ષરથી લખેલો હોય છે. તેમાં તે ઠાકોરની વંશાવલિ હોય છે. જો તે ઠાકોર ટિલાયત હોય છે તો તે કુટુંબના સ્થાપનારથી નામ લખેલાં હોય છે; જો ફટાયો હોય છે તો જ્યાંથી તેનું પાંખિયું છૂટયું પડ્યું હોય ત્યાંથી નામ ચાલે છે. તેમાં વચ્ચે વચ્ચે કવિતા કહી સંભળાવે છે, અને તેના અર્થની સમજણ પડે તેમ દૃષ્ટાંતો આપે છે, અને વાતો ક્હે છે. કુટુંબની વંશાવલિ હોય છે એટલા જ માટે વહી એ તેઓના સંતોષનું કારણ છે એમ નથી: પણ સગપણ કરવાનું હોય છે ત્યારે સંબંધ જોવાને કાજે, ઘણી સ્ત્રિયો પરણવાના ચાલથી ઘણા દીકરા થયા હોય તેઓને પોતાના પૂર્વજોની મિલ્કતમાંથી ભાગ લેવાને પોતાનો હિસ્સો સાબીત કરવાને પણ કામ લાગે છે. ભાટ પ્રથમ આવી ગયો હોય ત્યાર પછી, કુટુંબમાં

કોઈનો જન્મ થયો હોય, કોઈનું લગ્ન થયું હોય, અથવા કોઈ મરી ગયું હોય તો તે નોંધે છે, તથા પોતાના યજમાનના લાભનો હર કોઈ બનાવ નોંધવા જેવો બન્યો હોય તો તે પણ નોંધી લે છે. ભાટ લોકો આ પ્રમાણે નોંધ લે છે તે ઉપર જરા પણ શક લેવામાં આવતો નથી.

ભાટ લોકોની રીતભાત તેઓના રજપૂત યજમાનોને મળતી છે. તેઓનો પોષાક પણ રજપૂતોને મળતો જ છે. પણ કટારી કેડમાં ખોશ્યાવિના તેઓ બ્હાર નીકળતા નથી. ભાટ લોકો સહી સાક્ષી કરે છે ત્યારે પોતાની કટારી કાગળ ઉપર ચિતરે છે અને તે ત્રાગું કરીને મરી જાય છે ત્યારે તેની છત્રી ઉપર કટારીનું નિશાન કાહાડવામાં આવે છે. ભાટ લોકોનું વહીવંચાનું કામ છે તે વંશપરંપરાનું છે, તેથી તેઓ જ્યારે ફેરણિયે નીકળે છે ત્યારે તેમની સાથે ચાકરો લઈ જાય છે, એટલું જ નહિ (માત્ર સ્ત્રિયોને ઘેર મૂકે છે) પણ તેમના છોકરાઓને પણ લે છે, તેથી ન્હાનપણથી તેઓને પોતાના યજમાનોનું ઓળખાણ થાય છે, અને તેઓના વંશના ઇતિહાસની તેઓને માહિતગારી મળે છે, તેમ જ ફ્હિયે તો, તેઓની છત્રિયો જોવામાં આવે છે તથા ટુંકામાં તેઓને પોતાના પૂર્વજોની જે વિદ્યા છે તે સર્વેની માહિતગારી મળે છે.



ભાટ લોકોના ઈતિહાસ રૂપ વર્ણનના કવિત્વના માપની પરીક્ષા વાંચનાર પોતાની મેળે કરી શકે એ પ્રમાણે અમે કેટલેક દરજ્જે તેને સાધનભૂત કર્યો છે. કદાપિ તે વિષે એમ પણ કહી શકાય કે, (જેમ જોનસન આસ્શિયનની કવિતા વિષે ધારતો હતો તેમ) "જો એક વાર તમે પ્રારંભ "કરો તો તે ઢબ પ્રમાણે જેટલું લખવું હોય એટલું લખી દેવા જેવું બીજું "કાંઈ રહેલું નથી." જ્યારે કવિયો વંશપરંપરાનો ધંધો લઈ બેસે છે ત્યારે ઉપર પ્રમાણેની ટીકા તેઓની કવિતાને લાગુ પડ્યા વિના ભાગ્યે જ રહે છે. તેઓની અતિશયોક્તિ હદપાર હોય છે, અને તેઓની ન્હાની [1]માછલિયોને મ્હોટા મગરમચ્છ પ્રમાણે બોલાવવાને યોગ્ય કરે છે. તેઓનું વર્ણન અને તેઓની ઉપમા આપવાની રીતિ જૂદી જૂદી કવિતામાં એવી તો ફેરફાર વિનાની હોય છે કે તેને તેની તે જ ફ્હિયે તો પણ ચાલે. પરંતુ અમને લાગે છે કે ભાટ લોકોની કવિતા ગમે તેવી જંગલી ઢબની હોય છે

૧ આવા પ્રકારનું વિવેચન ગોલ્ડસ્મિથે જોનસન વિષેનું કરેલું છે: "જો "તેને ન્હાની માછલિયોની વાત લખવી હોય તો, તેઓને મ્હોટા મગરમચ્છની "પેઠે બોલતી કરે."

તથાપિ તેમાં ઘણો જુસ્સો અને અસર કરવાની શક્તિ હોય છે તે માન્ય કરવું જ જોઇયે. ઇગ્લંડની રાણિયોનું જન્મચરિત્ર લખનાર જે રીતિ બતાવે છે તે જ રીતિને બરાબર અનુસરીને ભાટ લોકોના ઇતિહાસવિષયક વર્ણનની તુલના કરવી જોઇયે. મિસ સ્ટ્રિકલ્યાન કૂહે છે કે "જે લોકો ઇતિહાસનો "અભ્યાસ કરે છે તેઓએ દંતકથાનો ધિક્કાર કરવો જોઇયે નહિ, કેમકે "પ્રત્યેક બનાવની સત્યતા વિષે તો દંતકથા બરાબર હોય છે, પણ તેમાં "તારીખનું કાંઈ ઠેકાણું હોતું નથી." ભાટ લોકોએ જે વૃત્તાન્ત લખી રાખ્યો છે, અને તે મ્હોંડેથી સમજાવ્યા વિના સમજાઈ શકાય એવો છે તે બીજા દેશના લોકોની સમકાલીન લાવણી રૂપ કવિતાને મળતો છે, અને જે લખેલું નથી તે સામાન્ય દંતકથાઓને મળતું છે. વંશાવલિ જે લખેલી હોય છે, અને જે કલ્પિત સમયથી ચાલતી આવેલી નથી તે ઘણી ખરી નિઃસંશય સાચી હોય છે. જે બાબતમાં વધારે ચોક્કસ રૂહેવાની અગત્ય હોતી નથી તેમાં પણ તેઓ જો કે છાસમાં પાણી ઉમેરવાનું કરે છે, તથાપિ, ખરા બનાવના સાહિત્ય વિષે ચોક્કસ રૂહેવાનું પણ કહે છે. તેઓની રીતિ નીચે પ્રમાણે છે,

દુહો

જૂઠ બિના ફીકી લગે અતિ જૂઠ દુઃખ ભૌન;
એતી જૂઠ લગાઇયે જ્યું આટેમેં લૌન.

અને નીચે લખેલી ગીતિની મતલબવાળી કવિતામાં કહે છે કે;—

દુન્દ વડી સુખ સૅૂચવે નદી સૂચવે છે ઝરાનીઁ હયાત;
વર્ષા ગરમી સૅૂચવે કવન જણાવે બનીં ગઈ વાત.

ભાટ લોકોના વર્ણનમાં એક વિષય એવો છે કે જેના સામી આપણાથી તકરાર ઉઠાવી શકાય એમ નથી અને તે વિષય રીતભાત વિષેનો છે; તેમાં અતિશયોક્તિ કરી હોય તેનો વાંધો છોડી દેતાં, અમારે લખવું જોઇયે કે, ભાટ લોકોએ અંબરનાથી[1] ઉલટા પ્રકારની ક્રિયા કરીને તેઓની દંતકથાની

---

૧ "કુટુંબની દંતકથાઓ, અને વંશાવલિયો, કે જેને વિષે સર એવરાર્ડનો વિવાદ "ચાલ્યો છે તે અંબરથી કેવળ ઉલટા પ્રકારનો ગુણ ધરાવે છે. અંબર પોતે જાતે મૂલ્ય- "વાન પદાર્થ છે, પણ ઘણું કરીને તેમાં માખ્યો, તૃણ, અને બીજી હલકી વસ્તુઓની "મેલવણી થયેલી હોય છે, અને આણીમગ જોતાં, દંતકથાઓને અને વંશાવલિયોનો "અભ્યાસ કશા લેખામાં નહિ એવો અને તુચ્છ છે, તોય પણ, પ્રાચીન રીતભાતમાં જે "મૂલ્યવાન અને નવાઈનું છે તેને અમર કરવાનું કામ સારે છે, અને ઘણી ચમત્કારિક "અને બારીક વાતો સંઘરી રાખે છે તેમ બીજા સાધનથી સાચવી રાખવા અને સમ- જાવવાને બની શકત નહિ." વેવરલી પ્રકરણ ૪ થું.

જંગલી સામગ્રીના સંગ્રહમાં જે ભાગ ઇતિહાસના વિષયમાં મુખ્યત્વે કરીને ઘણો મૂલ્યવાન છે એવા ભાગનો વધારે સંગ્રહ કર્યો છે. પ્રસિદ્ધિ પામેલા ઇતિહાસકારો પોતાની લખવાની શૈલિના ઉંચાપણા વિષે અભિમાન ધરાવે છે તેઓના કરતાં ફિલ્ડીંગ પોતે જે લખવાની શૈલિમાં ઉત્કૃષ્ટપણું પામ્યો હતો તે શૈલિ ખપની અને યોગ્યતાવાળી છે, એવું ક્હેતાં ક્હે છે કે, તેઓના લખાણમાં નામ અને તારીખો વિના બીજું કાંઈ સાચું નથી, અને એથી ઉલટું મારા લખાણમાં નામ અને તારીખો વિના બીજું બધું સાચું છે. હાજલિટ લખે છે કે, જો આ પ્રમાણે હોય તો એનો હાથ ઉપર ખરો.

ભાટ લોકોની કવિતા, જેના જે ગુણદોષ છે તે સહિત, તેમાં સસતાનો અલ્પાંશ છે તે સહિત, અને તેમાં નકામી કુથલીનો ભાગ ઘણો છે તે સહિત હવણાં તો ઘણીખરી બંધ પડી જવા આવી છે, તે કદિ ઉદય પામે એમ નથી. જે તરવારો વિષેના ગુણાનુવાદ તેમાં થયા છે તે તરવારો ભાગી પડી છે, અથવા તો, કટાઈ ગઈ છે, અને જે જાતિના કાર્યથી તે પ્રદીપ્ત થઈ હતી તે જાતિ પણ બહુ ઝડપથી ઓછી થતી જાય છે. કદાપિ અમને એમ લાગે છે કે, જે કવિતા ક્ષત્રીના પુત્રોને શાન્તિની વેળામાં વિનોદ પમાડનારી અને સંકટની વેળામાં હિમ્મત આપનારી કેટલાંક સૈકાંથી થઈ પડી હતી તે કવિતા ઉપર લક્ષ ખેંચવાનું અમારા આ લાચાર અને અયોગ્ય પૃષ્ઠોના ભાગ્યમાં પણ ઘણું કરીને છેલ્લી વારનું જ હશે.



## પ્રકરણ ૪.

## મુસલમાન અને મરાઠાના વારામાં રાજપૂતોનો જમીનનો વહિવટ

ચડાઇયો કરનારા મુસલમાનો રણભૂમિમાં જયવંત થયા છે, તથાપિ અલ્લાઉદ્દીન ખીલજીના વારા સુધી, ગૂજરાતની સ્થાયી જિત કરી લેવાને તેઓએ કાંઈ કર્યું નથી. મહમૂદ ગજનવીના કરતાં કુતુબુદ્દીન ઈબકે ચડાઇયો કરીને ભાગ્યે જ વધારે સારવાળી અસર કરી છે, અને કદાપિ જો અણહિલવાડના પ્હેલા સોલંકી વંશની સમાપ્તિ થઈ હોત નહિ તો, અણહિલપુરના રાજ્યે આ વેળાએ દીલ્હીના સ્થાપિત થયેલા રાજ્યના શસ્ત્રની સામે ટક્કર ઝીલી હોત. બીજા ભીમદેવના મરણ પછી, ગાદી ખાલી રહી નથી એ વાત ખરી, પણ રાજકીય સત્તા તો ત્યાર પછી અપેક્ષામાં રહી છે અથવા કદાપિ ચલાવવામાં આવી છે તો તે નામની ચલાવવામાં આવી છે. રાજાઓ સો વર્ષ પોતાની અધુરા અધિકારની ખાંપણને લીધે નુકશાન વેઠીને ગાદીના તાબાની

ધરતી પણ ખબરદારીથી રાખી શક્યા નહિ, અને સીમાની બ્હારની હતી તે તો ઘણીખરી બધી તેઓની સત્તામાંથી જતી રહી. ચંદ્રાવતીના તેઓના પરમાર પટાવતો હતા તેઓને ચોહાણોએ દબાવી દીધા; વશમાં થઈ ગયેલા કચ્છના રાવ સ્વતંત્ર થઈ ગયા. સોરઠના રાવોએ તે પ્રાન્તની સત્તા પાછી હાથ કરી લીધી, અને તેમણે પોતાના આશ્રિતો રાખ્યા તે તરત જ પોતાના ધણીના જેવા બલવાન્ થઈ પડ્યા. અસલી જાતિના લોકોએ ગાદીની નબળાઈનો લાગ જોઈને પોતાનું માથું ઉંચું કરવા માંડ્યું. ધંધુકાના મેર અને ઈડરના સોડ લોકોએ રાજશ્રીયુક્ત દબદબો દેખાડવા માંડ્યો. ગોઘાના અને પીરમના બારૈયાઓએ અણહિલપુરના રાજાઓની દરિયાઈ સત્તાનું જે કાંઈ રહ્યું હતું તે સર્વે સ્વાધીન કરી લીધું, અને જેવામાં સોરઠના રાવોની ઉપર ખાંટ, ભીલોએ દબાણ કર્યું તેવામાં તેઓના સગાઓએ વાઘેલાઓની ધરતીનો ન્હાશ કરી નાંખ્યો. આ વેળાએ વળી ઘણા પરદેશી સરદારો દેશમાં પેશી ગયા એવો પ્રસંગ આવી ગયો. તેઓને પ્રથમ તો ગાદીના પટાવતો તરીકે રાજી થઈને રાખવામાં આવ્યા, પણ પછવાડેથી તેઓના અશાન્ત લોભને લીધે, તેઓ દેશની વધારે નબળાઈનું કારણ થઈ પડ્યા. ઈડરના ડુંગરામાં એક રાઠોડે બરાબરિયું રાજ્ય સ્થાપ્યું, અને એક ઝાલાએ વડીલના મુલ્કનો ઉપયોગી ભાગ મેળવી લઈને તે માત્ર નામ સિવાય બધી વાતે સ્વતંત્ર થઈ પડ્યો, અને ઉલટો, પોતે પોતાના રાજાને મુલ્ક આપ્યો છે એવું ડોળ ઘાલવા લાગ્યો. ઉત્તરમાંથી ગોહિલ, સિન્ધમાંથી સોઢા પરમાર, અને કાઠી[1] તેમ જ બીજી જાતિના લોકો આવીને ગૂજરાતમાં પેઠા, અને ચૂડાસમા, વાળા અને અસલી રહેવાશી મેર લોકોની સાથે લગ્નસંબંધમાં આવીને તેઓની મદદથી ભોમિયાઓની ભોંય ખુંચાવી લેવાનો પ્રયત્ન કરવા લાગ્યા, અને તેઓની તરવારો એક બીજા ઉપર ઉગામવા લાગ્યા. ખરું જોતાં તો કાંઈ એકલા મુસલમાનોએ ગૂજરાત ઉપર હુમલો કર્યો છે એમ નથી. જે ફોજે તેનું રક્ષણ કરવું જોઈતું હતું, તેના જૂદા જૂદા તડ પડી ગયા, અને પોતે જે જમીન સ્વતંત્રપણે દબાવી પડ્યા હતા તે સાચવી રહેવાને તેઓ ખરેખરા આતુર હતા, પણ એકંદરે તેઓ એક સામાન્ય હેતુથી જોડાયલા ન હતા અને તેઓએ પોતાનો એક સામાન્ય આગેવાન કબૂલ કર્યો ન હતો. આવી સ્થિતિને લીધે અલ્લાઉદ્દીન ખીલજીના સરદારોની સામે તેઓના પૂર્વાધિકારિયો કરતાં નબળો અટકાવ કરવામાં આવ્યો, તેમ જ વળી છેવટે તેઓ જે લૂંટ મેળવી શક્યા તે પણ પોતાની કિમ્મતના કરતાં ઘણી ઓછી મતાની થઈ ગઈ હતી.

---

૧ કાઠી કચ્છમાંથી આવ્યા છે. . ર. ઉ.

જંગલી સામગ્રીના સંગ્રહમાં જે ભાગ ઇતિહાસના વિષયમાં મુખ્યત્વે કરીને ઘણો મૂલ્યવાન છે એવા ભાગનો વધારે સંગ્રહ કર્યો છે. પ્રસિદ્ધિ પામેલા ઇતિહાસકારો પોતાની લખવાની શૈલિના ઉંચાપણા વિષે અભિમાન ધરાવે છે તેઓના કરતાં ફિલ્ડીંગ પોતે જે લખવાની શૈલિમાં ઉત્કૃષ્ટપણું પામ્યો હતો તે શૈલિ ખપતી અને યોગ્યતાવાળી છે, એવું ક્હેતાં ક્હે છે કે, તેઓના લખાણમાં નામ અને તારીખો વિના બીજું કાંઈ સાચું નથી, અને એથી ઉલટું મારા લખાણમાં નામ અને તારીખો વિના બીજું બધું સાચું છે. હાજલિટ લખે છે કે, જો આ પ્રમાણે હોય તો એનો હાથ ઉપર ખરો.

ભાટ લોકોની કવિતા, જેના જે ગુણદોષ છે તે સહિત, તેમાં સત્યતાનો અલ્પાંશ છે તે સહિત, અને તેમાં નકામી કુથલીનો ભાગ ઘણો છે તે સહિત હવણાં તો ઘણીખરી બંધ પડી જવા આવી છે, તે કદિ ઉદય પામે એમ નથી. જે તરવારો વિષેના ગુણાનુવાદ તેમાં થયા છે તે તરવારો ભાગી પડી છે, અથવા તો, કટાઈ ગઈ છે, અને જે જાતિનાં કાર્યથી તે પ્રદીપ્ત થઈ હતી તે જાતિ પણ બહુ ઝડપથી ઓછી થતી જાય છે. કદાપિ અમને એમ લાગે છે કે, જે કવિતા ક્ષત્રીના પુત્રોને શાન્તિની વેળામાં વિનોદ પમાડનારી અને સંકટની વેળામાં હિમ્મત આપનારી કેટલાંક સૈકાંથી થઈ પડી હતી તે કવિતા ઉપર લક્ષ ખેંચવાનું અમારા આ લાચાર અને અયોગ્ય પૃષ્ઠોના ભાગ્યમાં પણ ઘણું કરીને છેલ્લી વારનું જ હશે.



## પ્રકરણ ૪.

## મુસલમાન અને મરાઠાના વારામાં રાજપૂતોનો જમીનનો વહિવટ

ચડાઇયો કરનારા મુસલમાનો રણભૂમિમાં જયવંત થયા છે, તથાપિ અલાઉદ્દીન ખીલજીના વારા સુધી, ગૂજરાતની સ્થાયી જિત કરી લેવાને તેઓએ કાંઈ કર્યું નથી. મહમૂદ ગજનવીના કરતાં કુતુબુદ્દીન ઇબકે ચડાઇયો કરીને ભાગ્યે જ વધારે સારવાળી અસર કરી છે, અને કદાપિ જો અણહિલવાડના પ્હેલા સોલંકી વંશની સમાપ્તિ થઈ હોત નહિ તો, અણહિલપુરના રાજ્યે આ વેળાએ દીલ્હીના સ્થાપિત થયેલા રાજ્યના શત્રુની સામે ટક્કર ઝીલી હોત. બીજા ભીમદેવના મરણ પછી, ગાદી ખાલી રહી નથી એ વાત ખરી, પણ રાજકીય સત્તા તો ત્યાર પછી અપેક્ષામાં રહી છે અથવા કદાપિ ચલાવવામાં આવી છે તો તે નામની ચલાવવામાં આવી છે. રાજાઓ સો વરસ પોતાની અધુરા અધિકારની ખાંપણને લીધે નુકશાન વેઠીને ગાદીના તાબાની

ધરતી પણ ખબરદારીથી રાખી શકયા નહિ, અને સીમાની બ્હારની હતી તે તો ઘણીખરી બધી તેઓની સત્તામાંથી જતી રહી. ચંદ્રાવતીના તેઓના પરમાર પટાવતો હતા તેઓને ચોહાણોએ દબાવી દીધા; વશમાં થઈ ગયેલા કચ્છના રાવ સ્વતંત્ર થઈ ગયા. સોરઠના રાવોએ તે પ્રાન્તની સત્તા પાછી હાથ કરી લીધી, અને તેમણે પોતાના આશ્રિતો રાખ્યા તે તરત જ પોતાના ધણીના જેવા બલવાન્ થઈ પડ્યા. અસલી જાતિના લોકોએ ગાદીની નબળાઈનો લાગ જોઈને પોતાનું માથું ઉચું કરવા માંડ્યું. ધંધુકાના મેર અને ઈડરના ભીલ લોકોએ રાજશ્રીયુક્ત દબદબો દેખાડવા માંડ્યો. ગોઘાના અને પીરમના બારૈયાઓએ અણહિલપુરના રાજાઓની દરિયાઈ સત્તાનું જે કાંઈ રહ્યું હતું તે સર્વે સ્વાધીન કરી લીધું, અને જેવામાં સોરઠના રાવોની ઉપર ખાંટ, ભીલોએ દબાણ કર્યું તેવામાં તેઓના સગાઓએ વાઘેલાઓની ધરતીનો ન્હાશ કરી નાખ્યો. આ વેળાએ વળી ઘણા પરદેશી સરદારો દેશમાં પેશી ગયા એવો પ્રસંગ આવી ગયો. તેઓને પ્રથમ તો ગાદીના પટાવતો તરીકે રાજી થઈને રાખવામાં આવ્યા, પણ પછવાડેથી તેઓના અશાન્ત લોભને લીધે, તેઓ દેશની વધારે નબળાઈનું કારણ થઈ પડ્યા. ઈડરના ડુંગરામાં એક રાઠોડે બરાબરિયું રાજ્ય સ્થાપ્યું, અને એક ઝાલાએ વડીલના મુલકનો ઉપયોગી ભાગ મેળવી લઈને તે માત્ર નામ સિવાય બધી વાતે સ્વતંત્ર થઈ પડ્યો, અને ઉલટો, પોતે પોતાના રાજાને મુલક આપ્યો છે એવું ડોળ ઘાલવા લાગ્યો. ઉત્તરમાંથી ગોહિલ, સિન્ધમાંથી સોઢા પરમાર, અને કાઠી[1] તેમ જ બીજી જાતિના લોકો આવીને ગૂજરાતમાં પેઠા, અને ચૂડાસમા, વાળા અને અસલી ગ્હેવાશી મેર લોકોની સાથે લગ્નસંબંધમાં આવીને તેઓની મદદથી ભોમિયાઓની ભોંય ખુંચાવી લેવાનો પ્રયત્ન કરવા લાગ્યા, અને તેઓની તરવારો એક બીજા ઉપર ઉગામવા લાગ્યા. ખરું જોતાં તો કાંઈ એકલા મુસલમાનોએ ગૂજરાત ઉપર હુમલો કર્યો છે એમ નથી. જે કોઈએ તેનું રક્ષણ કરવું જોઈતું હતું, તેના જૂદા જૂદા તડા પડી ગયા, અને પોતે જે જમીન સ્વતંત્રપણે દબાવી પડ્યા હતા તે સાચવી રહેવાને તેઓ ખરેખરા આતુર હતા, પણ એકંદરે તેઓ એક સામાન્ય હેતુથી જોડાયલા ન હતા અને તેઓએ પોતાનો એક સામાન્ય આગેવાન કબૂલ કર્યો ન હતો. આવી સ્થિતિને લીધે અલ્લાઉદ્દીન ખીલજીના સરદારોની સામે તેઓના પૂર્વાધિકારિયો કરતાં નબળો અટકાવ કરવામાં આવ્યો, તેમ જ વળી છેવટે તેઓ જે લુંટ મેળવી શક્યા તે પણ પોતાની કિમ્મતના કરતાં ઘણી ઓછી મતાની થઈ ગઈ હતી.

1 કાઠી કચ્છમાંથી આવ્યા છે. ર. ઉ.

ગૂજરાત કબ્જે થયા પછીના મુસલમાનના પ્હેલા સમયનું વર્ણન તેજ લોકોનું લખેલું આપણને મળ્યું છે તે ઉપરથી જણાય છે કે, આખા દેશમાં, ધણી વિનાની અંધાધુંધી ચાલી તે થોડીક તો દેશને થાળે પાડવાની તેમનામાં શક્તિ નહિ તેથી ચાલી, પણ ઘણીક તો, પાદશાહોએ સ્વાર્થી રાજનીતિ માત્ર હિન્દુઓ ઉપર જ છૂટથી ચલાવી એટલું જ નહિ પણ તેઓના પોતાના કામદારો ઉપર ચલાવી, તેથી ચાલી. તેઓના સરદારોને તેઓએ જાતુ બદલ્યાં કરેલા આપણા જોવામાં આવ્યા તેમાંથી કદાપિને કેટલાક કાફરોના હાથથી સ્વધર્મને અર્થે પ્રાણાર્પણ કરવાનું પદ મેળવી ગયા, અથવા જ્યારે તેઓ પોતાના શત્રુઓની સામે વધારે જયવંત થવા લાગ્યા ત્યારે જે પાદશાહની તેઓ ચાકરી કરતા હતા તેઓએ તેમને પદભ્રષ્ટ કર્યા અથવા તો પછી તેમનું કાટલું કહાડી નાંખ્યું. તે દરમિયાન તો ચોગરદમ દગો ઉઠી રહ્યો. તેમાં પ્રથમ તો હિન્દુઓ જ હતા, પણ પછીથી કેટલીક વારે, પરદેશી મુસલમાની કામદારો, અને છેવટે તો, સૂબાઓ પોતેજ, પાદશાહોની સત્તાની સામે બંડ મચાવાને સામીલ થયા હતા. છેવટે મહમદ તુઘલુખે જાતે, એ કામ ઉપાડી લીધું, તો પણ તે બધી વ્યવસ્થા કરી શકયો નહિ, માત્ર થોડી જ કરી શકયો. ત્યાર પછી, ઉપજ લેવાનો ધારો, અતિશય વધારી મૂકેલા ધોરણના ઇજારા આપવા માંડીને પાછો અમલમાં આણ્યો, અને પાદશાહી સત્તા તળેથી પ્રાન્તને ખશેડી નાંખવાનો પ્રયત્ન ચાલવા લાગ્યો, તેથી સૂબો ઠરાવવામાં આવ્યો; અને તે સૂબાએ આવીને ગૂજરાતમાં પગ મૂકયો કે તરત જ, જે રાજ્ય છૂટું પડી જતું અટકાવવાનું જે તેનું કામ હતું, તેને બદલે, પોતેજ તે રાજ્ય ઇલાયદું સ્વાધીન કરી બેઠો.

આ સમયે પ્રખ્યાત રજપૂત ઠાકોરો સાથે મુસલમાનો સંબંધમાં આવ્યા છે, તેમાં માત્ર સોરઠનો રાહ, અને તેનો પટાવત મોખડો ગોહિલ, એ બે હતા. જુનાગઢે મુસલમાનના હલ્લાની સામે અટકાવ કર્યો, અને જો કે પીરમનો ન્હાશ કરવામાં આવ્યો અને તેનો સ્થાપનાર માર્યો ગયો, તોય પણ ગોહિલ વંશની સત્તા તૂટ્યા વિનાની જેવી ને તેવી રહી; ગોઘા અને બાકીનો તેમનો મુલક તેઓના તાબામાં રહ્યો, અને તેની ન્હાની શાખાવાળો, રાજપીપળાના ડુંગરામાં ધણી થઈ પડવાને, જોઇયે તેટલી સત્તાવાળો થઈ પડ્યો.

ગૂજરાતની સંપૂર્ણ જિત કરી લેવાને સુલ્તાનોએ ડગલાં ભર્યાં, તેમાં તેઓના જયનો વિસ્તાર કેટલો થયો તે આપણા જોવામાં આવ્યું. મહમૂદ બેગડાએ સોરઠના રાવોને, અને ચાંપાનેરના રાવળોને રાજ્યભ્રષ્ટ કરી નાંખ્યા; તથાપિ ઈડરના રાવોએ, પોતાના ઉપર વારંવાર થયેલા હુમલાની સામે જય-

વંતપણે પોતાની સ્વતંત્રતા સાચવી રાખી. અને ચાવડા, ઝાલા, ગોહિલ, અને બીજાઓ પોતપોતાની જમીનનો કબ્જો સાચવી રહ્યા. આ પ્રમાણે પોતાની હૈયાતી સાચવી શક્યા છે તે જ માત્ર મ્હોટા હિન્દુ જમીનદાર છે એમ નથી, કિન્તુ દેશના દરેક ભાગમાં જે વંશપરંપરાની રજપૂતોની નાના પ્રકારની જાગીરો છે તે દરેક પરગણાની જમીનનો કાંઈ ઓછો ભાગ રોકતી નથી.

મિરાતે એહ્મદીના મુસલમાન કર્ત્તાએ, સામાન્ય વર્ણન નીચે પ્રમાણે આપ્યું છેઃ—"સુલતાન અહ્મદ ગૂજરાતીના વારામાં, સર્વ જમીનદારોએ "બંડ મચાવ્યું, અને હરકતો કરવા લાગ્યા; તથાપિ તેઓને શિક્ષાએ પ્હોંચા-"ડીને ન્હસાડી મૂક્યા, અને પ્રત્યેક ઠેકાણે, સુલ્તાનના નોકરો મૂકી દેવામાં "આવ્યા. આમ થતાં તેઓને વસવાનું ઠેકાણું તેમના કબ્જામાં રહ્યું નહિ "એટલે, નિરાશ થઈને, એ કાફરો ટોળે થઈને રસ્તામાં લૂંટ કરવા લાગ્યા. "અને ગામડાં મારવા લાગ્યા. નિર્ધણિયાપણું વધ્યું, ગડબડાટ ચાલ્યો, ખેતી-"વાડીની ખરાબી નજરે પડવા લાગી, અને રઇયત દુઃખ પામવા લાગી. "જેઓને વિચાર કરવા જોઇતો હતો તેઓએ લાંબી નજર પ્હોંચાડીને આ, "સંકટોનો છેડો આણ્યો અને દરેક ગામનો જમીનદાર સામો થાય નહિ "એટલા માટે, તેના જામીન લીધા. દરેક ગામની જમીનના ત્રણ હિસ્સા, "જે તળપત ક્હેવાય છે તે, સરકારની મિલ્કત ગણાઈ, અને એક હિસ્સો, "જે વાંટો ક્હેવાય છે તે, જમીનદારોને આપ્યો, તેના બદલામાં તેઓ ચોકીવાળા "પૂરા પાડે, અને પોતપોતાના ગામનું રક્ષણ પોતે કરે, તથા સરકારને જ્યારે "ખપ પડે, ત્યારે નોકરી કરવાને તૈયાર ર્‌હે, એમ ઠરાવવામાં આવ્યું. એ "લોકોએ જાણ્યું કે, સરકારને નમ્યું આપ્યા વિના આપણાથી નિરાંતે વશી "શકવાનું નથી. તેથી તેઓ શરણ થયા, અને તેમના વાંટામાંથી સલામી "આપવાને કબૂલ થયા. આ વેળાથી, તેમની પાસેથી સલામી અને પેશકશી "લેવાનું ઠર્યું. હળદરવાસ, ઘોડાસર, આતરસુંબા, માંડુવા, અને બીજી કેટ-"લીક જગ્યાઓના જમીનદારોને વટાળીને મુસલમાન કર્યા. એટલે તેઓએ, "પોતાના તાલુકાનું રક્ષણ કરવાની કબૂલાત કરાવી લીધી. મુસલમાની ધર્મને "ઉત્તેજન આપવા માટે, તેઓને પાદશાહની દરબારથી એ ગ્રાસ આપવામાં "આવ્યો હતો, પણ તેઓએ સરકારને પેશકશી આપવાને કબૂલ કર્યું હતું. "જે મુખ્ય જમીનદારો ઉપર જિતનો હાથ પ્હોંચી શક્યો નહિ તેમની પાસેથી "દર વર્ષે પેશકશી ઉઘરાવા લાગ્યા."

તથાપિ મુસલમાની ઈતિહાસકર્ત્તાના લખાણથી આપણા જોવામાં આવ્યું છે કે, સંકટ વેઠ્યા વિના, નિરંતર લશ્કર રાખ્યા વિના, એ ઉઘરાણું

તેઓ વસુલ કરી શકયા નથી. સુલતાનોની ફોજ, વર્ષોવર્ષ, આ હિન્દુ ઠાકોરોના ઉપર ચડતી હતી (જેમ અણહિલપુરના રાજાઓની સેના, આગળ સોરઠ, કચ્છ, અને માળવા ઉપર ચડતી તેમ) અને બની શકે એમ હોય તો, તેઓને તાબે કરી લેતા, અને જો તેમ બનતું નહિ તો, તેમનાથી ફહડાવી શકાય એટલી પૈસાની રકમ ફહાડી લઇ જતા હતા.

ભાટ લોકોએ પણ ઉપરના જેવું જ સામટું વર્ણન ખ્યાતોમાં આપેલું છે, તે તેઓએ પોતાની રીત વિનાની પણ સાદી ઘરગથ્થુ વાતોમાં લખ્યું છે. તેમાં ક્ષત્રિયોના પુત્રોમાંથી કેટલાએક મુસલમાની ધર્મમાં કેમ દાખલ થયા; અને બીજા વધારે આગ્રહી હતા તેઓએ બ્હારવટાના જીવતરનો કઠિણ માર્ગ પસાર કરીને તેઓની ભોંયનો જુજ ભાગ કેવી રીતે પાછો મેળવી લીધો; અને થોડાક જે વધારે ભાગ્યશાળી હતા તેઓએ પોતાના ધુમાડો પેહેલા ર્‌હેઠાણેથી, વારે વારે દોડી જઇને, ડુંગરાઓની ગુફામાં પોતાનાં ર્‌હેઠાણ કરતા, અને ઉંઘ આવે નહિ એવી સ્થિતિમાં ઉશીકાને સ્થાને ઢાલ મૂકતા, પોતાના ઉપર જુલ્મ કરનારા નહિ સરખા થઈ ગયા ત્યાંસુધી, કેવી વિષમ લડાઇયો મચાવી, એ સર્વ આપણા જોવામાં આવી ગયું છે.

અકબર પાદશાહનું વલણ, પોતાની પૂર્વે થઈ ગયેલાઓના કરતાં વધારે મોકળા મનની રાજનીતિ ચલાવવાનું થયું હતું. આપણા જોવામાં આવ્યું છે કે, મ્હોટા હિન્દુ ઠાકોરોને સરકારી[1] લશ્કરી ખાતામાં રાખ્યા હતા, અને ત્યાર પછી પાદશાહી ઉમરાવોના મર્તબામાં તેઓને છૂટથી દાખલ કર્યા હતા, તેમાં તેઓની સાથે એવી સરત કરી હતી કે, તેઓ ઘોડેસ્વારના પોષાક ઉપર સરકારની નિશાની રાખે, અને પ્રાન્તના સૂબાને અગત્યના સર્વે પ્રસંગે આવી મળે. પાદશાહી સૂબેદારની સત્તા મ્હોટું લશ્કર રાખીને કાયમ રાખી હતી, અને તે લશ્કર ઘણું કરીને અમદાવાદમાં રાખવામાં આવતું, તેથી તે શહર એક વિશાળ છાવણીનું સ્થાન થઈ પડયું હતું. રાજધાની નગરની છેક પાસેનો ફરતો પ્રદેશ, અને બીજી જગ્યામાં જ્યાં પાદશાહની સત્તા ચાલતી હતી તે ખાલસા હતો, અથવા તો સરકારના નોકરો તેની વ્યવસ્થા ચલાવતા હતા, અને ઝાલોર, સોનગઢ જે ખાનદેશના મોખરા ઉપર છે, ત્યાંસુધી, અને દ્વારકાંથી તે માળવાની સીમા સુધી, સરકારી સૂબેદારને ઉપરી અધિકારી તરીકે માનવામાં આવતો હતો[2] વચ્ચે અમદાવાદમાં લશ્કર ર્‌હેતું હતું તે

૧ જૂઓ પ્હેલા પુસ્તકના પ્રકરણ ૭ માં અકબર વિષેનું વર્ણન.

૨ પેશ્વા સરકારનો અમદાવાદના સરસૂબાનો વકીલ અમરતલાલ કરીને લગભગ ત્રીસ વર્ષ સુધી હતો, તેણે કર્નલ વોકરને ગૂજરાતની હકિકત વિદિત કરેલી તે જુવો. કચ્છે, કોઇને પણ પેશકશી આપી નથી. ર. ઉ.

સિવાય બીજી ઘણી જગ્યાએ સરકારી થાણાં મૂકયાં હતાં. આમ છતાં પણ પાદશાહના આખા મુલ્કની વચ્ચે વચ્ચે જે હિન્દુ ઠાકોરોની જમીન હતી તેઓ મોગલ સરકારના વારામાં, રાજા, રજપૂત, કોળી, અથવા ગરાસિયા ગમે તે હો તો પણ, જમીનદારના એક નામથી ઓળખાતા હતા. જમીનદારો પાસેથી અથવા તેમનાં ગામોમાંથી જે ઉપજ વસુલ આવતી તેનો દર ઠરાવી રાખેલો હતો, અને એક રકમ નક્કી કરેલી હતી. સરકારનો ભાગ, હિસ્સો જૂદો કહાડીને અથવા ઉપજની કિંમત ઉપરથી ઠરાવવામાં આવ્યો ન હતો; પણ દરેક માલિકે ઉલટો પોતાને ફાવે તેવો સરસ ઠરાવ હાંસલ કરી લીધો હતો. પાદશાહોના વારામાં પણ, અમદાવાદના સુલ્તાનોની પેઠે જમીનદારોની પાસેથી ઉત્પન્ન વસુલ કરી લેવાને સદા લશ્કર હાજર રાખવાની જરૂર પડતી હતી.

ઈતિહાસકર્ત્તા કહે છે કે, “જો સૂબેદાર મ્હોટી ફોજ લઈને વાત્રક “જે પશ્ચિમમાં છે તેના કિનારા ભણી, અને વળી તે દિશા ભણીની “સીમાએ વાંસવાડા અને ડુંગરપુર જે અમદાવાદથી સુમારે સો કોશ “છે ત્યાં સુધી જાય, અને વાંસવાડાથી દક્ષિણ ભણી, સુંથ અને “ઝાલરિયા તથા બારિયા પરગણાં, અને રાજપીપળા, માંડવી, અને “રામનગર ભણી (જે દરિયા કિનારે છે) ઉત્તરે જાય તો ત્યાંના જમીન-“દારોની પેશકશીનો નિકાલ થાય; જો તે ડુંગરપુર ભણી વાયુ કોણમાં જાય, તો “ઈડર જીલ્લો, સિરોઈ, દાંતા, ગિરના ડુંગરા, રાણાબાવા ફાક્કર, ખેડિયા “નગર, અને કચ્છનો તાલુકો; કચ્છનું વાગડ પ્રગણું એટલાનું પતી “જાય. અને ત્યાંથી ઝાલાવાડ, મોરબી, હલવદના જમીનદાર, ઇસલામ “નગરની (ભૂજ[1]) સરકાર, જગતરાણા ભાઉ, સોરઠ સરકાર, પોરબંદર, “ચાનાઇ કેસોજી, ઉના, અને કાઠિયાવાડના બીજા—ગોહિલ, લોલિયાણા “ધંધુકા, અને ધોળકા, એટલાનું પતાવીને ખંભાયત જીલ્લામાં થઈને “ખંભાયત જે દરિયાકિનારે છે, ત્યાં આવી પ્હોંચે.”

મ્હોટા જમીનદારો માંહેથી ઘણાએ ઔરંગજેબના વારા સુધી ચાકરી કરવાનું જારી રાખ્યું; પણ ત્યાર પછી, તેઓએ પોતાનું પૂરેપૂરૂં સ્વતંત્રપણું પાછું મેળવી લીધું. એ જ અવ્યવસ્થાના સમયમાં, ન્હાના જમીનદારો હતા તેઓ પણ એવો જ પ્રયત્ન કરવા લાગ્યા અને જે જમીન

---

૧ નવાનગર; જેણે બંડખોર સુબાને આશ્રય આપ્યો હતો તેથી તે કબજે કરી લઈને તેનું નામ ઇસલામ નગર પાડ્યું હતું. ર. ઉ.

તેઓની પાસેથી જોરાવરિયે લઈ લેવામાં આવી હતી તે પાછી મેળવી લેવામાં થોડા ઘણા સફળ થયા.

એ જ મુસલમાન ગ્રંથકર્ત્તા કહે છે કે, "કેટલેક કાળ જતાં, રજપૂત, "અને કોળી લોકો જે જબરા થઈ પડ્યા હતા, તેઓ બખેડો કરવા લાગ્યા, "અને શહેરોમાંથી ઢોર વાળી જવા લાગ્યા, તથા લણવાના દિવસોમાં "લોકોને મારી નાંખવા લાગ્યા. લોકોને આવી પીડામાંથી છૂટવાને કાંઈ "સાધન રહ્યું નહિ, એટલે, તેમના ઉપર આવો જુલમ કરતારા લોકોને "વર્ષ દહાડે કાંઈ રકમ આપવાની ઠરાવીને, અથવા, ખેડવા લાયક એક "અથવા તે કરતાં વધારે ખેતરો આપીને તેઓએ પોતાનો છૂટકારો મેળવી "લીધો, અને આ પ્રકારે છૂટકારાને માટે જે હક્ક આપવાનો ઠરાવ્યો તે "ગરાસ અથવા વોળ કહેવાઈ. આવા પ્રકારની રહેતાં રહેતાં રીતિ પડી ગઈ, "તે પછી, પ્રાન્તના સૂબેદારોની નબળાઈને લીધે પાકેપાયે થઈ ગઈ. "એટલે પછી પરગણાંમાં રજપૂત, કોળી, અથવા મુસલમાન રહેવા-"સિયોના આવા પ્રકારના ગરાસ બંધાઈ ગયા વિનાના બહુ જ થોડા જ "બાકી રહી ગયા છે."

"આ લોકો, મૂળમાંથી જ વશમાં રહે એવા હતા નહિ, અને ચોરિયો, "લૂંટફાટ, અને દંગા કરવાની ટેવ પડી ગઈ હતી, તેથી, પ્રાન્તમાં સૂબે-"દારની નબળાઈ જોવામાં આવે કે બંડ મચાવતા હતા. આ કારણને "લીધે કેટલાક સૂબેદારોએ, આગળ અને હવણાંના વખતમાં, પ્રાન્તના "કિલ્લા મજબૂત કરીને ત્યાં થાણાં બેસાર્યાં. થાણાનો પગાર સરકારે નક્કી "કર્યો અને સિપાઈયો થાણું છોડી દઈને જતા રહે તો દંગો થાય એટલા "સારૂ પગારને માટે થોડી જમીન ઇલાયદી રાખી. હવે જેમ પ્રાન્તમાં "ગડબડાટ વધવા લાગ્યો તેમ ઉપર લખવામાં આવ્યા તે બંડખોર "લોકોએ, જ્યાં થાણાં બેસાર્યાં હતાં એવા ન્હાના કિલ્લા જમીનદોસ્ત કરી "નાંખ્યા, અને બીજાં ગામોમાં વશીને ગરાસને બદલે સરકારનો તલપદ "ભાગ બથાવી પડ્યા."

"હવણાં (ઇ૦ સ૦ ૧૭૪૭–૪૮ થી ૧૭૫૬ સુધી) સૂબેદાર ફોજનો "જમાવ કરે છે, અને તલપદ બથાવી પડેલા વાંટાદારો પાસેથી દરેક "જગ્યાની મગદુર તપાશીને તે પ્રમાણે ખંડણી ઉઘરાવે છે, અને પોતાના "અમલદારના જામીન લે છે; પણ જ્યારે મ્હોટો જમીનદાર ખંડણી આપ-"વાને ના પાડે ત્યારે પછી જોરાવરીથી લેવાનું પ્રાન્તના સૂબેદારનું શું "ગજું ? અને તેઓ એવા નિમકહરામ થઈ ગયા છે કે તેમના ભણીનું

"વળાવું જો હોય નહિ તો તેનાથી શહરના દરવાજામાંથી પસાર થઇ "શકાય નહિ."

રજપૂત ઠાકોરોની સત્તા ઓછી થઈ ગઈ તેનાં, મુસલમાનની જિત સિવાય કેવળ જૂદા જ પ્રકારનાં કેટલાંક કારણ છે. બાપની જાગીરમાં કુટુંબના ન્હાના ભાઈનો ભાગ ખરેખરો પ્હોંચે છે. મ્હોટા તાલુકામાંનો આવો હક્ક જેવો પ્રસંગ તે પ્રમાણે જીવાત સારૂ થોડો જમીનનો ભાગ ઇલાયદો ક્હાડવાથી પતી જાય, અને તે ન્હાનો ભાઈ અથવા ફટાયો ટિલાયતનો પટાવત થાય; પણ જ્યારે ફટાયાની જાગીર હોય ત્યારે તેના દીકરા પોતાની બાપની જમીન સરખે ભાગે વ્હેંચી લે અથવા ન્હાના ભાઇયો એક ન્હાનો ભાગ સરખે હિસ્સે વ્હેંચી લઈને મ્હોટો ભાગ ટિલાયતને માટે રહેવા દે. આ રીત જો ખરેખરી એવા જ નિયમ પ્રમાણે નિરંતર ચાલવાનો પ્રસંગ આવ્યો હોત તો દેખીતું જ છે કે જેમ ઘણા જમીનદારોનું થયું છે તેમ ભાગના ભાગ પડી જવાથી થોડી પ્હેડિયે જમીનદારનો તાલુકો વ્હેંચાઈ જઈને તેઓ દરેક કેવળ ખેડુતની સ્થિતિયે આવી પ્હોંચ્યા હોત. પણ જ્યાં મધ્યસ્થ સરકાર હતી નહિ, અને જ્યાં આસપાસ ઘરના અને સરકારના કજિયા સદા મચી રહ્યા હતા, તેવામાં ફટાયા અથવા ન્હાના વંશના જે સારા રજપૂતો હતા તેઓએ પોતાની તરવારના બળથી પોતાનો વારસો વધારી દીધો. ઘણાક તો, પોતાના બાપદાદાની મિલ્કતનો હિસ્સો મૂકી દઈને, ઘણે આઘે જઈને, લશ્કરી ચાકરિયે રહ્યા. જ્યાં લાંબી મુદત સુધી લડાઈયો ચાલ્યાં કરે તેવી સ્થિતિમાં તે જાતના ઘણા લોકો કામ આવી જાય એ વાત દેખીતી છે તે પ્રમાણે, થવાથી, જમીનના ન્હાના વિભાગ પડી જતા અટકી પડ્યા. ભાયાતનો હક્કદાર વારસ છેવટે ટિલાયત હોય છે. કોઈ કોઈ વાર જ્યારે ભાયાતનો ભાગ તેનું પૂરૂં થાય એટલો હોતો નથી, ત્યારે, પોતાના કુટુંબના મુખ્યને ત્યાં ઘરાણે મૂકે છે અથવા વેચાતો આપે છે; કોઈ કોઈ વાર તો મરજીથી અથવા અગત્ય પડવાથી પોતાના ટિલાયત વિના બીજા કોઈ પાસેના શક્તિમાન પડોશીને પોતાનો આખો ગરાસ અથવા તેનો થોડો ભાગ પોતાનું રક્ષણ મેળવી લેવા સારૂ અથવા તે પજવણી કરે નહિ એટલા માટે આપે છે; આ સિવાય, રજપૂત ઠાકોરોના ખજાના ઉપર બીજા પ્રકારનો મારો છે, તે એ કે ધર્મ કરવાનું મન થવાથી અથવા માનની ઇચ્છાને લીધે, બ્રાહ્મણ, ગોસાઈ, અને બીજા યાચના કરનારાઓને અથવા કીર્ત્તિનો સિક્કો કટાર રાખનારા ભાટ અને ચારણોને કાંઈ આપવાની અગત્ય પડે છે. આ લોકો યાચકોના

સામાન્ય નામથી દેશના કેટલાક ભાગમાં ઓળખાય છે. ઈડરના રાવ વીરમદેવ અને બીજાઓએ લાખપસાવનાં મહા ભારે દાન કરેલાં આપણા જોવામાં આવ્યાં છે. આ દાન માત્ર નાણાં, પોષાક, જવાહીર, ઘોડા અથવા બીજી મૂલ્યવાન વસ્તુઓનાં જ આપતા એમ નથી, પણ જમીનનાં આપવામાં આવતાં તે, તે ઉપર શબ્દ લખવામાં આવ્યો છે તે ઉપરથી પસાયતું કહેવાય છે અને તેને કોઈ પ્રકારનો કર પ્રથમના આપનાર ભણીથી લાગુ કરવામાં આવ્યો નથી, પણ છેવટે કોઈ હોય નહિ ત્યારે પોતાનો વારસ થવાનો છેલ્લો હક્ક રાખેલો છે. કુંભાર, મશાલચી, અને બીજા ઘરકામ કરનારા ચાકરોને પણ પસાયતાં આપવામાં આવેલાં છે.

આગળ લખ્યું છે તે પ્રમાણે, ગરાસ એ શબ્દ ધર્મનાં દાન કરેલાં અને જેને પછવાડેથી ચોક્કસપણે પસાવ એવો શબ્દ ચલાવવામાં આવ્યો છે તેને મૂળથી લગાડેલો છે. તથાપિ ભાટ લોકોના વર્ણનમાં કહુંબના ભાયાતોના ગુજારાને અર્થે જે જમીન આપવામાં આવતી તેને તે હમેશાં લગાડેલો છે. અને જો કે, આવા એકલા જ પ્રકારમાં નહિ, તો પણ શબ્દના ચાલતા અર્થમાં ઘણા કાળ સુધી તે શબ્દ વપરાયલો છે. છેવટે, ગામડાના લોકોએ પોતાના લૂંટફાટ કરનારા પડોશિયોને રક્ષણ કરવાને અથવા પજવણી કરવી મૂકી દેવાને અર્થે વોળ અથવા એવા જ પ્રકારને માટે જે કાંઈ આપેલું તેને પણ ગરાસ એ શબ્દ લગાડેલો છે. આ પ્રમાણે ગરાસિયા એવો કિતાબ મૂળમાં જોતાં આબરૂભરેલો અને તે ધારણ કરનાર રાજવંશીકુટુંબનો ભાયાત છે એવું બતાવી આપનાર છતાં, છેવટે કલંકભરેલો શબ્દ થઈ પડયો; તેમ જ, એના ધારણ કરનારા ચોરનો ધંધો લઈ બેઠેલા લૂંટારા અને ભંકોડાના કુંપાજીના મેવાસીકર જેવા રાતના ઘરાક જેવો અર્થ સૂચવનારો થઈ પડયો.

ઉપર લખેલો ગરાસનો અર્થના પ્રકાર સંભારી રાખવાની ઘણી અગત્ય છે, કેમકે તે ઉપર લક્ષ નહિ આપવાથી કદાપિ ગેરઇન્સાફનું કારણ ઉત્પન્ન થયું નથી, તથાપિ ગુંચવણમાં પડવા જેવું થયું છે. રાવ ચાંદાએ પોતાના વંશપરંપરાના ઈડર સંસ્થાન ખુંચાવી લેનારા પાસેથી જે ગરાસ અથવા વોળ મેળવી લીધી તે, અને રાજપીપળાના ડુંગરાના લૂંટારૂઓએ રક્ષણ વિનાના ગામડિયા પાસેથી અને ચુંવાળવાળાઓએ ફરતા વેપારિયો પાસેથી જે ગરાસ અથવા વોળ મેળવી લીધી તેની સાથે, ગરાસના મૂળ અર્થને ગુંચવી નાંખવો જોઇયે નહિ; તેમ જ એ હક્કો અને રજપૂત કુટુંબના ભાયાત ગરાસિયાના

કબ્જામાં આવેલી કુટુંબની જમીન ઉપરનો નિયમિત અને કાયદાસર હક્ક, એની સાથે ગુંચવી નહિ નાંખવાની વધારે ચોકશી રાખવી જોઇયે.

કાઠિયાવાડના જૂદાજૂદા જમીનદારોની અડકો વિષે કર્નલ વોકરનું નીચે લખેલું વર્ણન આખા ગૂજરાતને સામાન્યપણે લાગુ પડી શકે છેઃ-

"રાજા એવી પદવી કુટુંબના મુખ્યને જ માત્ર લગાડાય છે. તે સ્વતંત્ર "હોવો જોઇયે એટલે પોતાના કુટુંબના બીજા કોઈને જમા આપતો "હોય નહિ એમ હોવું જોઇયે. મોગલ કે મરાઠાઓને જમા આપવામાં "આવતી હોય તો તેથી કરીને તેના સ્વતંત્રપણાને આંચ લાગતી નથી. "રાજાનું શિરનામું 'મહારાજા' રાજશ્રી—એ પ્રમાણે થાય છે, રાણાની "પદવી રાજાના કરતાં કોઈ રીતે ઉતરી નથી, પણ તેનું મૂળ ખાતરી- "પૂર્વક શોધી કઢાતું નથી. (રાવની પદવી વિષે પણ એમ જ છે) ત્યાર પછી "ઉતરતી પદવી રાવળની છે, તે ભાવનગરના ઠાકોરની ખરેખરી લાગુ "પડતી અડક છે,-જે તેના પૂર્વજોને ડુંગરપુરના રાવળ પાસેથી આશ્રય "મળવા ઉપરથી તેઓએ માનની નિશાની ખાતર ધારણ કરી છે. એમનું "શીરનામું 'રાવળશ્રી—એ પ્રમાણે કરવામાં આવે છે. રાજા, રાણા (રાવ) "અને રાવળના દીકરાઓને કુંવર, અને તેમના દીકરાઓને ઠાકોર કહેવામાં "આવે છે, પણ જો તેઓને જાગીરનો વારસો મળ્યો હોય તો. વળી "ઠાકોરનો દીકરો તેના બાપની હૈયાતીમાં કુંવર કહેવાય છે તેના મરણ "પછી મ્હોટો હોય છે, તે ઠાકોર થાય છે, અને બીજા ભોમિયા, અને "ગરાસિયા કહેવાય છે. રાવળ પછીની પાયરી ઠાકોરની છે, તે જેઓ રાજાના "જેટલી પદવી ધરાવાને યોગ્ય નથી હોતા, અથવા જેઓ કુટુંબની નિરાળી "પણ કનિષ્ઠ શાખાના મુખ્ય હોય છે તેઓને લગાડવામાં આવે છે. "કુટુંબના ટિલાયત પ્રતિ ઠાકોરોને ભાયાત તરીકે ખંડણી આપીને ઘોડો "નજર કરી કે ચાકરી કરીને નમ્યું આપ્યાની નિશાની બતાવવી પડે છે. "ઠાકોરો પોતાના તાબાની જગ્યામાં રાજાના જેટલા સ્વતંત્ર છે. જેઓ "રાજા કે ઠાકોર નથી પણ તેઓના કરતાં નીચી પદવીના છે, અને "જેઓને જમીનનો હિસ્સો મળેલો હોય છે તેઓને ભોમિયા કહેવામાં "આવે છે. તેઓના તાબામાં જે જમીન છે તેના તેઓ પ્રાચીન વંશપરંપરાના "હક્કદાર છે, અને તે હક્કને ગરાસ એ શબ્દ લગાડવામાં આવે છે, કે જે, "અસલ અથવા કદીમ(બે મુસલમાની શબ્દો છે તેનો અર્થ મૂળ જૂનું "થાય છે)ના જેવો અર્થ બતાવે છે, તે ઉપરથી ગરાસિયાનું સામાન્ય નામ "અમે તેઓને લગાડયું છે."

સામાન્ય નામથી દેશના કેટલાક ભાગમાં ઓળખાય છે. ઈડરના રાવ વીરમદેવ અને બીજાઓએ લાખપસાવનાં મહા ભારે દાન કરેલાં આપણા જોવામાં આવ્યાં છે. આ દાન માત્ર નાણાં, પોષાક, જવાહીર, ઘોડા અથવા બીજી મૂલ્યવાન વસ્તુઓનાં જ આપતા એમ નથી, પણ જમીનનાં આપવામાં આવતાં તે, તે ઉપર શબ્દ લખવામાં આવ્યો છે તે ઉપરથી પસાયતું કહેવાય છે અને તેને કોઈ પ્રકારનો કર પ્રથમના આપનાર ભણીથી લાગુ કરવામાં આવ્યો નથી, પણ છેવટે કોઈ હોય નહિ ત્યારે પોતાનો વારસ થવાનો છેલ્લો હક્ક રાખેલો છે. કુંભાર, મશાલચી, અને બીજા ઘરકામ કરનારા ચાકરોને પણ પસાયતાં આપવામાં આવેલાં છે.

આગળ લખ્યું છે તે પ્રમાણે, ગરાસ એ શબ્દ ધર્મનાં દાન કરેલાં અને જેને પછવાડેથી ચોક્કસપણે પસાવ એવો શબ્દ ચલાવવામાં આવ્યો છે તેને મૂળથી લગાડેલો છે. તથાપિ ભાટ લોકોના વર્ણનમાં કુટુંબના ભાયાતોના ગુજારાને અર્થે જે જમીન આપવામાં આવતી તેને તે હમેશાં લગાડેલો છે, અને જો કે, આવા એકલા જ પ્રકારમાં નહિ, તો પણ શબ્દના ચાલતા અર્થમાં ઘણા કાળ સુધી તે શબ્દ વપરાયલો છે. છેવટે, ગામડાના લોકોએ પોતાના લૂંટફાટ કરનારા પડોશિયોને રક્ષણ કરવાને અથવા પજવણી કરવી મૂકી દેવાને અર્થે વોળ અથવા એવા જ પ્રકારને માટે જે કાંઈ આપેલું તેને પણ ગરાસ એ શબ્દ લગાડેલો છે. આ પ્રમાણે ગરાસિયા એવો કિતાબ મૂળમાં જોતાં આબરૂભરેલો અને તે ધારણ કરનાર રાજવંશીકુટુંબનો ભાયાત છે એવું બતાવી આપનાર છતાં, છેવટે કલંકભરેલો શબ્દ થઈ પડ્યો; તેમ જ, એના ધારણ કરનારા ચોરનો ધંધો લઈ બેઠેલા લૂંટારા અને ભંકોડાના કુંપાજીના મેર્કીકર જેવા રાતના ઘરાક જેવો અર્થ સૂચવનારો થઈ પડયો.

ઉપર લખેલો ગરાસનો અર્થના પ્રકાર સંભારી રાખવાની ઘણી અગત્ય છે, કેમકે તે ઉપર લક્ષ નહિ આપવાથી કદાપિ ગેરઇન્સાફનું કારણ ઉત્પન્ન થયું નથી, તથાપિ ગુંચવણમાં પડવા જેવું થયું છે. રાવ ચાંદાએ પોતાના વંશપરંપરાના ઈડર સંસ્થાન ખુંચાવી લેનારા પાસેથી જે ગરાસ અથવા વોળ મેળવી લીધી તે, અને રાજપીપળાના ડુંગરાના લૂંટારૂઓએ રક્ષણ વિનાના ગામડિયા પાસેથી અને ચુંવાળવાળાઓએ ફરતા વેપારિયો પાસેથી જે ગરાસ અથવા વોળ મેળવી લીધી તેની સાથે, ગરાસના મૂળ અર્થને ગુંચવી નાંખવો જોઇયે નહિ; તેમ જ એ હક્કો અને રજપૂત કુટુંબના ભાયાત ગરાસિયાના

કબ્જામાં આવેલી કુટુંબની જમીન ઉપરનો નિયમિત અને કાયદાસર હક્ક, એની સાથે ગુંચવી નહિ નાંખવાની વધારે ચોકશી રાખવી જોઇયે.

કાઠિયાવાડના જૂદાજૂદા જમીનદારોની અડકો વિષે કર્નલ વૉકરનું નીચે લખેલું વર્ણન આખા ગૂજરાતને સામાન્યપણે લાગુ પડી શકે છે:-

"રાજા એવી પદવી કુટુંબના મુખ્યને જ માત્ર લગાડાય છે. તે સ્વતંત્ર "હોવો જોઇયે એટલે પોતાના કુટુંબના બીજા કોઈને જમા આપતો "હોય નહિ એમ હોવું જોઇયે. મોગલ કે મરાઠાઓને જમા આપવામાં "આવતી હોય તો તેથી કરીને તેના સ્વતંત્રપણાને આંચ લાગતી નથી. "રાજાનું શિરનામું 'મહારાજા' રાજાશ્રી—એ પ્રમાણે થાય છે. રાણાની "પદવી રાજાના કરતાં કોઈ રીતે ઉતરી નથી, પણ તેનું મૂળ ખાતરી- "પૂર્વક શોધી કઢાતું નથી. (રાવની પદવી વિષે પણ એમ જ છે) ત્યાર પછી "ઉતરતી પદવી રાવળની છે, તે ભાવનગરના ઠાકોરની ખરેખરી લાગુ "પડતી અડક છે,-જે તેના પૂર્વજોને ડુંગરપુરના રાવળ પાસેથી આશ્રય "મળવા ઉપરથી તેઓએ માનની નિશાની ખાતર ધારણ કરી છે. એમનું "શીરનામું 'રાવળશ્રી—એ પ્રમાણે કરવામાં આવે છે. રાજા, રાણા (રાવ) "અને રાવળના દીકરાઓને કુંવર, અને તેમના દીકરાઓને ઠાકોર ક્હેવામાં "આવે છે, પણ જો તેઓને જાગીરનો વારસો મળ્યો હોય તો. વળી "ઠાકોરનો દીકરો તેના બાપની હૈયાતીમાં કુંવર ક્હેવાય છે તેના મરણ "પછી મ્હોટો હોય છે, તે ઠાકોર થાય છે, અને બીજા ભોમિયા, અને "ગરાસિયા ક્હેવાય છે. રાવળ પછીની પાયરી ઠાકોરની છે, તે જેઓ રાજાના "જેટલી પદવી ધરાવાને યોગ્ય નથી હોતા, અથવા જેઓ કુટુંબની નિરાળી "પણ કનિષ્ઠ શાખાના મુખ્ય હોય છે તેઓને લગાડવામાં આવે છે. "કુટુંબના ટિલાયત પ્રતિ ઠાકોરોને ભાયાત તરીકે ખંડણી આપીને ઘોડો "નજર કરી કે ચાકરી કરીને નમ્યું આપ્યાની નિશાની બતાવવી પડે છે. "ઠાકોરો પોતાના તાબાની જગ્યામાં રાજાના જેટલા સ્વતંત્ર છે. જેઓ "રાજા કે ઠાકોર નથી પણ તેઓના કરતાં નીચી પદવીના છે, અને "જેઓને જમીનનો હિસ્સો મળેલો હોય છે તેઓને ભોમિયા ક્હેવામાં "આવે છે. તેઓના તાબામાં જે જમીન છે તેના તેઓ પ્રાચીન વંશપરંપરાના "હક્કદાર છે, અને તે હક્કને ગરાસ એ શબ્દ લગાડવામાં આવે છે, કે જે, "અસલ અથવા કદીમ(બે મુસલમાની શબ્દો છે તેનો અર્થ મૂળ જૂનું "થાય છે)ના જેવો અર્થ બતાવે છે, તે ઉપરથી ગરાસિયાનું સામાન્ય નામ "અમે તેઓને લગાડયું છે."

સન ૧૭૫૫ માં અમદાવાદ ભાગ્યું ત્યારથી મરાઠી સત્તાની સ્થાપના થઈ ગણવી જોઇએ. પણ તેના પ્હેલાં કેટલાંક વર્ષ આગમચ પિલાજી અને દામાજી ગાયકવાડ, તથા બાજીરાવ પેશ્વા અને બીજાઓના ઉપરીપણા નીચે તેઓએ પ્રતિ વર્ષ હલ્લા કરવા જારી કર્યા હતા, અને વડોદરા પોતાના કબ્જામાં કરી લીધું હતું. આ વેળા સુધી મરાઠાઓના જે હલ્લા કરવામાં આવતા હતા તે માત્ર લૂંટફાટ કરવાને માટે જ હતા અને લૂંટ મેળવવાની તેઓની મતલબ હતી; અને અગર જો તેઓએ મોગલ સરકારના કામદારો પાસેથી ચોથ લેવી ઠરાવી હતી તો પણ તેઓની ફોજના બળ ઉપર તે વસુલ કરી લેવાનો આધાર રહેતો હતો. અમદાવાદ તૂટ્યા પછી પેશ્વાએ અને ગાયકવાડે આખો દેશ અર્ધોઅર્ધ વ્હેંચી લીધો હતો, અને મોગલ તથા મરાઠાઓ વચ્ચે ઉપરીપણાસંબંધમાં લડાઇયો થતી હતી તેમાં જમીનદાર લોકો ત્રાહીતપણે જોયાં કરતા હતા, અને તેઓના પરગણામાં જેની સત્તા ચાલતી તેઓને જમા આપતા હતા, અને તે જમા અથવા ખંડણી પણ એ જ પ્રમાણે તેઓ વ્હેંચી લેતા હતા. મોગલ કે મરાઠા, એ જમીનદારોના રાજકારભારની વચ્ચે પડ્યા નથી; અને મરાઠાનું રાજ્ય ચાલતું હતું તેવામાં, અકબરના વારામાં જે હક્ક અને છૂટો તેઓને પળતાં હતાં તે પ્રમાણેજ પળવા લાગ્યાં, તથા તેઓનો મરતબો તે જ પ્રમાણે જારી રહ્યો. પણ મરાઠા હથિયારથી દર વર્ષે તેઓની પાસેથી વધારે જમા ખેંચતા ગયા.*

મિ૰ એલ્ફિન્સ્ટન ક્હે છે કે, "બન્ને નદિયો વચ્ચે આવેલી ખુલ્લી "જગ્યામાં, અને દક્ષિણ ભણીના મેદાનમાં, મરાઠી સરકારોને પોતાના "કામદારો રાખીને, દરેક ગામડામાં ઇન્સાફ કરવાને હક્ક હતો, અને તેઓને "ગામડાંની જમીનમાંથી અમુક ભાગ મળતો હતો, માટે તેઓની ઉપજનો "હિસાબ તેઓ તપાસતા હતા. બીજાં બધાં ગામડાં જમા આપીને પોતાનું "સ્વતંત્રપણું રાખી રહ્યાં. ઘણાં ખરાં ગામ જે તે નદિયોના કિનારા ઉપર "વશ કરી લીધેલા દેશની વચ્ચે હતાં તે નિયમિત, પ્રતિવર્ષે, પાસેના "મુલ્કી કામદારને ત્યાં જમે ભરતાં હતાં; પણ જેઓની જગ્યા વધારે "મજબૂત હતી, અથવા જેઓ વધારે છેટે હતા તેઓ મુલકગીરી ફોજથી "આપવાને અગત્ય પાડ્યા વિના જમા આપતાં ન હતાં. જે ગામોનો ઇનસાફ "કરવાનો અને ઉપજ તપાસવાનો હક્ક થયો હતો તે રૈયતી ક્હેવાતાં હતાં, "અને જે એકલી જમા આપતાં હતાં તે મ્હેવાસી ક્હેવાતાં હતાં; પણ

* પેશ્વાના એજંટ અમૃતલાલે કર્નલ વોકરને હકીકત આપ્યા પ્રમાણે.

"ઈડર અને લૂણાવાડા જેવા રાજ્યોને છેલ્લો શબ્દ લાગુ કરવામાં
"આવ્યો ન હતો. જમાબંધી ઉઘરાવનાર કામદારને પ્રતિવર્ષે જે ખંડણી
"આપવામાં આવે છે તે જમાબંધી ક્હેવાય છે; લશ્કરી અમલદાર જે ઉઘ-
"રાવી લે છે તે ઘાસદાણો ક્હેવાય છે. ઘણા મ્હેવાસિયો એવા છે કે, કુમા-
"વિસદારને ન્હાની રકમ આપવાને ખુશી હોય છે, પણ મ્હોટી રકમ તો
"લશ્કર લાવીને અડાવ્યા વિના વસુલ આપે જ નહિ. એ લોકો જમાબંધી
"અને ઘાસદાણો બન્ને આપે છે; તેમાં જમાબંધી દરવર્ષે કુમાવિસદારને
"આપે છે અને ઘાસદાણો પ્રસંગ પડ્યે લશ્કર લઈને અમલદાર જાય છે તેને
"આપે છે. એ બન્ને પ્રકારના કર તે જમા ક્હેવાય છે અને એ બેમાંથી
"એકેય જમીનની ઉપજનો મુકરર ઠેરવેલો હિસ્સો નથી."

અહિયાં રજપૂત જમીનદારો વિષે ગરાસિયાના સામાન્ય નામથી લખ-
વામાં આવ્યું છે. તેમના સંબંધમાં કર્નલ વૉકર નીચે પ્રમાણે લખે છેઃ—

"સર્વેને પોતપોતાનાં ગામોમાં દેહાન્ત શિક્ષા, અને તેની ક્ષમા કરવાની
"તથા ન્યાય કરવાની સત્તા છે, અને શિક્ષા કરવાને, અથવા કોઈ અપરાધી કે
"હુકમ નહિ માનનારને શિક્ષા કરી હોય તે માફ કરવાની પરવાનગી મેળ-
"વવા, પરગણાના મુખ્ય કસબામાં રહેનાર ઉપરી સરકારને લખાણ કર-
"વાની અગત્ય તેમને કદિ લાગી નથી. અને વળી, સરકારની સામે કોઈએ
"અપરાધ કર્યો હોય તો, જે ગરાસિયાની તે રૈયત હોય તે તેને શિક્ષાએ
"પ્હોંચાડવાને ઘટતા ઉપાય લે એમ કરવામાં આવે છે. તેઓના હદ
"બ્હારના સંબંધ વિષે પણ તેઓએ એ જ પ્રમાણેની છૂટનો ઉપયોગ કરેલો
"જણાય છે. આવાં ન્હાનાં સંસ્થાનવાળાઓને પોતાની હદ બ્હારનાં કામ
"ઘણાં હોય નહિ, અને જે હોય તે ઘણું કરીને તેમના પાડોશી સાથે હોય,
"પણ તેઓ એક બીજા પ્રતિ સલાહ, શાન્તિ અને લડાઈનો હક્ક ભોગવે છે.
"તેઓના વેપારના ફેલાવાને અને રક્ષણ અર્થે, જેવા સંબંધની જરૂર હોય છે
"તેવો સંબંધ તેઓ બાંધે છે. તેઓ કિલ્લા બાંધે છે, અને શિરબંધી રાખે છે.
"જમા આપનાર કોઈ સંસ્થાનના બ્હારના કે ઘરના કામકાજથી જમા
"લેનાર સંસ્થાનને, જો કાંઈ અડચણ જેવું હોય નહિ તો તે, કદિ તેના
"કામકાજમાં આડે આવતું નથી. સર્વના સમજવામાં એવી જ તરેહથી છે
"કે જમે આપવાથી જમે આપનારના સ્વતંત્રપણાને ખલેલ પ્હોંચતી નથી."***

"તેઓના વંશપરંપરાના જમીનના કબ્જા સાથે, તેને લગતા હક્ક
"અને છૂટ તેઓ ભોગવે છે. ગામોના ગરાસિયા માલેકો, પોતાનો અને માલ
"મિલ્કતનો બચાવ કરવા માટે, રજપૂતો અને બીજાઓને જમીન આપીને

"ચાકરિયે રાખે છે; ગામના હરેક કારીગરને, જ્યારે જ્યારે ખપ પડે ત્યારે "ત્યારે, તેઓ વેઠ બોલાવે છે; જે શખ્સની જમીન હોય તેમાં ઉગેલાં ઝાડનાં "ફળ ભોગવતો હોય, તથાપિ તે ઝાડ પડી જાય ત્યારે તેઓના ઉપર તેમ- "નો હક્ક થાય છે. લગ્ન કરવા દેવાને માટે તેમનો ઠરાવેલો કર આપવો "પડે છે, અને તેમને ઘેર બાળક અવતરે છે ત્યારે પણ વધાઈ એકઠી થાય "છે; રૈયતની પાસેથી તેમને જે ઉપજ મળે છે તેમાં તેઓ પોતાની મર- "જીમાં આવે તે પ્રમાણે વધારો ઘટાડો કરે છે."

જૂદી જૂદી જાતના અનાજની ઉપજમાંથી ઠાકોરોને જે ભાગ મળતો તે તેમની મુખ્ય ઉપજ હતી. વાડિયોની પેદાશ, શેરડી, કપાસ, તંબાકુ અફીણ અને બીજો પાક કે જેનું કળતર કરવાને મુશ્કેલ પડે છે, તેને માટે સલામી લેવાનો ઠરાવ હતો. જમીનની સલામીના એક ભાગ તરીકે તેઓએ કેટલીક વાર હળવેરો લીધેલો છે. કેટલીક વાર જમીનની ઉપજનો ભાગ થોડો ઠરેલો તેને બદલે જૂજ સલામી તેઓએ લીધેલી છે. ભાયાતને જમીન આપેલી હોય તેવે ઠેકાણે તેઓએ જમીનની ઉપજનો ભાગ તેમને લેવા દઈને રોકડ નાણાં પોતે લેવાનો ચાલ રાખેલો છે. ખેડુત લોકોએ થોડાં વર્ષ લગી દાણાની ઉપજ આપવાને બદલે તેના હક્કની જૂજ સલામી આપેલી છે. ઘણું કરીને સઘળાં ઝાડોની ઉપજ જમીનદારને પળતી. નિર્ધણિયાતો માલ, અને રખડતાં ઢોર પણ તેના જ હક્કનાં ગણાતાં હતાં. વેપારીના માલ ઉપર તેનું નાકું પ્હોંચતું; દારૂ વેચનાર ઉપર, તેમ જ ચામડાં રંગનાર, તથા ચામડાં સાફ કરનારના ઉપર તેનો વેરો હતો. તેમાં છેલ્લો લખેલો વેરો તો ગામનાં સર્વે ઢોરનાં ચામડાં ઉખાડી લેવાની પરવાનગી આપવા બાબ- તનો બાંભ વેરો તેઓ ઉઘરાવી લેતા.

લગ્ન ઉપરનો વેરો અર્ધા રૂપિયાથી તે બે રૂપિયા સુધીનો જૂજ હતો. ફોજદારી ગુન્હાનો ઉપજેલો દંડ ઠાકોરને મળતો હતો, અને અદાલતની ફરિયાદમાં કેટલીક વાર તો અપાવેલા દાવાનો ચોથો ભાગ મળતો હતો.

દરેક મહાલના રૈયતના ભાગનું કામકાજ મરાઠાઓએ કુમાવિસદાર અથવા જમાબંધી વસુલ કરનારને સોંપ્યું હતું. આ અધિકારીને પરગણામાં માત્ર થોડા કાળ સુધી રહેવાને બની આવતું, કેમકે એની જગ્યા લેવાને કોઈ બીજો માણસ વધારે આપવાનો ઠરાવ કરે તો તેને પેલાની જગ્યાએ નીમવામાં આવતો, તે માટે પ્હેલો ઠરેલો હોય તે પરગણાની જાથુ ઉપજ ઉપર અથવા રૈયતના સુખ ઉપર કાંઈ આધાર નહિ રાખતાં તેનાથી ઉસે- ડાય તેટલું તે ઉસેડતો. પૈસાદાર થઈ જવાને તેને એક રસ્તો હતો, તે એ

કે ફોજદારી ગુન્હાનો દંડ તે લેતો; અને ગમે તેવા મહાભારે અને ઘાતકી-પણાના ગુન્હા હોય તો પણ તે દંડ વિના બીજી વધારે સખ્ત શિક્ષા કરીને જવા દેવામાં આવતા નહિ. અદાલતના કજિયા ઘણું કરીને જમીનના કબ્જા વિષેના લેણદેણના, અને નાતજાત સંબંધીના થતા; તે કુમાવિસદારની સત્તા નીચે પંચ ઠરાવીને તેમને સોંપવામાં આવતા, અને કુમાવિસદાર તો તેનો અમલ કરાવી આપવાને જ વચ્ચે પડતો, તથા જે રકમ આપવાની હોય તેનો ચોથો ભાગ પોતાની મેળે ચડાવી જતો.

રજપૂત ઠાકોરોનાં સંસ્થાનોમાં કદાપિ મુલ્કી કે ફોજદારી કજિયા ચૂકવવામાં આવતા તો તે કામ ગરાસિયાના હાથમાં જ રહેતું. ભાટ અને ચારણ લોકોની સત્તા ઘણી ચાલતી હતી, અને તેઓની જેમાં જમાની હોય તે પ્રમાણે તેઓ પળાવતા હતા. કજિયા જ્યારે પંચાયતને સોંપવામાં આવતા, ત્યારે, તેવી બાબતમાં કુમાવિસદારના કરતાં ગરાસિયાની રીતિ સારી હતી. કજિયાવાળા પાસેથી ઠાકોર જુજ રકમ લેતો, તે તેઓ આપી શકે એવી હતી, અને તે ધર્માદા વાપરવામાં આવતી.[1]

મુખ્યત્વે કરીને, તસદિવ્ય અને સમ ખવરાવીને ન્યાય કરવામાં આવતો હતો. ગાયકવાડના રાજ્યમાં અને કાઠિયાવાડ તથા મહીકાંઠાના મુલ્કગીરી માહાલોમાં હજી લગણ પણ એવી રીતિ ચાલે છે. ફરિયાદીની પાસે ગમે તેવો પૂરાવો હોય, તોય પણ, તેનો ઉપયોગ કરવાને બદલે, પ્રતિવાદી પણ ફરિયાદીની પાસે એ જ રીતે કરાવવાને ચ્હાતો. આ પ્રમાણે બન્ને પક્ષકારો-માંથી એક જણ બીજાને ઉપર પ્રમાણેની રીતથી અજમાવી જોવાના કામમાં સફળ થતો, એટલે, તકરારી બાબતનો ઘણી વાર નીવેડો થઈ જતો; કેમકે, મુખ્યત્વે કરીને આબરૂદાર માણસો આ પ્રમાણેના ધોરણવતી પોતાની તકરાર સાબીત કરવાની કડાકૂટ કરવી તે કરતાં લડી મરવાનું મૂકી દેવાનું વધારે પસંદ કરતા.

રેનાડોટની આરેબિયન મુસાફરોની ચોપડીમાં આ ચાલને બરાબર મળતું આવે એવું વર્ણન છે, તેઓ કહે છે કે, "ઇન્ડીયોમાં એક "માણસ મોતની શિક્ષા કરવા જેવું અપરાધનું કોઈ બીજાના ઉપર "તોહમત મૂકે તો અપરાધીને પૂછવામાં આવે છે કે તસદિવ્ય કરવાને તું

---

૧ પેશ્વા અને ગાયકવાડ પાસેથી કંપનીને ગૂજરાતમાં જે દેશ મળ્યો તે વિષેનો મિ૦ ડિગલે કર્નલ વૉકરને તા૦ ૧૮ મી જુન સન ૧૮૦૪ માં રિપોર્ટ કરેલો, તેની સાથેના પરિશિષ્ટ પ્રમાણે છેલ્લી બાબત વિષે પણ ઉપર જૂવો.

"રાજી છે કે નહિ; જો તે હા કહે તો લ્હોડાના કડકાને ખૂબ ધિક ધિકા-
"વીને લાલચોળ કરે છે, પછી અપરાધીને કહે છે કે, તારો હાથ આગળ
"ધર્ય. પછી તે હાથ ધરે છે એટલે વડનાં પાંદડાં સાત તેના હાથમાં ઉપરા
"ઉપરી મૂકીને તેના ઉપર ધીકાવેલો લ્હોડાનો કડકો મૂકે છે.[1] આ પ્રમાણેની
"સ્થિતિમાં તે કેટલીક વાર સુધી આગળ પાછળ ચાલે છે, અને પછીથી
"લ્હોડાનો કડકો ફ્હાડી નાંખે છે. ત્યાર પછી તરત જ ચામડાવતી તેનો
"પંજો મઢી લેઈને તેના ઉપર રાજાનો શિક્કો કરે છે. ત્રણ દિવસ પછી તેના
"હાથમાંથી ચામડું ફ્હાડી નાંખીને જુવે છે અને જો દાઝયાની નિશાની
"જોવામાં આવે નહિ તો તેને નિરપરાધી ઠરાવે છે; અને તેને જે શિક્ષા
"કરવાની ધમકી દીધી હોય છે તેમાંથી મુક્ત કરે છે; તથા તેના ઉપર
"ત્હોમત મૂકનારને સોનાની મૂર્ત્તિ દંડમાં આપવી પડે છે."

"કોઈ કોઈ વાર દેગડામાં પાણી ખૂબ ઉકળાવે છે તે એટલું બધું
"કે કોઈનાથી તેને અડકાય નહિ; પછી તેમાં લ્હોડાનું કડું નાંખીને તેમાં
"હાથ ઘાલીને તે કડું ફ્હાડી લેવાનું અપરાધીને ફરમાવવામાં આવે છે."
ત્હોમત મૂકનારને આવી બાબતમાં પણ સોનાની મૂર્ત્તિ આપવી પડે છે.

હાલનો એક ગૂજરાતી ગ્રન્થકર્ત્તા કહે છે કે, "અમારા ગામને પાદર
"એક લીંબડો છે, તે 'ચોરલીંબડો' કહેવાય છે, તે ઠેકાણે ચોરોને ઉન્હા
"સમ દેવામાં આવે છે. જ્યારે ચોર પકડવામાં આવે, અથવા કદાપિ
"કાંઈ વાંધો ઉઠે અને કોણ ચોર છે તે નક્કી થાય એમ હોય નહિ, ત્યારે
"બન્ને પક્ષકારોને, કે પછી એક જણાને, ઉન્હા સમ ખવરાવામાં આવે
"છે. પંદર વર્ષ ઉપર એક સોનીને સમ ખવરાવવામાં આવ્યા હતા તે
"જોવાને હું ગયો ન હતો પણ તેની વાત મેં નીચે પ્રમાણે સાંભળી છેઃ—

"રાજાના કારભારિયે ચોરલીંબડા આગળ લ્હોડાનું એક મોલું ઉન્હું કરાવીને
"સોનીના પ્રતિવાદીને કહ્યું કે એ તું ઉઠાવ. લોકો કહે છે કે, કોળિયે કાર-
"ભારીને લાંચ આપી હતી તેથી મોલું લેતી વેળાએ કોળિયે સૂર્યને પગે
"લાગીને કહ્યું કે હે સૂરજ બાપજી! જો હું સાચો હોઉં તો મને તારજે!
"એમ કહીને જેવો તે મોલાને અડકયો કે તરત જ પેલો કારભારી બોલી ઉઠયો
"કે કોળી તરી ચુકયો. પછી સોનીને કહ્યું કે તું સાચો હોઉં તો આ મોલું
"ઉપાડ. પછી સોની અંગરખું પાઘડી ઉતારીને ત્યાં આગળ ગંગા વાવ છે
"ત્યાં ન્હાવા ગયો. અને ઘણો ખેદ પામીને વિચારવા લાગ્યો કે આ વાવમાં

---

૧ આવાં તર્સદિવ્ય કરીને સોગન ખવરાવેલા માણસો અમે અમારી નજરે જોયલા છે. પાંદડાં માણસને નુકસાન થવાથી બચાવે છે.

"પડીને જીવ આપું. તે વેળાએ વાવમાંથી શબ્દ થયો કે 'હિંમત રાખ.' આવું
"સાંભળીને સોનિયે આગળ પાછળ જોયું પણ ત્યાં આગળ કોઈ તેના જોવામાં
"આવ્યું નહિ, ને ઉપરથી તેણે ધાર્યું કે, કોઈ દેવે મને આજ્ઞા કરી છે.
"ન્હાયા પછી, તે હિંમત રાખીને બ્હાર નીકળ્યો, પણ જ્યારે તેણે મોલા
"સામું જોયું અને તે ઘણું ધિકધિકતું તેણે દીઠું ત્યારે તો તે ઘણો જ ડરી
"ગયો, પણ તેટલામાં તો મોલા ઉપર કીડિયોની હાર ચાલતી તેના જોવામાં
"આવી, એટલે તેને હિંમત આવી. પછી તે સૂર્યને પગે લાગીને બોલ્યો કે,
"ઓ સૂરજ બાપજી! જો હું સાચો હોઉં તો મને તારજે. એમ કહીને
"હાથવતી તેણે દેવતામાંથી મોલું બાહાર ક્હાડી લીધું અને પોતાની ડોકમાં
"નાંખ્યું. ત્યારે કારભારિયે કહ્યું કે, તું તારી મેળે તર્યો; હવે મોલું હેઠે
"નાંખી દે; પણ સોનિયે કહ્યું કે, 'મને બાઈરાજ (ઠકરાણી) પાસે જવા
"દ્યો, પછી મોલું કહાડી નાંખીશ.' તે વેળાએ બે ભરવાડ પાસે ઉભેલા
"હતા તેમાંથી એકે પોતાની લાકડીવતે સોનીની કોટમાંથી મોલું ક્હાડી
"નાંખ્યું તે ભોંય ઉપર જ્યાં પડ્યું ત્યાં ધૂળ ઘણી તપવા લાગી. પછી
"કોળીને કહ્યું કે તું પણ એ જ રીતે આ મોલું તારી કોટમાં નાંખ, પણ
"તે કોળીથી તે પ્રમાણે થઈ શક્યું નહિ, એટલું જ નહિ, પણ પ્હેલી વાર
"તેણે હાથ અડકાડ્યો હતો તેથી તે દાઝયો હતો અને ફોલ્લો પડ્યો હતો
"તેથી કોળી જૂઠો પડ્યો, અને સોની સાચો ઠર્યો. પછી ગામના લોકો એ
"તમાસો જોવાને ભેગા થયા હતા, તે ઘેર વેરાઈ જતી વેળાએ ક્હેવા લાગ્યો
"કે આ કળિયુગમાં પણ પરમેશ્વર પૃથ્વી છોડીને જતો રહ્યો નથી."

"એ જ રીતે કોઈ વેળા લ્હોડાની સાંકળ અથવા ગોળો તપાવીને
"અપરાધી પાસે ઉપડાવવામાં આવે છે; અને કોઈ વાર તાવડામાં તેલ
"ઉકળાવીને તેમાં વીંટી કે ત્રણ પૈસા નાંખીને તે ક્હાડાવવામાં આવે છે. મારા
"સાંભળવામાં આવ્યું છે કે, એક અપરાધિયે ઉન્હા સમ ખાવા કબૂલ
"કર્યું, એટલે કડાઇમાં તેલ ખૂબ ઉકળાવ્યું, અને તેમાં નાળિયેર નાંખ્યું તે
"ફાટી ગયું એટલે તેમાં પૈસા નાંખીને સમ ખાનાર પાસે ક્હડાવ્યા તે
'ક્હાડનારને પોતાની સાચી વાતને લીધે તેલ ઠંડા પાણી જેવું લાગ્યું.

"ધોલેરા પાસે ભડિયાદ ગામમાં ભડિયાદરો પીર છે, ત્યાં જઈને
"કેટલાક લોકોને સમ ખવરાવે છે, તે એવી રીતે કે, લ્હોડાની બેડી અપરાધીના
"પગમાં પ્હેરાવીને તેને પીરની સામો ચલાવે છે તેવામાં તે બેડી તૂટી
પડે છે, એટલે સમ ખાનાર સાચો ઠરે છે. અમારા સાંભળવામાં આવ્યું
છે કે એ બેડી બનાવવામાં યુક્તિ કરે છે તેથી તે તૂટી પડે છે."

"ભાવનગરમાં સમ ખવરાવવાનો એક બીજા પ્રકારનો ધારો છે. "ત્યાં એક પથ્થરમાં બારી જેવું બાકોરૂં છે તેમાં થઈને, જેના ઉપર શક "આવતો હોય તે ચાલ્યો જાય તો તે સાચો ઠરે છે, અને જે નીસરી શકે "નહિ તે જૂઠો ઠરે છે. તે સત્યઅસત્યની અથવા ધર્મપાપની બારી કહેવાય છે.

"ટાઢા સમ ખવરાવાની રીતિ એવી છે કે, સમ ખાનાર કહેશે કે "શિવની મૂર્ત્તિ ઉપરથી ફૂલ ઉપાડી લેવાને, અથવા કોઈ દેવને પગે હાથ "મૂકવાને હું તૈયાર છું. જો સામો માણસ વાત કબૂલ કરે તો તે પ્રમાણે "સમ ખાવાથી તે સાચો ઠરે છે. હિન્દુને ઘણા આકરા ટાઢા સમ "ખવરાવવામાં આવે છે ત્યારે બ્રાહ્મણના ગળે હાથ મૂકાવે છે, અથવા એ "કરતાં પણ ઘણા સખ્ત સમ ખવરાવવા હોય છે ત્યારે ગાયને ગળે પાળી "મૂકાવે છે. એનો અર્થ એવો કે જો તે જૂઠા સમ ખાય તો તેને બ્રાહ્મણ "અથવા ગાય માર્યા (બ્રહ્મહત્યા કે ગૌહત્યા) જેટલું પાપ બેસે. આ સર્વ "પ્રકારના સમમાં ઘણો ભરમ રહેલો છે અને કંઈ મ્હોટી તકરાર આવી પડે "છે ત્યારે તેનો ઉપયોગ કરવામાં આવે છે; ન્હાની તકરારને માટે હલકા "સમ દેવામાં આવે છે.

"બ્રાહ્મણ જનોઈના સમ ખાય છે; રજપૂત તરવારના સમ ખાય છે; "વાણિયો શારદા અથવા સરસ્વતિ(ચોપડા)ના સમ ખાય છે; ખેડુત બળદ-ના સમ ખાય છે; મુસલમાન રોજાના અથવા પીરના સમ ખાય છે; શ્રાવક "પોતાના ધર્મના સમ ખાય છે અથવા પચખાણ કહે છે. કેટલાક લોકો "દીકરાના, રજકના, આશાના, જુવાનીના, ભાઈના, બાપના, માના, અથવા "આંખોના સમ ખાય છે; તેનો ભાવાર્થ એવો છે કે, જો જૂઠા સમ ખાય "તો જેના સમ ખાય તેની હાનિ થાય. બાયડિયો પોતાના ધણીના કે "છોકરાના સમ ખાય છે; રાંડીરાંડને સમ ખાવા પડે છે ત્યારે કહે છે કે, "'હું જૂઠું બોલતી હોઉં તો મને સાત ભવ આવા મળો.' વૈષ્ણવ પોતાની "કંઠીના સમ ખાય છે, વેરાગી માળાના, કારીગર કિસબના, ખારવા "રત્નાગરના, ધનવંત લક્ષ્મીના, અને નિશાળીઓ વિદ્યાના સમ ખાય "છે; સોની, માતા એટલે ગમે તે કોઈ દેવીના પણ મુખ્યત્વે કરીને વાઘેશ્વરી-"ના સમ ખાય છે, તથાપિ શરીરે કોઈ માતાના (જાડાના) સમ ખાધા "છે એમ માની લઈને તેની અસર પોતાને નડે એમ માનતો નથી. જો "કોઈ શખ્સ પોતાના પૂર્વજના કે કોઈ મરી ગયેલાના સમ ખાય તો તે "મજુર થતા નથી. છોકરાઓ બે દાંત વચ્ચે જીભ દબાવીને પછી સમ "ખાય તો (અંગરેજ નિશાળિયો ડાબી બાજુએ દબાવીને ખાય છે) તેની

"ચિંતા રાખવામાં આવતી નથી. કાંઈ અમુક કાર્યને માટે કોઈને કોઇયે
"સમ ખવરાવ્યા હોય તો સમ ખવરાવનાર કહે કે 'સમ ફોક છે,' એટલે
"સમ છૂટે છે. ગામડામાં એવા સમ ખાવાના વિશ્વાસથી ઘણો વ્યવહાર
"ચાલે છે અને કેટલાક તો જૂઠા સમ ખાતા જ નથી."

મહીકાંઠામાં અહંમદનગરની પાસે પીર ભડિયારાની બીજી એક જગ્યા છે, ત્યાં આગળ પણ લોકોની તપાસ સમ ખવરાવીને કરવામાં આવે છે. પીરના સમ ખવરાવવાની બીજી રીત એવી છે કે, પીરને લૂગડાના ઘોડા ચડાવવામાં આવે છે, તે સમ ખાનાર પાસે ઉપડાવે છે. કડીની પાસે મેલડી માતાનું દેરૂં છે. તે માતાના સમ ખવરાવતી વખતે અપરાધી માતા આગળ આરતી ઉતારીને કહે છે કે, "જો હું જૂઠું બોલતો હોઉં તો મેલડી માતા મને આટલા દિવસમાં પૂછે!" સાદરાની પાસે ઢઓાડામાં હનુમાનનું એક દેવાલય છે તે ઢઓાડિયા હનુમાન કહેવાય છે. જો કોઈને હલકા સમ ખવરાવવા હોય તો આ હનુમાનને પગે હાથ મૂકાવે છે; પણ જો ભારે સમ ખવરાવવા હોય તો અપરાધીને હનુમાનના ઉપર ચડાવેલા તેલનો પ્યાલો પાય છે. સામળાજીમાં દેવના ઉપર ચડાવેલું ફલ ઉપાડવાનું કહેવામાં આવે છે.

પાલણપુર અને દાંતાની આસપાસના પરગણામાં તકરાર પતાવી દેવાની રીતિ નીચે પ્રમાણે ચાલે છેઃ નદી અથવા જ્યાં જોઇયે એટલું પાણી હોય ત્યાં, પ્રતિવાદી પોતાના મિત્રોને લઈને જાય છે, અને વાદી પણ સાથે તીરકામઠું લઈને જાય છે. પ્રતિવાદીને પોતાના ઉપર આવેલું તહોમત મટાડવું હોય છે તો વાદી કામઠાવતે તીર ફેંકે છે તે પ્રતિવાદીનો મિત્ર લઈને પાછો આવે ત્યાં સુધી તેને પાણીમાં ડુબકી મારીને રહેવું પડે છે.

ભાવનગરમાં જેવો પથ્થર છે તેવા જ પ્રકારના પણ વિશેષ ચમત્કારિક એક પથ્થર વિષેનું વર્ણન કર્નલ ટોડ આપે છે, તે શત્રુંજય પર્વતની પાસે છે. તે કહે છે કે, "નેમીનાથની ચૉરી પાસે સપાટ સાદો પથ્થર છે,
"તેમાં ત્રણ ફૂટ ઉંચે પંદર ઇંચના પરિઘનું એક કાણું છે, તે મુક્તદ્વાર કહે-
"વાય છે, તેમાં થઇને જે પોતાનું શરીર સંકોચીને નીકળી શકે તે ખચિત
"મુક્ત થાય. પૈસાવાળાના છોકરાઓ, જેઓની ચરબી વધી ગયેલી હોય
"તેઓ, પોતાની ઘણી ચરબી ઓછી કરે નહિ તો, થોડા જ આ અજ-
"માયેશ ખમી શકે એમ છે. આશ્ચર્યની વાત એ છે કે મુક્તદ્વારની પાસે જ
"એક પથ્થરની ઊંટની મૂર્ત્તિ છે તે જીવતા ઊંટ જેવડી છે, અને આ બધા

'ઉભા પથરા સૂળ એટલે સોય કહેવાય છે. તેથી આપણા બાયબલમાં "લખેલું મનમાં સાંભરી આવ્યા વિના રહેતું નથી."[1]

ડભોઈની પાસે એવી જ જાતનો એક પથ્થર છે તે મામા ડોકરી કહેવાય છે અને તે વિષે ઓરિએંટલ મેમ્વારના કર્તાએ લખેલું છે.

આ પ્રમાણેની સમ આપીને ચોકશી કરવાની રીતિ, અને બીજી એવા જ પ્રકારની, ગૂજરાતના જૂદા જૂદા ભાગમાં નિત્ય ચાલતી જ છે, તે સર્વેનો એક જ હેતુ છેઃ આરોપિતનો ન્યાય કરવાનું ન્યાયાધીશોનું ગજું નહિ હોવાને લીધે આરોપિતને જે સમ દેવામાં આવે તે કબૂલ કરવાથી અથવા તે નાકબૂલ કરવાથી તે નિરપરાધી છે કે અપરાધી છે એ વાત તેમને જ મ્હોંડે નક્કી કરાવવામાં આવતી હતી. આ પ્રમાણે તે બધાય પરમેશ્વર પાસેથી ન્યાય પામવાના ઉપાય હતા.[2]

---

૧ એ લખાણ નીચે લખેલી મતલબનું છે, "સોયના નાકામાં થઈને ઊંટને "નીકળી જવાનું કામ સ્હેલું છે, પણ દ્રવ્યવાન્ માણસને સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ કર- "વાનું કામ કઠિણ છે." ર. ઉ.

૨ ગ્લાસ્ટનબરીના પ્રાચીન દેવલની પવિત્રતાના પૂરાવા સંબંધી માલ્મસબરીનો વિલિયમ કહે છે કે, "માણસના સ્મરણમાં છે કે, સર્વે લોકો પાણીના અથવા અગ્નિના "સાધનથી સોગન ખાતા પ્હેલાં તેઓએ ત્યાં પોતાની અરજિયો મૂકી અને તેઓનો "છૂટકારો થયો તેથી પ્રસન્ન થયા, માત્ર એક જ બાતલ રહ્યો." પણ તે કોણ તે વિષે આપણને બાતમી આપવાને તે ના કહે છે. જો આ લખાણ ખરૂં હોય તો અમને ભય લાગે છે કે, આટલા બધા સાધુ પુરુષો જેમાં ભેગા રહે એવા આ સ્થાનની પવિત્રતા કોઈ કોઈ પ્રસંગે અસત્યને આશ્રય આપવાને સાધનભૂત થયેલી ખરી.

કેણ્ટરબરીમાં 'સેણ્ટ થામસ આ બેકેટ[illegible]નું દેવલ છે, ત્યાં આવા જ પ્રકારના
ચમત્કાર બન્યા વિષેનું એક મઠવાસી ઇતિહાસકર્તા[illegible] જણાવે છે અને કહે છે જે ઉપરના
સાધુએ ધર્મને માટે પ્રાણત્યાગ કરયો તે સમયે [illegible]તે વિદ્યમાન હતો અને તેના ગ્રન્થ
ઉપરથી જણાઈ આવે છે કે, પાણીના સાધનથી સોગન [illegible]આપવાની રાજકીય અધિકારિયોને
વારે વારે અગત્ય પડતી. તે કહે છે કે "જંગલ વિષેના કાયદા[illegible]ગર[illegible]ની રૂહયે બે જણ ઉપ
"હરિણ ચોરવાનો અપરાધ મૂકવામાં આવ્યો; આ વિષેની તપાસ[illegible]વિ[illegible]ગયો. બીજાએ શે
"સોગન આપીને કરી, તેમાં એક સપડાઈ ગયો એટલે તેને ફાંસીએ [illegible]વે[illegible] ઉપર સરાણી
"થામસની સહાય થવા પ્રાર્થના કરી તેથી બચી ગયો. એક બીજાને[illegible] સભામાં બાંધ
"એક પથ્થર અને હાથનાં મોજાંની જોડી ચોરવા વિષેનો અપરાધ મૂ[illegible]નતો નથી. [illegible]
"અને પાણીના સાધનથી સોગન આપીને, તેની તપાસ કરી તેમાં સપડા[illegible] ખાય તો
"તેની આંખ્યો કહાડી લેવામાં આવી, અને તેનાં અવયવ કાપી નાંખ્યાં[illegible]ને પછી સ[illegible]
"સેંટની પ્રાર્થના કરી તે ઉપરથી સર્વે હતું તેવું થઈ ગયું."
આ ઉપરથી જણાય છે કે, ઈંગ્લંડમાં ટાઢાઉન્હા સોગન આપવા[illegible] ખાય છે) તે[illegible]

દેશના ચાલ પ્રમાણે, જે ગામની હદમાં ચોરી થઈ હોય ત્યાંથી બીજે ગામ પગલું જાય નહિ તો ત્યાંના લોકોને વળતર ભરી આપવું પડતું.

---

ચોક્કસ પ્રસંગ ઉપર જ હતો, એમ નથી. ખરૂં જોતાં મૂળ **એંગ્લો સાક્સન** કાયદાના ધારાનો એ એક મુખ્ય આધાર હતો, અને તે વેળાએ અપરાધિયોને તપાસવાની માત્ર એ જ રીતિ ચાલતી હતી. **ત્રીજા હેનરી રાજાના** વારા લગી, ટાઢા ઉન્હા સોગન આપીને તપાસ કરવાનો ધારો કહાડી નાંખવામાં આવ્યો ન હતો. **બ્લાક્સ્ટોન** આપણને કહે છે તે પ્રમાણે, તે સમય લગી, ઇંગ્લંડમાં અને સ્વિડનમાં ધર્મ-સત્તાધીશોએ અને સંસારી રાજ્યકર્તાઓએ માત્ર દેવલોમાં અને બીજાં પવિત્ર સ્થાનોમાં એ ધારા ચલાવવાની છૂટ આપી હતી. આ પ્રમાણે ખરી વાત છતાં એ ધારો કહાડી નાંખવાને દેવલ સાથે સંબંધ ધરાવનારા લોકો મુખ્ય સાધન હતા, કેમકે, હેનરીના રાજ્યના ત્રીજા વર્ષના દરબારી કાગળો, લેંકેશાયર, કમ્બરલાણ્ડ, અને વેસ્ટમોરલાણ્ડ(તે દિવસના ઉત્તર ભણીના વિભાગ)ના ફેરણી કરીને ન્યાય કરનારા ન્યાયાધીશોના ઉપર લખેલા આપણા જોવામાં આવ્યા છે તેમાં તેઓએ લખ્યું છે કે, અગ્નિ કે પાણીના સાધનથી અપરાધિયોની તપાસ કરવાનો ધારો રોમન ચર્ચ-વાળાઓ ભણીથી બંધ કરવામાં આવ્યો તેને બદલે, જેઓએ ચોરીના, ખૂનના, દ્વેષથી ઘર બાળવાના અને એવા જ બીજા અપરાધ કર્યા હોય તેઓની તપાસ બીજી કોઈ રીતિથી કરવી એ વિષે, ન્યાય કરવાના સરકિટ ઠરાવમાં આવ્યા તેની અગાઉ કાંઈ ઠરાવ કરવામાં આવ્યો નથી, માટે જેઓએ ઉપર લખેલા પ્રકારના અપરાધ કર્યા હોય તેઓની તપાસ ન્યાયાધીશોએ તે વેળાએ ઠરાવેલા નવા ધારા પ્રમાણે કરવી એવું કાઉન્સીલના અનુમતથી રાજા ઠરાવે છે. સુમારે તે જ સમયમાં બીજા **વાલ્ડેમાર રાજાએ** ડેન્માર્કમાં તપ્તદિવ્યથી તપાસ કરવાની રીતિ કહાડી નાંખી, તો પણ, તે સમય પછીની કેટલીક રીતિઓમાં એવાં ચિહ્ન રહી ગયાં છે કે જેથી તપ્તદિવ્યથી સોગન આપવાનો આગળ રીવાજ હતો એમ જૂના લેખો ઉપરથી જણાઈ આવે છે; જેમ કે, મીડ સમર ઇવ (દક્ષિણાયન) જે જુન માસની તા૦ ૨૧ મિયે બેસે છે તે દિવસે થતા ઉત્સવની વેળાએ સળગતા અગ્નિ ઉપર થઈને કૂદી જવાની કુશળતા બતાવવામાં આવતી, પણ પાછળથી, તેને વ્હેમ ગણી પાદરિયોએ એવી ક્રિયામાં સામીલ રહેવું નહિ એવી તેમના વડા ધર્માધ્યક્ષ ભણીથી મના કરવામાં આવી છે. જે જાદુખોરિયા હોય તેમને પારખી પાડવા માટે, પાણીમાં નાંખી તરાવવાનો અથવા, **ચર્ચબાયબલ** (દેવલમાં ક્રિશ્ચિયન "તે પુસ્તક રાખવામાં આવતાં તે) સામું મૂકી તેમને તોળવાનો રીવાજ લાંબી મુદતથી ચાલતો હતો, તેમાંથી જેઓ પાણી ઉપર તરી આવેલા એવા લોકો વિષે જેમ્સ રાજાના "વા-ડેમોલોજી નામના પુસ્તકમાંથી **બાણ્ડે** ઉતારો કરી લીધો છે તે એ છે કે, "કારમા-"મુક્ત થાય તિ ઘણી અપવિત્રતાની અલૌકિક નિશાની દાખલ પરમેશ્વરે એવું ઠરાવેલું "તેઓ, પોપ, જેઓએ **બાપ્ટિઝમનું** પવિત્ર જળ ઉતારી નાંખ્યું છે અને જેઓએ "માયેશ ખ્રિસ્ત સ્વીકાર્યો નથી તેઓને જળ પોતાના અંતરમાં સંઘરશે નહિ." ગમે "એક પથ્થરની ખાતરી કરી આપવા સારૂ પાણી કે અગ્નિમાં પાર પડી જવાની કૂહેવત

એટલા માટે શકવાળું કોઈ આવીને ગામની સીમમાં ભરાઈ પેસે નહિ તે સારૂ ચોકશી રાખવાનું કામ પોલિસવાળાઓને માથે હતું. વળી આગલી રાત્રે અજાણ્યાં પગલાં પડેલાં હોય તો પરોડિયામાં તપાસી રાખીને સાચવી રાખવાનું તેઓને માથે હતું કે તે વિષે પૂછવામાં આવે તો ખાતરી થાય એવી રીતથી પગલું પકડીને આગળ ચલાવવવાને તેઓનાથી બની આવે.[1]

---

તરીકેની બોલવાની પદ્ધતિ પડી ગઈ છે, એ પણ એક સો વશા તો ટાઢા ઉન્હા સોગન સંબંધીની નિશાની રહી ગઈ છે. કેદીને તેના અપરાધપત્રના ઉત્તરમાં તેની તપાસ "પરમેશ્વર અને દેશથી" અથવા વધારે ઘટિત રીતે બોલિયે તો "પરમેશ્વર અથવા દેશથી એટલે ટાઢા ઉન્હા સોગન અથવા જુરીથી કરવા વિષેનું લખી આપવાને ફરમાવવામાં આવે છે, એમાં પણ, ટાઢા ઉન્હા સોગન આપવાની રીતિની નિશાની રહી ગયેલી આપણા જોવામાં આવે છે.

ઇંગ્લંડના અંદરના પ્રાન્તોની આપણી કોર્ટમાં અને સ્કાટલાંડની શેરીફ કોર્ટોમાં પક્ષકાર સોગન ખાય તે ઉપર મુકદ્દમાનો આખો અથવા થોડો પણ આધાર ગણવામાં આવે છે, એમાં પણ, ટાઢા ઉન્હા સોગનની પ્રાચીનની રીતિ ભણી આપણે વળિયે છિયે.

બેન્થમ નામનો એક ન્યાયશાસ્ત્રી ક્હે છે કે, "એવા મુકદ્દમા આવે કે જેમાં "સાક્ષિયો મળી શકે નહિ, અને જેમાં વાદી પ્રતિવાદીના હા કે ના ક્હેવા ઉપર જ "આધાર રાખવાનો હોય, તેમાં, વાદીને તેના પ્રતિવાદીના અંતઃકરણને વિનવવાનું રહે "છે, તે સાધનનો ઉપયોગ શું તેને નહિ કરવા દેવો જોઇયે? એનું ઉત્તર હું એવું આપું "છું, કે એવા સર્વે મુકદ્દમામાં (અને તેઓ ખરા દિવાની વહિવટના દાખલા નથી, પણ "ઉન્હા તપાવેલા લ્હોડાથી, ઉકાળેલા પાણીથી, ઉન્હા ટાઢા સોગન ખવરાવવામાં "આવે છે તેના જેવું એ પણ એક છે) એ બહુ સારૂં છે," ઇત્યાદિ.

૧ જે ચાલતી રીતિ વિષે અમે આ ઠેકાણે લખ્યું છે, તેના સરખી જ રીતિ, એક વાર આપણા પોતાના જ દેશમાં ચાલતી હતી, એ એક આશ્ચર્ય પામવા જેવું છે. રસલ તેના યૂરોપના અર્વાચીન ઇતિહાસના પેહેલા ભાગને પૃષ્ઠ ૫૩ મેં લખે છે કે, "એંગ્લો "સેક્શન લોકોના ફોજદારી કાયદા, બીજા ઘણા જંગલી લોકોની પેઠે, ઘણા સખ્ત "હતા નહિ. ગમે તે પ્રકારનું ખૂન કરવામાં આવે તેને માટે, અને ગમે તે પદવીના "માણસના ખૂનને માટે અને રાજા તથા ધર્મગુરૂનું ખૂન કરવામાં આવે તો પણ તેને "બદલે પૈસા અપાવાનું બસ ધારવામાં આવતું હતું, તેમાં રાજાના કરતાં ધર્મગુરૂનું "માથું, કેંટના કાયદા પ્રમાણે વધારે મૂલનું ગણવામાં આવતું હતું. તેમ જ સર્વે પ્રકા- "રના જખમને માટે પણ ઠરાવવામાં આવતું હતું; અને જે પુરૂષ તેના પડોશીની સ્ત્રી "સાથે વ્યભિચાર કરતાં પકડાયો હોય, તેને એથલબર્ટના કાયદાની રૂઇયે, દંડ અપા- "વવાની, અને તેને બીજી સ્ત્રી ખરીદી આપવાની આજ્ઞા કરવામાં આવતી હતી. લૂંટની "શિક્ષાના પ્રકાર ઘણા હતા, પણ તેમાં દેહાંત દંડની શિક્ષા ન હતી. જો કોઈ માણ- "સના ચોરિયે ગયેલા ઢોરનું પગલું, જેના તાબાની ભોંયમાં જઈ પ્હોંચ્યું હોય તે ત્યાંથી "આગળ ક્હાડી આપે નહિ તો, તેને તેનું મૂલ આપવું પડતું હતું.

દેશના વંશપરંપરાના ઠાકોરોની હકુમત નીચે જે મુલક હતો તે, અને જે મધ્યસ્થ સરકારના અમલ નીચે બિલકુલ હતો તે સિવાય, ગૂજરાતની કેટલીક જમીનનો ભાગ વચલી સ્થિતિનો હતો, તે એક વર્ગના લોકોના અમલ નીચે હતો, અને તે લોકોનો તેના ઉપર વંશપરંપરાનો હક્ક ન હતો, તો પણ, તેને સારી પેઠે મળતો આવે એવા પ્રકારનો હક્ક મેળવી લેવાને તેઓ ફત્તેહ પામ્યા હતા. આવા વર્ગના લોકોમાંથી, આગળ પડતા દાખલા તરીકે ધોળકાના કસબાતિયોનો દાખલો અમે પસંદ કરિયે છિયે. કર્નલ વૉકર કહે છે કે, "મોગલ રાજ્યની સમાપ્તિ થવાની અગાઉ, જેઓએ યોગ્યતા મેળવી "રાખી હતી એવા કસબાતિયો, જે હથિયારના બળથી ભાગ્યશાળી થયા હતા "તે ધોળકામાં વસ્યા. તેઓના જથ્થાને લીધે અને તેઓની શૂરી ચાલને લીધે "તેઓની સત્તા ઘણી હતી, અને તેમનાથી લૂટફાટ કરનાર કાઠી ડરી જતા "હતા. દેશના આ ભાગમાં જ્યારે મરાઠાઓએ શ્રેષ્ઠતા મેળવી લીધી ત્યારે "તેમને તેઓ ઉપયોગી થઈ પડ્યા હતા. આ સમયે, રાજ્યના ફેરફાર થતા, "અને વારે વારે લડાઇયો ઉઠતી હતી તેથી ગૂજરાત નિર્ધણિયાતી સ્થિતિમાં "આવી પડ્યો હતો, અને ધોળકા પરગણું લગભગ વગર ખેડાણનું ઉજ્જડ "મેદાન થઈ પડ્યું હતું. આ અવ્યવસ્થા ટાળવાને અને દેશમાં જેની સત્તા "ચાલતી હોય અને જેઓની પાસે પૈસો હોય એવા માણસોના આશ્રય "વિના પરગણું આબાદ કરવાને ગાયકવાડ સરકારની શક્તિ ન હતી. આ "પ્રસંગે કસબાતિયોએ એવી માગણી કરી કે 'દરેક ગામ જે અમે આબાદ "કરિયે તે એક ચોક્કસ ભાવથી ઇજારે આપો તો કેટલાંક ગામો અમે "આબાદી ઉપર આણિયે.' આ તેમની માગણી કબૂલ રાખવામાં આવી, "અને ત્યાર પછી, જેમ જેમ ગામડાં તૂટવા માંડ્યાં, તેમ તેમ, કસબાતિયોને "ઇજારે આપવાનો ચાલ પડી ગયો."



---

"પણ ઍંગ્લો સૅક્શન લોકોમાં અપરાધની શિક્ષા ચમત્કારિક હતી તે પ્રમાણે "ઢોંગભરેલા પૂરાવા પણ તેવા ઓછા હતા નહિ." ગ્રન્થકર્ત્તા પછીથી ટાઢાઉન્હા સોગન આપવાની રીતિનું વર્ણન આપે છે.

## પ્રકરણ ૫.

## બ્રિટિશની સત્તા નીચે રજપૂતોની જમીનનો વહિવટ.

મિ० એલ્ફિન્સ્ટને તા० ૬ ઠ્ઠી એપ્રિલ ૧૮૨૧ને[1] દિવસે નોંધ કરી છે તેમાં બ્રિટિશની સત્તાનો ગૂજરાતમાં પ્રવેશ થયો તેથી થતી અસર વિષે લખ્યું છે. મહીકાંઠાની ઉત્તર ભણીના બ્રિટિશના મુલકના અમદાવાદ અને ખેડા એવા નામના બે જિલ્લા પાડ્યા છે. તેઓમાં તે કહે છે કે, "ખાલસા "અને ગરાસિયા એવા બે પ્રકારનાં ગામ આવ્યાં છે." મોગલ અને મરાઠા સરકાર પોતાને હાથે જે ગામોની વ્યવસ્થા કરતા હતા તે ખાલસા કહેવાય છે, અને ઠાકોરોની વંશપરંપરાની સત્તા નીચે જે ગામ હતાં તે ગરાસિયા ગામ કહેવાય છે. "ખાલસા ગામનો સર્વે વહિવટ સરકારથી કરવામાં આવે "છે, અને ગરાસિયા ગામ ગરાસિયાઓના કબ્જામાં રહે છે. તેઓની પાસેથી "સરકારને મ્હેસુલ લેવાનું હોય છે, પણ આગળ તો બધો બંદોબસ્ત "તેઓની પાસે રખાવવામાં આવતો હતો. ગરાસિયા ગામના ખરેખરા બે "ભેદ પડેલા છે, તેમાં, જે ગામ રજપૂત અથવા ગરાસિયા લોકોના તાબામાં "હોય છે તે ગરાસિયા ગામને નામે ઓળખાય છે, અને જે કોળિયોના "તાબામાં છે તે સામાન્ય રીતે મ્હેવાસ કહેવાય છે. રજપૂત લોકો, જો કે "પરદેશી છે તો પણ, જ્યારે મુસલમાનોએ ગૂજરાત ઉપર હલ્લો કર્યો ત્યારે, "તે દેશ તેમના તાબામાં હતો; તે સમયે તેઓ કેટલાક તાલુકા અને ગામો "રાખી રહ્યા, અને છેવટે, મોગલોની નબળી સ્થિતિ થઈ ગઈ ત્યારે, બીજા "તાલુકા અને ગામો, પગપેસારો કરીને, પાછાં સ્વાધીન કરી લીધાં. તેઓ "કોળિયો કરતાં વધારે સુધરેલા તેમ જ વધારે શૂરવીર જાતિના છે; અને "કોળી લોકોના કરતાં તેમના દાવાને વધારે માન આપવામાં આપેલું જોવામાં "આવે છે, તેનું કારણ પણ કદાપિ આ હકિકતને લીધે જ હશે; તેમ જ "પ્રાન્તનું રાજ્ય તેઓએ વધારે આધુનિક સમયથી કબ્જે કરી લીધેલું છે "તેને લીધે, પણ હોય. કોળી લોકો, જો કે સો વશા તો મૂળના રહેવાશી "છે, તો પણ, ઘણું કરીને તેઓ હુલ્લડખોર અને કાંઈ નહિ તો ટંટાખોરિયા "ગામડિયા ગણાયલા જણાય છે; અને તેઓએ આગળની સરકારોની નબ-

---

[1] ઇસ્ટ ઇંડિયા હાઉસ ઇત્યાદિનાં દફતરમાંથી પસંદ કરેલા કાગળો, કોર્ટ ઑફ ડાયરેક્ટરની આજ્ઞાથી ૧૮૨૬ ની સાલમાં છાપવામાં આવ્યા છે, તેના ત્રીજા ભાગને પૃષ્ઠ ૬૭૭ થી ૬૯૭ સુધી જુવો. સંગ્રહકર્ત્તા કહે છે કે "અસલ છે તે ઘણે ઠેકાણે "સમજાય નહિ એવું અને ખાંપણવાળું છે." એટલા માટે જ્યાં જણાઈ આવ્યું ત્યાં અમે ખરાં નામ દાખલ કરવાને ચૂક્યા નથી.

"ભાઈ જોઈ સરકારનો વાજબી હક્ક અટકાવ્યો હતો અથવા તો તે આપ-
"વાને અખાડા કર્યા હતા. બન્ને જાતિના લોકો સરકારને રકમ ભરે છે
"અને તે વધારવાનો હક્ક સરકારને હોય એમ જણાઈ આવે છે. તેઓનાં
"ગામોની અંદરખાનેની વ્યવસ્થાની આડે આવવાનો, અથવા તેઓની ઉપ-
"જની સ્થિતિ કેવી છે તે તપાસવાનો રીવાજ ન હતો. આપણી સરકારે,
"તેમની અંદરખાનેના વહિવટમાં હમેશ હાથ નાંખ્યા વિના પોતાનો હક્ક
"સ્થાપિત કર્યો છે. પણ હવણાં થોડા સમયથી ગરાસિયા અને મ્હેવાસનાં
"ગામોમાં તલાટિયો રાખીને તેઓની ઉપજની તપાસ કરવા માંડી છે.
"ધંધુકા, રાણપુર, અને ગોધાનાં આખાં પરગણાં, મુખ્ય કસબા વિના,
"ગરાસિયા રજપૂતોના હાથમાં છે. તે જ પ્રમાણે, ધોળકાનો ઘણો ખરો
"ભાગ પણ તેમના જ હાથમાં છે; મરાઠા જુલમથી દબાવી પડતા હતા,
"તેવામાં વિરમગામમાં પણ થોડાં ગામ હતાં તે ઓઇયાં કરવામાં આવી ગયાં.
"ધોળકાના કસબાતી જો કે મુસલમાન છે, અને પાટડીના ધણી કુણબી
"છે, અને બન્ને જણા બીજાઓથી તેમના ભોગવટાના વહિવટની બાબ-
"તમાં જૂદા પડે છે, તોય પણ, તેમની ગણના એ જ વર્ગમાં થાય છે, પણ
"બહુ વધારે સંખ્યા તો રજપૂતોની છે. તેઓ તેમના પડોશી અને જાત-
"ભાઈ ઝાલાવાડિયો સાથે મળતા આવે છે, પણ તેઓ વધારે બુદ્ધિશાળી
"અને પ્રતિષ્ઠિત છે. લીંબડી અને ભાવનગરના ઠાકોરોના તાબામાં બીજી
"જગ્યાએ મ્હોટા તાલુકા છે તો પણ, એ પરગણામાં તેઓ આપણી રૈયત
"દાખલ છે. તેઓ સર્વે, શાન્ત અને કહ્યાગરા છે. તેઓનાં ધોળકાનાં ગામો
"ઉપર તલાટી રાખવામાં આવ્યા છે, અને રૈયતનો ભાગ બાતલ મૂકતાં તેઓની
"સર્વ ઉપજ તેમના હિસ્સાની સેંકડે વીશ ટકા લેખે રૂહેવા દઈને હવણાં સરકાર
"ભણીથી ઉઘરાવી લેવામાં આવે છે. પોલીસનું કામ, તેઓની સત્તા વિના સ્વતંત્ર
"રીતિથી, મુખી પટેલોને સ્વાધીન કરવામાં આવ્યું છે, અથવા તો, પોલિસના
"આવા હલકા અધિકારી ઉપર જે સર્વે દાબ રાખવામાં આવે છે તે પ્રમાણે
"રાખીને તેઓને જ સ્વાધીન રાખવામાં આવ્યું છે. બીજાઓની સાથે હજી
"લગણ પણ મ્હેસુલ સંબંધી બાબતનો વહિવટ તેમના અગાડીના ધારા પ્રમાણે
"ચાલે છે. પણ તેઓને અદાલતની હકુમત નીચે રાખવામાં આવ્યા છે, અને
"તેઓ મેજિસ્ટ્રેટના એજંટ તરીકે રહેલા છે, અથવા, તેમની જગ્યાએ તેમના
"પટેલ દાખલ થયા છે. મુખ્ય મ્હેવાસિયો જોવા જઇયે તો ચુંવાળ, પરાંતીજ,
"હરસોલ, અને મોડાસા પરગણાના કોળિયો છે. ચુંવાળના કોળિયો તો
"છેક હલકા પડી ગયા છે, અને તેમણે તલાટિયોની નિમણુંક કબુલ રાખી

## પ્રકરણ ૫.

## બ્રિટિશની સત્તા નીચે રજપૂતોની જમીનનો વહિવટ.

મિ૰ એલ્ફિન્સ્ટને તા૰ ૬ ઠ્ઠી એપ્રિલ ૧૮૨૧ને[1] દિવસે નોંધ કરી છે તેમાં બ્રિટિશની સત્તાનો ગૂજરાતમાં પ્રવેશ થયો તેથી થતી અસર વિષે લખ્યું છે. મહીકાંઠાની ઉત્તર ભણીના બ્રિટિશના મુલકના અમદાવાદ અને ખેડા એવા નામના બે જિલ્લા પાડ્યા છે. તેઓમાં તે ક્હે છે કે, "ખાલસા "અને ગરાસિયા એવા બે પ્રકારનાં ગામ આવ્યાં છે." મોગલ અને મરાઠા સરકાર પોતાને હાથે જે ગામોની વ્યવસ્થા કરતા હતા તે ખાલસા ક્હેવાય છે, અને ઠાકોરોની વંશપરંપરાની સત્તા નીચે જે ગામ હતાં તે ગરાસિયા ગામ ક્હેવાય છે. "ખાલસા ગામનો સર્વે વહિવટ સરકારથી કરવામાં આવે "છે, અને ગરાસિયા ગામ ગરાસિયાઓના કબ્જામાં રહે છે. તેઓની પાસેથી "સરકારને મ્હેસુલ લેવાનું હોય છે, પણ આગળ તો બધો બંદોબસ્ત "તેઓની પાસે રખાવવામાં આવતો હતો. ગરાસિયા ગામના ખરેખરા બે "ભેદ પડેલા છે, તેમાં, જે ગામ રજપૂત અથવા ગરાસિયા લોકોના તાબામાં "હોય છે તે ગરાસિયા ગામને નામે ઓળખાય છે, અને જે કોળિયોના "તાબામાં છે તે સામાન્ય રીતે મ્હેવાસ ક્હેવાય છે. રજપૂત લોકો, જો કે "પરદેશી છે તો પણ, જ્યારે મુસલમાનોએ ગૂજરાત ઉપર હલ્લો કર્યો ત્યારે, "તે દેશ તેમના તાબામાં હતો; તે સમયે તેઓ કેટલાક તાલુકા અને ગામો "રાખી રહ્યા, અને છેવટે, મોગલોની નબળી સ્થિતિ થઈ ગઈ ત્યારે, બીજા "તાલુકા અને ગામો, પગપેસારો કરીને, પાછાં સ્વાધીન કરી લીધાં. તેઓ "કોળિયો કરતાં વધારે સુધરેલા તેમ જ વધારે શૂરવીર જાતિના છે; અને "કોળી લોકોના કરતાં તેમના દાવાને વધારે માન આપવામાં આપેલું જોવામાં "આવે છે, તેનું કારણ પણ કદાપિ આ હકિકતને લીધે જ હશે; તેમ જ "પ્રાન્તનું રાજ્ય તેઓએ વધારે આધુનિક સમયથી કબ્જે કરી લીધેલું છે "તેને લીધે, પણ હોય. કોળી લોકો, જો કે સૌ વશા તો મૂળના રહેવાશી "છે, તો પણ, ઘણું કરીને તેઓ હુલ્લડખોર અને કાંઈ નહિ તો ટંટાખોરિયા "ગામડિયા ગણાયલા જણાય છે; અને તેઓએ આગળની સરકારોની નબ-

---

૧ ઈસ્ટ ઇંડિયા હાઉસ ઇત્યાદિનાં દફ્તરમાંથી પસંદ કરેલા કાગળો, કોર્ટ ઑફ ડાયરેક્ટરની આજ્ઞાથી ૧૮૨૬ ની સાલમાં છાપવામાં આવ્યા છે, તેના ત્રીજા ભાગને પૃષ્ઠ ૬૭૭ થી ૬૯૭ સુધી જુવો. સંગ્રહકર્ત્તા ક્હે છે કે "અસલ છે તે ઘણે ઠેકાણે "સમન્વય નહિ એવું અને ખાંપણવાળું છે." એટલા માટે જ્યાં જણાઈ આવ્યું ત્યાં અમે ખરાં નામ દાખલ કરવાને ચૂક્યા નથી.

"જાઈ જોઈ સરકારનો વાજબી હક્ક અટકાવ્યો હતો અથવા તો તે આપ-
"વાને અખાડા કર્યા હતા. બન્ને જાતિના લોકો સરકારને રકમ ભરે છે
"અને તે વધારવાનો હક્ક સરકારને હોય એમ જણાઈ આવે છે. તેઓનાં
"ગામોની અંદરખાનેની વ્યવસ્થાની આડે આવવાનો, અથવા તેઓની ઉપ-
"જની સ્થિતિ કેવી છે તે તપાસવાનો રીવાજ ન હતો. આપણી સરકારે,
"તેમની અંદરખાનેના વહિવટમાં હમેશ હાથ નાંખ્યા વિના પોતાનો હક્ક
"સ્થાપિત કર્યો છે. પણ હવણાં થોડા સમયથી ગરાસિયા અને મ્હેવાસનાં
"ગામોમાં તલાટિયો રાખીને તેઓની ઉપજની તપાસ કરવા માંડી છે.
"ધંધુકા, રાણપુર, અને ગોધાનાં આખાં પરગણાં, મુખ્ય કસબા વિના,
"ગરાસિયા રજપૂતોના હાથમાં છે. તે જ પ્રમાણે, ધોળકાનો ઘણો ખરો
"ભાગ પણ તેમના જ હાથમાં છે; મરાઠા જુલમથી દબાવી પડતા હતા,
"તેવામાં વિરમગામમાં પણ થોડાં ગામ હતાં તે ઓછાં કરવામાં આવી ગયાં.
"ધોળકાના કસબાતી જો કે મુસલમાન છે, અને પાટડીના ધણી કણબી
"છે, અને બન્ને જણા બીજાઓથી તેમના ભોગવટાના વહિવટની બાબ-
"તમાં જૂદા પડે છે, તોય પણ, તેમની ગણના એ જ વર્ગમાં થાય છે, પણ
"બહુ વધારે સંખ્યા તો રજપૂતોની છે. તેઓ તેમના પડોશી અને જાત-
"ભાઈ ઝાલાવાડિયો સાથે મળતા આવે છે, પણ તેઓ વધારે બુદ્ધિશાળી
"અને પ્રતિષ્ઠિત છે. લીંબડી અને ભાવનગરના ઠાકોરોના તાબામાં બીજી
"જગ્યાએ મ્હોટા તાલુકા છે તો પણ, એ પરગણામાં તેઓ આપણી રૈયત
"દાખલ છે. તેઓ સર્વે, શાન્ત અને કહ્યાગરા છે. તેઓનાં ધોળકાનાં ગામો
"ઉપર તલાટી રાખવામાં આવ્યા છે, અને રૈયતનો ભાગ બાતલ મૂકતાં તેઓની
"સર્વ ઉપજ તેમના હિસ્સાની સૈંકડે વીશ ટકા લેખે રહેવા દઈને હવણાં સરકાર
"ભણીથી ઉઘરાવી લેવામાં આવે છે. પોલીસનું કામ, તેઓની સત્તા વિના સ્વતંત્ર
"રીતિથી, મુખી પટેલોને સ્વાધીન કરવામાં આવ્યું છે, અથવા તો, પોલિસના
"આવા હલકા અધિકારી ઉપર જે સર્વે દાબ રાખવામાં આવે છે તે પ્રમાણે
"રાખીને તેઓને જ સ્વાધીન રાખવામાં આવ્યું છે. બીજાઓની સાથે હજી
"લગણ પણ મ્હેસુલ સંબંધી બાબતનો વહિવટ તેમના અગાડીના ધારા પ્રમાણે
"ચાલે છે. પણ તેઓને અદાલતની હકુમત નીચે રાખવામાં આવ્યા છે, અને
"તેઓ મેજિસ્ટ્રેટના એજંટ તરીકે રહેલા છે, અથવા, તેમની જગ્યાએ તેમના
"પટેલ દાખલ થયા છે. મુખ્ય મ્હેવાસિયો જોવા જઇયે તો ચુંવાળ, પરાંતીજ,
"હરસોલ, અને મોડાસા પરગણાના કોળિયો છે. ચુંવાળના કોળિયો તો
"છેક હલકા પડી ગયા છે, અને તેમણે તલાટિયોની નિમણુંક કબુલ રાખી

"છે, અને સેંકડે પચીશ ટકા જતાં, બાકીનું સર્વે મ્હેસુલ આપે છે; પણ
"પરાંતીજ, હરસોલ, અને મોડાસાવાળા તેઓનું સ્વતંત્રપણું રાખી રહ્યા છે
"અને કેટલીક રીતે તો તેમણે પોતાનો હુલ્લડી અને લૂંટારૂ જુસ્સો તેવો જ
"ચાલતો રાખ્યો છે." * *

"આપણા રાજ્યની વૃદ્ધિ થતી જતી હતી એવી વેળાએ, વ્યવસ્થા કરી
"દેવામાં, અસાધારણ જાતની અડચણો નડતી હતી તે, આશ્ચર્ય ઉપજાવે
"એવી રીતે તે ફીટાડી દેવામાં આવી. એ પ્રકાર અતિશય અચંબો ઉપજાવે
"એવો છે. ગાયકવાડ, પેશ્વા, અને ખંભાતના નવાબના તાબાના મુલકનું
"આપણા મુલક સાથે ચાલતું શેળભેળપણું, અને કાઠિયાવાડ તથા મહીકાંઠાનાં
"અવ્યવસ્થિત ખંડિયાં સંસ્થાન, આપણા તાબાની સીમામાં આવેલા, સંખ્યા-
"બંધ અર્ધાં વશમાં આવેલા એવા ગરાસિયા અને મ્હેવાસી, ઘણું કરીને
"પ્રત્યેક ગામમાં પાર વિનાના, અને જેનાં જોઇએ એવાં લક્ષણ નક્કી થયેલાં
"નહિ એવા જમીનના ભોગવટાના વહિવટ, અને લોકોનો ઘણો ભાગ જોઇયે
"તો હુલ્લડી તથા લૂંટારૂ, એ સર્વે વાનાં એકઠાં મળ્યાં, તેથી કરીને, કુંપની સર-
"કારના તાબાના મુલકના બીજા હરકોઈ ભાગ કરતાં, મહી નદીની પેલી
"મેરનો ભાગ, વહિવટ ચલાવવાને ઘણો કઠિણ થઈ પડ્યો. આ પ્રમાણે છતાં
"પણ, સરકારની સાવચેતીથી, અને જૂદા જૂદા ઠેકાણાના અધિકારિયોની
"વિચારશક્તિ અને સાવચેતીથી કોઈ અચાનક અથવા ભારે પડતા ફેરફારને
"લીધે પ્રજાનાં મન ઉશ્કેર્યા વિના, અને પોતાની મેળે ગભરાટમાં પડ્યા
"સિવાય, અતિશય સલાહશાન્તિથી આપણી સત્તા અને આપણો વહિવટ
"સ્થાપવામાં આવ્યો. કેટલાંક વર્ષથી આપણા નવા નવા સુધારા વેગથી
"આગળ વધતા ચાલે છે, અને જો કે ઉતાવળથી સુધારો કરવાનો
"ભય હવે ઓછો થઈ ગયો છે, તો પણ તે આગળ ધપાવાનું મંદ પાડવું
"જોઇયે, અથવા તો અમુક સીમા બાંધવી અને તેની પાર ધપી જવાની
"ઇચ્છા રાખવી નહિ.

"જૂના ખેડા જીલ્લાનાં પરગણાં જ્યારે પ્રથમ આપણા હાથમાં આવ્યાં
"ત્યારે તે સર્વે કર્નલ વૉકરને સ્વાધીન કર્યાં, અને તેઓના ઉપર તેના
"આસિસ્ટન્ટો વહિવટ ચલાવવા લાગ્યા. સર્વે કારભાર તેના જૂના ધોરણ
"પ્રમાણે ચાલવા દીધો. અને સર્વે વાતની ખરી હકિકત શી છે તે વિષે કાંઈક
"બાતમી મેળવવા સિવાય બીજું કાંઇ પણ કરવામાં આવ્યું નહિ. જ્યારે
"નિયમસર કલેકટરો ઠરાવવામાં આવ્યા, ત્યારે પણ, લાંબા વખત સુધી,
"ચાલતો વહીવટ જારી રાખવામાં આવ્યો.

"ગરાસિયા લોકો પાસેથી લેવાતી જમામાં વધારો ગમે ત્યારે કરવો "હોય તો તે પ્રમાણે કરવાને તેઓ પાત્ર હતા. તે પ્રમાણે વધારો કરવામાં "આવ્યો એટલો જ માત્ર મ્હેસુલ ખાતામાં ફેરફાર કર્યો પણ જ્યાં સુધી "તેઓ ખેડા નીચે હતા ત્યાં સુધી ખંડણી સંબંધી નિયમ પાળવામાં આવ્યા "હતા, અને ધોળકાના કસબાતી બાપુમિયાંના માત્ર એકલા અને થોડા સમ-"યના પ્રકાર સિવાય, તેઓની ઉપજના સાધન અથવા કારભાર વિષે પૂછ-"પરછ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો ન હતો.

"ન્યાય ખાતાનો કાયદો ચલાવવામાં આવ્યો એ પણ એક ખરેખરો "મ્હોટો નવીન ફેરફાર થયો; અને તે બહુ વ્હેલો દાખલ કરવામાં આવ્યો; "પણ તેની અસર ઉતાવળી જણાવા લાગી કે નહિ, એ શકભરેલું દેખાય છે. "ગરાસિયા ગામોના રૂ્હેવાશિઓમાંથી ઘણા એક આપણી અદાલતોમાં ફરિયાદ "કરવાને આવ્યા હોય એમ જણાયું નથી; પણ જે કજિયામાં વાદી ખાલસા-"ગામનો રૂ્હેવાશી હોય તેવે પ્રસંગે તેની ખાતર વચ્ચે પડવું સરકારને સ્વા-"ભાવિક અને યોગ્ય લાગતું.

"પ્હેલા ફેરફારો જે વધારે આકરા લાગ્યા, તે મુખી, પટેલ અને તલા-"ટિયો (તેમાં મુખ્યત્વે કરીને તલાટિયો) ઠરાવવાનો કાયદો થયો તેથી ઉત્પન્ન "થયા. જે ગરાસિયાઓના તાબામાં એક કરતાં વધારે ગામ હતાં તેઓને "મુખી પટેલ ઠરાવવાની અગત્ય પાડવામાં આવી, અને તેઓ જ્યારથી નીમાયા "ત્યારથી માત્ર મેજીસ્ટ્રેટ એકલાના જ જવાબદાર રહ્યા. જેઓની પાસે "એકેક ગામ હતું તેઓને તેમને પોતાને જ મુખી પટેલ ઠરાવ્યા; બીજા "પ્રકારવાળાઓને ગામ દીઠ બીજો એકેકો માણસ નીમવાની અગત્ય પાડી "અને તે માણસને માત્ર મેજીસ્ટ્રેટનો જ જવાબદાર ઠરાવ્યો, ગરાસિયાઓનો "નહિ. ધોળકાનાં ગરાસિયાઓનાં સર્વે ગામોમાં તલાટિયો દાખલ કરવામાં "આવ્યા, અને ધંધુકા, રાણપુર, તથા ગોધાનાં ગરાસિયા ગામોમાં દાખલ "કરવાનો અભિપ્રાય આપવામાં આવ્યો. ધોળકાના ભરણાના ધોરણમાં એક "વધારે ફેરફાર થયો છે, તે એ કે, સરકારને ખંડણી આપવી પડતી હતી "તેને બદલે ગરાસિયાને જે ઉપજ રૂ્હેતી હતી તેના અમુક પ્રમાણમાં આપ-"વાનું ઠર્યું, અને તે પ્રમાણ સરકારી હિસ્સાના માત્ર સેંકડે વીસ ટકા લેખે "છે, જેમાંથી તલાટીના પગાર સુદ્ધાં બધું ગામખર્ચ વસુલ થઈ જાય છે.

"જમીનદારોની ઉપજ ઉપર આ ફેરફારની જે અસર થઈ તે ત્રણ, મુખ્ય "ગરાસિયાના ભરણાના આંકડા બતાવીને જણાવી છે, તે સાથે બે કસબાતિયો "જે તેઓના કરતાં જૂદા પ્રકારના છે તેઓના આંકડા પણ મેં આપ્યા છેઃ—

| | ૧૮૦૨ | ૧૮૧૭ | ૧૮૨૦ |
|---|---|---|---|
| | રૂપિયા | રૂપિયા | રૂપિયા |
| કોઠનો ઠાકોર ... ... | ૪૮,૦૦૦ | ૫૭,૦૦૦ | ૭૨,૦૦૦ |
| ગાંગડનો ઠાકોર ... | ૧૫,૫૦૦ | ૧૯,૦૦૦ | ૨૩,૦૦૦ |
| ઉંટેલિયાનો ઠાકોર ... | ૬,૦૦૦ | ૬,૦૦૦ | ૧૧,૦૦૦ |
| બાપુમીયાં કસબાતી ... | ૫૦,૦૦૦ | ૭૩,૦૦૦ | ૮૯,૦૦૦ |
| લતીફ્ખાન કસબાતી... | ૧૧,૦૦૦ | ૧૩,૦૦૦ | ૧૬,૦૦૦ |

"એઓની ભરણાની રકમ, તેમાં મુખ્યત્વે કરીને ગરાસિયાઓની બહુ "વધી ગઈ છે, અને પાછળનાં પંદર વર્ષ કરતાં, ગયાં ત્રણ વર્ષમાં તો "બહુ જ વધારો થયો છે.

"તલાટિયોની નિમણુંક જમીનદારોને ઘણી અણગમતી થઈ પડી છે, અને "ધોળકાવાળાઓએ તો મને ખાતરીપૂર્વક કહ્યું કે, 'અમારી ખંડણીમાં "વધારો થયો તેના કરતાં તલાટીની નિમણુંક અમને બહુ આકરી લાગે "છે. તે જાણે સરકારની ભણીનો કર્ત્તાહર્ત્તા હોયની એવો ડોળ ધારણ કરે છે "અને અમારી રૈયતની ફરિયાદી સાંભળે છે, તેમ જ અમારા આખા ગામમાં "ગડબડાટ કરી મૂકે છે, તથા તેઓએ અમારા લોકોમાં અમારો બોજ છેક "હલકો પાડી નાંખ્યો છે.'

"તાલુકદારો સાથે આપણે જેમ જેમ વિશેષ સંબંધમાં આવતા ગયા તેમ "તેમ અદાલત વિષે પણ તેમને વળી બહુ લાગવા માંડ્યું; અને જે સ્થિતિના "લોકોને લાગુ પડે એવી કાયદાની યોજના હતી તેના કરતાં આટલા બધા "જૂદા પ્રકારની સ્થિતિના લોકોને તે લાગુ પાડવામાં આવ્યા, અને તે લોકોએ "જે વેળાએ દસ્તાવેજો લખી આપ્યા હતા તે વેળાએ તેમાં લખ્યા પ્રમાણે "જ પળાવાની અગત્ય પાડવામાં આવશે એવું ધારેલું નહિ, તેમની પાસે, "તે પળાવવામાં આવ્યા તેના પ્હેલાં તેમાં કાંઈ ફેરફાર કર્યો નહિ, એ "આપણને એક ખેદ પામવાનું કારણ છે; કોઠનો રાજા જે કર્નલ વોકરના "૧૮૦૪ની સાલના રિપોર્ટની વેળાએ ૧૫૦ ઘોડેશ્વાર અને ૨૦૦૦ શિર- "બંધી રાખતો હતો તેના ઉપર મેજીસ્ટ્રેટે સમન્સ ક્હાડેલો તે ઉપર "લક્ષ નહિ આપવાથી તેને કેદમાં નાંખવામાં આવ્યો; અને પાટડીનો "ઠાકોર, કે જેણે, એક વાર ગાયકવાડની ફોજના હલ્લાની સામે બે મહિના "લગી ટકાવ કર્યો હતો. તેણે, પોતાના સ્વતંત્રપણાને સમયે, લડાઈને માટે

"અને ખંડણી આપવાને કરજ ક્હાડેલું, તે આપી શક્યો નહિ, તે ઉપરથી "તેને કેદમાં નાંખ્યો. આ પુરુષો એવા છે કે, જેઓને કર્નલ વૉકરે, અને "આપણી સત્તા પ્રથમ સ્થાપતી વેળાએ જે ગૃહસ્થો આપણું કામ કરવા "ર્‌હેલા હતા તે સર્વેએ, હું માનું છું કે, રાજાઓ કરીને લેખેલા, અને "તેઓની પાસેથી આપણી ખંડણી વસુલ કરી લેવા સિવાય, કોઈ વાતે "વચ્ચે પડવાનો આપણુને હક્ક નહિ, અને જેઓની હવણાં સર્વ સત્તા અને "મર્તબો, તેમ જ ઘણી ખરી તેમની સર્વ ઉપજ છીનાવી લેવામાં આવી છે, "એવો તેઓની સ્થિતિમાં જે ફેરફાર થઈ ગયો છે તે આ પ્રમાણે બતાવી "આપવા કરતાં વધારે બલકટ રીતે હું દર્શાવી શકતો નથી. ઘણા ખરા "આ સર્વ ફેરફાર ગયાં ત્રણ વર્ષમાં થયા છે. આવો એકાએક ફેરફાર થયો "તે લાગ્યા વિના ર્‌હે નહિ, અને જો કે તેઓના ઉપર કદાપિ અન્યાય "થયો નહિ હોય, તો પણ, તેઓને સખ્તાઈ ઘણી રહેવી પડી છે, એ વાત "આપણે માન્ય કરવી જોઇયે."

રજપૂત તાલુકદારોની સાથે ન્યાયથી વર્ત્તવામાં આવ્યું છે કે નથી આવ્યું, એ મુદ્દા વિષે મિ० એલ્ફિન્સ્ટનના મનમાં ઢચુપચુ હતું દેખાય છે. આ મહાન્ પુરૂષનું વિદ્યાવિષયક મહાન્ કાર્ય પરિપૂર્ણ થયેલું જોવાને સર્વ ઇચ્છા રાખે તે પ્રમાણે થયું હોત તો, જે તકરારી બાબતનો નિર્ણય કરવાને મુંબઈના ગવર્નર તરીકે તેની નારાજી હતી તે સંબંધી કદાપિ હિન્દુસ્થાનના ઇતિહાસકાર તરીકે તેણે પોતાનો અભિપ્રાય આપ્યો હોત. પણ તેમ બન્યું નથી એટલે ઢચુપચુ થવાનાં તેના મનમાં શાં કારણ હશે તે વિષે આપણે માત્ર કલ્પના કરી શકિયે છિયે.

સ્થાનિક તાલુકદારોના અધિકાર વિષે બ્રિટિશ સરકાર એકસરખી રીતિએ તો ચાલી જ નથી. જ્યારે સન ૧૮૦૨ માં ધોલેરાનો મુલ્ક જે તે સમયે પેશ્વાની સત્તા નીચે હતો, અને જે, ધંધુકા પરગણાનો એક ભાગ હતો તે, બ્રિટિશ સરકાર ભણીથી તેમને સોંપવામાં આવ્યો, અને મરાઠા (પેશ્વા) રાજાના હક્કની દરકાર રાખ્યા વિના, મરાઠા રાજાના હક્કની સામે બ્રિટિશે સ્વતંત્ર રાજા તરીકે તે ઉપર પોતાના વાવટા ચડાવ્યા ત્યારે સ્થાનિક તાલુકદારોનો રાજા તરીકેનો હક્ક, જે પછવાડેથી વારે વારે નાકબૂલ કરવામાં આવ્યો તે, તે અવસરે, તેઓએ કબૂલ રાખ્યો હતો એટલું જ નહિ, પણ નક્કીપણે સ્થાપિત કરી બતાવ્યો હતો, એમ છતાં પણ આ વાત વીસાને તેર વર્ષ થયાં તેવામાં, ગોઘા પરગણું મરાઠાઓએ તેમને આપ્યું હતું તે ઉપરના ભાવનગરના રાવળના અધિકાર વિષેનો વાંધો

ઉઠ્યો ત્યારે બ્રિટિશ સરકારે બહુ પ્રયાસે પણ, નભી શકે નહિ એવી ઇતિહાસ સંબંધીની તકરારો બતાવીને, રાવળનો તેના ઉપર અધિકાર ચલાવવાનો હક્ક ચાલી શકતો નથી એવું સાબીત કરવાને પ્રયત્ન કર્યો. સર્વેના ઉપર ઉપરીપણાનો જે વહિવટ સ્થાપન કરવાને આપણે ઇચ્છિયે છિયે તે મુસલમાન અને મરાઠાનાં રાજ્ય, જે હવણાં પડી ભાગ્યાં છે, તેમના વારામાં ખરેખરો ચાલતો હતો એવું ધોરણ પકડી, એ સામાન્ય તકરાર, અગત્ય વિનાનો અને ચાલી શકે નહિ એવો યત્ન કરીને પ્રતિપાદન કરતાં ગુંચવી નાંખી છે. આ મુદ્દા વિષે વાંચનાર તેનો પોતાનો અભિપ્રાય બાંધવા માટે આગળનાં પૃષ્ટો શક્તિમાન્ કરશે. કદાપિને તે અમારા મત સાથે મળતો આવશે કે, હવણાં જેટલું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તેટલે સુધી તેમનો "જિતનો હાથ" પ્હોંચ્યો ન હતો, અને ભોમિયા ઠાકોરોને જો કે ખંડિયા કરી નાંખવામાં આવ્યા હતા, તો પણ, તે માંહેલા ઘણા જણ, પોતપોતાના સ્થાન ઉપરનો અધિકાર સાચવી રહ્યા હતા. તપાપિ રજપૂત તાલુકદારોના રાજા તરીકેના પદની, અથવા ઓછા એવા ભાવાર્થના શબ્દની, અમે એવી ગણના કરતા નથી કે, જે સ્કોટિશ હાયલાંડના સેલ્ટિક Celtic તાલુકદારોને લાગુ પડી શકે નહિ, તેમ જ તેમના જમીનદારી હક્કના ન્હાશ કરવાના કામને પણ અમે સ્કોટલંડના વંશપરંપરાના અધિકારના ન્હાશને જેવું અન્યાયનું કામ લેખિયે છિયે તેના કરતાં વધારે અન્યાયનું કામ ગણતા નથી,—ભાવાર્થ એવો કે, એ ને તે બરાબર છે. અમદાવાદના સુલ્તાનોએ, અને એથી વિશેષ દિલ્હીના પાદશાહોએ હિન્દુ રાજાઓ ઉપર ઉપરીપણું ચલાવ્યું, તે કદાપિ વધારે નહિ, તો પણ, ક્રોમાર્ટી[1] Cromarty અથવા આરગાઇલમાં[2] Argyle ઉપર સ્ટૂઅર્ટ[3] વંશના રાજાઓ રાખી રહ્યા હતા તેટલું તો હતું જ. અને અણહિલપુરની સમૃદ્ધિના સમયમાં તેના રાજાની સત્તા સર્વોત્કૃષ્ટ ચાલતી હતી એમાં તો કશો સંશય નથી.

---

૧ ક્રોમાર્ટી—સ્કોટલાંડના ઉત્તર ભાગમાં આવેલું એક પરગણું છે. ત્યાં હાઇલાંડર્સ નામના સેલ્ટિક જાતના લોકો રહેતા હતા. અને સ્કોટલાંડના સ્ટુઅર્ટ રાજાઓના વખતમાં લાંબા સમય સુધી લૂટફાટ તથા મારફાડ કરવામાં પ્રખ્યાત હતા.

૨ આરગાઇલ—સ્કોટલાંડના પશ્ચિમ કાંઠા ઉપર આવેલું પરગણું છે. વળી એ જ નામનું કુટુંબ, એ પરગણામાં ઇસવી સનના બારમાં સૈકામાં પ્રસિદ્ધ થયું, ત્યારથી બધા સ્ટુઅર્ટ રાજાઓના વખતમાં તે કુટુંબના માણસોએ સ્કોટલાંડના ઇતિહાસમાં સારો ભાગ ભજવ્યો છે.

૩ સ્ટુઅર્ટ રાજાઓ—મૂળ પુરૂષ રોબર્ટ બીજો સન ૧૩૭૧ માં સ્કોટલાંડની ગાદિયે આવ્યો. ત્યાર પછી તેના વંશજોએ સન ૧૬૦૩ સુધી સ્કોટલાંડ ઉપર રાજ્ય

બ્રિટિશના પ્રદેશની સરહદમાં સ્થાનિક તાલુકદારોની જમીનદારીની સત્તા ઘણા કાળ સુધી નભી શકી હોત નહિ એ વાત દેખીતી છે; અધિપતિપણું સ્થાપિત કરવાને માટે સોનેરી સિંહોનો વાવટો, હિન્દુસ્થાનના પ્રાન્તો માંહેથી એકલા ગૂજરાતમાં જ ફરકાવવામાં આવ્યો હતો એમ નથી; અને જ્યારે શિવાજી તથા તૈમુરના વંશજો એકસરખી રીતે દબાઈ ગયા ત્યારે, જેઓના વધારે જૂના થઈ ગયેલા હક્ક અથવા વળી જેઓની સત્તા દેખીતી રીતે વધારે હલકી પડી ગઈ હોય એવા બીજા ઉગરી જાય એવી આશા રાખી શકાય નહિ. વળી ખુદ જિતનાર પ્રજામાં, પ્રજાસત્તાક વલણના વિચારોએ જય મેળવી લીધો હતો, તેની તેવી અસર, જિતી લીધેલા ઉપર, મોડી વ્હેલી પણ થયા વિના રહેતી નથી; ઈંગ્લંડની ભૂમિ ઉપર (સ્વતંત્ર વલણ રૂપી) આવી પડેલું તોફાન, થોડી મુદતમાં, સોરઠના કિનારા ઉપર અથડાતાં મોજાંઓ(વાળી સ્થિતિમાં) વધારે ઉછાળા મારે એ નિઃસંશય હતું; અને જે સત્તાએ મેક કેન્ઝી[1]

---

ચલાવ્યું. તે વર્ષમાં ઈંગ્લાંડની રાણી ઇલીઝાબેથ મરણ પામતાં, તે વખતનો સ્કોટલાંડનો રાજા જેમ્સ છઠ્ઠો તે ઈંગ્લાંડનો પણ રાજા થયો. એ બન્ને રાજ્ય જોડાઈ ગયાં, અને સ્કોટલાંડનો જેમ્સ છઠ્ઠો તે ઈંગ્લાંડ ને સ્કોટલાંડનો પ્હેલો જેમ્સ કહેવાયો, આ સ્ટુઅર્ટ રાજાઓના સમયમાં પ્રજાસત્તાક વલણના વિચારો રૈયતમાં પ્રસરવા લાગ્યા હતા, તેનું પરિણામ એ થયું કે, પ્હેલા ચાર્લ્સ રાજાને તેઓએ ગર્દન મારચો, અને છેલ્લા રાજા જેમ્સ બીજાને ૧૬૮૮ માં ગાદિયેથી ઉઠાડી મૂકવામાં આવ્યો, ત્યારથી સ્ટુઅર્ટ રાજાઓના વંશનો અંત આવ્યો. તેના કુમાર જેમ્સ એડવર્ડે સન ૧૭૧૫ માં સ્કોટલાંડ જઈ ગાદી પાછી મેળવવા તજવીજ કરી, પણ તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો, ત્યાર પછી છેક સન ૧૭૪૫ માં જેમ્સ એડવર્ડના કુંવર ચાર્લ્સે વળી એક વાર પ્રયત્ન કર્યો, તેમાં પણ તે ફત્તેહ પામ્યો નહિ. આ વખતથી સ્ટુઅર્ટ વંશના રાજકુમારોનો ઇતિહાસ સાથેનો સંબંધ તૂટી જાય છે.

૧ મેક કેન્ઝી અને મેક શીમી—સ્કોટલાંડના ઉત્તર ભાગમાં વસનારી હાઈલાંડરને નામે ઓળખાતી અર્ધા જંગલી એવી ઘણીક જાતોમાંની બે જાતિ છે. આ જાતોનાં નામ ઘણું કરીને મેક શબ્દથી શરૂ થાય છે, જેનો અર્થ પુત્ર એમ થાય છે. એટલે તે પછી આવતો બીજો શબ્દ તે જાતનો મૂળ પુરુષ સૂચવે છે. એ પ્રમાણે મેક કેન્ઝી એટલે કેન્ઝીવાળી જાત, અને મેક શીમી એટલે શીમીવાળી જાત. એ લોકો શૂરવીર અને લડાયક હતા. અને તેઓના પ્હાડી મુલકમાં સેંકડો વર્ષો સુધી, દરેક જાત સ્વતંત્રપણે કુટુંબી રાજ્યબંધારણ પ્રમાણે વર્તતી. સ્ટુઅર્ટ રાજાઓના સમયમાં વખતો વખત તેઓમાંની એક અથવા વધારે જાત, રાજા સામે અથવા પોતપોતામાં લડતી. સન ૧૭૧૫ માં જેમ્સ એડવર્ડે જ્યારે ઈંગ્લાંડની ગાદી મેળવવાનો પ્રયત્ન કરયો ત્યારે તેમાંની એક્થી વધારે જાતોએ તેને મદદ કરી હતી. વળી સન ૧૭૪૫ માં ચાર્લ્સે જ્યારે ફરી એવો જ

અને મેક શીમીનો વંશપરંપરાનો અધિકાર છીનાવી લીધો તે સત્તાના ઝપાટામાંથી સાણંદના વાઘેલા અને ચીરમના ગોહિલ ઉગરી જવાની આશા રાખી શકે નહિ. જ્યાં રાજકીય સત્તા ચાલતી બંધ પડી ગઈ ત્યાં રાજકીય હક્ક પણ બંધ પડ્યા એમ માનવું જોઇયે, અને સૂર્યની આગળ જેમ ન્હાનો અગ્નિ ઝંખવાઈ જાય છે તેમ, મ્હોટા અધિપતિપણા આગળ, ન્હાના અધિકાર ઝંખવાઇ જવા જ જોઇયે.

તો પણ જ્યારે આપણે અમુક દૃષ્ટાન્તો ઉપર ધ્યાન આપિયે છિયે ત્યારે મિ૦ એલ્ફિન્સ્ટનને ઢચુપચુ થવાનાં કારણ વધારે ઉઘાડી રીતે દેખાઈ આવે છે. કોઠ[1] અથવા સાણંદનો ઠાકોર, જે જેતા અથવા અજીતસિંહ વાઘેલાનો વારસ હતો, અને જે, અણહિલપુરના છેલ્લા મહારાજા કર્ણની ગાદીનો હક્કદાર નહિ તો પણ, તેના વંશજ તરીકેનું અભિમાન ધરાવનાર હતો, તેની જાગીર અને સ્થિતિ વિષેનું ઉદાહરણ આ કથનના પૂરાવામાં લઈ શકાય એમ છે. એની જાગીર વિષે કર્નલ વોકરની સાક્ષી તરીકે, તેના જ શબ્દોનો ઉતારો કરિયે છિયે. તે ક્હે છે કે, "મ્હેવાસ ગામો (ધોળકાનાં) સ્વતંત્ર સ્થિતિમાં "છે, અને ઘાસદાણાની જમા બહુ મુસિબતની સાથે આપે છે. આ જમા "મ્હોટી ફોજથી, અથવા જે ઠાકોરોને લાગતું વળગતું હોય છે તેમની "સાથે કરાર કરવાથી મેળવવામાં અથવા ઠરાવવામાં આવે છે. કરાર કર"વાથી ઘણું કરીને તેઓને છૂટ મળે છે. આવા તાલુકદારોમાંથી કેટલાએક, "વધારે અથવા ઓછી સત્તાવાળા ગરાસિયા હોય છે, પણ કોઠનો જમીનદાર "રાજાનું પદ ધારણ કરે છે, અને તે બહુ શ્રેષ્ઠ વંશમાંથી ઉત્પન્ન થવા વિષે "દાવો ઉઠાવે છે એમ ક્હેવાય છે. આ ઠાકોરો માંહેલા પ્રત્યેકને ત્યાં હથિ"યાર સજેલા કેટલાક અનુગામિયો હોય છે તે તેને ત્યાં ખુશીથી ર્‌હે છે, "અને તે રાજી થઇને આપે તે ઉપર અથવા અન્યોન્ય મળીને લૂંટ મેળવે

---

પ્રયત્ન કરયો, ત્યારે પણ, કેટલીક જાતોએ બહુ જ ભાવથી તેને મદદ કરી હતી. આમાં આ જાતના લોકોની ભારે હાર થઈ અને ત્યાર પછી, પોતપોતાનાં સંસ્થાનોમાં સ્વતંત્રપણે વર્ત્તનારી આ જાતોની હકુમત છીનવી લેવામાં આવી; તેમ જ લડાઈનાં સાધનો પણ તેમની પાસેથી લઈ લેવામાં આવ્યાં. અને તેમના સરદારોને તેમની જાગીરની માત્ર પેદાશ ખાવાનો હક્ક રાખવામાં આવ્યો; તેમ જ તેમનો લડાયક પોષાક પણ તેમને પ્હેરવાની મના કરવામાં આવી, ત્યાર પછી કાળે કરીને તેઓ ખેતીવાડીના શાન્ત ધંધામાં લાગી ગયા. ર. ઉ.

૧ કર્ણ, પછી સારંગદેવ, પછી વીરસિંહ, પછી મહીપ, એણે દિલ્હીની સામે બ્હારવટું કરીને રાજ્ય મેળવ્યું. તેના મ્હોટા કુંવર જેતાએ કોઠ પરગણું મેળવ્યું, અને વરસિંહે સાણંદ પરગણું મેળવ્યું. ર. ઉ.

"તે ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. પણ કોઠના રાજાની ચાકરીમાં બે "હજાર શિરબંધી છે, અને એક સો ને પચાશ અશ્વાર છે, તે તેના ગામના "રખેવાળનું કામ કરે છે, અને અધિરાજાની ફોજની પેઠે, તેઓને રાજાના "શરીરનું રક્ષણ કરવાને અથવા શત્રુવટ મચાવવાને રાખવામાં આવે છે. "કોઠ ગામની આસપાસ કોટ નથી, પણ તે જંગલની વચ્ચે છે, અને તેની "ચારે મગ કિલ્લા આવેલા છે. કોઠવાળાના અધિકાર નીચે ચોવીશ ગામ "છે. ઘણું કરીને પ્રતિવર્ષે ૪૨,૬૨૩ રૂપિયાની જમા આપે છે; પણ પ્રસંગને "અનુસરતો આ રકમમાં ફેરફાર થાય છે. * * * મરાઠા લોકોએ આપેલા "નામ પ્રમાણે જે મ્હેવાસિયો કહેવાય છે તે, ધોળકામાં એટલા બધા સત્તા-"વાળા છે કે, તેઓ લગભગ મુલકગીરીથી જમા આપનારાઓની હારના "ગણાય છે, અને તેમની પાસેથી વાર્ષિક જમા અથવા ઘાસદાણાનો હક્ક "મેળવવાને તેમના ઉપર પ્રતિવર્ષે મુલકગિરી કરવાની અગત્ય પડે છે. જો "ફોજ બહુ વધારે હોય તો લાગલો જ જમાનો આંકડો વધારીને તરત જ "વસુલ કરવામાં આવે. અને ફોજ જો કદાપિ બલવાન્ હોય નહિ તો એક "ન્હાની લડાઈ થાય તેનો પછી પરિણામ ગમે તે થાઓ પણ સામા થવું "એ મ્હેવાસને માટે આબરૂવાળું ગણાય છે; પછી સીમમાં લૂંટફાટ ચાલ્યા "પછી જેવો પ્રસંગ તે પ્રમાણે વધારે ઓછો ફડચો થઈ જાય છે."

ઉપર લખવામાં આવ્યું એવા તાલુકદારો, જે મ્હેસુલ આપતા ન હતા, પણ જે માત્ર લડાયક ફોજના દબાણને લીધે જમા આપતા હતા તેઓની અને મુલકગિરીથી જમા આપનારાઓની વચ્ચે ખરૂં જોતાં નહિ જણાઈ આવે એવો ફેર છે. પરંતુ બન્ને વર્ગોના તાલુકદારોના ભાગ્યમાં વિશાળ ફેરફાર થયો. સાણંદનું સંસ્થાન પશ્ચિમમાં જો કાંઈક વિશેષ છેટે આવ્યું હોત, અને જે રેષા ધોળકા પરગણાને પાસેના કાઠિયાવાડના મુલક-ગિરી સંસ્થાનથી જુદું પાડે છે તેની પે'લી મેર આવ્યું હોત તો, તે તાલુક-દારનાં વંશપરંપરાનો અધિકાર અને પ્રતિષ્ઠા એ બન્ને રહ્યાં હોત, અને તેને જે જમા આપવી પડત તે કદાપિ જરા વધારેલી, પરંતુ ભવિષ્ય કાળને માટે નક્કી કરેલા જાથુના આંકડાની ઠરી હોત. એમ જ જ્યારે નીપજ્યું નથી ત્યારે, થોડાં વર્ષની અંદર તેની જમા રૂપિયા ૪૩,૦૦૦ થી ૭૨,૦૦૦ સુધી વધારી નાંખવામાં આવી, અને તે સાથે, એક પરદેશી અધિરાજાના પ્રતિનિધિ તરીકે, તેના આશ્રિતો, તેના પોતાના જ ઘરમાં, તેના ઉપર સત્તા ચલાવવા લાગ્યા, અને મિ૦ એલ્ફિન્સ્ટન કહે છે તે પ્રમાણે, તેની "સર્વે સત્તા અને મર્ત્તબો, તેમ જ ઘણી ખરી તેની સર્વ ઉપજ છીનાવી

લેવામાં આવી." અદાલતમાંથી નિકળેલા સમન્સની મતલબ તે સો વશા તો ભાગ્યે જ સમજ્યો હશે તેથી તે પ્રમાણે હાજર નહિ થવાથી ખરેખાત તેને બંદીખાને નાંખવામાં આવ્યો. આવો બનાવ બનવાથી અણહિલપુરના રાજવંશી કુટુંબના આ વંશજના ઉપર આવી સખ્તાઈ ગુજરવાને માટે, અને સંકટને માટે તેને ફરિયાદ કરવી પડે એ સ્વાભાવિક છે તેમ જ તેના પડોશી લીંબડીના અને વઢવાણના ઝાલા ઠાકોરો જે તેના કુટુંબના અગાડીના પટાવતો હતા તેઓ, સારા ભાગ્યે કરીને, બ્રિટિશની સત્તા નીચે આવી પડવાને બદલે, મરાઠાની સત્તા નીચે આવી પડ્યા તેથી તેમનું વધારે સારૂ ભાગ્ય ઉઘડ્યું, એટલા માટે તેઓને તેમની અદેખાઈ કરવી પડે, એમાં ભાગ્યે જ આશ્ચર્ય પામવા જેવું છે.

જો આ વિષય અમે વિસ્તારથી લખિયે તો બહુ લંબાણ થઈ જાય, અને વાંચનારને કંટાળો આવે એટલા માટે અમે માત્ર એક કે બે બાબત વિષે લખિયે છિયે. ધોળકાના કસબાતિયો, જે મૂળથી જ માત્ર ચોક્કસ મુદતને માટે પટો રાખનારા છે તેમની, અને જમીન ઉપરના સદાના હક્કવાળા રજપૂત જમીનદારોની વચ્ચે જોઇયે એટલું અંતર રાખવામાં આવ્યું નથી. અને વળી, એ લોકોના હક્ક એવા છે કે જેને માટે કર્નલ વોકર બહુ "સત્યતાથી કહે છે કે, એ હક્કો જેના લેખ રૂહેલા નથી એવા, બહુ જ "આઘેના, પ્રાચીન કાળથી વંશપરંપરાના ક્રમે કરીને હાલના ભોગવનારાઓને "પ્રાપ્ત થયા છે અને જગપ્રસિદ્ધ માન્યતાથી તે તેઓના છે એમ ગણવામાં "આવ્યું છે, તથા હમણાં લગી પણ તેમાં કાંઈ ઘટાડો થયા વિના જેવા ને "તેવા તેમના ભોગવટામાં રૂહ્યા છે. આ હક્કો તેઓ પોતાનાં હથિયારના "બળથી યુગોના ફેરફારની સામે ટક્કર ઝીલીને સાચવી રૂહેલા છે. વળી "મુસલમાનોએ તેઓના હક્ક છીનવી લેવાને એમનાથી થઈ શક્યું એટલું "તો કર્યું, અને તેમના રાજ્યની હેયાતી જતી રહી તથાપિ તેઓ તેમની "પછવાડે જેવા ને તેવા કાયમ રૂહ્યા છે.'

જાડેજા ગરાસિયાના જમીનના વહિવટ વિષે બોલતાં, મુંબઈ[૧] સરકાર રજપૂત ભાયાતની સ્થિતિ વિષેનું ઘણું ચોખ્ખું વર્ણન આપે છે. તે કહે છે કે, "અંજાર (કચ્છના તાલુકા)ના જાડેજા, અગાડીના રાવોના ન્હાના "ભાઇયોના વંશજ છે, એ ન્હાના ભાઇયોને ગરાસ આપવામાં આવ્યો હતો, "તેમાં પછી, જેમ વર્ષ થતાં ગયાં તેમ, તેઓના વંશજ વધતા ગયા તે

---

૧ સિલેક્શન ઓફ પેપર્સ નામના સંગ્રહના ત્રીજા ભાગને પૃ. ૭૫૦ મે તા૦ ૩૧ મી મે ૧૮૧૮ ના રોજનો મુંબઇનો રેવેન્યુ ખાતાનો કાગળ છે તે પ્રમાણે.

"પ્રમાણે ભાગ અને વિભાગ પડતા ગયા. તેઓ પોતાના કર્મભાગના ધણી "છે, અને તે ભાગ તેઓને પોતાના જન્મના હક્કથી મળેલો છે, તેને માટે "મૂળ જોવા જઇયે તો રાવને તેઓએ પૈસા સંબંધી કશો સ્વીકાર આપ્યો "નથી; પણ જ્યારે સામાન્ય ભય આવી પડે ત્યારે, તેઓ ગરાસ ખાય તેના "બદલામાં, જે ઠરાવો કરવામાં આવેલા તેમાં ચાકરી કરવાનો પણ ઠરાવ "સદા ગણવામાં આવેલો છે, અને જ્યારે ભાયાતો એકઠા થયેલા ત્યારે "તેમના ઘોડાને માટે ચંદી અને તેમને માટે ખાવાનું અને અફીણ મળેલું "છે. * * * તેઓના નિરાળા લાભને માટે જે જમીન આપવામાં આવેલી, "તે તેઓ ખેડી ખાય તો તેની સલામી લેવામાં આવતી નહિ એવો આગવો "ગરાસ કહેવાય છે, અને ગૂજરાતમાં તેને જીવાઈ કહે છે; પણ જો રૈયત "તેનું ખેડાણ કરે તો સરકારનો વેરો તેના ઉપર લાગુ પડે અને જમીનના "માલિક તરીકેની સાંથ ગરાસિયાને મળે."

આવા પ્રકારની હકિકતના ઘણા દાખલા અમારા આ ચાલતા પુસ્તકમાં આપ્યા છે, અને ખરેખર જો જાગીર ઉપરનો હક્ક કદાપિ જગતમાં હોય તો (જે વાત અમે જાણિયે છિયે કે કેટલાક ભાગ્યે જ માન્ય કરશે) ગૂજરાતના ગરાસિયાઓ જેવો હક્ક ધરાવતા હતા તે કરતાં જમીન ઉપરના વધારે સારા હક્કનો દાખલો ખોળી કહાડવો બહુ કઠિણ છે. તથાપિ કોર્ટ ઑફ્ ડાયરેક્ટરોનો મત જૂદા પ્રકારનો થયો. તેઓના વિચારમાં એમ આવ્યું કે, જાડેજા ગરાસિયાઓને જમીન મળી હતી તે "ચાકરી કરવાની સરતે "મળી હતી." તેઓ કહે છે કે, "હિન્દુસ્તાનના બીજા ભાગોમાં, ચાકરીને "બદલે જેઓને જાગીર આપવામાં આવી છે તેઓની પાસેથી ચાકરી "લેવાની અગત્ય નહિ રહેવાથી, તેમના હક્ક વિષે ઠરાવ કરવાનું જેવું ગુંચ- "વાડાભરેલું થઈ પડેલું છે તે જ પ્રમાણે આ હક્કના નિર્ણય વિષે પણ ગુંચવાડા- "ભરેલું થઈ પડ્યું છે. આ ઇનામી ગરાસની અમને લાગે છે કે, સ્વતંત્ર "મિલ્કતમાં ગણના કરવી જોઇયે નહિ; અને જ્યારે નોકરી કરવાની બંધ "થાય છે, અથવા જ્યારે તેની ગરજ રહેતી નથી, ત્યારે સરકારના નિવેડા "ઉપર તેનો આધાર રહે છે."

મુંબઈના ડિસ્પાચમાં માત્ર એટલું જ લખ્યું હતું કે, ગરાસિયા લોકો જે કરારોથી જમીન ભોગવે છે તેમાં એક શરત ચાકરી કરવાની પણ છે; અને આપણા પોતાના (ઇંગ્લંડ) દેશના ઇતિહાસ ઉપરથી, લશ્કરી ચાકરી કરવાના ધોરણથી વંશપરંપરાની જમીનની જાગીર મળી હોય તે, રાજાને ચાકરીની ગરજ નહિ પડવાના જ માત્ર સબબ ઉપરથી, સરકાર ખાલસા

થઈ ગયેલી ગણવામાં આવે છે, એવો અભિપ્રાય ભાગ્યે જ બાંધી શકાશે. વળી ગૂજરાતમાં જે વહિવટ ચાલતો હતો તે ખચિત જ જૂદા પ્રકારનો હતો, એ વાત લક્ષમાં રાખવાની અગત્ય છે, તે એ કે, ગરાસિયા પાસેથી નોકરી લેવાની રાજાની મરજી હોય અથવા ન હોય તો પણ ગરાસિયા લોકોના હક્કો તો કાયમી જ હતા.

સન ૧૮૧૯ માં કોર્ટ ઑફ ડાયરેક્ટરોએ કહ્યું છે કે, "ગરાસિયા લોકો "પાસેથી સલામી[1] અથવા જમા લેવાનો આપણો રાજ્યહક્ક છે તેમાં "વધારો કરવાની આપણી સત્તા ખુલ્લી રીતે સાબીત થઈ ચૂકી છે એવું "અમારૂં માનવું છે. અગાડી રાજ્યસત્તા વિષે તકરાર ઉઠવાથી તેના ઉપર "ગરાસિયા, ભીલ, અને કોળિયોએ પોતાનો દાવો કર્યો એટલે તેના ઉપરનો "સર્વે હક્ક કુંપનીનો છે એવું પ્રતિપાદન કરવામાં આવ્યું તે ઠરાવ ઉપરથી "પણ ઉપરનો વધારો કરવાનો કુંપનીનો હક્ક સ્વાભાવિક રીતે સાબિત થઈ "શકે છે. એ ઠરાવનો હેતુ, બીજી રૈયતની સાથે, આ વર્ગવાળાઓને સરખા "ધોરણના ગણવાનો છે, અને તેમ થવાથી, સાર્વજનિક લાભનાં કાર્યોના "ભારનો પ્રમાણમાં હિસ્સો આપવાની જવાબદારી, તેમની મિલ્કત ઉપર "લાગુ થાય છે. માત્ર અમુક વર્ષની મુદત સુધી અથવા નિરંતર સરકાર "ભણીની માગણી ખસુસ કરીને માફ કરવાના અથવા તેને હદવાળી "કરવાના કારણથી જે બાબતમાં તે તે જવાબદારી ઠરી શકતી હોય નહિ "તેટલી જ માત્ર બાતલ રહી શકે છે."

ગરાસિયા પાસેથી લેવાની જમામાં (ખંડણી તરીકે) વધારો કરવાનો હક્ક ભાગ્યે જ એવા પ્રકારનો હતો કે તે સંબંધી દબાણ અંગ્રેજ સરકાર કરી શકે. જો તે હક્કો હૈયાતીમાં છે એમ ગણિયે તો તે નક્કી મુસલમાનો પાસેથી પ્રાપ્ત થયો હતો તો મુસલમાનોના તેમના જ વર્ણન પ્રમાણે તેનો આધાર બીજા કશા ઉપર નહિ પણ જોરજુલમ ઉપર હતો, અને તેની હદ પણ એ જ ધોરણ ઉપર બંધાઈ છે. ઉપરના લંબાણના છેલ્લા ભાગના ધોરણ ઉપર આધાર રાખ્યો હોત તો પણ અમને એમ લાગે છે કે, કોંડના રાજાની બાબત (એ જ દૃષ્ટાંતને વળગી રહેતાં) પ્રથમ જેવી થઈ છે તે કરતાં તેની તરફેણમાં તે વધારે લાભદાયક થઈ હોત અને તે થોડી ઘણી આ પ્રમાણે થઈ હોત,—એનો મુલ્ક બ્રિટિશના અધિકાર નીચે રહ્યો હોત; મહીકાંઠા અથવા કાઠિયાવાડમાં જે ધોરણથી, જમા ઠરાવવામાં આવી તે ધોરણ પ્રમાણે નજર રહેતાં, માજી સર-

[1] આ જમાની મૂળ ઉત્પત્તિ વિષે મુસલમાન ગ્રન્થકર્ત્તાએ આપેલું વર્ણન પૃષ્ઠ ૩૨૩ મે છે તે જુવો, તેમાં સલામી અને વાંટો એ શબ્દોનો ખુલાસો આપ્યો છે.

કારોને તેણે જે જમા આપેલી તેના ઉપર યોગ્ય વિચાર કરીને તેવી જમા નક્કી કરવામાં આવી હોત; અને (સરકારની તંગી પૂરી પાડવામાં ઘટિત ભાગ આપવો જોઇયે તે કરતાં એ જમા ઓછી પડેલી ધારવામાં આવી હોત તો) તે ઉપરાંત, તેના પોતાના સંસ્થાનમાં તેની પાસે પોલિસ રખાવીને અને ન્યાયખાતું સ્થપાવીને, અથવા સરકારી પોલિસના અને સરકારી અદાલતોના ખર્ચનો ભાગ લઇને "સાર્વજનિક લાભનાં કાર્યોના ખર્ચનો પ્રમાણમાં હિસ્સો આપવાની જવાબદારી" તેની પાસેથી પૂરી કરી લીધી હોત. પણ જેમ મરાઠા કે મુસલમાનના રાજ્યમાં ચાલતું તેમ સરકાર ભણીથી વચ્ચે પડ્યા વિના તેની જમીનના ખેડુતો સાથેનો તેનો વહિવટ પોતાને જ ચલાવવા દીધો હોત. ગરાસિયાઓની સાથે વધારે કઠોરપણાથી વર્ત્તણૂક ચલાવવામાં આવી તે કદાપિ જે ગડબડાટ વિષે અમે સૂચવ્યું છે તેને લીધે હતું.

કોર્ટ ઓફ ડાયરેકટર પોતાનું લખાણ આગળ ચલાવે છે કે,–"તો પણ "એ વાત ઉઘાડી છે કે, ગરાસિયા જે છૂટોને માટે દાવો કરે છે તે બધી "નહિ તો થોડીનું પણ મૂળ, સરકારના હક્ક સાચવી રાખવાનું કામ જેઓને "સ્વાધીન કરવામાં આવેલું તેઓના પ્રમાદ, નબળાઈ, અથવા લાંચિયાપણાને "લીધે રોપાયલું જણાય છે; તેઓના વાંટા જમીન ઉપરના હક્ક દગા, પ્રપંચ "અને જોરજુલમના સાધન વિના બીજી સારી રીતિથી ઓછા જ મેળવેલા "છે (!); તોડા ગરાસના નામથી જે હક્ક તેઓ ઉઘરાવી લે છે તેનું મૂળ પણ "ઘણું કરીને એવા જ પ્રકારનું છે; અને કેટલાક પ્રકારમાં તો તે છૂટો નજીવા "અને તુરંગી બનાવોથી ઉત્પન્ન થયેલી તે પછી પછવાડેથી નબળાઈને લીધે "ચાલવા દેવામાં આવી, અને બીકને મારે પાળવામાં આવી."

ગરાસિયાઓનો જમીનનો બન્ને પ્રકારનો ભોગવટો, પોતપોતાના પ્રકારમાં અને મૂળમાં એક બીજાથી કેવળ ભિન્ન છે, તો પણ, બન્ને ભોગવટા ગરાસના એક જ નામથી ઓળખાય છે એટલે તેઓમાં શો ફેર છે તેની બરાબર ખુજ કરવામાં પ્રથમ આવેલી નહિ, તેથી કરીને ગરાસિયાના આખા વર્ગ વિષે કોર્ટનું ઉપર લખ્યા પ્રમાણે વલણ થયેલું એવી અમે ધારણા કરી હતી, પણ ત્યાર પછી, ત્રણે વર્ષે કોર્ટે ફરીને લખાણ કર્યું તેમાં પણ એ જ પ્રકારનું વલણ જોવામાં આવે છે. એમ કહે છે કે "ગરાસિયાઓને, અને બીજી "જાતના જે લોકો જોરાવરીની રીતિ વાપરીને આગળ વધેલા છે તેઓને જે "જાગીર મળે છે તે તેમની પાસેથી લશ્કરી ચાકરી કરાવવાના ઠરાવથી, "પણ જે કરાવવાની હમણાં અગત્ય નથી તેને માટે આગળનાં વખતથી

"સરકારથી આપવામાં આવેલી છે, અથવા તો એ લડાયક જાતિના લોકો "રૈયત ઉપર લૂંટફાટ કરવાનો જુલમ ગુજારતા હતા તેમાંથી પોતાનો છૂટકારો "મેળવવાને જે ખુંચાવી લેવા દીધેલું તે છે, એમ જણાય છે. તેઓએ જે "જે મેળવી લીધેલું છે તે સર્વ ઉપર અમારી નજર ઈતરાજીભરેલી પડ્યા વિના "રહેતી નથી, અને જો કે અમે સહેલાઈથી ધારી શકિયે છિયે કે વેળાને "અનુસરીને કામ ક્‌હાડી લેવા સંબંધી વિચારો સબુરી પકડવાની બળકટ રીતે "ભલામણ કરે તો પણ જેમ જેમ તેઓના હક્કનો વિસ્તાર ઓછો થતો "જશે તેમ તેમ સદા અમે આનંદ પામતા જઈશું."

ન્યાય અને વાજબીપણાનો વિચાર ર્‌હેવા દેતાં સ્થાનિક ઠાકોરોની વિરૂદ્ધ નિઃસંશય ઘણું બોલવાને મળી આવે એમ છે ખરૂં. તેઓનો ખપ ર્‌હ્યો નથી એવી તકરાર ક્‌હાડી શકાય; તેઓની પાસેથી ચાકરી લેવાની વધારે ગરજ રહી નથી; તેઓને તેમના આળસ અને કંટાળામાંથી ખશેડીને જેમ સલાહશાન્તિના કામમાં પાછા આણી શકાય એવો સંભવ ઓછો ર્‌હ્યો છે, તેમ લશ્કરી કવાયત શીખવવામાં આવે તે પ્રમાણે શીખ્યેથી લડાઈનો પ્રસંગ આવે ત્યારે એક વાર ફરીને કામના થઈ પડે એવો સંભવ પણ ઓછો છે. તો પણ એ વાત સ્મરણમાં રાખવી જોઇયે કે હમણાંની વેળાએ પણ અનુભવી અધિકારિયોનો એવો અભિપ્રાય જાણવામાં આવ્યો છે કે, પોતાના કરતાં ઘણા વિશેષ લશ્કર સામે ક્ષત્રિયોના પુત્ર જે સત્તા ઘણા કાળથી રાખી ર્‌હ્યા હતા તે સત્તા ઓછી કરી નાંખવાને લીધે ગૂજરાતની અંદરખાનેની સલાહશાન્તિને ધોક્કો પ્‌હોંચ્યો છે; ગરાસિયા લોકોની સાથે વધારે ઉદારતાભરેલી વર્તણૂક ચલાવી હોત તો તેઓની રીતભાત સુધરી હોત નહિ એવું કોઈ પણ કારણથી નક્કી ઠરે એમ નથી; અને હાલના સમયમાં પણ, જમીનદારોનો વર્ગ તેઓના વંશપરંપરાના હક્કે કરીને પ્રતિષ્ઠા ધારણ કરી પોતાના દેશના રક્ષણ કરનારા ધોરા થઈ પડે એવા અભિપ્રાયને ટેકો આપનારા છેક નથી એમ નથી; તથાપિ બ્રિટિશ સત્તાનો ગૂજરાતમાં પ્રવેશ થયો તેની જ સાથે અજિતસિંહ વાઘેલા અથવા મોખડાજી ગોહિલના વંશજોને જેમ ફરિયાદ કરવાનાં સરસ આધારવાળાં અને ખરેખરાં કારણ ઉત્પન્ન થયાં, તે પ્રમાણે, આ દેશના ર્‌હેવાશિયોના ગમે તે ભાગને એવાં જ કારણ ઉત્પન્ન થાય તેને માટે પોતાના દેશ ઉપર પ્રેમ રાખનાર હરકોઈ જનને વધારે નહિ તો ખેદ કરવા દેવા જેવું પણ થયું છે.

સ્થાનિક ઠાકોરોના લાભમાં જે અભિપ્રાય ઉપર દર્શાવવામાં આવ્યા છે તેની સાથે મિ૦ એલ્ફિન્સ્ટને જે અભિપ્રાય બતાવેલા જણાય છે તે

વિરૂદ્ધ પડતા નથી. ગરાસિયાઓને સરકારી ભાગના સેંકડે વીશ ટકા મળતા હતા તેને બદલે ત્રીશ ટકા મળે એવી રીતે તેઓનું ભરણું નક્કી કરવા માટે એના એ જ ધોરણ ઉપર પાંચસાલી ફેરફાર કરવાનું રાખીને ધોળકામાંથી તલાટિયો કહાડી નાંખવાનો તેણે અભિપ્રાય આપ્યો; ગરાસિયાઓને તેઓના ન્યાયની કોર્ટો સાથેના સંબંધમાં ચોક્કસ અંશે છૂટો આપવા વિષે તેણે ભલામણ કરી; અને તાકીદ કરી કે, "જૂના દેવાને માટે તેઓના ઉપર "કરેલા સર્વે દાવા દસ્તાવેજની રૂઇએ કર્યા હોય તો પણ જે સમયે તે દેવું "કરવામાં આવ્યું હોય તે સમયે પક્ષકારો જે સ્થિતિમાં આવી પડ્યા હોય "તે સ્થિતિમાંથી ઉત્પન્ન થતી બધી બાબતો, કે જેથી કરીને દેવાના પ્રકારને "અસર થઈ શકે, તે સર્વે ધ્યાનમાં લઈને તેની તપાસ ચલાવવી જોઇયે; "અને વળી ગરાસિયાને પકડવાને અને કેદ કરવાને બદલે, ગરાસિયાના "ગૂજરાનને માટે યોગ્ય ભાગ રહેવા દઈ ને ધીરે ધીરે દેવું વાળી દેવાને બની "આવે એટલી તેની જાગીરનો ભાગ જપ્ત કરવાને જડજોએ કલેક્ટરના ઉપર "લખાણ કરવું." મિ૦ એલ્ફિન્સ્ટને વળી સૂચવ્યું કે, "જ્યાં જ્યાં સોઈ "આવતી જાય ત્યાં ત્યાં ગરાસિયાને પોલિસના ઉપરી તરીકે ઠરાવવો, અને "તેની મુખી પટેલની જગ્યાએ ચાલતી રીતે નિમણુંક કરવી નહિ, કેમકે "રજપૂત ઠાકોર એ અધિકાર કબૂલ કરવામાં હલકું સમજે."

મ્હેવાસિયો (જે શબ્દ તે એકલા કોળી ઠાકોરોને લગાડતો જણાય છે) સંબંધી મિ૦ એલ્ફિન્સ્ટન ભલામણો કરે છે તે વળી વધારે આગળ પડતી છે, અને વાઘેલાની બાબતમાં બોલતાં અમે જે વર્ણન આપ્યું છે તેને પરિપૂર્ણ મળતી આવે છે. એ ગવર્નર કહે છે કે, "એમ જણાય છે કે, તેઓ "(મ્હેવાસિયો) હવણાં પરતંત્રપણાની જેટલી પાયરિયે છે તેના કરતાં કદિ "પણ વધારે પરતંત્ર હતા એવી ઇતિહાસમાં કંઈ નિશાની મળી આવતી "નથી; અને એ ઉપરથી સિદ્ધ થાય છે કે, તેઓને વધારે હલકા કરવાનો "હક્ક આપણે આપણા પૂર્વાધિકારિયો પાસેથી મેળવી લીધો નથી, અને "આપણા પોતાના નિર્ભયપણાને ઘટે એટલો આપણા પડોશિયોના ઉપર "દાબ ચલાવવાને સૃષ્ટિનો નિયમ આપણને છૂટ આપે છે તે નિયમ ઉપર "તેમ કરવાનો આપણા હક્કનો આધાર રહેવો જોઇયે; અને એટલા માટે "તેમના સંબંધી કામમાં હાથ ઘાલવાની આપણી હદ આટલી જ રહેવી જોઇયે.

"દેશમાં લશ્કરની તંગી વિષે વિચાર કરતાં, આપણે ગૂજરાતમાં "પ્રથમ આવ્યા ત્યારથી મ્હેવાસિયોએ આપણને તસ્દી આપી નથી એ "આશ્ચર્યની વાત છે; અને આવી સલાહશાન્તિનું જોખમ મ્હેસુલમાં થોડાક

"વધારો થાય એટલા માટે, અથવા પોલિસમાં તરંગભરેલો સુધારો
"કરવાની ખાતર કાંઈ કરવું એ ન્યાય અને રાજનીતિ એ બન્નેથી વિરુદ્ધ છે.
"સુધારો ખરેખરો થશે એ વાત મને શક કરતાં પણ વિશેષ લાગે છે; કેમકે,
"જ્યાં કોળિયોએ ઉદ્યોગની અને નિયમમાં ર્‌હેવાની ટેવ પાડી હોય નહિ
"ત્યાં તેઓની ચાલ વિષે જવાબદાર તેઓની જાતિવાળાઓને ઠરાવવાથી જ
"માત્ર તેઓને દાબમાં રાખી શકાય એમ છે; અને, જો આપણે દરેક માણ-
"સને આપણી પોલિસના લાગલા જ અખ્તિયાર નીચે આણવાને શાન્તપણે
"પાર પડિયે તો ચોરિયો ઘણી વધી પડે એમાં મને શક ર્‌હેતો નથી. તેથી
"હું એવો અભિપ્રાય આપું છું કે મ્હેવાસી ગામડાંમાં, જમાને માટે અને
"લોકમાં સલાહશાન્તિ જાળવવાને માટે ઠાકોરને માથે જવાબદારી નાંખવી
"જો અગત્ય પડે તો તેની પાસેથી જામીનગીરી લેવી, અને ચોરિયે ગયેલ
"માલ તેની પાસેથી ભરી લેવો, તથા અપરાધિયો આપણને સ્વાધીન કરે
"એમ ઠરાવવું; પણ મુખીપટેલને જે કાયદા લાગુ પડતા હોય તે માંહેલા
"કોઈની પણ સત્તા નીચે તેને ગણવો નહિ, અને તેના ગામમાં જે અપરાધ
"થાય તેમાંથી કિયા અપરાધની પૂછપરછ ચલાવવી તે સંબંધી અધિકાર
"મેજિસ્ટ્રેટના હાથમાં રાખવો. અલબત્ત જેટલા ભારે અપરાધ હોય તે બધા-
"યની ચોકશી કરવી અને ઠાકોર પાસેથી અપરાધી મેળવી લેવો. તેની માગ-
"ણીનો અમલ નિત્યનો દંડ ઠરાવીને અને મોસલ કરીને કરવો. હઠીલાપણાથી
"કસુર કરે તો ઠાકોરને પકડીને, અને સામો થાય તો સાર્વજનિક શત્રુ
"લેખીને તેના ઉપર હલ્લો કરીને તેને શિક્ષાએ પ્હોંચાડવો. ઠાકોરના પિંડને
"લગતી કોઈ ભારે ફરિયાદ હોય તો તેને પકડતાં પ્હેલાં કલેક્ટરે ટુંકામાં
"તપાસ કરવી, અને જ્યારે તેને પકડવાની અગત્ય પડે ત્યારે ચાલતી રીતિ
"પ્રમાણે ક્રિમિનલ જડ્જને સ્વાધીન કરી દેવો. લૂંટફાટની બાબતમાં નહિ
"ગણકારવાના અપરાધ જે ઠાકોરો નિરંતર કરતા હોય તેઓને પદભ્રષ્ટ કરીને
"કેદ કરી દેવા, અને તેને ઠેકાણે કુટુંબના કોઈ બીજા શખ્સને નીમવો;
"અથવા તેઓનાં ગામોમાં થાણાં બેસારવાં અને મ્હેવાસી છૂટો જે પળતી
"હોય તે સઘળી છીનાવી લેવી.

"તલાટિયો નીમવા નહિ, અને જમાની રકમમાં ચાલતાં લગી ફેરફાર
"કરવો નહિ. સરકારનો હક્ક જાળવી રાખવા માટે ઘટે તેવી બાબતો ઉપર
"થોડોઘણો વધારો કરવો; પણ સામાન્યપણે, ખેતીવાડીના ઉપર લોકોનું
"લક્ષ ર્‌હે એટલા માટે તેઓને ઉત્તેજન મળવા સારૂ લાભનો મ્હોટામાં
"મ્હોટો ભાગ ગામડાંઓને માટે ર્‌હેવા દેવો. ઘણા ખરા મુકદ્દમામાં દિવાની

"રીતે ન્યાયનો રસ્તો નીકળવા દેવો જોઇયે, પણ કેટલાંક ગામોમાં પ્રથમ "મેજીસ્ટ્રેટને ફરિયાદ કરવામાં આવશે તો ઠીક પડશે. પછી તે અદાલતમાં "દાખલ કરાવવી કે પંચાયત ઠરાવીને મોસલ કરી તેનો ચુકાદો કરવો તે "વિષે તે નક્કી કરશે."

આ વિષયની ખરી અગત્ય જોતાં એને માટે જેટલી જગ્યા રોકી છે તે ઘણી જ ઓછી છે તો પણ અમે એને માટે જેટલી જગ્યા આપી શકિયે તે કરતાં વધારે લંબાણ થયું છે, માટે હવે એને આટોપિયે છિયે. અને અમારા વાંચનારાઓને એવું સ્મરણ દેવરાવિયે છીયે કે મિ૦ એલ્ફિન્સ્ટનની સલાહની વ્યાવહારિક યોગ્યતા, હવણાંના સમયમાં કોઈ પણ કારણે કરીને જતી રહી નથી; કેમકે વ્હેલી કે મોડી એક પળ એવી આવવી જ જોઇએ કે જે વેળાએ, જેઓની સત્તા બહુ ઓછી થયા વિનાની રહેલી અને જેઓની ટેવો થોડી જ બદલાયલી એવા ગરાસિયા અને મ્હેવાસિયો ગૂજરાત પ્રાન્તના જે ભાગોમાં હજી લગણ હૈયાત છે તે ભાગો અગત્ય કરીને અંગ્રેજ સરકારના લાગલા જ રાજ્ય નીચે દાખલ થઈ જશે.

ગૂજરાતમાં બ્રિટિશ સરકારની સ્થાપના થવાથી ત્યાંના એક ભાગના લોકો મુસીબત નીચે આવી પડ્યા, તોય પણ ઘણા ભાગને તેથી લાભ થયો છે એ જોઈને સંતોષ થાય છે. મિ૦ એલ્ફિન્સ્ટન કહે છે કે, "આ જિલ્લાઓમાં "મારો મુકામ થવાથી લોકોની ખરી સ્થિતિ સંબંધી ગમે તે વિચાર બાંધવાને "મને બની આવે એમ ધારવું નહિ. ઉતાવળથી નજર કરતાં જે ખરી વાત "જણાઈ આવે છે તે એ છે કે ગરાસિયા નબળા પડી ગયા છે અને દબાઈ ગયા છે; "દેસાઈ અને પટેલ સહિત સર્વે વતનદારો પાસેથી અધિકાર અને સત્તા છીનાવી લે-"વામાં આવી છે તેને બદલે તેઓના અંગતું અને તેઓની મિલ્કતનું નિર્ભયપણું તે-"ઓને આપવામાં આવ્યું છે;આપણી મ્હેસુલની રીતિમાં ફેરફાર કરવામાં આવ્યો "તેથી નાણાવટિયોને તેમના લાભનું એક મ્હોટું કામ મળતું બંધ થઈ ગયું છે, "અને આટલાં બધાં દેશી સંસ્થાન પડી ભાગ્યાં, તથા માલમિલ્કત સરખી "રીતે વ્હેંચાઈ ગઈ તેથી વ્યાપારની ભાગતી થવાથી પણ એક બીજું "નુકસાન થયું છે; ભાટ લોકો એક વાર ગૂજરાતમાં વજનદાર થઈ પડ્યા "હતા તે હવણાં કશા લેખામાં રહ્યા નથી; અને રૈયત જે આગળ દુઃખ "સહન કરતી હતી તેને બદલે ઘણું ધન, સુખ, અને નિર્ભયપણું પામી. જેઓ "વ્યાપારના કામમાં લાગેલા હતા તે, અને કદાપિ ગરાસિયાઓ એ બે જ "વર્ગના લોકો ખેદ જણાવે છે." હવે વંશપરંપરાના ઠાકોરો નથી, સ્થાપિત "લશ્કરી નાયકો નથી. અને વિદ્યા અથવા ધર્મને દેખીતું પણ સ્વાર્પણ કરવાથી

"પ્રતિષ્ઠાને પાત્ર થાય એવા માણુસો પણ નથી. જેઓએ સહન કર્યું છે,
"તેઓની મિલ્કત લોકોના ઉપર દબાણ કરવાથી બંધાઈ હતી, અને રૈયતના
"અતિ પ્રતિષ્ઠિત અને અતિ ઉદ્યોગી ઘણા મ્હોટા ભાગની ચડતી થવાથી
"તેઓનો પડવાનો બદલો વળી ગયો છે. રૈયતના એ ભાગના લોકોને આપણું
"રાજ્ય સુખદાયક થઈ પડયું છે એમાં કંઈ શક નથી. આપણા રાજ્યે
"પિંડારાઓના હલ્લા થતા બંધ કરી નાંખ્યા છે, અંદરખાનેની અવ્યવસ્થા
"થતી અટકાવી છે, સમ અને અપક્ષપાત ન્યાય આપવા માંડ્યો છે, અને
"જુલ્મ તથા બલાત્કારથી પૈસા ખેંચી લેવાના પ્રત્યેક પ્રકાર ઘણા ખરા
'નિકંદન કરી નાંખ્યા છે. સાભ્રમતીની આ કોરનો દેશ જે આપણા કબ્જા-
"માં ઘણી વારથી છે તેનો દેખાવ આવી સ્થિતિમાં હોય એવી આશા
"રાખી શકાય એવો છે. ઉચ્ચ વર્ગના લોકોની અગાડીની સમૃદ્ધિ તેઓનાં
"ઉત્તમ પ્રકારનાં ઘરોએ કરીને જણાઈ આવે છે; અને રૈયતની ચડતી તેઓનાં
"રહેઠાણના સુખે કરીને, તેઓના પોષાકની સફાઇયે કરીને, અને તેઓની
"ધરતીની ઉંચી ખેતિયે કરીને જણાઈ આવે છે. ખેતરોના સુધારાની અને
"ફળદ્રૂપતાની બાબતમાં બંગાળાના ઘણા પ્રાન્તો ઉપર શ્રેષ્ઠપણું મેળવી
"શકે એમ નથી; પણ પુષ્કળ ઝાડો અને વાડોની બાબતમાં સુંદર અને
"ખરેખરાં સારી બાંધણીનાં ગામોની બાબતમાં, અને લોકોના યોગ્ય તથા
"ખીલતા દેખાવોની બાબતમાં ગૂજરાતના પૂર્વ ભણીના જિલ્લા સાથે મુકા-
"બલો કરવાની હારમાં ટકી શકે એવું હિન્દુસ્થાનમાં કાંઈ પણ મેં જોયું નથી."

રૈયત અથવા ખેડુતની સ્થિતિમાં જે સુધારો થયો હતો તે સમજવાને માટે દેશી રાજ્યના વારામાં તે કેવો હતો તે આપણે જાણવું જોઇયે. કર્નલ વૉકરે જે વર્ણન આપ્યું છે તે પૂર્વકથન તરીકે અમે અત્રે દાખલ કરિયે છિયે, અને તે એવું બતાવવાને કે એણે જેવું વર્ણન આપ્યું છે તે પ્રમાણે બ્રિટિશના લાગલા જ અધિકાર નીચે ગૂજરાતના જે ભાગ નથી, ત્યાં હવણાંના સમયમાં એ જ પ્રમાણે વહિવટ ચાલે છે. તે કહે છે કે,

"(બાહારખલી જમીનના) જમીનદારો, રૈયતની ઉપર જમાબંધી ઠરાવ-
"વાનો અને તેઓને ઠીક પડે તેમ જમીન પટે આપવાનો હક્ક ધરાવે છે.
"યૂરોપનો જમીનદાર જેવો હક્ક ધરાવે છે તેવા જ હક્ક આ બાબતમાં તેઓ
"ધરાવતા જણાય છે, પણ તેઓનો જમાબંધીનો દર સામાન્યપણે સરકારના
"દરની નીચે હોય છે. આ બાબતમાં સરકાર વચ્ચે પડતી હોય એમ જણાતું નથી.
"પણ એ વાત સારી પેઠે જાણીતી છે કે એક પક્ષવાળાના ભણીથી જુલ્મ થાય
"ત્યારે, અથવા બીજી પક્ષવાળાની ચૂક થાય ત્યારે, બન્ને જણાઓને ફરિયાદ

"કરવાનો હક્ક છે, અને રૈયતને જો તેના જમીનદારનો ઠરાવ રૂચતો આવે
"નહિ તો બીજા પરગણામાં જાય. આ ઉપાય સાધારણ છે, અને ગામના
"સર્વે રહેવાશિયો, અથવા તેમનામાંથી જેઓને ગોઠતું આવ્યું હોય નહિ
"તેટલો જથ્થો, ખાનગી જમીન કે પછી સરકારી જમીન ખેડતા હોય તે,
"બીજા પરગણામાં જઈ વસે અને ત્યાંની નવી જમીન કબૂલ કરે, અથવા
"તેઓએ માગેલા ઠરાવ પ્રમાણે જમીનદાર કબૂલ કરીને તેમને પાછા બોલાવે
"ત્યાં સુધી તે ઠેકાણે રહે. આ પ્રમાણે લોકો બીજે ઠેકાણે જઈ વસે નહિ
"એટલા માટે જૂદા જૂદા ઠેકાણાના કુમાવીસદારો એકસંપ કરીને, પોતાના
"જમીનદાર સાથે કજિયો કરીને જાય તેઓને પોતપોતાની હદમાં રાખે નહિ;
"પણ વારેવારે એમ બને કે ખેડુતોની સાથે તેમના જમીનદારોએ માઠી
"ચાલ ચલાવી હોય તેનો લાભ લઈને તેઓને પોતાને ત્યાં રાખી લે છે. આ
"ઠેકાણે લખવું જોઇયે કે સરકારી જમીનના ખેડુત અથવા રૈયતને પણ
"જૂના ભોગવટાનો હક્ક છે, અને જે જમીન તેના ઘરડાએ અથવા તેણે
"ઘણી વાર સુધી ખેડી હોય તે તેની પાસેથી ખુંચાવી લેવાનું કામ જુલ્મ-
"ભરેલું ગણાય, અને તેવો કાયદો અથવા શિરસ્તો જે એક જ છે તેની
"રૂઇયે પણ તેમ કરવાને સત્તા મળતી નથી; એટલા માટે તેને એ રીતે કહાડી
"મૂકવાનું ભાગ્યે જ બને છે."

ખેડુતને મુખ્યત્વે કરીને એવો ભરોંસો હોય છે કે મારી નાતના લોકો નક્કી મારો પક્ષ ખેંચશે, એટલે જમીનદારથી મને કહાડી મૂકી શકાશે નહિ, કેમકે, જે ચાલ ચલાવવાથી તેઓને પણ જગ્યા છોડીને જવાનું કારણ ઉત્પન્ન થાય એવું કરવાને તે હિમ્મત ચલાવી શકે નહિ. પૂર્વ ભણી ચાલતી કહેવત આગળ અમે લખી છે તે ઉપરથી જણાઈ આવે છે કેઃ—"લોકનો "જથ્થો બંધાય તેમાં રાજાની પ્રતિષ્ઠા છે. અને લોકની તૂટ થાય તેમાં રાજાની "હાણ છે." બ્રિટિશ રાજ્યની છાયા નીચે પરદેશી હુમલાથી અને અંદરખાનેના કજિયાથી જ રૈયતનું રક્ષણ થાય છે એટલું જ નહિ, પણ જે જમીન તેના તાબામાં છે તેના ધણીપણાનો ખરેખરો હક્ક (જે આગળ કદિ પણ તેમને હતો નહિ) તેને પ્રાપ્ત થયો છે, અને જે તેના કહેવાતા જમીનદારની કબૂલાત વિના હવણાં તે વેચી શકે છે, અને જ્યાં સુધી તે સલામી ભર્યાં જાય ત્યાં સુધી સરકાર પણ તેને ખશેડી શકતી નથી.

બ્રિટિશ રાજ્યકર્ત્તાઓનું એક બીજું ખાતું, તેની ક્રિયામાં ખેતી કરનારી વસ્તીને જો કે એટલું બધું લાભદાયક ન હતું, તો પણ, વ્યાપારી વસ્તી, જે વ્યાજ, વેરાવટ પણ કરનારી હતી, તેઓને જે ગેરલાભ થતા હતા તે કાંઈ

પ્રમાણમાં ઓછા દૂર કરી શકયું નથી. ન્યાયપ્રકરણનો ધારો જે યૂરોપિયન નિયમને અનુસરીને રચાયલો છે; તે, કાચા સમયે દાખલ થયો, તેથી માઠી અસરો થઈ, તે વિષે મિ૦ એલ્ફિન્સ્ટનને ઉંડો ખેદ જણાવેલો આપણા જોવામાં આવ્યો છે. ત્યાર પછી, ચારે વર્ષે (ઈ૦ સ૦ ૧૮૨૫માં) બિશપ હેબર (તેના મર્તબા વિષે જ વિચાર કરતાં) હજી વધારે અપક્ષપાત બોલનારો કહેવાય, તેણે એ અસરો ભભકદાર રીતે આ પ્રમાણે વર્ણવેલી છે.—

તે કહે છે કે, "હિંદુસ્થાનમાં, જેમ બીજે ઠેકાણે છે તેમ, અહિંની "જગ્યામાં (ગૂજરાતમાં) અદાલતોનો ધારો, તેઓનું શ્રમસાધિત અને ગુંચવણ "ભરેલું કારખાનું, તેઓની અસહ્ય અને ખર્ચાળ ઢીલો, અને દેણદાર લ્હેણદારના "કાયદાની સખ્તાઈ, એ સર્વેને લીધે બહુ પીડાકારક છે. મિ૦ એલ્ફિન્સ્ટને "અદાલતમાં ચાલતી ફારશી ભાષા ક્હાડી નાંખીને ગૂજરાતી ભાષામાં કામ "ચલાવવાનો ઘણો અગત્યનો સુધારો દાખલ કર્યો, તોય પણ, હજી ઘણાં "સંકટ બાકી રહી ગયાં છે, અને આ જગ્યા એક મગ દરિદ્રતાથી અને બીજી "મગ વ્યાજવોરાવટથી એવી ખવાઈ ગઈ છે કે જેથી કરીને અતિશય દુઃખકારક "પરિણામો નિરંતર થયાં કરે છે, અને હુકમનામાથી, દાવા ક્હાડી નાંખવાથી, "અને કોર્ટનાં બીજાં કૃત્યોથી ભારે સંતાપ ઉત્પન્ન કરાવેલો છે, અને તેઓનો હેતુ "માણસ અને માણસની વચ્ચે ન્યાય કરવાનો હોવા છતાં પણ, ઘણી વાર ગામો "ને ગામો ઉજ્જડ કરી નાંખ્યાં છે, પ્રાચીન કુટુંબોનાં સત્યાનાશ વાળી નાંખ્યાં "છે, માણસોનાં વંશપરંપરાનાં ઘણાં કાળનાં અને ભોગવટાનાં ઘર તેઓના મસ્તક "ઉપર તોડી પાડ્યાં છે, અને જડજોના ઉપર ઘણા લોકોનો ધિઃકાર અને "તેમના સંબંધી ત્રાસ ઉપજાવ્યો છે, દેશી સુબેદારો બીજા પ્રકારમાં ગમે તેવા "જુલ્મગાર હશે, તોય પણ, તેમનામાંથી કોઇયે પણ ખાનગી દેવું આપવામાં "આવી સખ્તાઈ વાપરવાને હિંમત ચલાવી નથી, અથવા તેમ કરવાને વિચાર "કર્યો નથી. તો પણ આથી કરીને એક સારી અસર થઈ છે તે એ કે દેવું "ઘણી સેહેલાઈથી વસુલ કરી લેવાને માટે વ્યાજનો દર ઓછો કરવામાં "આવ્યો છે, પણ દેવું ગમે તે રીતે ક્હાડયું હોય તો પણ તે આપવાને "માટે અદાલતનો આ ધારો વણકર પાસેથી તેની શાળ છીનાવી લેવરાવે છે, "ખેડુતની પાસેથી તેનો હળ ખુંચાવી લે છે, અને ખંડિયા ઠાકોરની ગઢી "ઉપરથી તેનું છાપરૂં ખેંચાવી પાડે છે; અને દુકાળની વેળામાં ગામના લોકો "એક વાર પોતાનું ગામ છોડીને જાય છે તો પછી તેઓ થોડાઘણા દેવાદાર "હોય છે તેથી જે ધારો સારી વેળાએ તેમને ઘેર અને તેમની ધરતીમાં ફરીને "પાછા આવવાને અશક્ય કરી દે છે, એવાં માઠાં પરિણામ આગળ ઉપર "લખેલો બદલો કશા લેખામાં નથી."

"ખૂણામાં આવી પડેલા આલબિયન બેટની" રીતભાતોના નમુના પ્રમાણે ઉષ્ણકટિબંધની રીતભાતોનો, મધ્યે કાંઈ બીજો ઉપાય કર્યા વિના, એકદમ સુધારો કરવાને માટે યત્ન કરવામાં આવે, અને આલફ્રેડ રાજાના વારાની રૈયત સાથે આટલો બધો પાસેનો મળતાપણાનો સંબંધ ધરાવનારી સ્થિતિવાળી પ્રજાને ચોથા જ્યોર્જ રાજાની પ્રજાને માફક આવે એવા કાયદા લાગુ કરવામાં આવે તો તેથી કાંઈ ઓછો ન્હાશકારક પરિણામ નીપજવાની આશા રખાય નહિ.



## પ્રકરણ ૯.

## ધર્મોપચાર—પર્વ.

હિન્દુ દેવાલયોનો સાધારણ આકાર લક્ષમાં આવી જાય એટલા માટે આ સાથે એક ચિત્ર આપ્યું છે. જે ગંભારમાં મૂર્ત્તિ રહે છે તેના ઉપર સદા શિખર વાળી લેવામાં આવે છે; અને મંડપ છૂટો હોય છે, તેમાં શિવનું દેવાલય હોય છે તો નંદી અથવા પોઠિયો બેસારેલો હોય છે, વૈષ્ણવી મંદિરોમાં ઘણું કરીને બે મંડપ હોય છે તેમાં એક છૂટો હોય છે અને બીજો બંધ હોય છે. આ દેવાલયોને તેમ જ જૈનધર્મનાં દેરાસરોને કોઈ કોઈ વાર ત્રણ શિખરો હોય છે તેમાં મધ્યનું બીજાં બેના કરતાં વધારે ઉચું હોય છે. દેવાલયની આસપાસ ધર્મશાળા અથવા અડાળી ઉતારી લીધેલી હોય છે તેમાં પૂજારી રહે છે અથવા યાત્રાળુ કે બીજા પરગામના લોકો ઊતરે છે. કેટલાંક દેવાલય તેમાં મુખ્યત્વે કરીને જૈન ધર્મનાં દેવાલયની આસપાસ ન્હાની દેરડિયો હોય છે અને રહેવાનાં રહેઠાણ જૂદાં કરેલાં હોય છે. તે સર્વેની આસપાસ ઘણુંકરીને વંડો વાળી લે છે. ખરૂં જોતાં એક મ્હોટું દેવાલય ન્હાના ગામડા સરખું દેખાય છે; તેના સંબંધી સ્થાન ખરેખરાં રહેવાનાં ગૃહસ્થી ઘર હોય એવાં જણાય છે અને તે ઉત્તમ પ્રકારની લાકડકામની કોરણીથી શણગારેલાં હોય છે. બ્હારની બાજુએ જેવાં તેવાં ચિત્રોથી ભીંતો ચીતરેલી હોય છે, તેમાં લગ્નના અવસરો અને બીજા ગૃહોત્સવનાં ચિત્રો અથવા ઘણી વાર તો દેવતાનાં પરાક્રમનાં ચિત્રો આલેખેલાં હોય છે. હિન્દુ ધર્મનાં સ્થાનો પાસે કુંડ, ભમરિયા કૂવા વાવ કે પછી તલાવ એવું કોઈ પણ જળાશય અવશ્ય કરીને હોવું જોઇયે તે પ્રમાણે હોય છે. મધ્ય યુગનાં ક્રિશ્ચિયન દેવલોની પેઠે ગૂજરાતનાં હિન્દુઓનાં દેવાલય ઉત્તમ પ્રકારના સૃષ્ટિ સૌંદર્યવાળે સ્થાને ઘણું કરીને બંધાવેલાં હોય છે. ગહન અંધારાવાળી ઝાડી, પર્વતના દેખાવની મનોહર સુંદરતા, નદીકિનારાના ચળકાટ, વાદળાંથી લપેટાઈ ગયેલાં શિખરોની રમણીયતા, અથવા દરિયાના

અખાતની ગંભીરતાભરેલી શાન્તતા એ સાહાય્યભૂત સાધનો છે તેનો લાભ શી રીતે લેવો તે શિવ અને આદિનાથના ધર્મવાળા સારી પેઠે સમજે છે.

શિવના દેવળમાં પૂજા કરનારા ઘણું કરીને ગોસાઈ હોય છે; વિષ્ણુના મંદિરમાં બ્રાહ્મણ કે મરજાદી હોય છે. દેવીના દેરામાં ભરડા અથવા અતીત હોય છે—અને કોઈ કોઈ વાર તો બહુચરાજી સરખી જગ્યાએ મુસલમાન[1] હોય છે. જૈન ધર્મના દેરાસરમાં પૂજા કરનાર ગમે તે નાતનો હોય છે. આશ્ચર્યકારક બાધ માત્ર એટલો જ છે કે તે શ્રાવક અથવા જૈન ધર્મનો હોવો ન જોઈયે. નીચી જાતિના બ્રાહ્મણ જે ભોજક કહેવાય છે. અને જેઓને વિષે આગળ લખવામાં આવેલું છે તેઓને ત્યાં રાખવામાં આવે છે. મઠધારી ગોસાઈયોની સંખ્યા ઘણી છે તેઓને ત્યાં શિવમાર્ગી હોય છે, તેઓ ભગવાં વસ્ત્ર ધારણ કરે છે અને આડું તિલક[2] કરે છે વૈરાગી વૈષ્ણવમાર્ગી હોય છે. તેઓ ધોળાં વસ્ત્ર પ્હેરે છે અને ઉભું તિલક કરે છે. દેવીના દાસ હોય છે તે વધારામાં કંકુનો ચાંલ્લો કરે છે, જૈનના સાધુ સામાન્ય રીતે જતિના નામથી ઓળખાય છે પણ સર્વ ધર્મના ત્યાગિયોનું સામાન્ય નામ સંન્યાસી કહેવાય છે. હવણાંના ઘણા ખરા સંન્યાસિયો થયેલા જોવામાં આવે છે, તેઓ પોતાની માલમતા ખોઈ બેસવાથી, છૈયાંછોકરાં મરી જવાથી, અથવા કોઈ બીજાં દુઃખ જે તેમનાથી સહન થઈ શકેલાં નહિ તેના માર્યા થયેલા હોય છે. સંન્યાસ ગ્રહણ કરવાને કોઈ ગુરૂ કરી રાખે છે, ત્યાર પછી સારૂં મુહૂર્ત્ત જોઇને જો તે દ્વિજ હોય છે તો જનોઈ તોડી નાંખે છે અને મુંડન કરાવી સંન્યાસીનાં વસ્ત્ર ધારણ કરે છે તથા દીક્ષા લઈ સંન્યાસી થાય છે અને ભિક્ષાવૃત્તિ ઉપર પોતાનો નિર્વાહ કરે છે કેટલાએકને તો બહુ ન્હાનપણમાં સંન્યાસ ગ્રહણ કરાવવામાં આવે છે; જેઓને પુત્ર થતા નથી તેઓને બે દીકરા આપવામાં આવે તો એક દીકરો અર્પણ કરવાની બાધા રાખે છે; અને

---

૧ કમાલિયા એ શબ્દ આરબી કમાલ ઉપરથી થયો છે. 'છેવટને પદે પ્હોંચેલો' એવો તેનો અર્થ થાય છે. તેઓ ત્યાં પૂજારી નથી, પૂજા તો બ્રાહ્મણ કરે છે. કમાલિયા મૂળ ત્યાંના રહેવાશી હોતાં, ત્યાં જઇને બહુચરાજી વસ્યાં છે, એ વાત વલ્લભ કવિના કવનથી પણ સિદ્ધ છે. "કમાલિયા કુલ તમે વસ્યાં મહાકાલી રે."

૨ "મુવેલાને માટે તમે તમારા શરીરમાં કાંઈ કાપા કરશો નહિ, તેમ જ તમારા ઉપર તમે કાંઈ નિશાની ચીતરશો નહિ. હું જ ધણી છું." લેવિટિક્સ. અધ્યાય ૧૯ પદ ૨૮. બિશપ પાટ્રિક એવી નોંધ કરે છે કે કોઈ માણસ કોઈ કલ્પિત દેવનો ભક્ત હોય તેની ઠરાવી રાખેલી ખૂણ અથવા ઓળખ તરીકે આ ચીતરેલું ચિન્હ અથવા નિશાની છે, એમ સમજવામાં હતું.

જૈનમાં જ્યારે ચેલા ઓછા હોય છે ત્યારે અને ઘણું કરીને તેમ જ હોય છે એટલે દીક્ષા આપવાને સાધુઓ છોકરા વેચાતા લે છે.[૧]

અમે માનસિક પૂજાનું આગળ વર્ણન આપ્યું છે તે ઉપરથી વાંચનારના લક્ષમાં આવ્યું હશે કે, ચાકર જેમ પોતાના ધણીની સેવા કરે તે પ્રમાણે મૂર્ત્તિની આગળ દાસ થઈ તેની સેવા કરવી એ હિન્દુઓની સાધારણ પૂજા કરવાની રીતિ છે. જે વિષ્ણુના મંદિરમાં સંભાળથી સેવા કરવામાં આવે છે તેમાં નિત્ય પાંચ પ્રકારની પૂજા થાય છે. તે ઉપરથી પ્રાચીન ગૃહસ્થાશ્રમની રીતિ પણ થોડી ઘણી તે પ્રમાણે હશે એવો વિચાર જણાઈ આવે છે. સવારમાં માણસ ઉંઘીને ઉઠે છે તે સમયે દેવને જગાડવાને દેવાલયમાં ઘંટ વાગે છે; ટકોરખાનામાંના નાદ થાય છે, શંખ ફૂંકાય છે, પૂજારી ન્હાઈ ધોઈને ઠાકોરજીની પૂજા કરી આરતી કરે છે.[૨] આઠ નવ વાગતાં

૧ શંભુપુરી કરીને આવી જાતનો એક ગોસાઈ અમને થોડાં વર્ષ ઉપર મળ્યો હતો, તેણે અમને નીચે પ્રમાણે પોતાના પૂર્વાશ્રમની હકિકત કહી હતી:—

"હું વિકાનેરમાં જન્મ્યો હતો, અને તે દેશમાંના સુરૂના ઠાકોર પૃથીસિંહ શિવ"
"સિંહનો દીકરો છું. મારૂં રજપૂત તરીકેનું નામ ખેતસિંહ હતું અને મારી જાત
"રાઠોડની હતી. જ્યારે હું ચાર કે પાંચ વર્ષનો હતો ત્યારે વિકાનેરના રાજા સુરતસિંહે
"સુરૂની જાગીર લઈ લીધી એટલે તે પાછી મેળવવા સારૂ મારા બાપ બ્હારવટે નીકળ્યા.
"હું તેર વર્ષનો થયો ત્યાં સુધી મારા બાપની સાથે બ્હારવટે રહ્યો. પછી વિકાનેરથી
"બાર કોસ ઉપર માતા શ્રી કરણીજીનું દેરૂં છે ત્યાં મને મૂક્યો. જ્યારે રાજાએ આ
"વાત સાંભળી ત્યારે મને દરબારમાં તેડાવી લીધો અને શિરપાવ કરીને તેની સાથે
"રહેવાનું મને કહ્યું; પણ દગો કરવા વિષેનો તેનો ઇરાદો જાણવામાં આવ્યો એટલે
"મારવાડમાં પોકરણની પાસે હોટી કરીને છે ત્યાં હું ન્હાશી ગયો. ત્યાં મહાદેવનું દેરૂં છે
"અને એક મઠ છે તેનો મહંત ચંદનપુરી કરીને ઉપરી હતો. હું મઠમાં દશ દિવસ
"રહ્યો, ત્યાંની રીતભાત જોઇને મારા મનમાં આવ્યું કે, બ્હારવટે રહેવા કરતાં અહિં
"રહેવું સારૂ છે. એટલે મારા વાળના ગુચ્છા પછી કહાડી નાંખવામાં આવ્યા અને મને ચેલો
"કરીને ગુરુ ઉપદેશ કરવામાં આવ્યો. હું મઠમાં દશ વર્ષ સુધી રહ્યો, ત્યાર પછી હિંગ-
"લાજ યાત્રા કરવાને ગયો, અને ત્યાર પછી હિન્દુની યાત્રાના એક સ્થાનેથી બીજે સ્થાને
"ફરતો ફર્યો છું અને કાશી, જ્વાળામુખી, હરદ્વાર, દ્વારકાં, અને બીજી જગ્યાએ યાત્રા
"કરી છે. હું હવણાં આશરે ચાળીસ વર્ષનો થયો છું. આશરે દશ વર્ષ ઉપર હું મારા
"કુટુંબના લોકોને મળવા ગયો હતો. મારો મ્હોટો ભાઈ બીરસિંહ જીવતો હતો, તેમ જ
"મારો કાકો માનસિંહ અને તેનો દીકરો રઘુનાથ પણ જીવતા હતા. પણ મારા બાપ
"તો મરી ગયા હતા. તેઓએ મને રહેવાનો આગ્રહ કર્યો પણ હું તો નીકળી આવ્યો."

૨ પ્રથમ મંગલા, પછી બાળભોગ, પછી શૃંગાર, રાજભોગ, ઉત્થાપન. કોઈ સંધ્યાકાળે થાય છે; ત્યાર પછી શૃંગાર અને દેવને શયન. ર. ઉ.

ઋતુને અનુસરીને ઠાકોરજીને વસ્ત્ર ધારણ કરાવે છે. શિયાળામાં રૂ ભરેલો ડગલો પેહેરાવે છે, અને મુખ આગળ સઘડી સળગાવીને મૂકે છે; ઉન્હાળાની ઋતુમાં શરીરે ઠંડક થવા સારૂ ચંદનનો લેપ કરે છે અને બારીક લૂગડાના વાગા ધરાવે છે, તથા ઘરેણાં પ્હેરાવે છે અને ફૂલ ચડાવે છે. ફુવારા ચલાવે છે અને પૂજારી વા ઢોળે છે. ચોમાસામાં દેવને લાલ રંગના વાગા ધરાવે છે અને શાલ ઓરાડે છે. આ વેળાએ ષોડશોપચારી (સોળ[1] પ્રકારની) પૂજા સાથે થાળ ધરાવવામાં આવે છે, તે પ્રકાર અમે હવણાં લખિયે છિયે. થાળમાં દ્રવ્યવાન્ પુરૂષો ભોજન કરે છે તે પ્રમાણે દૂધ ભાત ઇત્યાદિ પદાર્થ હોય છે. ત્રીજી વારની પૂજા બપોરી વેળાએ કરવામાં આવે છે, આ વેળાએ પણ દેવને ચંદન લગાવવામાં આવે છે અને નવાં ફૂલ ચડાવે છે, દીવા પ્રકટાય છે, અગરબત્તી સળગાવવામાં આવે છે અને ઋતુ પ્રમાણે ભોજનનો થાળ ધરાવવામાં આવે છે. પછી દેવને પ્હોડાડે છે તેથી શોરબકોર સર્વે બંધ કરવામાં આવે છે. દેવ બપોરે ત્રણ વાગ્યે પ્હોડણ કરીને ઉઠયા એવું જણાવવાને માટે ચોઘડિયાં વાગે છે. પછી મેવો આરોગાવે છે અને સેતરંગ, સોગઠાં, ઇત્યાદિ રમવાની સામગ્રી રજુ થાય છે. ખરેખરી પૂજા તો સાંજની વેળાએ ચોથી થાય છે તે છે અને તે ષોડશોપચારી વિધિ સહિત થાય છે. દેવને મંદિરમાં પધરાવે છે, બેસવાને આસન મૂકે છે, પગ ધોવા પાણી રજુ કરે છે, જલપ્રદાન છંટકાવ થાય છે, મુખપ્રોક્ષણ કરવા સારૂ પ્યાલો ભરીને આગળ મૂકે છે. પછી દેવને નવરાવે છે તે છઠ્ઠા પ્રકારની પૂજા કહેવાય છે. ત્યાર પછી વાગા અને પવિત્રાં ધરાવે છે, અત્તર ચોળે છે, અને સુગંધીવાળાં પુષ્પ ચડાવે છે અને અગરબતી સળગાવે છે, મુખ આગળ દીવા પ્રકટવામાં આવે છે એ અગિયારમી પૂજા છે. પછી ભાતભાતનાં ભોજન કરાવે છે, અને પાનસોપારી આરોગાવે છે તથા સવારની પેઠે આરતી કરે છે. પછી પ્રદક્ષિણા ફરવામાં આવે છે તે પંદરમી પૂજા કહેવાય છે ને છેલ્લી વારે નમસ્કારત્મક સ્તુતિ કરવામાં આવે છે.

કેટલાક લોકો એક વાર પ્રદક્ષિણા ફરે છે, કેટલાક સાત વાર ફરે છે અને કેટલાક એક સો ને આઠ વાર ફરે છે. પ્રત્યેક વેળાએ ફરનાર નીચેનો શ્લોક ભણે છેઃ–

पापोऽहं पापकर्माऽहं पापात्मा पापसंभवः
त्राहि मां पुंडरीकाक्ष ! सर्वपापहरो हरिः

1 સોળ પ્રકારની—૧ આવાહન, ૨ અર્ચન, ૩ પાદ્ય, ૪ અર્ધ્ય, ૫ આચમનીયક, ૬ સ્નાન, ૭ યજ્ઞોપવીત, ૮ ગંધ, ૯ માલ્ય, ૧૦ ધૂપ, ૧૧ દીપ, ૧૨ નૈવેદ્ય, ૧૩ તાંબૂલ, ૧૪ ફળ, ૧૫ પ્રદક્ષિણા, અને ૧૬ નમસ્કાર.

यानिकानि च पापानि मेरुमंद्रसमानि च
तानि सर्वाणि नश्यंतु प्रदक्षिणां पदेपदे.

હું પાપ રૂપ છું, હું પાપકર્મવાળો છું, હું પાપનો ભરેલો આત્મા છું, અને પાપમાંથી હું ઉત્પન્ન થયો છું, માટે હે સર્વ તાપના હરવાવાળા હાર ભગવાન્! મને તાર. મારાં ગમે તેવાં પાપ મેરૂ મંદરના જેવડાં હોય તો પણ તે સર્વે પ્રદક્ષિણાને પગલે પગલે નાશ પામો.[૧]

છેલ્લું પંચોપચારી પૂજન રાત્રિની વેળાએ કરવામાં આવે છે. દેવને ચંદનપુષ્પ ચડાવવામાં આવે છે, અગરબત્તીનો ધૂપ થાય છે, દીવા પ્રકટાય છે, અને દૂધ તથા પૂરી અને બીજી સામગ્રી વાળુને માટે ધરાવવામાં આવે છે; પછી તેમને પ્હોડાડવાનો સમય થાય છે અને મૂર્ત્તિ જો ઉંચકી લેઈ જવાય એમ હોય છે તો ઉપાડીને સુખશય્યામાં પ્હોરાડે છે. નહિતર તેજ ઠેકાણે તેને શાલ આદિ ઓઢાડવામાં આવે છે.

વિષ્ણુનાં મંદિરોમાં ઘણું કરીને બે મૂર્ત્તિયો હોય છે, રામ અને સીતા અથવા રાધા અને કૃષ્ણ. રામના ભાઈ લક્ષ્મણની મૂર્ત્તિ પણ ઘણે ઠેકાણે હોય છે. રામ અને કૃષ્ણના જન્મદિવસને સમયે તેમ જ બીજા પર્વને દિવસે મૂર્ત્તિયોને મુકુટ ધારણ કરે છે, અને રાજકીય શૃંગાર ધરાવે છે. હોળીના દિવસોમાં દેવને પીળા વાગા ધરાવે છે તથા પીચકારી અને કેસુડાંનો રંગ પાસે મૂકવામાં આવે છે; તેથી હોળી ખેલવામાં તેઓ સામેલ થાય છે એમ ધારવામાં આવે છે. જળયાત્રાનું પર્વ આવે છે, ત્યારે વિષ્ણુની મૂર્ત્તિને નદિયે કે તલાવે લઈ જઈ ન્હવરાવે છે અને હોડી ચાલે એટલું પાણી હોય છે તો ઠાકોરજીને તેમાં બેસારીને જળક્રીડા કરાવે છે.

---

૧ એની સાથે નીચેનું મેળવો:—"મિસલેટોનાં પાંદડાં અથવા ડાખલિયો વિના "એકે પણ બલિદાન અપાતું નહિ; અને તે આપવાને માટે વર્તુલાકારના ધર્મસ્થાનમાં "(સર્કલમાં) પેસતાં પ્હેલાં તેઓએ તેની આસપાસ સૂર્યના માર્ગ પ્રમાણે પ્રદક્ષિણા કરી "અને બલિદાન આપ્યા પછી પણ તેજ પ્રમાણે તેઓએ કર્યું.

'સર્કલની આસપાસની પ્રદક્ષિણા "ડિયાસ સોઇલ" કહેવાય છે. ડિયાસ=દક્ષિણ "અને સોઇલ=સૂર્ય. લગ્નાવસરે સ્ત્રીને પ્રસવ થયા પછી બાળકને ધર્મસંસ્કારોપચાર "કરવામાં આવે ત્યારે, અને ભૂમિદાહની વેળાએ દેવલની આસપાસ એવી પ્રદક્ષિણા "કરવામાં આવે છે. આ ક્રિયા ડ્રુઇડ એકલા જ કરતા એમ નથી; પાલાશની ચિતાની "આસપાસ પણ પ્રદક્ષિણા કરેલી જણાય છે; Virgil Æ. Lib. XI. 188-190.

"તેઓ ચકચકિત હથિયાર સજેલા એવા ત્રણ વાર ચિતાની આસપાસ દોડ્યા. ચિતાનો સશોક અગ્નિ ત્રણ વાર તેઓએ પાણીમાં નાંખ્યો; અને પછી પોકો મૂકી.

*Lachlan Skav's Hhstowy of Meray*

શિવના અને દેવીનાં દેવલોમાં પ્હેલા, બીજા, અને ચોથા વિધિની જ પૂજા માત્ર કરવામાં આવે છે. જૈન ધર્મવાળા મૂર્ત્તિને ન્હવરાવે છે, પછી લુવે છે, ચંદન ચડાવે છે અને ઘરેણાં પ્હેરાવે છે તથા સાંજની વેળાએ આરતી કરે છે. શ્રાવક લોકો, અને તેમાં મુખ્યત્વે કરીને તેમની સ્ત્રિયો, જ્યારે દેરાસરે જાય છે, ત્યારે સુશોભિત કોથળીમાં ચોખા ઘાલીને લઈ જાય છે. મૂર્ત્તિની પાસે ભંડારની પેટી હોય છે, તેની ઉપલી બાજુએ કાણું કરાવેલું હોય છે તેમાં ચોખા નાંખે છે, તે આઠ દશ દિવસે ઉઘાડીને કહાડી લઈ જનાવરને નાંખે છે, અથવા તેમાં જીવાત પડે નહિ માટે કોઈ ભીક્ષાર્થીને આપી દે છે. કેટલાક લોક પેટીમાં પૈસા નાંખે છે ને તેનું નામ ભંડાર ક્હેવાય છે. તેથી અગાઉ તે જ નાંખવાનો ચાલ હશે.

ગૂજરાતમાં હિન્દુઓ વર્ષની ત્રણ ઋતુ કલ્પે છે, શિયાળો, ઉન્હાળો અને ચોમાસું. શિયાળાના કાર્ત્તિક, માર્ગશીર્ષ, પૌષ, અને માઘ માસ ગણાય છે; ઉન્હાળાના ફાલ્ગુણ, ચૈત્ર, વૈશાખ અને જ્યેષ્ઠ માસ ગણાય છે; અને ચોમાસાના આષાઢ, શ્રાવણ, ભાદ્રપદ અને આશ્વિન માસ ગણાય છે.[1] એકેકા માસના શુદિ અને વદિ એવા બે ભાગ છે.[2] તેમાં શુદિ પક્ષ એ અજવાળિયું ક્હેવાય છે.

---

૧ ગૂજરાતી મહિનાને મળતા ઇંગ્રેજી મહિના નીચે પ્રમાણે (આસરેથી) છેઃ—

| | | |
|---|---|---|
| શિયાળો | કાર્ત્તિક | નોવેમ્બર. |
| | માર્ગશીર્ષ | ડિસેમ્બર. |
| | પૌષ | જાન્યુઆરી. |
| | માઘ | ફેબ્રુઆરી. |
| ઉન્હાળો. | ફાલ્ગુન | માર્ચ. |
| | ચૈત્ર | એપ્રિલ. |
| | વૈશાખ | મે. |
| | જ્યેષ્ઠ | જુન. |
| ચોમાસુ. | આષાઢ | જુલાઈ. |
| | શ્રાવણ | આગસ્ટ. |
| | ભાદ્રપદ | સેપ્ટેમ્બર. |
| | આશ્વિન | ઓક્ટોબર. |

ર. ઉ.

૨ શુદિ અને વદિ એ શબ્દો છે, તે બબ્બે શબ્દ મળી એક શબ્દ થયલો છે. શુ=શુક્લ પક્ષ+દિ=દિન એમ "શુદિ"; અને વ અથવા બ=બહુલ, એટલે કૃષ્ણ+દિ=દિન એમ "વદિ" થયલા છે. ર. ઉ.

પ્હેલા પર્વ વિષે અમે આ ઠેકાણે લખિયે છિયે, તે અશ્વિનના છેલ્લા ત્રણ દિવસથી બેસે છે. આ મહિનાની વદિ અથવા કૃષ્ણ પક્ષની તેરશ તે ધનતેરશ કહેવાય છે. સવારના પ્રહરમાં ન્હાઈને મુહૂર્ત હોય છે ત્યારે હિન્દુઓ હળદર, દહીં આદિથી ધન ધોઈને પાટલા ઉપર મૂકે છે, તેની પૂજા કરે છે, તેને ફૂલ ચડાવે છે, ધૂપ કરે છે અને બીજો સર્વે પ્રકારનો વિધિ કરે છે. તે જ વેળાએ ભરવાડ ગોવાળિયા અને બીજા લોક પોતાનાં ઢોરનાં શીંગડાં આદિ રંગવાની ધામધુમમાં મંડી જાય છે. માછી પોતાની જાળની પૂજા કરે છે.[1] જમતાં પ્હેલાં આ પ્રમાણે પૂજા કરીને પછી કુટુંબનાં માણસ એકઠાં થઈને ભોજન કરે છે. ગોવાળિયા પોતાનાં ઢોર દોડાવતા ગામમાં ફરે છે અને ત્યાંથી પાછા આવીને ઘરમાં રોશની કરે છે. બીજે દિવસે કાળી ચૌદશ આવે છે, તે સમયે હનુમાનની પૂજા કરે છે, અને રાત્રીની વેળાએ મંત્ર સાધવામાં આવે છે. આ દિવસે પણ દીવા પ્રકટવામાં આવે છે અને ત્યાર પછી ગયા દિવસના કરતાં વધારે દીવા ઘેરઘેર પ્રકટવામાં આવે છે તે ઉપરથી તેનું નામ "દીવાળી"[2] કહેવાય છે.

---

૧ "તેટલા માટે તેઓ તેમની જાળને બલિદાન આપે છે, અને ગલના આંકડા "આગળ ધૂપ કરે છે; કેમકે તેમને લીધે તેઓને રસાલ અથવા ભારે ભાગ મળતો હતો અને તેઓને પુષ્કળ માંસ મળતું હતું."—*Vide Habakkuk I. 15.* અને ક્રિશ્ચિયન ઈયરનો કર્ત્તા નીચેની લીટિયોમાં ઇસારો કરે છે:—

"સદાકાળના કિનારા ઉપર દેવદૂતો આપણો અર્ધ્ય માન્ય કરે તેવામાં રખે ને "આપણને નિરંતર બાતલ કરે; એટલા માટે આપણી પોતાની જાળોને આપણે નમન કરતા નથી."

૨ દીપ અથવા દીવ=દીવો+આલી=હાર. જૈનધર્મિયો કહે છે કે દીવાળીનું પર્વ "અમારામાંથી નીકળ્યું છે, તે એવે પ્રકારે કે ચોવીસમા તીર્થંકર વીર પ્રભુએ હસ્તિપાળ રાજાની નગરીમાં છેલ્લું ચોમાસું ગાળ્યું તે અવસરે રાજસભામાં પીત દેશણા દેતા હતા, તેવામાં આસો વદિ અમાસની પાછલી બે ઘડી રાત્રે શાન્તિ નક્ષત્રમાં મોક્ષે ગયા, ત્યારે દેવતા ત્યાં આગળ આવ્યા તેમના તેજથી ચારમેર પ્રકાશ થયો. વીર પ્રભુ મોક્ષે ગયા એટલે ભાવ દીપક લઈ પાગ્યા. ત્યારે લોકોએ દ્રવ્ય દીપક પ્રકટ કર્યા. ભાવાર્થ કે પ્રભુ મોક્ષ ગયા તેથી જગત્માં તેમના વિના અંધારૂં થયું ત્યારે લોકોએ દીવા પ્રકટીને અજવાળું કર્યું."

રામે રાવણને વિજયાદશમિયે માર્યો તે પછી અયોધ્યા પધાર્યા તે દિવસ આસો વદિ અમાસનો હતો; તે દિવસે પ્રજાએ આનંદમાં દીવા પ્રકટ્યા ત્યારથી મહિમા ચાલ્યો.

વળી શ્રીકૃષ્ણના સમયમાં બ્રહ્મદેશના રાજા નરકાસુરને મારી તેણે હરણ કરેલી ૧૬,૧૦૮ રાજ કુમારિયોને મુક્ત કરી અને તે પોતાને ઘેર ન જતાં કૃષ્ણને પરણી તેમને લઈ શ્રીકૃષ્ણ આસો વદિ અમાસે દ્વારકા આવ્યા, ત્યારે દીપોત્સવ થયો, તે હજી પણ ચાલે છે. ૨. ઉ.

કાર્તિક શુદિ પ્રતિપદાને દિવસે હિન્દુઓ દેવની આગળ અન્નકૂટ પૂરે છે. આ દિવસે પ્રાચીન સમયે ઇન્દ્રની પૂજા કરવામાં આવતી હતી, પણ કૃષ્ણાવતાર થયો ત્યારે કૃષ્ણે સ્વર્ગના રાજાની પૂજાને બદલે શ્રીગોવર્ધન પર્વતની પૂજા કરવાનો ચાલ ચલાવ્યો.[1]

હવણાંના હિન્દુઓ ગોવર્ધન પર્વતની સ્થાપના કરે છે, તેના ઉપર ધ્વજારોપણ કરે છે અને ઝાડની એક બે ડાળિયો ખોસે છે તથા ફૂલ ચડાવે છે. વ્યાપારી લોકો પોતાના ચોપડા બદલે છે, ષોડશોપચારથી શારદાપૂજન કરવામાં આવે છે, માત્ર ન્હવરાવવાનો વિધિ કરતા નથી. પ્હેલા પાનાને કંકુના ચાંદલા કરીને છાંટા નાંખે છે અને નીચે પ્રમાણે લખીને પૂજાની સામગ્રીની વસ્તુઓનાં નામ નામનાં જ લખે છે:–

"શ્રી,
"શ્રી ગણેશાયનમઃ
"શ્રી શારદાજી સત્ય છે.
"શ્રી લક્ષ્મીજીનો ભંડાર ભરપૂર હજો.
"શ્રી અંબાજી માતા સત્ય છે.
"શ્રી બહુચરાજી સત્ય છે.

"સંવત્ ૧૯૦૮ કાર્તિક શુદિ ૧ શનિવારે શ્રી ભાવનગરમાં રાવળ "શ્રી વિજયસિંહ રાજ્ય કરે છે; તેમના તિલાયત કુંવર શ્રી દાજીરાજ છે, "અને દેશાઈ સૂરજરામ પ્રધાન છે. આ ચોપડો શા૦ મોતીચંદ સૂરચંદનો છે.

| જ | ૭ |
|---|---|
| કંકુ શેર ૦ાા | કંકુ શેર ૦ાા |
| સાકર શેર ૧ | સાકર શેર ૧ |
| સોપારી શેર ૦ા | સોપારી શેર ૦ા |
| જાયફળ નંગ ૭ | જાયફળ નંગ ૭ |

વૈશાખ શુદિ ૩ નો દિવસ ગૂજરાતી ભાષામાં અખાત્રીજ (અક્ષય તૃતીયા) ક્હેવાય છે. તે દિવસે દરિયામાં ચોમાસાનું તોફાન થવાનો પ્રારંભ ગણાય છે, એટલે દરિયો વ્હાણ ચલાવવાને કામનો ર્‌હેતો નથી. એ દિવસ બહુ શકુનિયાળ ગણાય છે. બીજને દિવસે હિન્દુઓ ગામની બ્હાર જઈને અનાજનું ગામ રચે છે, અને વિવિધ પ્રકારના અનાજની ઢગલિયો કરે છે, તથા રાજાને ઠેકાણે એક પૈસો મૂકીને તેની સ્થાપના કરે છે. પ્રધાનને ઠેકાણે

૧ આ વાતની વિગત શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધ તથા "પ્રેમસાગર"ના ૨૫થી તે ૨૮મા અધ્યાયમાં છે.

સોપારી મૂકે છે અને થોડું રૂ, થોડી ખાંડ, અને બીજી વસ્તુઓ મૂકે છે. ત્રીજની સવારમાં લોક પાછા આવીને જૂવે છે ને રાત્રિની વેળાએ કીડિયોએ આવીને જે દાણાની ઢગલીને નુકસાન કરેલું જોવામાં આવે છે, તે જાતના દાણાનો પાક આવતા વર્ષમાં બરાબર થશે નહિ એમ તેઓ ધારણા કરે છે. જે દિશા ભણી રૂ ઉડીને ગયું હોય છે તે દિશામાં રૂનો ખપ જાગશે, અને તે જ પ્રમાણે રાજા અને પ્રધાનને ઠેકાણે સ્થાપના કરેલા પૈસાને અને સોપારીને ત્યાં ને ત્યાં રહેવા દીધા હોય છે તો તેઓને કોઈ હરકત કરશે નહિ અને ખશેડવામાં આવ્યા હોય છે, તો હરકત થશે, એવી ધારણા ધારવામાં આવે છે. આ રીતિ ગૂજરાત કરતાં માળવામાં હજી લગણ ઘણી ચાલે છે એમ કહેવાય છે. રત્નમાળના કર્ત્તા કૃષ્ણાજી બ્રાહ્મણે શકુનની યથાસ્થિત વિગત પોતાના ગ્રંથમાં લખી છે. રણભૂમિમાં જતાં નીચે લખ્યા પ્રમાણે એક સેનાને અપશકુન થયા તેથી તે હારીઃ-

"પ્રથમ ચાલતાં સન્મુખ છીંક થઈ, કૂતરું રડવા લાગ્યું-એ શકુન સારા નહિ. જમણી બાજુએ બિલાડું ઉતર્યું, ગધેડું ભુંક્યું અને ગીધ પક્ષી ભયંકર રીતે બોલવા લાગ્યાં. સન્મુખ વિધવા અને સંન્યાસી આવી મળ્યાં, તિલક વિનાનો દ્વિજ મળ્યો, ઉદાસી મળ્યો, લોટનું વાસણ લઈને કોઈ મળ્યું, અને છૂટે કેશે સ્ત્રી મળી."[1] તોય પણ એક બીજે પ્રસંગે તેવી જ સેનાને ઉપરાછાપરી સારા શકુન થયા તેથી તે આનંદ પામીઃ-"હાથમાં[2] પુસ્તક ધારણ કરેલું એવો દ્વિજ પંડિત મળ્યો; છોકરા સહવર્તમાન સધવા પાણિયારી મળી; હથિયાર સજેલો ક્ષત્રી અશ્વાર મળ્યો. હાથમાં ફૂલની છાબ લીધેલી એવો માળી મળ્યો; વાછડા સાથે અર્ચિત ગાય મળી."[3]

---

१ चोपाई—प्रथम चलत सनमुख भई छींका, रोवत स्वान शुकन नहि नीका;
उतरत दछिन भाग मांजारा, बोलत रासभ गिध भयकारा.
मिल सनमुख विधवा संन्यासी, तिलकहीन द्विज कोउ उदासी;
पिष्ट पात्र धर विखरित केशा, मिल ऐसे शंकित नहि लेशा.

२ चोपाई—मळ्यो द्विज पंडित पुस्तकधार, मिलि सधवा ससुता पनिहार;
मिल्यो अस्वार छत्री सहथ्यार, मिल्यो फूलपात्र ग्रही लककार.
मिली सुरभी सवछा अरचीत, विलोकी भई नृपकी बहु प्रीत;

૩ બ્રાન્ડ કહે છે કે, "બહુ પ્રાચીન કાળથી, છીંક થાય તે અમંગલસૂચક ગણાતી આવી છે." ઈયુસ્ટથિયસે હોમર ઉપર લખતાં ઘણા દિવસ ઉપર લખ્યું છે કે, ડાબી બાજૂએ છીંક થાય તે માનશકુનિયાલ ગણાય છે, પણ જમણી બાજુએ થાય તે શકુનિયાલ

હવણાંનો એક ગૂજરાતી ગ્રંથકર્ત્તા કહે છે કે, "અખાત્રીજની સવારે, "કોઈ એક ગામમાં પાંચ જણા ટાઢા શકુન જોવાને ગામની ભાગોળે "ગયા. શિયાળ અને બીજાં પ્રાણિયોના શબ્દના શકુન સાંભળીને તેઓ ઘર "ભણી પાછા જવાને જતા હતા, તેવામાં તેમના માંહેલો એક જણ ખમચ્યો "અને નીચે બેશી ગયો અને બીજા ચાર જણા તેને માટે ઉભા રહ્યા. આ "વેળાએ એક ખેડુતની સ્ત્રી તેના ધણી સાથે વાતો કરતી હતી, તે તેમના "સાંભળવામાં આવી; તેમાં તેણિયે બળદને કહ્યું કે, 'આ વર્ષમાં વેચાતો લેવો "પડશે કે નહિ?,' ખેડુતે ઉત્તર આપ્યું કે 'આ ચાર જે ઉભા છે તેમની તો "કાંઈ ધાસ્તી નથી, પણ આ એક બેઠો છે તેની આશા મને ઓછી છે; "એ આ વર્ષમાં મરી જશે એમાં કાંઈ સંદેહ નહિ." આવા શકુન સાંભળીને "જે માણસ બેઠેલો હતો તેને લાગ્યું કે 'હવે આ વર્ષમાં હું જીવીશ નહિ.' "મારા સાંભળવામાં આવ્યું કે તે એટલો બધો ડરી ગયો કે જેટલી મુદત "કહી હતી તેટલાની અંદર ખરેખાત તે મરણ પામ્યો."

"એક ઘરડી કણબણના છાપરા ઉપર એક હોલો બેશીને બોલતો હતો; "તે સાંભળીને તે રડવા કૂટવા માંડતી. એક વાર ત્યાં એક બ્રાહ્મણ આવી "પ્હોંચ્યો, તેને તે ડોશી કહેવા લાગી: ઓ મહારાજ ! આ મારો પીટ્યો હોલો "મારી વાંસે થયો છે, એણે મારા ધણીને, મારા બે છોકરાને, અને મારી "છોકરી એટલાંને ખાધાં અને હવે તે મારા જીવ વાંસે થયો છે; નિત્ય "આવીને મારા ઘર ઉપર બેશીને બોલે છે. બ્રાહ્મણે તેને મંત્રીને સાત "કાંકરા આપ્યા તે સાત દિવસ સુધી હોલા સામા નાંખ્યા, ત્યાર પછી તે "ફરીને પાછો આવ્યો નહિ, તે ઉપરથી તે ઘરડી ડોશિયે બ્રાહ્મણને પરમેશ્વર "જેવો જાણ્યો."

"ગૂજરાતમાં લોકો એમ માને છે કે નિત્ય જો હોલો કે ઘૂડ પક્ષી ઘર "ઉપર આવીને બેસે તો ઘરના કોઈ માણસનું મરણ નીપજે. વળી જો

---

ગણાય છે. ક્રિશ્ચિયન દેશમાં, માણસ છીંક ખાય ત્યારે તેને આશીર્વાદ દેવામાં આવે છે, અને એ ચાલ સામાન્યપણે પ્રવર્ત્યો છે, તે મૂર્ત્તિપૂજનના સમયથી ચાલ્યો છે.

એ જ ગ્રંથકર્ત્તા લખે છે કે રાત્રિની વેળાએ જે પાડોશમાં કૂતરૂં રડતું હોય તેમાં જે માંદું હોય તે મરી જશે, એવા તે માનશકુન સૂચવે છે: વળી અજાણ્યાં બિલાડાં અવર-જવર કરે તે પણ એવા જ અપશકુન ધારવામાં આવે છે. ટુંકામાં ગૂજરાતમાં જે શકુન પ્રસિદ્ધ છે, તે ઇંગ્લંડ અને બીજા ઘણા દેશ જે ખરેખરા સુધારાનો ગર્વ કરતા (અથવા હજી કરે છે) ત્યાંના શકુનની સમાન ગણી શકાય.

"કાગડો[1] માણસના ઉપર બેસે અથવા તેના ઉપર ગરોળી પડે તો તેનો આવરદા
"ઘટે એમ માને છે. આવા સંકટમાંથી ઉગરી જવા સારૂ, જેને ઉપર પ્રમાણે
"બનાવ બન્યો હોય તે તે અવસરે પ્હેરેલાં લૂગડાં બ્રાહ્મણને આપી દે
"છે અને ન્હાઈ નાંખે છે. જો આવો બનાવ રાજાને બને તો તે હોમ
"કરાવે છે. જ્યારે આકાશમાંથી તારા ખરે, અથવા ધરતીકંપ થાય, અથવા
"જંગલી પ્રાણિયો ગામડામાં પેસે, અથવા ગમે તે ઉત્પાત થાય ત્યારે સામ-
"વેદ પ્રમાણે રાજાને વિધિ કરવો પડે છે. જો રાજા આ પ્રમાણે કરવાને
"કસુર કરે તો લોકો એમ માને છે કે જે દેશ ઉપર તે રાજ્ય કરતો હોય
"તે દેશ ઉપર ભારે ઉત્પાત થાય. તોય પણ ઉપાય ગમે તો કરો અથવા
"ના કરો તથાપિ જેમ બનવાનું હોય છે તેમ બન્યાં જાય છે."

---

૧ ઘૂડ અને કાગડા નિરંતર અપશકુનિયાળ પક્ષી ગણવામાં આવ્યા છે—*Vide Brand's "Popular Antiquities,"* એમાં બીજાં દૃષ્ટાન્તોની સાથે નીચેનાં પણ છેઃ—

"ધુમાડિયાની ટોચો ઉપર ઘૂડ જ્યારે ઘુઘવે ત્યારે કોઈના મરણ વિષે તમારા સાંભળવામાં આવશે એ વાત નક્કી છે," Reed's Old Plays, VI 257

"અગાઉથી ભવિષ્ય સૂચવનાર કાગડો તેના ઝુંપડા ઉપર બેઠો અને અપશકુનિયાળ બોલ્યો, તેથી આપણને આપણા ભાગ્ય વિષેની ચેતવણી આપી" Gay's Pastorals.

"તારા જન્મની વેળાએ ઘૂડ ઘુઘવ્યો, એ ખોટી નિશાની છે; ભાગ્યહીણ વેળા "સૂચવનાર રાતનો પક્ષી બોલ્યો; કૂતરાં રડ્યાં, અને વિકરાલ તોફાનોએ ઝાડો દોદળાવી "નાંખ્યાં; ધૂમાડિયાના માથા ઉપર કાગડો બેઠો, અને ચીંચીં કરતી શુષ્કળિયે બેદયુક્ત બેશૂર અવાજ કર્યો." *Third Part of King Henry VI. Act. V, sc. 6.*

સિન્ધુ નદી ઉપર મછવા ફેરવવાવાળા પોતાનાં વ્હાણો ઉપર કાગડાને બેસવા દેતા નથી, અને તેને અતિશય અપશકુનિયાળ ગણે છે. બીજી જાતિના કાગડાની પેઠે સ્વીડનમાં શુષ્કલી, ગુહ્યાર્થસૂચક, અને હડહડતી ડાકણનું પક્ષી ગણાય છે અને તે પીશાચ અને રાત્રિની બીજી ગુહ્ય શક્તિઓના તાબાનું છે. જ્યારે ડાકણો "વાલપરજી" (walpergi) રાત્રેયે "બ્લોકુલી" (Blo Kulle) ભણી અશ્વાર થઈને જાય છે, ત્યારે તેઓ પોતાની મેળે શુષ્કલીનું રૂપ ધારણ કરે છે. જ્યારે આ પક્ષીઓનાં રૂવાટાં ઉન્હાળામાં ખરી જાય છે અને ડોક તે વિનાની થઈ જાય છે, ત્યારે ગામડાના લોકો ક્હે છે કે તેઓ બ્લોકલી પાસે જઈ આવેલી છે, અને તેમણે, એ દુષ્ટની ઘાસવહી આણવા માંડી છે તેથી ઘૂસરાએ કરીને તેઓનાં રૂવાટાં ખરી પડ્યાં છે. ડેન્માર્કમાં કાગડો શકુન જોવાનું પક્ષી ગણાય છે પણ તે અસુસ કરીને અપશકુનિયાળ ગણાતો નથી. ઓલાફ ટીગવાસન એક ક્રિશ્ચિયન છતાં પણ કાગડો ડાબે કે જમણે પગે ઉભો રહે તો તે જોઈને તે સારા કે નઠારાનું ભવિષ્ય વર્ત્તતો, તે ઉપરથી તેના શત્રુઓએ તેની કુકબીન (કાગડાનો પગ) એવી ખીજ પાડી. ઉત્તર જર્મનીમાં કોઈ ઘર ઉપર કાગડો કાકા કરતો ઉડે તો તે ઘરમાંનું કોઈ માણસ જલદી મરશે, એવું માનવામાં આવતું.

જેમ કોઈ મરી ગયું હોયને સ્ત્રિયો કૂટે તેમ "હાય રે, ડેડા, હાય! હાય!" એમ કહીને કૂટે છે અથવા ડેડાને બદલે તેમના રાજાનો શત્રુ જે કોઈ બીજો રાજા હોય તેને નામે કૂટે છે કે પછી લોકનો અણગમતો કોઈ પુરુષ હોય તેને નામે કૂટે છે.

જે બાલકિયોની સગાઈ કરી રાખેલી હોય છે તેને સાસરેથી ગેરોના પર્વને દિવસે લૂગડાં અને ઘરેણાં મળે છે.

ગૂજરાતી સ્ત્રિયોમાં એક દુહો પ્રવર્તી ગયો છે કે શ્રાવણના પ્હેલા પાંચ દિવસમાં જો વર્ષાદ થાય નહિ તો દુકાળ પડેઃ--

"શ્રાવણ શુદિ પંચમી સુધી, જો નવ વરસે મેહ,
કંથ પધારો માળવે અમે જઈશું પિહેર."

જ્યારે ઘણા દિવસ સુધી વર્ષાદ વરસતો નથી ત્યારે હિન્દુઓ ધારે છે કે ઈન્દ્ર આપણું ગામ ઉજ્જડ કરી નાંખવા ઇચ્છે છે તેથી તેની ઇચ્છાને સ્વાધીન થઈ તેનો કોપ શમાવવા સારૂ લોકો ટોળે ટોળાં થઇને ગામ ઉજ્જડ કરી જતા હોય તેમ બ્હાર ઉજાણિયે નીકળે છે. જ્યાં દેશી રાજા હોય છે ત્યાં ઉજાણીને આગલે દિવસે રાજા ઉજાણી કરવાની દાંડી પીટાવે છે અને તે દિવસે કોઈ ગામમાં દેવતા સળગાવે તો તેની પાસેથી દંડ લે છે.

વર્ષાદ આણવાનો એક બીજો ઉપાય કરે છે તે એ કે પોતપોતાના ગામની માતા જેને આવતાં હોય તે ભુવાને બોલાવે છે. તે આવીને થોડા જંત્રમંત્ર કર્યા પછી માતા આવ્યાં હોય એમ ધૂણવાને મંડી જાય છે. હિન્દુઓ તેને માતા સમજીને કહે છે કે "માતાજી! વર્ષાદ કેમ વરસતો નથી?" ભુવો પછી હાથપગ પછાડી અને આંખો ફ્હાડીને કહેશે કે "તમે મને "નૈવેદ્ય કરતાં નથી તો પછી વર્ષાદ કેમ વરસે?" તેઓ કેહેશે કે "અમે "ભૂલ્યાં માતાજી! અમે તમારાં છોકરાં છિયે, તમે જ્યારે કેહશો ત્યારે અમે "તમને નૈવેદ્ય કરીશું." ત્યાર પછીથી માતાનો જે પ્રથમ વાર આવે ત્યારે માતાને માટે કેવું નૈવેદ્ય કરવું તે ભુવો કહે. પછી તે નૈવેદ્ય જોગણીને મનુષ્યની ખોપરીમાં ખાવાનું પ્રિય છે તેથી તેને બદલે માટીના એક ઠીકરામાં પૂરીને ગામને ઉગમણે દરવાજે થઈને, અગાડીથી કુંડાળું કરીને પાણી છાંટી રાખ્યું હોય છે ત્યાં જઈને મૂકે છે. પ્રત્યેક ઘરનાં માણસોને પોતપોતાનું નૈવેદ્ય ધરાવવાનું હોય છે તેથી કોઈ વાર તો એવાં પાત્રની સંખ્યા ઘણી વધી જાય છે. પછી કૂતરાં કે ઢેડ તે ખાઈ જાય છે. અને જો ત્યાર પછી વર્ષાદ વરસે છે તો તેને માતાજિયે મોકલ્યો એમ માનવામાં આવે છે.

વર્ષાદ વરસે એટલા માટે વળી બીજી એક રીતિ કરવામાં આવે છે.

તે એ કે, શિવની જળાધારીમાં પાણી જવાનું પોલાણુ હોય છે તે બંધ કરીને લિંગ બૂડી જાય એમ ટંકાટક પાણી ભરે છે અને વર્ષાદ આવે નહિ ત્યાં સુધી આઠ દિવસ લગણુ લાગલાગટ એમ કરે છે.

આવે પ્રસંગે કણબીની અને ભીલ વાઘરીની સ્ત્રિયો વર્ષાદને વિનવતી ફળિયે ફળિયે નીચેની મતલબનાં તેનાં ગીત ગાતી ફરે છે:—

ખેડુતે હળ છોડી દીધું, ઓ! મેઉલા!
તેની દયાને માટે તું વરસ, ઓ! મેઉલા!
ભલાએ ભલીને ઘેર મોકલી, ઓ! મેઉલા!
તેનાં બાળક તેનાથી વિખૂટાં પડ્યાં ઓ! મેઉલા!
નદીમાં નદીનાં નીર ખૂટિયાં, ઓ! મેઉલા!

તે બાયડીની સાથે એક છોકરૂં હોય છે તેના માથા ઉપર એક ટોપલીમાં માટીની મૂર્તિ કરીને તેમાં લીંબડાની ત્રણ ડાખળિયો ખોશેલી હોય છે તે લઈને ઘેરઘેર ગાતી ફરે છે, એટલે ઘરમાંથી સ્ત્રી આવીને તેના ઉપર પાણી રેડે છે, તેથી છોકરૂં આખે શરીરે ન્હવાઈ જાય છે ને પછી પેલી સ્ત્રીને દાણા આપે છે.

શ્રાવણ મહિનાના અંધારા પક્ષમાં નાગપાંચમ આવે છે, ત્યારે શેષનાગની પૂજા કરવા સારૂ ધરતી એક ભીંત ધોળીને તેના ઉપર નાગપાશ ચીતરે છે. અને આવતા વર્ષને માટે તેની કૃપા સંપાદન કરી લેવા સારૂ તેની પૂજા કરે છે, અને શેષનાગને વિનવે છે કે "બાપજી! તમે મને પ્રસન્ન "હજો." હિન્દુ રીત પ્રમાણે રાજાની સલામી આપવાનો આ દિવસ છે. આ પર્વ "નાગપંચમી[1]" કહેવાય છે.

તેને બીજે દિવસે "રાંધણ છઠ્ઠ" આવે છે અને તે દહાડે સાતમને દિવસે "શીતળા સાતમ" (ટાઢીશિયળ) આવે છે તેને માટે રસોઈ રાંધી મૂકે છે. સાતમને દિવસે ગૃહસ્થના ઘરના ચૂલામાં શીતળાદેવી ભટકતી ફરે એમ ધારવામાં આવે છે માટે તે દિવસે જો દેવતા શળગાવવામાં આવે તો દેવીનો કોપ થાય. જે ગ્રંથકારના પુસ્તકમાંથી અમે અગાડી ઉતારો કરી લીધો છે તે શીતળા દેવીનું વર્ણન નીચે પ્રમાણે આપે છે:—

"અમારા પડોશીની દીકરી વર્ષ ચારની હતી, તેને આ વર્ષમાં બળિયા "નીકળ્યા. તે તેના માબાપની વૃદ્ધાવસ્થાને લીધે બે દીકરા વચ્ચે એક જ "દીકરી હતી, તેથી, તેના ઉપર બાપ અને મા બન્નેનું ઘણું હેત હતું. "દીકરીનો ખાટલો ઘરમાં ઢાળીને આડા પડદા બાંધ્યા, લીંબડાની ડાખ-

૧ શાસ્ત્રમાં અજવાળિયાની પાંચમ તે નાગપંચમી ગણી છે. ૨. ઉ.

"લિયો બારણે બેશી, અને એક રામપાત્રમાં ગધેડાનાં લીડાં, ગાયનું મૂત્ર
"તથા લીંબડાનાં પાંદડાં એટલાં વાનાં ભેળાં કરીને રાખ્યાં હતાં. તેના ઘરનું
"માણુસ કાંઈ કામ સારૂ ઘરથી બ્હાર જઈ આવે તો તે રામપાત્રમાં
"જમણા પગનો અંગુઠો બોળીને ઘરમાં પેસે, તથા કોઈ સગું, પડોશી
"અથવા બીજું માણુસ જેવા સારૂ આવે તો તે પણ રામપાત્રમાં પગ
"બોળી ઘરમાં પેસે, કારણ કે, જે માણુસ બળિયાના ખાટલા પાસે જતું
"હોય તેના ઉપર પણ બીજા માણુસનો પડછાયો પડવા દેતા નથી; પણ
"પેલા રામપાત્રમાં પગ બોળે તેના પડછાયાનો બાધ ગણતા નથી. રજસ્વ-
"ળાનો પડછાયો તથા પુરૂષસંગમાં આવેલી બાયડીનો પડછાયો બળિયાના
"રોગવાળા બાળક ઉપર પડવા દેતા નથી, તથા ન્હાઈને શરીર લોહ્યું હોય
"નહિ એવા માણુસનો પડછાયો પણ પડવા દેતા નથી. આ છેલ્લાને માટે
"શી અડચણ હશે તે મારા સમજવામાં આવતું નથી. ઘરનાં સર્વે માણુસો
"લીંબડાનાં પાંખડાં પાસે રાખે છે, કારણ કે કોઈ અપવિત્ર માણુસનો પડ-
"છાયો તેના ઉપર પડે નહિ. આ પ્રમાણેની સર્વે સંભાળ રાખવાનો બંદો-
"બસ્ત મારા પડોશિયે કર્યો હતો. પછી જેમ જેમ દિવસ વધતા ગયા તેમ
"તેમ એ રોગ વધ્યો, એટલે ભણેલા બ્રાહ્મણ પાસે શીતલાસ્તોત્રના પાઠ
"કરાવ્યા. એ સ્તોત્ર રૂદ્રયામલ ગ્રંથમાં છે, અને તેમાં શીતળા દેવીનું વર્ણન
"કરેલું છે કે, 'શીતળાને ગધેડાની અશ્વારી છે, નાગે વેષે છે, અધું સૂપડું
"માથે ઓઢ્યું છે, હાથમાં ઉઢાણિયો છે, બીજા હાથમાં સાવરણી છે, અને
"તે ચાંડાલ જાતિની છે.' એવું દ્વિ અર્થી વખાણ કરીને પછી લખ્યું છે કે,
"હે મહાન્ દેવી ! તું જગતની માતા છે અને બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર, તથા
"ઇંદ્ર આદિક દેવ તારી નિરંતર પૂજા કરે છે, તે માટે હું તારી વિનંતિ કરૂં
"છું કે, આ બાળકને તું સુખ કરજે.' પછી એવા પાઠ બ્રાહ્મણ પાસે કરાવ્યા,
"તથા શીતળાને પ્રસન્ન કરવા સારૂ, ગધેડાને ઘાસ ખવરાવ્યું, અને ઘઉંના
"હોઠા ખવરાવ્યા. પણ રોગ તો વધતો ગયો. ત્યારે બાધાઓ રાખવા માંડી
"કે છોડીને સુખ થશે તો તેના ભારોભાર ગોળ તોળીને બ્રાહ્મણને વ્હેંચી
"દઈશ, તથા ખજુરની તુલા કરીશ. આવી નિત્ય બાધાઓ રાખી. વળી
"એવી પણ બાધા રાખી કે, આ છોડીને બહુચરાજી તેડી જઈ પગે લગા-
"ડીશું અને ત્યાં પચીસ બ્રાહ્મણ જમાડીશું. અને એ છોકરીના વાળ ત્યાં
"ઉતરાવીશું.[1] વળી તેની માએ બાધા રાખી કે, આ છોડીને બળિયા દેવને

[1] ગૂજરાતમાં ઘણું કરીને છોકરિયોના વાળ ઉતરાવવામાં આવતા નથી, પણ કચ્છ-
કાઠિયાવાડમાં ઘણીખરી નાતોમાં જેવામાં આવે છે. શાસ્ત્રમાં ચૌલ વિધિનો સંસ્કાર કહેલો

"પગે લગાડ્યા પ્હેલાં હું કાંચળી નહિ પ્હેરૂં, અને માથે બળતી શઘડી લઈને
"મ્હોડામાં ખાસડું ગૂ ભરેલું લઇને ત્યાં હું જઈશ. અને રૂપાનાં નયન
"(ચખોઇ), કાગળનો તા, અને સાકર તોલા બે અને દ્રાક્ષ આદિ ટાઢકની
"પડી લઈ જઈશ, તેમ જ, કોરો ઘડો ટાઢા પાણીનો લઈ જવાની પણ
"તેણે બાધા રાખી. વળી તેના બાપે બાધા રાખી કે, બળિયે પગે લગાડ્યા
"પ્હેલાં હું પાઘડી નહિ પ્હેરૂં, અને બળિયાની જગ્યા ચાર ખેતરવાહ રૂહેશે
"ત્યાંથી લોટતો જઈશ. ત્યારે બાયડિયે કહ્યું કે તમારે શરીરે સુખ નથી, માટે
"બે ખેતરવાહને છેટેથી ગડથોલાં ખાવાં માનો. ત્યારે તેણે કહ્યું કે, 'મારી
"દીકરીને જીવતી રાખશે તો હું આટલું દુઃખ ભોગવીશ.' એ પ્રમાણે આખો
"દહાડો એક પછી બીજી દેવની બાધા આખડિયો રાખવામાં ગયો, પણ
"છોકરીને સારૂં થયું નહિ. ત્યારે માબાપ રોવા લાગ્યાં, એટલે જોવા આવ-
"નારાંએ ધીરજ આપી કે તમે રોશો નહિ, બળિયા બળિયા કરો. ત્યારે એની
"માએ કહ્યું કે સુવો પીટયો બળિયો, મારો પેલા ભવનો વેરવી, ગોઝારો,
"મારી દીકરીનો જીવ લેવા આવ્યો છે. પછી બીજા માણસ કહે કે બાઈ!
"એમ બોલો નહિ એ તો જેમ રાજા કારભારીનો દંડ લેવા સારૂ ઘણો ત્રાસ
"દેખાડે તેમ બળિયો માનતાઓ સારૂ અકળામણ દેખાડે, તેથી અકળાવું
"નહિ, અને આપણા ઘરને છોકરેછઇયે જાણ્યે અજાણ્યે બળિયાની ઠેકડી
"કરી હોય તે સારું વિનતિ કરો. પછી બળિયાની વિનતિનાં વચન કહ્યાં તે
"લખતાં મને લાજ આવે છે, તે આ પ્રમાણે છેઃ–'ઓ બળિયા! અમે કોઈ
"દહાડો જાણ્યે અજાણ્યે, તારી ઠેકડી કરી હોય તો તું ક્ષમા કરજે, અમે
"ભૂલ્યાં, અમે જખ મારી, તારૂં ગૂ ખાધું, ભલો થઇને હવે તું મારી દીકરીને
"સુખ કર. આટલું કરતાં છતાં પણ તે દીકરી મરી ગઈ. ત્યાર પછી બળિયાને
"ઘણી ઘણી ગાળો દઇને હાય ગોઝારા હાય હત્યારા! કરીને કૂટણામાં કૂટયો,
"તથા બળિયાના નામને રોઇયો. પછી માસ એક જતે તેના જ દીકરાને બળિયા
"નિસર્યા એટલે પછી એ જ રીતે બળિયાની બાધાઓ રાખી. છોકરો સાજો
"થયો ને બધી બાધાઓ પૂર્ણ કરી."

"શીતળા સાતમ" પછી જન્માષ્ટમી[1] આવે છે તે દિવસે શ્રીકૃષ્ણનો જન્મ થયો છે. આઠમને દિવસે ઉપવાસ કરવો પડે છે. મહારાજનો જન્મ

---

છે ખરો, પરંતુ વિધવાનો ચોટલો મુંડાવી નાંખે છે તેથી છોકરિયોનું મુંડન કરાવે તો વિધવાસૂચક અપશકુન થયા ગણાય છે. મુંડન કરાવવાથી વાળ કાળા ભ્રમર જેવા શોભાયમાન થાય છે. ર. ઉ.

૧ શ્રાવણ વદિ ૮ શ્રીકૃષ્ણની જન્મતિથિ છે. ર. ઉ.

મધ્ય રાત્રે થયેલો છે તેથી જ્યાં જ્યાં કૃષ્ણમંદિર હોય છે. ત્યાં ત્યાં આખી રાત્રિ રાજાના કુંવરના જન્મને દિવસે જેટલો વિધિ કરવામાં આવે છે તેટલો તે રાત્રિયે કરવામાં આવે છે. બાળકૃષ્ણની મૂર્ત્તિને પાલણામાં ઝુલાવે છે, તેના મ્હોં આગળ વાદિત્ર વજડાવે છે; અને વિવિધ પ્રકારનાં નૈવેદ્ય ધરાવામાં આવે છે, જન્મ થવાની વેળા આવે છે ત્યારે ઘણા સેવકોની મંદિરમાં ભીડ થાય છે.

શ્રાવણ મહિનાની પુનમનો દિવસ "બળેવ"નું પર્વ ગણાય છે. એ દિવસે વિષ્ણુના વામન અવતારને બળી રાજા સાથે તકરાર થઈ હતી. આ પર્વને દિવસે બ્રાહ્મણો નદીકિનારે કે તળાવે જઈને શાલિગ્રામની પૂજા કરે છે, અને "દેહશુદ્ધપ્રાયશ્ચિત્ત" કરે છે, એટલે આખા વર્ષમાં જે પાપ કર્યાં હોય તે બાળી નાંખવાને અને શૂદ્રના શરીરને સ્પર્શ થયો હોય તેથી શુદ્ધ થવાને ક્રિયા કરે છે; તે વિષે હવે પછી લખવામાં આવશે. બ્રાહ્મણોના પૂર્વજ સપ્તઋષિ થઈ ગયા, તેમની, અને તેઓની અર્ધાંગના અરૂંધતીની, કુશ ગ્રાસની ગુંથીને આઠ મૂર્ત્તિયો કરે છે. આ દિવસે તેઓ જૂનું જનોઈ બદલીને નવું પ્હેરે છે. તે જનોઈ તેઓએ કે પછી બીજા કોઈ બ્રાહ્મણોએ એક બે માસ અગાઉ તૈયાર કરી રાખેલું હોય છે અને તૂટે નહિ એવું મજબુત કરવાને તેઓ સંભાળ રાખે છે. કેટલાક બ્રાહ્મણો જે વિધિમાં ઘણા જ ચોક્કસ હોય છે તેઓ નવાં જનોઈ કરવા સારૂ પોતાના ઘરમાં કુંડામાં કપાસના છોડ વાવે છે અને તેના રૂનું જનોઈ બનાવે છે: સપ્તઋષિની કુશ ગ્રાસની મૂર્ત્તિ સાથે જનોઈનો સ્પર્શ કરીને પછી તેઓ પ્હેરે છે અને જૂનું જનોઈ તોડીને જળમાં નાંખી દે છે. પ્હેરતાં પ્હેલાં દર્ભ અને જનોઈ હાથમાં લઈને ધુવે છે, પછી ઋષિઓને જળમાં પધરાવે છે; અથવા તો આખા વર્ષ સુધી પૂજા કરવાને ઘેર લઈ જાય છે. આ સમયે ઋષિને ચોમાસાના નવા પાણીના અર્ઘ્ય આપવામાં આવે છે અને તેમના દ્વારાએ દેવોને તે પ્હોંચાડવામાં આવે છે.

પછી ગોર પોતાના યજમાનોને રાખડી (રક્ષા) બાંધે છે. તે રેશમની કે સૂતરની હોય છે. અસલને વારે એ મહિનામાં રોગ ચાલતો હતો તેથી દોરો બાંધવા ઉપરથી એ ચાલ પડેલો છે એમ કહેવાય છે.[1] પછી બ્રાહ્મણો ગામમાં આવીને પોતાના યજમાનોને અને સગાંવ્હાલાંને રાખડિયો બાંધે છે.

---

૧ વિષ્ણુએ વામન અવતાર લઈ બલિરાજાને સપ્ત પાતાળ (૧ અતલ, ૨ વિતલ, ૩ સૂતલ, ૪ તલાતલ, ૫ રસાતલ, ૬ મહાતલ, અને ૭ પાતાલમાંના ત્રીજા સુતલ લોકનું રાજ્ય આપી, નિરંતર પોતે તેની ચોકીમાં રહેવા લાગ્યા. પછી દેવતાઓ વિષ્ણુનાં દર્શન વિના મુંઝાતાં શ્રાવણ સુદિ ૧૫ ને દિવસે, લક્ષ્મીજીને સમજાવી બલિરાજાની બ્હેન તરીકે યાચના કરવા મોકલ્યાં. દેવિયે ત્યાં જઈ, પોતાનો ભાઈ ગણી,

ભાદ્રપદ શુદિ ચોથનો દિવસ ગણેશચતુર્થી કહેવાય છે. તે દિવસે ગણેશનો જન્મ થયેલો છે. માટીના ગણપતિ બનાવીને ભારે પોષાક તેમને પ્હેરાવે છે અને સ્થાપના કર્યા પછી તે અગિયારસ સુધી નિત્ય પૂજા કરે છે અને તે દેવને જે પ્રિય ભોજન (મોદક) છે તેનું નિત્ય નૈવેદ્ય ધરાવે છે. અગિયારશને દિવસે મ્હોટી ધામધુમથી ગાજતે વાજતે ગણપતિને જળમાં પધરાવવાને લઈ જાય છે. એક બ્રાહ્મણ પછી પોતાના હાથમાં ગણપતિ લઇને તરામણા પાણીમાં જઇને ગણપતિને બૂડાડિને તરતો તરતો કિનારે પાછો આવે છે અને બાકીના બધા લોકો જે સામે કિનારે જોયાં કરતા હોય છે તેઓ કેટલીક વાર સુધી મુગા રહે છે. પછી ઉઠે છે અને ધ્વજા, છત્ર, ચામર ફરીને પાછાં ઉંચાં કરે છે. બંદુકોના અવાજ કરે છે. ઘોડેસ્વારો પોતાના ઘોડાને કુંડે નાંખે છે અને બાજિયા લેવરાવે છે. હાથિયો જેમ ઝૂલતા ઝૂલતા ચાલે છે તેમ તેઓનાં ઘંટ વાગે છે અને શહરમાં અશ્વારી પાછી જાય છે.

ગણપતિને લાડુ પ્રિય છે માટે તે ગણેશચતુર્થીને દિવસે ગરીબ લોક બનાવે છે. એ દેવની મૂર્ત્તિના હાથમાં લાડુ ઝલાવે છે તેનું કારણ પણ એ જ છે. ગણપતિને નૈવેદ્ય ધરાવ્યા પછી કોળ અને ઉંદર જે ગણપતિના માનીતાં વાહન ગણાય છે તેઓને ખવરાવવા સારૂ તેમના ઘરમાં કોઠિયો ને પેટિયો ઘણી હોય છે તેઓને વચાળે તેનો ગેર કરીને નાંખે છે.

ગણેશચતુર્થીને દિવસે ચન્દ્ર જોવામાં આવે તો ઘણું ખોટું ગણવામાં આવે છે તેનું કારણ એવું સમજવામાં છે કે, જે જૂવે છે તેને માથે આખા

---

બલિરાજાને રક્ષા (રાખડી) બાંધી આશિષ્ દીધી. તે પરથી બલિરાજા પાસે વિષ્ણુએ ચોમાસાના ચાર માસ પાતાળમાં રૂહેવું અને આઠ માસ પોતાના સ્થાનમાં રૂહેવું, એમ ઠર્યું. ત્યારથી રક્ષાબંધનનો રીવાજ ચાલ્યો કહેવાય છે. રક્ષા બાંધનાર આ રીતે આશીર્વાદ આપે છે:—

येन बद्धो बली राजा, दानवेन्द्रो महाबलः ।
तेन त्वामपि बध्नामि, रक्षे मा चल मा चल ॥

(મહાબલ વાળો દાનવોનો ઇંદ્ર, એવો જે બલિરાજા તે જેનાથી બંધાયો તેથી હું તને બાંધું છું. હે! રક્ષા! તું ચલાયમાન થજે મા, થજે મા.)

કોઈ કહે છે કે અભિમન્યુ (પાંડવ અર્જુનનો કુંવર) ચક્રાવાના યુદ્ધમાં ચડ્યો ત્યારે તેની દાદી કુંતાજિયે તેને રક્ષા બાંધી હતી. તે ઉપરથી રાખડી બાંધવાનો ચાલ પડ્યો. ૨ ઉ.

વર્ષની અંદર ગમે ત્યારે પણ આળ આવે છે. પણ જો તે કારણે નીચેના શ્લોકનો[1] અહર્નિશ જપ કરવામાં આવે છે તો આળ આવતું નથી. કેટલાક લોક ચન્દ્ર જોવાય નહિ એટલા માટે ઘરમાં પેશીને બારિયો બંધ કરી દે છે. કેટલાકને કોઈ કામને પ્રસંગે બ્હાર જવું પડે છે અને ચન્દ્ર જોવામાં આવે છે તો ગાળો ખાવા માટે લોકોના છાપરા ઉપર ઈંટો નાંખે છે તે એવી સમજથી કે ગાળો ખાવામાં આવે, એટલે બીજું આળ માથે આવે નહિ અને એટલાથી જ પતી જાય.

ગણેશચતુર્થીની પછીનો દહાડો "ઋષિપંચમી" ક્‌હેવાય છે. આ દિવસે ગૂજરાતનાં લોકો સામો ખાય છે તે એવા વિચારથી કે ઋષિઓ નિવાર ખાઈને ર્‌હેતા હતા માટે આપણે પણ એક દિવસ એવી જ જાતનું અનાજ ખાઈને ર્‌હેવું.

ચોમાસામાં બીજી ઋતુ કરતાં જીવોત્પત્તિ વિશેષ થાય છે એવી ધારણા કરીને કેટલાક જૈનધર્મી બે માસના અપવાસ કરે છે; તે "પચુસણ"[2] ક્‌હેવાય છે. ખરેખરો પોસો કરવામાં આવે તો એ મહાતપ છે. શ્રાવક હોય છે તે ન્હાતા નથી, અને ગમે તે પ્રકારની ધોવાની સ્વચ્છતા રાખવાથી દૂર ર્‌હે છે. કશું ખાતા પણ નથી, ને માત્ર ઉકાળેલું પાણી ઠંડુ પડ્યા પછી પીને

---

૧ સત્યભામાના બાપ સત્રાજિત જાદવે, સૂર્યની આરાધના કરી ત્યારે સૂર્યે તેના ઉપર પ્રસન્ન થઇને સ્યમંતક મણિ આપ્યો. તેની પૂજા કરવાથી દિન દિન પ્રતિ ૨૦ ભાર સોનું ઉત્પન્ન થતું હતું. એ મણિ સત્રાજિતનો ભાઈ પ્રસેનજિત કોટે પ્હેરીને શિકાર ખેલવા ગયો, તેને સિંહે મારયો, અને તે સિંહને જાંબુવતે મારીને મણિ લઈ લીધો, અને પોતાના બાળકને પાલણે બાંધ્યો. કૃષ્ણે પોતાના સસરા પાસે મણિ જોયો હતો ત્યારે તેનાથી એમ ક્‌હેવાઈ જવાયું હતું કે "આવો મણિ તો કોઈ રાજા સરખા "પાસે શોભે, તમારી પાસે શોભે નહિ." આવું કૃષ્ણનું ક્‌હેવું ને ઉપર પ્રમાણે મણિનું ખોવાવું એ બન્નેનો યોગ આવી ગયો તેથી કૃષ્ણને માથે મણિ ચોરયાનું આળ આવ્યું ને એવું થવાનું કારણ એમ થયું કે, કૃષ્ણનાથી ચોથનો ચન્દ્રમા જોવાયો હતો. આળ ઉતારવા કૃષ્ણે જાતે શોધ કરયો અને જાંબુવતને પગલે પગલે તેને ઘેર જઈ પ્હોંચ્યા. ત્યાં તેની સાથે ૨૧ દિવસ સુધી યુદ્ધ કર્યું ને જય મેળવી મણિ લીધો, તથા જાંબુવતે પોતાની પુત્રી જાંબુવતી તેમને પરણાવી, એ જ વાતનો સારસૂચક નીચે પ્રમાણે શ્લોક છે, તેનો જપ કરવાથી આળ આવે નહિ એમ લોકો માને છે.

सिंहः प्रसेनमवधीत् सिंहो जांववता हतः ।
सुकुमारक ! मा रोदिस्तव एष स्यमंतकः ॥ ર. ઉ.

૨ पर्युषण એટલે સેવન, તે ઉપરથી માગધી ભાષામાં પજ્જુસણ થયું અને તે ઉપરથી 'પચુસણ' શબ્દ થઈ ગયો. ર. ઉ.

રહે છે, ઘણા ખરા જૈનધર્મી કેટલાક દિવસના અપવાસ કરે છે, અને પચુસણનો છેલો પોસો જે ઋષિપંચમીને દિવસે આવે છે તે તો સર્વે કોઈ કરે એમ માનવામાં આવે છે. પોસા કરવાથી ઘણા લોકનું મરણ નીપજ્યું હોય તે જાણવામાં આવે એ હેતુ ઉપરથી (એમ ક્હેવામાં છે) દરેક શ્રાવક પોતાનાં સગાંવ્હાલાંને ઘેર જાય છે.[1] તે જેવો પોતાના સગાંવ્હાલાંને ઘેર જાય કે તુરત તેને ખભે ખભો અડકાડીને મળે છે અને નીચે પ્રમાણે ક્હે છે:—

"બાર મહિના, ચોવીશ પખવાડિયાં, બાવન અઠવાડિયાં, એટલા કાળમાં "મેં કંઈ પણ તમોને દુઃખ લાગે એવું કહ્યું હોય અથવા કર્યું હોય તેની મને "ક્ષમા કરજો."[2]

જૈનધર્મના સાધુઓ, તેમાં મુખ્યત્વે કરીને જે ઢુંઢિયા[3] ક્હેવાય છે

---

૧ જેમ દીવાળીના પડવા(કાર્તિક શુદિ ૧)ને દિવસે એકબીજાને મળવાનો હિન્દુઓમાં રીવાજ છે તેમ જૈન લોકોમાં પચુસણને બીજે દહાડે એક બીજાને મળી આખા વર્ષમાં જાણ્યે અજાણ્યે થયલા અપરાધની (ગુન્હા) ક્ષમા માગવાનો રીવાજ છે; તેને ખમત ખમણા ક્હે છે.

૨ આ કથન મૂળ માગધી ભાષામાં ક્હેવામાં આવતું તેમાં હવણાં ઘણા અશુદ્ધ ફેરફાર થઈ ગયા છે:-बार मासाणं, चोवीस पख्खाणं, त्रणसे साठ राई दियाणं. કેટલાક આમ પણ ક્હે છે,-अडतालीस आईत वार, त्रणसे साठ दाहाडानो मिच्छामिदुक्कडं (इच्छामि दुक्कं) એ પ્રમાણે અન્યોન્ય કહે છે. આખા વર્ષમાં એક બીજાને વેર બંધાયું હોય છે તો ઉપરના વચનથી સર્વે અપરાધ ક્ષમા કરી અન્યોન્ય સલાહ કરવાનો એ વાક્યનો મૂળ હેતુ છે, અને તે હેતુ ઘણો નિર્મળ અને લાભદાયક છે, પણ તે પ્રમાણે સર્વે સમજીને વર્તતા હોય તો ઘણું સારૂં છે. પોતાના ગુરૂની પાસે ક્ષમા માગવામાં આવે છે તે વધારે વિસ્તારવાળી છે અને તેનો હેતુ પણ ઉત્તમ પ્રકારનો છે. ર. ઉ.

૩ સંવત્ ૧૭૦૦(ઈ. સ. ૧૬૪૪)ની પહેલાં ઢુંઢિયાનો પંથ ઉત્પન્ન થયો ન હતો એમ ક્હેવાય છે. ઢુંઢિયા શબ્દનો અર્થ "શોધનાર" અને તે ઉપરથી જૈન ધર્મનો સુધારો કરનારા તરીકે એ પંથવાળાઓએ તે નામ ધારણ કર્યું. તેઓના પ્રતિપક્ષી 'તપા' પંથવાળા 'ઢુંડ' એટલે 'છોતરૂં' તે ઉપરથી ઢુંડિયા (ઢુંઢિયા) એટલે 'સાવક દાણાનાં છોતરાં' એવો અર્થ લગાવે છે. ઢુંઢિયા લોકોને દેવાલય નથી હોતું અને મૂર્તિયો પણ પૂજતા નથી. જીવહિંસા થાય નહિ એવા વિચારથી તેઓ ન્હાતા નથી, અને ઉકાળીને ઠંડું કરેલું પાણી હોય તે વિના બીજું પીતા પણ નથી. ઢુંઢિયા સાધુઓ સૂગ ચડે એવા હોય છે, તે પોતાની પાસે માલમિલકત રાખતા નથી. જે સ્થાનકમાં તે રહેતો હોય છે તે પણ તેના પંથિયોનું હોય છે. તે વ્હોરવા જાય છે ત્યારે જ માત્ર પોતાનું રહેઠાણ છોડે છે. તે પોતાના હાથમાં ઓગો રાખે છે, તે વતી જે જગ્યા ઉપર તેને બેસવાનું હોય છે અથવા જે રસ્તા ઉપર તેને ચાલવાનું હોય છે તેના ઉપર કાંઈ જીવજંતુ

તે પચુસણમાં "સંથારા"નું વ્રત લે છે, એટલે ખાધા પીધા વિના પ્રાણત્યાગ કરે છે. આ પ્રમાણે કરવાનો સાધુ નિયમ લે છે, એટલે દેશાવરમાં વાત ફેલાય છે, અને તેનાં દર્શન કરવાને ચોમેરથી શ્રાવક લોક આવે છે. કહે છે કે પંદર દિવસ સુધી એ સાધુ બેશી શકે છે અને ત્યાર પછી પથારિયે સૂવે છે અને આસપાસ બેઠેલા ભીનું લૂગડું કરીને તેના સોસાઈ જતા શરીરે દાબે છે, પણ કોઇ પણ જાતિનું ખાવાનું નહિ આપવાને બહુ કાળજી રાખે છે.

જ્યારથી, સાધુ વ્રત ધારણ કરે છે, ત્યારથી, તેની માંડવીની તૈયારિયો થવા માંડે છે, ઝળકા અને રંગીન કાગળો ચ્હોડીને શૃંગારેલી માંડવીમાં (પાલખીમાં) તેને બેસારે છે અને નિશાનનગારાં સહિત ધામધુમથી ફ્હાડે છે તે વેળાએ, જે સ્ત્રિયોને છોકરાં થતાં હોય નહિ તે સાધુની માંડવી તળેથી નીકળી જાય છે અને તેનાં લૂગડાંના કડકા લેવાની પેરવીમાં પડે છે.

ભાદ્રપદ શુદિ ચૌદશ તે "અનંત ચૌદશ" કહેવાય છે, એ નામ પૃથ્વીધર શેષશાઈના નામ ઉપરથી પડેલું છે. ગમે તે કાર્યસિદ્ધિને માટે અનંતનું વ્રત ધારણ કરવામાં આવે છે, તે ચૌદ વર્ષ સુધી કરવું પડે છે, પણ તે કરવામાં ઘણી ખટપટ નથી. દર વર્ષે ચૌદ ગાંઠનો નવો દોરો જમણે હાથે બાંધવો પડે છે. વ્રત ધારણ કરતી વેળાએ વિષ્ણુની પૂજા કરે છે, અને નરજાતિ હોય એવા નામના પદાર્થના ભોજનનું નૈવેદ્ય ધરાવે છે. દર વર્ષે નવો દોરો ચૌદ વર્ષ સુધી બદલ્યા પછી ઉદ્યાપન કરવામાં આવે છે તે દિવસે હોમ કરે છે, પછી વિષ્ણુને સારૂ જૂદાં જૂદાં ધાન્યનાં મંડળ પૂરીને ચૌદ ત્રાંબાનાં કોડિયાં તથા નાળિયેર,

---

હોય તે દૂર કરે છે. દમ લેતાં તેના મ્હોમાં જીવજંતુ આવીને ન્હાશ પામે નહિ, એટલા માટે, લૂગડાનો કડકો બાંધી લે છે, તેને મુમતી કહે છે. તેનાં લૂગડાં અને શરીર અતિશય મેલાં હોય છે અને તે ઉપર જીવ પખરાઈ જાય છે.

કાઠિયાવાડ માંહેલા ગોંડલમાં, મ્હોટું શ્રાવકનું દેરાસર છે, ત્યાં, આસરે પંદર વર્ષ ઉપર, ઢુંઢિયા અને તપા વચ્ચે ધાંધળ ઉઠી હતી, તેમાં ઢુંઢિયાની જિત થવાથી તેઓએ મૂર્ત્તિયોનો ન્હાશ કરયો. ત્યાર પછી વાંકાનેરમાં પણ એવી જ લડાઈ ઉઠી હતી, તેમાં સગાંવ્હાલાં એકબીજા ઉપર હથિયાર લઈને ઉઠયાં હતાં. ઝાલા ઠાકોરનાં માણસ લડાઈ થતી અટકાવવાને વચ્ચે પડ્યાં, તેથી બન્ને પક્ષવાળા જુસ્સાભેર તેમના ઉપર તૂટી પડ્યા હતા.

કચ્છના તપાઓને એવું ભય લાગ્યું કે ઢુંઢિયા આપણે ઠેકાણે થઈ જશે, એટલે તેમણે શ્રાવકના બે વિભાગ કરી નાંખ્યા. અમદાવાદમાં તપા અને ઢુંઢિયા એકઠા જમે, છે પણ કન્યા આપતા લેતા નથી. ઢુંઢિયાઓ પોતાના વધારે વૈરાગ્યને લીધે તેમના પ્રતિપક્ષિયો કરતાં આજ સુધી ઘણા સધર્મી મેળવી શક્યા છે, અને એક નવો અને વધારે સખતાઈવાળો પંથ સમવેગી કરીને તપાઓમાં નીકળ્યો છે. ર. ઉ.

મૂકે છે, પછી દેવની સ્થાપના કરીને પૂજન કરવામાં આવે છે. આ વેળાએ બાધા મૂકનાર બીજાં જે કોઈને વ્રત લેવાની ઇચ્છા હોય છે તેને ચૌદ દોરા આપે છે અને સ્ત્રીપુરૂષના જોડાને ઉમામહેશ્વર ઠરાવીને પૂજા કરે છે અને ચૌદ જોડી વસ્ત્ર આપે છે.

અનંતનું પુસ્તક એક પુરાણ ગણાય છે તેમાં કેટલીક કથા છે તેમાં કૃષ્ણે યુધિષ્ઠિર અને બીજા પાંડુપુત્રોને કહ્યું છે કે હું અનંતનો અવતાર છું, માટે એ વ્રત તમે ધારણ કરો. તેનો મહિમા વર્ણવતાં સત્ય યુગમાં એક બ્રાહ્મણની સ્ત્રિયે એ વ્રત ધારણ કર્યું હતું, તેથી પોતાના સ્વામીને ધન કેવી રીતે મળ્યું અને અજ્ઞાનપણે તેના ધણિયે દોરો છોડાવી નંખાવ્યો તેથી તે કેવી રીતે ઓગળી ગયું તેનું કારણ જ્યારે જાણવામાં આવ્યું ત્યારે બ્રાહ્મણે પશ્ચાત્તાપ કરીને અનંતની પ્રાર્થના કરી, એટલે, તેમણે ધન કેવી રીતે આપ્યું, તથા તે સાથે તેને ધર્મ આપીને મરણ પામ્યા પછી વિષ્ણુ લોકમાં વાસ કરવાની આશા કેવી આપી, અને એવી જ બીજી ચમત્કારી વાતો, અનંતની[1] પૂજા કરવાથી કેમ બની તે વર્ણવેલું છે, પણ તે સર્વ આ ઠેકાણે દાખલ કરવાને બની આવે એમ નથી.

આશ્વિન શુદિ પડવાથી તે નવમી સુધી નવરાત્રીના ત્હેવાર ચાલે છે. એ પર્વ શિવની અર્ધાંગના દુર્ગા અથવા કુલદેવીનું ગણાય છે. પર્વને પ્હેલે દિવસે, ભીંતને ધોળીને તેના ઉપર સિન્દુરવતી ત્રિશૂલ ચીતરે છે. માતાનું સ્થાનક પર્વત ઉપર અથવા જંગલ કે એવી જ બીજી જઈ શકાય[2] નહિ એવી જગ્યાએ હોય છે. તેનું અનુકરણ કરવા ત્રિશૂલની આગળ માટી પૂરીને ઢગલામાં ઘઉં, જવ ઇત્યાદિ વાવીને તે ઉપર ત્રાંબાનું પાણીવાસણ મૂકીને તેમાં નાળિયેર મૂકી ષોડશોપચાર પૂજા માંહેલા પ્રથમ ઉપચારથી તેનું આવાહન કરે છે. ત્રિશૂલની પાસે ગરબો કોરાવીને તેમાં દીવો કરી મૂકે છે. ગામડામાં તો ફળિયા વચ્ચે મંડપ કરી ત્યાં મૂકે છે અને દીવા શણગારી તેની આસપાસ તાળિયો પાડીને ગરબા ગાય છે. નવરાત્રીના નવે દહાડા લગી માતાની આગળ ઘીનો દીવો અખંડ બાળે છે, અને ઘરમાંથી જે નવરાત્રી કરતું હોય છે અને

---

૧ શેષ એટલે કાંઈ પણ વસ્તુનું બાકીનું, જેમ કે હસ્તલિખિત પુસ્તકનાં લખવામાં આવેલાં નહિ એવાં કોરાં પાનાં, અને તે ઉપરથી જગતની આસપાસના અને આધારભૂત અવકાશને પણ તે લાગુ પાડવામાં આવે છે. આ પણ વળી "નાગ" (ગતિ હીન)- અનંત અને શેષનાગને વળી ભૂધર (ભૂ=પૃથ્વીનો ધર=ધારણ કરવાવાળો) શબ્દ લગાડવામાં આવે છે. અનંતની ચતુર્દશીની કથામાં આ વર્ણન છે. ર. ઉ.

૨ એ ઉપરથી જ દેવીનું નામ, દુર્ગા એટલે જેની પાસે જવાને કઠિણ, એમ પડ્યું છે.

અન્ન ખાતું નથી તે દીવાની સંભાળ રાખે છે. તેની દીવટ સંકોરે છે અને ઘી પૂરે છે. ગોર પૂજા કરાવે છે, અને ચંડીપાઠ કરી જાય છે. આઠમને દિવસે હવન થાય છે. આરાસુરી માતાને દેરે અને ચુંવાળદેવીને પારે કોળી લોકો આવે પ્રસંગે પોતાના સગાંવ્હાલાં કે છોકરાં માંદાં પડ્યાં હોય તેની બાધા રાખી હોય તે પ્રમાણે જીવનું બલિદાન આપે છે. નવમીને દિવસે માટી ઉપર વાવેલા જવારા ઉગ્યા હોય તે નદીમાં કે તળાવના પાણીમાં પધરાવે છે કે જેથી કરીને તે અપવિત્ર થાય નહિ. દીવો ગરબામાં મૂકેલો હોય છે તે સુદ્ધાંત ગરબો લાવીને માતાને ત્યાં મૂકે છે. નવરાત્રીના દિવસોમાં રજપૂત ઠાકોરો અને બીજા ક્ષત્રિય કુળના માણસો પોતાના અને પોતાના આશ્રિતોનું આખા વર્ષમાં ભલું થાય એટલા માટે કુલદેવીના દેરા આગળ પશુવધ કરી બલિદાન આપે છે. નાળ(તોપ)ને તેઓ દુર્ગાદેવીનું સ્વરૂપ સમજીને તેના ઉપર ત્રિશૂળ કાહાડે છે, ચાંલ્લા કરે છે, અને દીવા સળગાવે છે.

નવરાત્રીની નવમીની પછીનો દિવસ "દસરા" કહેવાય છે. એ દિવસે પાંડુપુત્રોએ વૈરાટ નગરમાં પ્રવેશ કર્યો હતો, અને શ્રી રામચંદ્રે લંકાના રાવણ રાજાને મારી નાંખ્યો હતો; તેથી તે એક પર્વ ગણવામાં આવે છે. આ બન્ને વાતો મહાભારત અને રામાયણમાં વર્ણવામાં આવી છે. અર્જુને અને તેના ભાઈયોએ શમી વૃક્ષ ઉપર પોતાનાં હથિયાર રાખ્યાં હતાં તે ઉપરથી દસરાને દિવસે હિન્દુઓ શમીની પૂજા કરવા જાય છે. તેને અપરાજિતા અથવા કદિ જિતાય નહિ એવી દેવીને નામે પંચામૃત[1] છાંટે છે. પાણીનું પ્રક્ષાલન કરે છે, અને વસ્ત્ર ચડાવે છે, તેના મુખ આગળ દીવો પ્રકટે છે, ધૂપ કરે છે, અને ચંદનના છાંટા નાંખે છે, પછી નૈવેદ્ય ધરાવે છે. ત્યાર પછી પ્રદક્ષિણા ફરતાં ફરતાં નીચે પ્રમાણે શ્લોક ભણે છેઃ—

शमी शमयते पापं शमी शत्रुविनाशिनी ।
अर्जुनस्य धनुर्धारी रामस्य प्रियवादिनी ॥
अर्जुनस्य धनुर्धारी, रामस्य प्रियदर्शिनी ।
लक्ष्मणप्राणदातृ च, सीताशोकनिवारिणी[2] ॥

તે પછી તે એક પછી એક દશે દિગ્પાલનું પૂજન કરે છે, તેમાં પ્રથમ તો પુર્વ દિશાના અધિષ્ઠાતા ઈન્દ્રની નીચે પ્રમાણે પ્રાર્થના કરે છેઃ-

---

૧ દૂધ, દહીં, ખાંડ, ઘી, અને મધ એટલાનું મિશ્રણ. ર. ઉ.

ર અસલમાં જે શ્લોક દાખલ કરેલો છે તે ધર્મસિંધુ નામના ગ્રંથમાં શમીપૂજનનો વિધિ છે તેમાં જેવામાં આવતો નથી. પણ એ વિષેનું એક નિરાળું અષ્ટક છે, તેમાં કદાપિ હશે. ર. ઉ.

"पूर्वस्यां यानि कार्याणि तानि कार्याणि साधय"

"પૂર્વમાં તમારે જે કાંઈ કામ હોય તે સર્વે પરિપૂર્ણ કરો."

એ જ પ્રમાણે બાકીના નવની પ્રાર્થના કરે છે. આ વેળાએ, બળેવને દિવસે રાખડી બાંધી હોય તે તોડી નાંખે છે.

રજપૂત ઠાકોરો દસરાની સાંજે ગઢ રક્ષણ કરનારી ગઢેચી દેવીનું પૂજન કરે છે. શમીપૂજન કરીને ઘર ભણી પાછા વળે છે, ત્યારે, ટોળિયો થઈને ભાલા ફેરવે છે, ઘોડા દોડાવે છે અને સેના જેમ રણક્ષેત્રમાં જતી હોય એવો પ્રકાર મચાવે છે, તોપની સલામતી પણ આપવામાં આવે છે.

ઘણા હિન્દુઓ ઘેર જતી વેળાએ શમીના થડ આગળની માટી, થોડાં તેનાં પાંદડાં, સોપારી, અને દુર્ગાની સ્થાપના કરી હોય તે વેળાએ ત્યાં જે જવારા વાવ્યા હોય તે લે છે. પછી તે સર્વેને એકઠું કરીને બાંધી રાખે છે અને પરગામ જવું હોય છે ત્યારે સંગાથે લેતા જાય છે. જવારા શણગાર તરીકે પાઘડીમાં પણ ઉભા ખોસે છે.



## પ્રકરણ ૭.

### લગ્ન.

ગૂજરાતના હિન્દુઓની જૂદી જૂદી નાતો બંધાયલી છે અને પ્રત્યેક નાતમાં જૂદાં જૂદાં પાંખિયાં બંધાયાં હોય છે. જ્યારે તેઓમાં લગ્ન થવાનું હોય છે, ત્યારે પોતાના પાંખિયામાં જ લગ્ન કરે છે. બ્રાહ્મણો લગ્ન કરતી વેળાએ ગોત્ર જૂવે છે. ગોત્રનું નામ તેમના પૂર્વજના નામથી પડેલું હોય છે, તે ક્યારે પડેલું તે ચોખ્ખી રીતે તેમના જાણવામાં હોતું નથી. તેથી એક જ ગોત્રમાં તેઓ લગ્ન કરતાં નથી. બીજા જે હિન્દુઓને બ્રાહ્મણોની પેઠે પોતાના પૂર્વજોની વાત જાણવાનું સાધન હોતું નથી તેઓ બ્રાહ્મણોની પેઠે એટલા બધા ચોક્કસ રહેતા નથી પરંતુ ધોરણ તો તે જ રાખે છે. વહીવંચા અથવા નાતભાટ હોય છે તે ઘણું કરીને વીશ પેઢી સુધી તપાશી આપી શકે છે, અને અમુક પ્હેડી સુધી લગ્ન થાય કે ના થાય એવું જે ઠરાવેલું હોય છે તે પ્રમાણે નાતભાટની સૂચના સાથે મેળવી જોઇને લગ્ન કરવું કે નહિ તેનો નિશ્ચય થાય છે. આ નિયમ સિવાય બીજો એક ચાલ છે, તે ઓછો વજનદાર છે, તથાપિ બધે પાળવામાં આવે છે. તેમાં એમ ઠરાવ્યું છે કે મોસાળપક્ષની પાંચ પ્હેઢી લગી તથા ઓરમાઈ મોસાળની ત્રણ પ્હેઢી સુધીમાં લગ્ન થાય નહિ. વળી એમ પણ ઠરાવ્યું છે કે કાકીની બ્હેન સાથે પણ લગ્ન થઈ શકે નહિ.

એક જ નાતમાં જૂદાં જૂદાં કુળ હોય છે તે સર્વની ગણના સરખી થતી નથી. ઘણું કરીને જે કુળના પૂર્વજોએ નાતને જેવો લાભ કર્યો હોય તે પ્રમાણે બીજા કુળ કરતાં તેની વિશેષ કુલીનતા બંધાઈ છે.[1] કન્યાનાં માબાપને, પોતાની પુત્રી સારા કુળમાં પરણાવવાની સદા કાળજી રાખવામાં આવે છે. પુત્રીને નીચા કુળમાં પરણાવવી, એ હલકું ગણવામાં આવે છે, અને રજપૂત, તેમ જ વળી, ગૂજરાતના કણબિયો( પાટીદાર )માં દૂધ પીતી કરી દેવાનો ચાલ એ જ વિચાર ઉપરથી પડેલો છે.[2]

---

૧ મારા "કુળ વિષે નિબંધ"માં આ સંબંધી વધારે ખુલાસાથી લખેલું છે. ર. ઉ.

૨ "ઉચ્ચ જાતિના રજપૂતો તેમની પુત્રિયોને દૂધપીતી કરે છે તેનાં કારણ ઘણાં "છે. પુત્રનું લગ્ન કરતી વેળાએ નાતના ચાલ પ્રમાણે બહુ ભારે ખર્ચ કરવો પડે છે, તેને માટે, આ અપરાધ કરવાની લાલચ મુખ્યત્વે કરીને ઉત્પન્ન થાય છે. તે ચાલ આ "પ્રમાણે છે,--વરકન્યાનાં માબાપ વિવાહ નક્કી કરે છે, એટલે કન્યાના બાપને વરના "બાપ ઉપર નાણાંની એક રકમ મોકલવી પડે છે. આ રકમ મ્હોટી હોતી નથી. દેજ "(દાયજો) અથવા પ્હેરામણી પછીથી હોય છે તેનો સુમારે દશમો ભાગ હોય છે. આ "એક બ્હાનાના રૂપિયા જેવું છે, અને જ્યારે ચાંદલાનો વિધિ પરિપૂર્ણ થાય છે એટલે "પછી કન્યાના બાપથી ઠરાવ ફેરવી શકાતો નથી.

"આ પછી લગ્ન આવે છે, તે સમયે અર્ધી પ્હેરામણી આપવામાં આવે છે, અને "જાન જે "બરાત" કહેવાય છે તેનો દિવસ નક્કી કરવામાં આવે છે. બરાતમાં સર્વે "સગાંવ્હાલાંને નોતરવામાં આવે છે અને તેઓને જમાડવામાં અતિશય ભારે ખર્ચ "થાય છે; જેમ વધારે માણસોને કન્યાનો બાપ જમાડે તેમ તે વધારે શોભા અને "માન સમજે છે. આ વેળાએ તે બાકી રહેલી પ્હેરામણી આપે છે. આ રકમ કુટુંબોના "કુલીનપણા પ્રમાણે નિરનિરાળી હોય છે, તો પણ કન્યાના બાપને દેવામાં અને સંકટમાં "નાંખવાને ઘણું કરીને પૂરતી હોય છે. સારી પ્હેરામણી આપ્યા વિના ઉંચા કુળનો વર "મળતો નથી; અને જાન તથા પરજાન જમાડવાનું ભારે ખર્ચ કરે નહિ તો લોક તેને "ગરીબ અને મખ્ખીચૂસ કહીને ધિક્કારે છે. એટલા માટે જ ઉચ્ચ કુલના અને મમતીલા "ઠાકોરોને પુત્રિયો જન્મે તેનો અભાવ હોય છે. બીજું કારણ એ છે કે કોઈ માણસ "તેમને સાળા અથવા સસરા કહે તેનો ધિઃકાર આંધળા અભિમાનને લીધે હોય છે. "દૂધપીતી કરવાનો ચાલ એકલા એકલા રજપૂતોમાં જ છે એમ નથી: આહીરની જાતિમાં "પણ છે. આહીરના એક ગામમાં એંશી છોકરા વચ્ચે માત્ર દશ દીકરીઓ હતી. તે "ગામના મુખ્ય મુખ્ય લોકોને અમે સમજુત આપી હતી તે અમને સાંભરે છે. તેઓએ "કહ્યું કે, સાહેબ! 'વાણિયા અને બીજી એવી જ જાતિના લોકોને દીકરીયો આવે તે સર્વ "ઠીક છે, પણ અમારી જાતિને ત્યાં ભાગ્યે જ અથવા કદિયે દીકરી જન્મતી નથી." (વાયુ કોણના પ્રાન્તોમાંના જમીનના ભોગવટાના વહિવટ વિષે વિષય ઓક્ટોબર ૧૮૫૦ ના માસના "બનારસ મેગેઝીન"માં છપાયો છે તે ઉપરથી.) ર. ઉ.

છોકરાના માબાપને ઓછા પ્રકારની કાળજી રાખવી પડે છે એમ નથી, પરંતુ તેનો પ્રકાર જૂદો છે. ચોક્કસ મનુષ્યો હોય છે તે આવે પ્રસંગે ઘણાં ખર્ચ કરતાં નથી, પણ એવા લોક ઓછા છે તેથી. ચાલતો ધારો એવો પડી ગયો છે કે લગ્નના અવસરને માટે દેવું કરવું પડે છે અને ડાહ્યું કે ઘેલું ગમે તે હોય, તો પણ, લગ્નને પ્રસંગે તેઓને પોતાના ગજા ઉપરાંત ખર્ચ કરવો પડે છે. પરણ્યા વિના રહેવું એ ઘણું નીચું ગણવામાં આવે છે. જે માણસને સંતાન થતું ના હોય તે વાંઝિયું ગણાય છે; સવારના પ્રહરમાં તે મળે તો અપશુકન થયા એવું ગણવામાં આવે છે; તે મરી જાય છે ત્યારે પ્રેત થાય છે, અને પોતાની અસલની જગ્યાએ રહીને, વાંઝિયા રહેવાથી તેને જે સુખ મળી શકવાનાં નહિ તે સુખ બીજાઓને ભોગવતા જોઇને દાઝવું પડે છે.

કેટલીક નાતોમાં તરેહવાર ચાલ છે તે આ ઠેકાણે લખવા યોગ્ય છે. કેડવા કણબીની નાતમાં, એક પ્રકારના નક્ષત્રનો યોગ આવે છે ત્યારે લગ્ન થાય છે અને તે પ્રતિતેર વર્ષે આવે છે માટે તેમનાં પ્રસવ થયા વિનાનાં છોકરાને, (પછી તે છોકરો હોય કે છોકરી) પરણાવી મૂકવાં પડે છે[1] આવો ચાલ એ લોકોમાં છે એવું તેઓ કહેતા નથી. પણ બીજા લોકો કહે છે. ભરવાડ લોકો સુમારે પ્રતિ દશ વર્ષે એક વાર લગ્નનો દિવસ ઠરાવે છે અને રજપૂત ઠાકોર પાસેથી અથવા તેમના ઉપર જે રાજા હોય તેની પાસેથી જમીનનો એક ભાગ વેચાતો લઇને તે ઠેકાણે લગ્ન કરે છે. આ લોકોને પણ ઉપરના કારણને લીધે બબ્બે અને ત્રણ ત્રણ મહિનાનાં છોકરાં પરણાવવાં પડે છે. એક વાર જે જગ્યામાં લગ્નની ક્રિયા કરવામાં આવે છે તે ઠેકાણે બીજી-વાર તેવા જ કામમાં તે વાપરી શકાતી નથી. તેમ જ તેને ખેડવાના ઉપયોગમાં નહિ આણતાં પડતર રાખવી પડે છે. આ ઠેકાણે ભરવાડ લોકો લાકડાનો

---

પાટીદાર લોકોમાં કન્યાના બાપને ઘણો ખર્ચ થતો અને તેથી ઘણું કરીને તેઓ દેવામાંથી કદિ મુક્ત થતા નહિ. કન્યાના બાપને કાયર થઈ જાય એ પ્રમાણે તેના સંબંધી વેઠવું પડતું અને તેથી કંટાળી જઈને દૂધ પીતી કરતા. પણ નડિયાદના પ્રસિદ્ધ દેશાઈ વિહારીદાસ અન્નુભાઈ ઉરફે ભાઉ સાહેબ અને તેમના વડા પુત્ર હરિદાસના શ્રમથી એ જાતિના લોકો સુખી થાય અને ખર્ચમાં આવી પડે નહિ એવા નાતના ધારા અમલમાં આવ્યા છે, અને તેથી તેમણે પોતાના દુઃખસહનકર્તા જ્ઞાતિવાળાઓનો આશીર્વાદ મેળવ્યો છે. ર. ઉ.

૧ રાજમહાલના ડુંગરામાં એવો ચાલ છે કે જ્યારે બે પડોશીની સ્ત્રિયોને ગર્ભ હોય છે ત્યારે તેઓ ઠરાવ કરી રાખે છે કે આપણને જો દીકરો અને દીકરી અવતરે તો એક બીજા સાથે પરણાવવાં. એશિયાટિક રીસર્ચીસ ભાગ ૪ થો, પૃષ્ઠ ૬૩.

કોતરેલો એક સ્થંભ રોપે છે. તે લગ્નસ્થંભ કહેવાય છે અને તેને લીધે તે જગ્યા ઓળખાઈ આવે છે.

વરકન્યાના લગ્નનો ઠરાવ નાળિયેર આપીને કરવામાં આવે છે. ધનાઢ્ય હોય છે તે નાળિયેરને સોના તથા જવેરથી મઢે છે. જેને ગરજ હોય છે તેના ભણીથી માગું કરવામાં આવે છે અને વર કે કન્યાના બાપને જો કોઈ સારા કુળમાં સંબંધ કરવો હોય છે તો પોતાના કુળના પ્રમાણમાં પૂરત કરી આપવી પડે છે. જો બંને કુળ સમાન હોય તો કન્યાનો બાપ માગું કરે છે અને એક જણને કાંઈ આપવું પડતું નથી. વર જ્યારે ઉંચા કુળનો હોય છે ત્યારે તેને કન્યા મળતાં અડચણ પડતી નથી, અને ઘણી વાર બહુ લોક તેને માગાં કરે છે. ગોર અથવા કોઈ વરનું સગું હોય છે તે કન્યાને ઘેર જઈને જાતે ચોકસાઈ કરે છે કે કન્યા આંધળી, લંગડી કે કાંઈ ખાંપણવાળી તો નથી, તેમ જ તે સર્વ પ્રકારે ગ્રહણ કરવા યોગ્ય છે કે નહિ. આવે પ્રસંગે ઘણી વાર ગોરનું ખીસ્સું ભરાય છે, અને પોતાનો લાભ સાધવાને માટે તે ઘણી વાર પોતાના યજમાનને ઠગે છે, એટલે, કન્યામાં કાંઈ ખાંપણ હોય છે તો તે દબાવી રાખે છે, અથવા તેના કુળની ખોટી ઉપમા વધારે છે. આવે પ્રસંગે ગોર દગો કરે છે તે ઉપરથી હિન્દુઓમાં એક કહેવત ચાલી છે કે, "નરકમાં બૂડી મરવા જેટલો પાપનો બોજો રાજા ત્રણ માસમાં "એકઠો કરે છે, ધર્મશાળાનો ઉપરી ત્રણ દિવસમાં કરે છે, પણ ગોર તો "ત્રણ ઘડીમાં કરે છે."

માગું કબૂલ કર્યા પછી, વધારે બંધન કરનારો વિધિ થાય છે. વરને ઘેર બંનેના ભણીનાં સગાંવ્હાલાં મળે છે. ત્યાં વરનો બાપ ગણેશની પાષાણની કે ધાતુની મૂર્ત્તિ પાણીવતે નવરાવીને દૂધથી ન્હવરાવે છે ને ફરી પછી પાણીથી ન્હવરાવે છે, એટલે શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે પંચામૃતથી ન્હવરાવવા જેવું કરીને પછી ચાંલ્લો કરે છે. વિઘ્નરાજ એટલે વિઘ્નનાશક ગણપતિની તે પૂજા કરતાં નીચે પ્રમાણે શ્લોક ભણે છે:

वक्रतुण्ड महाकाय सूर्यकोटिसमप्रभ ।
अविघ्नं कुरु मे देव सर्वकार्येषु सिद्धिद ॥ १ ॥

હે વાંકામુખવાળા! મ્હોટી કાયાવાળા, કોટી સૂર્યના જેટલું તેજ જેમાં છે એવા, અને સર્વ કાર્યમાં સિદ્ધિ આપનાર, મારા કામમાં વિઘ્ન આવે નહિ એવું કરચ.

કન્યાનો બાપ પછી વરના બાપને નમસ્કાર કરે છે, અને શુભ લક્ષણ સૂચક એવું જે કંકુ તેથી તેના પગ રંગે છે, તથા તેની પોશમાં સોપારી,

હળદર અને પુષ્પ આપે છે, તે એવું બતાવવાને કે, મેં મારી કન્યા દીધી. ત્યાર પછી તે વરને ચાંદલો કરે છે અને તેના હાથમાં નાળિયેર આપે છે. તે નાળિયેર મઢેલું આપવાની તેનામાં શક્તિ હોતી નથી તો તેના ઉપર કંકુનાં ટપકાં કરે છે અને ઉપર રુપાનાણું મૂકે છે, પછી ગોર મ્હેઢીનામું ભણી જાય છે અને વિધિનો પાર આવે છે. ઘરની સ્ત્રિયો તથા પાડોશીની બાયડિયો મળીને પ્રસંગને અનુસરતાં ગીત ગાય છે, ત્યાર પછી, તેમને ધાણા નાંખેલો ગોળ આપે છે.

સાધારણ ધારો એવો છે કે કરેલો વિવાહ ફોક થાય નહિ; પરંતુ જૂદી જૂદી નાતોના ધારા જૂદા જૂદા છે. રજપૂત લોકોમાં એવો ધારો છે કે વિવાહ કર્યા પછી વર મરી જાય તો જે કન્યા વ્હેરે તેનો વિવાહ કર્યો હોય તે વિધવા થઈ એમ ગણવામાં આવે છે. અને તે પરણેતરમાં આવી શકતી નથી, તેમ જ એથી ઉલટી રીત બ્રાહ્મણોમાં જોવામાં આવે છે તે એ કે હસ્તમેલાપ થયો હોય નહિ અને બીજી ગમે તે ક્રિયા થઈ હોય પરંતુ તેઓ પોતાની મેળે બંધાઈ ચૂકેલા સમજતા નથી. ઘણી ખરી નાતોમાં, વિવાહ થયેલી કન્યાનો વર મરી જાય તો તેને વિધવા ગણવામાં આવતી નથી અને બીજી ઘણી નાતોમાં વિવાહ કરેલો વર જીવતો હોય છતાં તેને ઘણો સખ્ત રોગ થયો હોય તો નાતની આજ્ઞા મેળવીને બીજા વ્હેરે પરણી શકે છે.

કડવા કણબિયોને જ્યારે વર મળતો નથી, ત્યારે, ઘણી વાર તેઓ પોતાની કન્યાને ફૂલના દડા વ્હેરે પરણાવી મૂકે છે, પછી બીજે દિવસે દડાને કૂવામાં નાંખી દે છે અને એ પ્રમાણે વરનો નિવેડો થઈ ગયો, એટલે તે પુનર્લગ્ન અથવા નાતરું કરવાને યોગ્ય થાય છે. એવો જ એક ધારો કન્યાને હાથવર સાથે પરણવાનો છે. નાતનો ગમે તે કોઈ પુરૂષ અગાઉથી કબૂલ થાય છે કે મને આટલા રુપિયા આપશો તો કન્યા સાથે હાથમેળાવો થાય પછી તરત જ હું તેના છૂટાછેડા કરીશ. આવી સરતે પરણીને છૂટી થયેલી કન્યા નાતરું કરે છે.

ખર્ચ થાય નહિં એટલા માટે ઉપર પ્રમાણે વિધિ કરવામાં આવે છે. નાતરું કરતી વેળાએ કન્યાના બાપને ખર્ચ કરવો પડતો નથી. પણ માત્ર વરની સાથે તેના સગાંવહાલાં જે આવે છે તેઓને જમાડવાં પડે છે. કન્યાનાં વસ્ત્ર વર પૂરાં પાડે છે. પરણાવ્યા વિનાની કન્યાનું નાતરું થઈ શકતું નથી.

જ્યારે કન્યાનું વય નવ કે દશ વર્ષનું થાય છે ત્યારે જોશીને બોલાવીને લગ્નનું મુહૂર્ત્ત ઠરાવે છે. તેમાં કુટુંબમાં કાંઈ શોક હોય તો વીતવા દે છે, લગ્નનો દિવસ ઠરયા પછી વર અને કન્યાનાં સગાંવ્હાલાંને કંકોતરિયો મોકલવામાં

આવે છે. તે લખીને પછી તેમાં કંકુના છાંટા નાંખે છે અને તેની મતલબ ઘણું કરીને નીચે પ્રમાણે હોય છે:-

"સ્વસ્તિ શ્રી અમદાવાદ મહાશુભ સ્થાને પૂજ્યારાધે અનેક સર્વે શુભોપમા-
"યોગ્ય, પરોપકારી, સર્વસદ્‌ગુણના નિધાન, સકળકળાગુણજાણ, ઉત્તમોત્તમ;
"ચૌદવિદ્યાગુણજાણ, શેઠજી શ્રીપાંચ, શેઠ સામળદાસ બેહચરદાસ તથા શેઠ
"કરમચંદ પ્રેમચંદ, દિનદિન અધિક પ્રતાપ જોગ શ્રી મહુવા બંદરથી લી૦
"શા૦ આત્મારામ ભૂધરદાસના જયગોપાળ વાંચજો. વિશેષ લખવા કારણ
"એ છે જે, અત્રે સર્વ કુશળ છે. તમારી કુશળતાના પત્ર લખજો. બીજું બહેન
"કંકુબાઈનાં લગ્ન ચૈત્રવદિ બીજ ને બુધવારનાં નિરધાર્યાં છે, માટે તે ઉપર
"સાથ સર્વેને તેડીને વેહેલા પધારજો, તમો આવ્યાથી મંડપને શોભા મળશે."

પછી તિથિ લખવામાં આવે છે, કોઈ વાર તો આગળ ઉપર કંકોતરી લખી હોય ને તે પ્રસંગે કોઈ આવ્યું હોય નહિ ત્યારે નીચે પ્રમાણે વધારે લખવામાં આવે છે:-

"તમે ભાઈ છગનના લગ્ન ઉપર આવી શકયા ન હતા, તેથી આ ફેરો
"જો આવશો નહિ તો તમારે ને અમારે ફરીને ભેગાં બેશીને પાણી પીવાનો
"વ્યવહાર રહેશે નહિ. થોડું લખ્યું ઘણું કરી વાંચજો."

લગ્નના વીશ દિવસ આગમચ ઘરને ચોખ્ખું કરીને શોભાવવામાં આવે છે, અને ધનવાન્ લોકો તો મોતીનાં અને ભરતનાં તોરણ બાંધે છે, અને ગરીબ લોક આસોપાલવનાં બાંધે છે. ઘરને આગણે મંડપ બાંધવામાં આવે છે. ગરીબના ઘરનો મંડપ સાધારણ થાય છે. પણ ધનવાન્‌નો ઘણો શોભાયમાન્ બનાવી દે છે, તકતા બાંધી દે છે, અને હાડિયો લટકાવે છે, મૂલ્યવાન પડદા લગાવે છે અને મખમલના ગાલીચાથી અને ભભકદાર ચીજોથી આખો મંડપ ઝગઝગાટ કરી મૂકે છે. મંડપના એક ખૂણામાં એક લાકડાનો થંભ જે માણિક્યસ્તંભ કહેવાય છે તે ઉભો કરવામાં આવે છે, તેને પુષ્પ ચડાવે છે અને બીજા શૃંગારથી શોભાવીને તેની પૂજા કરે છે. મંડપમાં ગ્રહ, ગણપતિ-વિઘ્નરાજ અને પૂર્વજની પૂજા થાય છે-છેલ્લાની પૂજા એટલા માટે થાય છે કે કુટુંબમાં કોઈના જન્મથી કે મરણથી સૂતક આવી પડે નહિ.

રહેવાના ઘરમાં ગોત્રજની સ્થાપના કરે છે. ભીંતને ધોળીને ઉપરથી એક, તેની નીચે બે અને તેની નીચે ત્રણ એ પ્રમાણે શંકુ આકારે ચડતા સાત સુધી કંકુના ચાંદલા કરે છે ને તેની નીચે ઘીના સાત ચાંલ્લા કરે છે તે ગરમીથી પીગળે છે તેથી તેના નીગાળા ઉતરે છે. એ પ્રમાણે ગોત્રજનું ઝાડ પૂજા કરવાને થાય છે.

વરરાજાને, તેમજ કન્યાને (પોતાના બાપને ઘેર) પોતાના ઘરની છત પ્રમાણે શણગારવામાં આવે છે. જો તે રજપૂત હોય છે તો કીનખાબનો કે જરીનો સુરવાળ પ્હેરે છે. જો તે બ્રાહ્મણ કે વાણિયો હોય છે તો રેશમી કોરનું ધોતિયું પ્હેરે છે, અને ત્યાર પછી લાલ પીળો જામો પ્હેરે છે, અને દુશાલો અથવા ખેસ રાખે છે; માથે શિરબંધ અથવા લાલ રંગની પાઘડી પ્હેરે છે. કન્યાનો બાપ તેને પીળો ઉતરિયો આપે છે. કન્યા ધોળા રેશમની કાંચળી પ્હેરે છે અને પીળો કે લાલ ચણિયો પ્હેરે છે તથા ઉપર ચૂંદડી ઓઢે છે. વિવાહના દિવસમાં કન્યા માથે મોડ ઘાલે છે અને તેના ઉપર મ્હોટો ચોખંડો લાલ કકડો નાંખે છે તે ર્આંજલ પડદાનું કામ સારે છે. વરને અને કન્યાને જમણે હાથે મીંઢળ બાંધવામાં આવે છે તે લગ્ન થઈ રહ્યા પછી છોડી નાંખે છે. હિન્દુમાં ગરીબના છોકરાનું લગ્ન થવાનું હોય છે ત્યારે વરને એક સોનાની ઉતરી અને પરવાળાની માળા એટલું ધર્‌યા વિના ચાલતું નથી. તે કોઈની પાસેથી માગી લાવે છે અથવા ભાડે આણે છે. તે આ વેળાએ વરરાજાનું પદ ધારણ કરે છે. તેની સાથે તેના સમોવડિયા સોબતિયો હોય છે તેઓ અણવર[1] કહેવાય છે અને ઘણું કરીને વરના કરતાં ન્હાના હોય છે તેથી વરના ભણીનો કન્યાને સંદેશો આદિ ક્‌હેવા જાય તો કન્યાને તેની લાજ ક્‌હાડવી પડતી નથી. વળી તે વરરાજાનો જામદાર થાય છે. લગ્નની ક્રિયા થઈ રહ્યા પછી ગોરનો પોષાક અને સાળાની કટારી ઈત્યાદિ જે આપવું પડે છે તે આપે છે અને તેને માટે જે ખરીદવું હોય છે તે ખરીદે છે.

રાત્રિની વેળાએ વરરાજા પોતાના નવા મેળવેલા રાજશ્રી ડોળમાં દેખાવ દે છે. વરઘોડાની આગળ વાજિંત્ર વાગે છે અને ગવૈયા તથા નાચણો ત્યાર પછી રજુ થઈ જાય છે; તેઓની પછવાડે વરરાજાનાં સગાંવ્હાલાં અને બીજા પરોણા ચાલે છે. તેઓ ઘોડે કે હાથિયે બેઠેલા હોય છે તથા તેમની આસપાસ મશાલચી હોય છે, તેમજ ઘોડેસવાર અને પાળા પણ પડખે ચાલે છે; બંદુકોના અવાજ થાય છે, અને ચોગરદમ ગુલાલ ઉડી ર્‌હે છે, રણશિંગાંના અવાજ થાય છે, અને ઢોલના અવાજ કાનને બ્હેરા કરી નાંખે એવા થાય છે; આસપાસ ગરદ ઉડે છે, તેથી મશાલો દેખાય નહિ એવી ઝાંખી થઇ જાય છે. પછી વરરાજા પોતાના શણગારેલા ધોળા ઘોડા ઉપર અશ્વાર થયેલા આવે છે, તેની અગાડી એક છડીદાર ચાલે છે, તેણે લાલ ડગલો પ્હેરી લીધેલો હોય છે, એક જણાએ તેના ઉપર છત્ર ધારણ કરેલું હોય છે.

---

૧ કન્યા દસૈયાં કરવા જાય છે તેની સાથે જે છોકરો જાય છે તે અણવર ક્‌હેવાય છે. જૂદી જૂદી નાતોમાં જૂદી જૂદી રીતો પડી ગઈ છે, માટે પાઠાફેર જોવામાં આવે છે. ર. ઉ.

વરરાજાના હાથમાં જડિત્ર નાળિયેર આવી રહ્યું હોય છે. તેની પછવાડે સાંઢ ઉપર ડંકા નાંખી દીધા હોય છે, તે ચાલે છે એટલે ડંકાને જડેલી લાલ કિનારી ફરફર થઈ રૂહે છે અને ડંકાનો અવાજ દબદબાભરેલો થાય છે. ત્યાર પછી પછવાડે સ્ત્રિયોની હાર લગ્નનાં ગીત ગાતી ચાલે છે.

જે વેળાએ અણહિલવાડમાં સિદ્ધરાજ જયસિંહ માળવો જિતીને આવ્યો તે વેળાએ, દબદબાથી રાજઅશ્વારી ચાલેલી તથા કુમારપાળની વેળામાં શિવભકતોની સાથે વાદ કરીને શ્વેતામ્બરધારિયો જિતીને દબદબાની સાથે પાછા આવતા તે સમયનું થોડું ઘણું ભાન આવા વરઘોડા ઉપરથી આપણને થાય છે. વરરાજાનાં સગાંવ્હાલાં, જેમ જેમ તેમના ઘર આગળ થઈને વરઘોડો ચાલતો જાય છે તેમ તેમ સાજન મહાજનને નાળિયેર લાવીને આપે છે. બીજી બધી અશ્વારિયો અથવા કદાપિ ગામનો ધણી ચડ્યો હોય તો પણ તે વરરાજાના વરઘોડાને રસ્તો આપે છે, અને કદાપિ બે વરરાજા સામા સામી મળે છે, તો બંને જણા અર્ધોઅર્ધ રસ્તો આપે છે. આ પ્રમાણે ગામ વચ્ચે થઈને વરઘોડો જે ઘેરથી નિકળ્યો હેય છે ત્યાં પાછો આવે છે. ત્યાં વરની મા ન્યુનચન કરે છે, તેમાં ખૂણ કરી બતાવીને, પુત્રપ્રેમ આગળ બીજું અગત્યનું પણ કશા કામનું નથી એમ વગર બોલ્યે ભાવ કરી બતાવે છે. તેના માથા ઉપર પૂરી અને પછી પાણીનું એક વાસણ ફેરવીને નાંખી દે છે; ત્યાર પછી સંપુટ લે છે તે બે કોડિયાંને એક બીજા ઉપર મૂકીને વચ્ચે ચોખા પૂરીને બાંધી લઈ બનાવેલું હોય છે; તે એક જાતનો કોઠાર ભરેલો દર્શાવે છે, તે વરાજાના પગ આગળ મૂકે છે, તે પછી, જમણે પગે ભાગી નાંખીને માને ભેટવાને ઘરમાં પ્રવેશ કરે છે.

વરરાજાને પરણવાનો દિવસ ઠરાવેલો હોય છે તેની અગાઉ વરનાં સગાંને ઘેરથી વારા ફરતી ફૂલેકાં ક્હાડવામાં આવે છે, તે જાન નીકળતાં સુધી ચાલે છે અને જાન જ્યારે કન્યાને ત્યાં પ્હોંચે છે ત્યારે વસ્તીની બહાર મેલાણ કરે છે.

કન્યાનો બાપ રાત્રિએ પોતાના ભણીથી સામૈયું[1] લઈને જાન ઉતરી હોય છે ત્યાં જાય છે, તેમાં સાથે સ્ત્રિયો અને મશાલો ઇત્યાદિ હોય છે. ગામમાં જાનીવાસાની જગ્યા ઠરાવી રાખી હોય છે ત્યાં જાનને લઈ જાય છે. કન્યાને

---

૧ આ પ્રમાણે સામૈયાનો અથવા માન આપવાને સામા જવાનો ચાલ એકલા લગ્નની જ બાબતમાં નથી, પણ જ્યારે કોઈ માનવંતો જન આવે છે ત્યારે પણ તે ચાલ સાધારણ છે. ઉદાહરણને માટે જગદેવ પરમારની વાતમાં પ્હેલા ભાગના આઠમા પ્રકરણમાં જૂવો. વળી એવો ચાલ યૂરોપના જમીનદારી સંસ્થાનોમાં પણ હતો. ર. ઉ.

ઘેર તોરણ બાંધેલું હોય છે, તે વર જો રજપૂત જાતિનો હોય છે તો પોતાના ભાલાવતે તોડી પાડે છે અને બીજી વર્ણનો હોય છે તો એમ ને એમ રહેવા દે છે, તે એની મેળે ગમે ત્યારે તૂટી પડે છે.

જે દિવસે લગ્ન થવાનું હોય છે તેની સવારમાં કન્યાની મા અને તેનાં સગાંવ્હાલાં તેને શણગારે છે અને ચૂડો પેહેરાવે છે તે હાથી દાંતનો લાલ રંગેલો હોય છે. વરરાજાને પણ તેના મિત્રો શણગારી રાખે છે અને ગાજતે વાજતે કન્યાને માંડવે લઈ આવે છે. ત્યાં આગળ કન્યાની મા ન્યુનચન કરે છે. તે વરરાજાને ચાંલ્લો કરે છે, બળદનું ધૂસરૂં, સાંબેલું, વલોવવાનો વાંસ, ત્રાક, સરિયો, ઘઉંના લોટની પૂરી અને રાખની થપોલી તેના મ્હોં આગળ ધરીને ફ્હાડી નાંખે છે. રાખની થપોલી ધરવાનું કારણ એમ જણાવે છે કે તમારા શત્રુની આંખમાં ધૂળ પડશે. પછીથી સંપુટ મૂકે છે.

ન્યુનચન થઈ રહ્યા પછી, વરરાજા મંડપમાં આવે છે. ત્યાર પછી, કન્યાનો બાપ તેના પગ ધોઈને કંકુનો ચાંલ્લો કપાળે કરે છે અને કન્યાને તેની પાસે આણીને બેસારે છે.[1] આગળ ગોમદની ક્રિયા થતી તેના સ્મરણાર્થે જ્યારે વરરાજા મંડપમાં વિરાજે છે ત્યારે એક બાજુએ ગાયને લાવીને બાંધે છે, તેને ઘાસ નીરે છે, પછી વરરાજા અને તેના મિત્રો તેની પૂજા કરે છે. લગ્નના મુહૂર્તને માટે પાણીની ઘડી માંડે છે, અથવા કેટલીક વાર તો ગોધલી સમય પસંદ કરે છે. જ્યારે સમય થાય છે ત્યારે કન્યાનો બાપ તેનો હાથ વરરાજાના હાથમાં આપે છે અને તેની સાથે તુળસીપત્ર સમર્પણ કરે છે અને ક્હે છે કે "આ હું કૃષ્ણાર્પણ કરૂં છું." હસ્તમેળાપ કરાવ્યા પછી ગોર બંનેને વરમાળ આરોપે છે. તે નાડાના ચોવીશ તાંતણાની બનાવેલી હોય છે. આ વેળાએ વરરાજાના ગોઠિયા, બંનેના હાથ મેળવેલા હોય છે, તેના ઉપર લાલ લૂગડું નાંખીને તેમના હાથમાં સોપારી આપે છે. વરકન્યાનું જોડું એક પ્રહર લગી મંડપમાં બેઠેલું રહે છે.

મંડપની બહારની બાજુએ ચોરી બાંધેલી હોય છે તેને અક્કે ખૂણે એક ઉપર એક એવાં ધાતુનાં કે માટીનાં નવ વાસણ ગોઠવવામાં આવે છે અને વાંસના આધારથી તેવી સ્થિતિમાં તે રહી શકે છે, મધ્યમાં વેદી કરેલી હોય છે અને તેની આસપાસ વરકન્યા બેસે છે. ગોર હવન કરે છે અને વરકન્યાના છેડા ગાંઠે છે. પછી કન્યાની મા કંસાર લાવે છે. તેમાંથી કન્યા વરને આરોગાવે છે અને પછી વર કન્યાને આરોગાવે છે. આ સર્વે વિધિ

---

૧ ઉચ્ચ વર્ણમાં વરની સમક્ષ કેટલીક વિધિ થઈ રહ્યા પછી કન્યાનો મામો કન્યાને માયરામાં પધરાવે છે. કેટલીક નાતોમાં સર્વે વિધિ બે દિવસે પૂરો થઈ રહે છે. ર. ઉ.

ચાલે છે તેવામાં સ્ત્રિયો ગીત ગાયાં કરે છે, તે ઘણું કરીને સીતા અને રૂકિમણિ જે રામ અને કૃષ્ણની સ્ત્રિયો કહેવાય છે તેમના સંબંધી હોય છે; અથવા કેટલાંક હસવા જેવાં અને બીભત્સ હોય છે. ગૂજરાતના પ્રખ્યાત કવિયો માંહિલા એક કવિયે "સીતાવિવાહ" જોડેલો છે તેની થોડી ટુંકો અમે નીચે દાખલ કરિયે છિયે:–

મહા ગુરુને પાય હું લાગીને, નમું ગણપતિ રાય;
સિદ્ધિ બુદ્ધિ હું જાચું છું તે થકી, મનની ઇચ્છા પૂરાય.
રામ કેરો વિવાહ હું ગાઉં છું.

જાણું પિંગળ નહિ, પણ મન વિષે, કવિતા રચવાના કોડ,
શક્તિ સર્વે યોજીને હું ગાઉં છું, કવિયો દેશો માં ખોડ,
રામ કેરો વિવાહ ગાઉં છું.

દશરથ રાજા અયોધ્યા તણો ધણી, તેના કુંવર શ્રી રામ;
જનકપુરીનો જનક રાજા પામિયો, કુંવરી સીતાજી નામ.
રામ કેરો વિવાહ હું ગાઉં છું.

છે આ વૈકુંઠપતિ શ્રી રામજી, સીતા લક્ષ્મી કહેવાય,
બન્ને માનવી દેહ ધરી વર્યાં, ગાતાં તે પાપ જાય.
રામ કેરો વિવાહ હું ગાઉં છું.

જન્મ્યાં જાનકી કયમ તે પ્રથમ કહું, પછી વિવાહની વાત,
ઋષિ વસતા ત્યાં રાવણે કયમ કરી, કર્યો મહા ઉતપાત.
રામ કેરો વિવાહ હું ગાઉં છું.

છેલ્લી વારે વરકન્યા ચાર વાર મંગળ ફેરા ફરે છે, અને પછી લગ્નની ક્રિયા સંપૂર્ણ થાય છે.

વર જો રજપૂત હોય છે તો જાતે પરણવા જવાને બદલે ઘણી વાર પોતાનું ખાંડું મોકલે છે. તે તેને ઠેકાણે ગણવામાં આવે છે અને પોતે હાજર હોય તેમ સર્વ ક્રિયા તેની સાથે થાય છે પણ મંગળફેરા માત્ર બે વાર ફરવામાં આવે છે અને બાકીના બે વરકન્યા એકઠાં થાય છે ત્યારે પૂરા કરવામાં આવે છે. આવો ચાલ પડવાનું મૂળ કારણ સો વશા તો, કેટલાકની બાબતમાં છૂપાં લગ્ન કરવાની અગત્ય પડેલી તે ઉપરથી પડ્યો હશે[1] તે પછી સુલભ પડવા માંડ્યું અને મુખ્યત્વે કરીને ખર્ચ ઓછો થવા માંડ્યો તેથી એવો જ ચાલ ચાલતો રાખ્યો.

---

૧ ટૉડકૃત રાજસ્થાનના પ્હેલા ભાગને પૃષ્ઠ ૩૦૮ મેં મેવાડના રાણા રતનવે લખેલું છે તે જુવો.

મંગળફેરા ફરી રહેવા આવે છે ત્યારે ધ્રુવનો તારો અને સપ્ત ઋષિના તારાનાં દર્શન કરાવે છે, ત્યાર પછી, તેમના સગાંવ્હાલાં ચાંલ્લા કરી રૂપિયા આપે છે, તે તેમનાં માબાપ પોતાની પાસે રાખે છે.

વરકન્યા પછી વરને ઘેર આવે છે, અને તેની મા બંનેને ન્યુનચન કરે છે. ત્યાર પછી વરકન્યા ગોત્રજની પૂજા કરે છે અને સોપારી, ખારેકો, અને રૂપિયા એ ત્રણે વાનાં સાત સાત લઈને એક વાડકીમાં ઘાલીને દાવ રમે છે; તેમાં જે જિતે તેનું ચલણ થાય એમ માને છે. કન્યાનો બાપ જાન વિદાય કરતી વેળાએ છાબપૂજા કરતાં વરનાં સગાંવ્હાલાંને ચાંદલા કરે છે અને પાઘડિયો બંધાવે છે[1]

જ્યારે જાનને વિદાય કરવામાં આવે છે, ત્યારે કન્યા ભણીના લોકો કેસુડાનું પાણી છાંટે છે અને પછવાડે અંગરખાને કંકુના થાપા મારે છે. વળી વરને રથે ખાવાનું માટલું અને રામણ દીવો બાંધે છે. તે એવું બતાવવાને કે આ લગ્ન થયું તેથી વરના કુટુંબમાં કન્યાના બાપે દીપકનો પ્રવેશ કરાવ્યો. તેમ જ વળી વરકન્યાનાં નાળિયેર જે વિધિ થતાં લગી તેમના હાથમાં રહેલાં હોય છે તે વધેરી નાંખવા સારૂ ગાડિયોના ચીલા વચ્ચે મૂકે છે. ગામમાંથી વાધે છે એટલે વરરાજાનાં સગાં, બ્રાહ્મણ કરીને ભાટ અને ગવૈયા આદિને કાંઈ આપીને વિદાય કરે છે. પછી જાનૈયા ગામને તળાવે ગયા હોય તે સર્વેને એકઠા કરીને તૈયાર થઈ ઘેર આવવા નીકળે છે.

કન્યા પોતાના વરની સાથે તેને ઘેર જાય કે ત્યાં આશરે મહિનોક રહે છે અને પછીથી પોતાના બાપને ઘેર પાછી આવે છે, જ્યારે તે આશરે બારેક વર્ષની થાય છે ત્યારે તેને તેડવા મોકલે છે. પોતાના બાપનું ઘર છોડીને જવું પડે છે તેથી, તેટલી જ ઉંમરનું અંગ્રેજનું છોકરૂં નિશાળે જવાને રડે તેમ તે રડે છે એટલે તેનાં માબાપ તેને સમજાવે છે અને કહે છે કે, તારી બ્હેનો અને કાકા આદિની છોકરિયો પણ તારી પેઠે પોતાને સાસરે ગઈ છે. તને પાછી તેડી લાવવા બ્હેલું તેડું મોકલીશું. વળી ત્યાં તારી માશી છે તે તને રોજ આવીને મળશે. તેઓ વરના બાપને કહે છે કે, 'અમારી દીકરીની સંભાળ રાખજો, આજ લગી અમે એને ગામમાંથી કદિ

---

૧ મોસાળું કરે છે ને લૂગડાં છાબમાં અથવા ઢાલમાં ચોગરદમ લટકતાં મૂકીને જેમ લઈ જાય છે, એવી રીતે આ વેળાએ પણ કરે છે, એમ મૂળમાં લખ્યું છે, પણ લગ્નની ક્રિયામાં જૂદે જૂદે ઠેકાણે ઘણો ફેરફાર થઈ ગયો છે, તેથી આ પ્રકરણમાં કેટલીક જગ્યાએ ઘણો ફેરફાર આવે છે તે તેથી કરીને હશે અથવા તો કર્ત્તાના સમજવામાં ઉલટું આવ્યું હશે. ર. ઉ.

"બ્હાર ક્હાડી નથી અને એક ઘડી એની માને મૂકીને રહી નથી; તમે એને
"એની માશીને મળવા જળવા દેજો; અને કોઈ બ્હીવરાવે નહિ માટે સંભાળ
"રાખતા રહેજો." ઉત્તરમાં સસરો કહે છે કે, "બીજાના કરતાં મારે એની
"ઘણી કાળજી રાખવાની છે, માટે તમારા કરતાં હું એની વધારે સંભાળ
"રાખીશ." બીજી પરણેલી છોકરીઓ પણ તેને હિમ્મત આપે છે, અને ક્હે
છે કે, "કાંઈ ચિંતા નહિ; હું પણ જઈને પાછી નથી આવી કે શું?" કન્યા
બાપના ભણી ફરીને તેને ક્હે છે "બાપા! તમે મને ક્યારે તેડવા આવશો?
"વ્હેલા આવજો હો!" તે ક્હે છે કે, "હું દશ પંદર દિવસ સોરો આવીશ"
પણ આખા વર્ષ સુધી કદાપિ તેનો જવાનો નક્કી વિચાર હોતો નથી.
કન્યા પછી તેને પોતાના સમ ખવરાવે છે અને પોતાની માને ક્હે છે કે,
"મા! તું એમને આવવાનું સંભારજે, અને મારી ઢીંગલી ને રમકડાં આપી
"દઈશ નહિ." છેવટે તે જાનની સાથે વિદાય થાય છે, અને ત્યાર પછી ઘણું
કરીને તે પોતાને સાસરે રહે છે, તેમાં કોઈ કોઈ વાર પોતાને પિયર
આવી જાય છે.

યૂરોપ ખંડના દેશોમાં સ્ત્રિયોને પુરૂષો જે માન આપે છે અથવા તે તેમની પાસેથી તેઓ હક્ક બજાવી લેવા ઇચ્છે છે તેવું માન હિન્દુ સ્ત્રિયોને મળતું નથી અને તેની તેઓ આશા પણ રાખતી નથી. તુલસીદાસના વિખ્યાત રામાયણમાં તેણે નીચે પ્રમાણે એક ચોપાઈ કહી છે, તેમાં સ્ત્રીનું સન્માન જરા પણ જણાવ્યું નથી; તે પંક્તિ જૂના વિચારવાળા બહુ પસંદ પડે એમ છે:—

"ઢોલ, ગમાર, નીચ, પશુ, નારી, એ સબ તાડનકે અધિકારી."

એક વાત એવી છે કે, એક પાદશાહે પોતાના દિવાનને કહ્યું કે એક છેક શરમ વિનાનું, એક ઘણું શરમાળ, એક ઘણું બ્હીકણ અને એક જરા પણ બ્હીક વિનાનું, એવાં ચાર માણસ મને આણી આપો. દિવાન સલામ કરીને ગયો. અને થોડી વાર પછી એક સ્ત્રીને લઈને રજુ થયો. પાદશાહે કહ્યું કે, "મેં ચાર માણસ મંગાવ્યાં ને તમે એક લઈને કેમ આવ્યા?" દિવાને ઉત્તર આપ્યું કે. "જહાંપનાહ! ચારે ગુણ એ એકમાં છે. એનો મ્હોટો ભાઈ
"હોય ત્યારે એ લાજ ક્હાડશે, પણ વિવાહમાં એવાં બીભત્સ ગીત ગાશે
"કે તે સાંભળીને નઠારા માણસને પણ શરમ આવે. એનો ધણી રાત્રિએ
"જો પીવાનું પાણી માગે તો ક્હેશે કે બીક લાગે એટલું બધું અંધારૂં છે
"પણ જો તેને પોતાના યારને મળવાનું હોય ને મ્હાડ ઓળંગવાનો હોય તો
"અંધારાનો ભાર નહિ."

સ્ત્રિયોને અપમાન આપવાનો ચાલ મુસલમાનોના આવ્યા પછી પડેલો જણાય છે. અસલના વારામાં રાજાની સાથે રાણિયો દરબારમાં બિરાજતી, અને ઋષિની સાથે તેઓની સ્ત્રિયો સભામાં બેસતી. આજે પણ હોમ કરવો હોય તો સ્ત્રી વિના થઈ શકે નહિ, અને જો તે હોય નહિ તો તેની પ્રતિમા કરીને તેને સ્ત્રીનાં લૂગડાં પ્હેરાવીને બેસારવી પડે. ઔરસ પુત્રને માટે જે આવશ્યકતા છે તેથી પણ પરણેતરની ક્રિયા પવિત્ર માનવામાં આવી છે. જે રજપૂતણોનાં હિમ્મત અને ધૈર્ય વિષે ઘણી અસલની વાતો આપણા સાંભળવામાં આવેલી છે, તેઓનું સન્માન, આજે જેઓ તેઓના વગર ધંધાર્યું ધણિયોને ઓછું માન આપે છે તેઓ પણ રાખી રહ્યા છે. વાણિયો કહે છે કે, "ડાહીના ગાંડા અને ગાંડીના (ભાવાર્થ તેની પોતાની સ્ત્રીના, અથવા માના) ડાહ્યા."[1]

---

૧ કેપ્ટન મેકમરડો પોતાના કચ્છના વર્ણનમાં લખે છે કે, (મુંબઇની લિટરરી સોસાઈટીના ટ્રાન્ઝેક્શનના બીજા ભાગના ૨૨૯ મા પૃષ્ઠ પ્રમાણે) કુટુંબનો ઉપરી આ પ્રમાણે બેદરકાર છે અને જે પ્રતિષ્ઠાભરેલું કહેવાય તે સર્વ ખોઈ બેઠો છે. અને આણી મગ જોઇયે તો તેની સ્ત્રિયો (કેમકે જાડેજાઓને એક કરતાં વધારે હોય છે) ચંચળ, ઉદ્યોગી, અને પ્રપંચી છે. તેઓ ઝાલા, વાઘેલા, સોઢા, અથવા ગોહિલ રજપૂતોની પુત્રિયો છે. તેઓ માણસ વ્હેરે નહિ પણ ગરાસ વ્હેરે પરણે છે. પ્રત્યેક સ્ત્રીને પોતપોતાનો વાસ, ચાકર, ઢોર, ગાડિયો ઇત્યાદિ અને એક ગામ અથવા ધણીની સમૃદ્ધિ પ્રમાણે વધારે ઓછું જૂદે જૂદું હોય છે. હિન્દુની બીજી નાતની સ્ત્રિયો કરતાં રજપૂતની સ્ત્રિયો વધારે પ્રસિદ્ધ છે. તેઓ ઉદાર સ્વભાવની, નિર્ભયા અને સાહસિકી છે અને તેમના શરીરની અપૂર્વ સુઘડતા અને વૃદ્ધાવસ્થા થઈ છતાં પણ બીજી કોઈ અન્ય જાતિ જોવામાં આવતી નથી એવી શરીરના દેખાવ વિષે તેઓની ચિંતાને માટે તેઓનાં યોગ્ય રીતે વખાણ થાય છે. રજપૂતાણીના અંગરાગ અને માર્જન યૂરોપની ઉચ્ચ વર્ગની સ્ત્રિયોના જેવાં હોય છે અને મુખ અથવા ચામડીને શોભા આપવાને અતિ પ્રિય ભાગ ઉપર અંગરાગ કરવાની કળા જાણે છે; અને આ કુલિનાના હૃદયમાં દ્રવ્ય અને પદવી ઉપરના પ્રેમ પછી તેના શરીરની સુંદરતા સુધારવા વિષેનો અતિ બલકટ ખ્યાલ હોય છે.

તેઓ કોમળ કામવિકારવાળી હોય છે; પણ તેઓના દારૂડિયા પતિયોની સાથે તેઓ શી રીતે પ્રેમ બાંધે? અને તેઓને ઉંચા વર્ગના પુરૂષો સાથે સોદાઈ કરવાનો લાગ હોતો નથી. તેઓ વિષે જે નઠારી વાત ચાલે છે તે મારે અહિ લખવી પડે છે તેથી હું ખેદ પામું છું કે સુંદર અને મનોહરા રજપૂતાણી સેવકો અને હલકા ચાકરોની સાથે છંદમાં પડવાને લલચાય છે.

એ જ ગ્રંથકર્તા ઉમેરણી કરે છે કે, "રજપૂત સ્ત્રિયો પોતાના અંગની સુંદરતાનો "બગાડ થવાની બ્હીકથી તેમના બાળકોને ભાગ્યે જ ધવરાવે છે," બીજે ઠેકાણે તે આ

"બ્હાર ક્‌હાડી નથી અને એક ઘડી એની માને મૂકીને રહી નથી; તમે એને "એની માશીને મળવા જળવા દેજો; અને કોઈ બ્હીવરાવે નહિ માટે સંભાળ "રાખતા રૂહેજો." ઉત્તરમાં સસરો કહે છે કે, "બીજાના કરતાં મારે એની "ઘણી કાળજી રાખવાની છે, માટે તમારા કરતાં હું એની વધારે સંભાળ "રાખીશ." બીજી પરણેલી છોકરીઓ પણ તેને હિમ્મત આપે છે, અને ક્‌હે છે કે, "કાંઈ ચિંતા નહિ; હું પણ જઈને પાછી નથી આવી કે શું?" કન્યા બાપના ભણી ફરીને તેને ક્‌હે છે "બાપા! તમે મને કયારે તેડવા આવશો? "વ્હેલા આવજો હો!" તે ક્‌હે છે કે, "હું દશ પંદર દિવસ સોરો આવીશ" પણ આખા વર્ષ સુધી કદાપિ તેનો જવાનો નક્કી વિચાર હોતો નથી. કન્યા પછી તેને પોતાના સમ ખવરાવે છે અને પોતાની માને ક્‌હે છે કે, "મા! તું એમને આવવાનું સંભારજે, અને મારી ઢીંગલી ને રમકડાં આપી "દઈશ નહિ." છેવટે તે જાનની સાથે વિદાય થાય છે, અને ત્યાર પછી ઘણું કરીને તે પોતાને સાસરે રૂહે છે, તેમાં કોઈ કોઈ વાર પોતાને પિયર આવી જાય છે.

યૂરોપ ખંડના દેશોમાં સ્ત્રિયોને પુરૂષો જે માન આપે છે અથવા તે તેમની પાસેથી તેઓ હક્ક બજાવી લેવા ઇચ્છે છે તેવું માન હિન્દુ સ્ત્રિયોને મળતું નથી અને તેની તેઓ આશા પણ રાખતી નથી. તુલસીદાસના વિખ્યાત રામાયણમાં તેણે નીચે પ્રમાણે એક ચોપાઈ કહી છે, તેમાં સ્ત્રીનું સન્માન જરા પણ જણાવ્યું નથી; તે પંક્તિ જૂના વિચારવાળા બહુ પસંદ પડે એમ છેઃ—

"ઢોલ, ગમાર, નીચ, પશુ, નારી, એ સબ તાડનકે અધિકારી."

એક વાત એવી છે કે, એક પાદશાહે પોતાના દિવાનને કહ્યું કે એક છેક શરમ વિનાનું, એક ઘણું શરમાળ, એક ઘણું બ્હીકણ અને એક જરા પણ બ્હીક વિનાનું, એવાં ચાર માણસ મને આણી આપો. દિવાન સલામ કરીને ગયો. અને થોડી વાર પછી એક સ્ત્રીને લઈને રજુ થયો. પાદશાહે કહ્યું કે, "મેં ચાર માણસ મંગાવ્યાં ને તમે એક લઈને કેમ આવ્યા?" દિવાને ઉત્તર આપ્યું કે. "જહાંપનાહ! ચારે ગુણ એ એકમાં છે. એનો મ્હોટો ભાઈ "હોય ત્યારે એ લાજ ક્‌હાડશે, પણ વિવાહમાં એવાં બીભત્સ ગીત ગાશે "કે તે સાંભળીને નઠારા માણસને પણ શરમ આવે. એનો ધણી રાત્રિએ "જો પીવાનું પાણી માગે તો ક્‌હેશે કે બીક લાગે એટલું બધું અંધારૂં છે "પણ જો તેને પોતાના યારને મળવાનું હોય ને મ્હાડ ઓળંગવાનો હોય તો "અંધારાનો ભાર નહિ."

સ્ત્રિયોને અપમાન આપવાનો ચાલ મુસલમાનોના આવ્યા પછી પડેલો જણાય છે. અસલના વારામાં રાજાની સાથે રાણિયો દરબારમાં બિરાજતી, અને ઋષિની સાથે તેઓની સ્ત્રિયો સભામાં બેસતી. આજે પણ હોમ કરવો હોય તો સ્ત્રી વિના થઈ શકે નહિ, અને જો તે હોય નહિ તો તેની પ્રતિમા કરીને તેને સ્ત્રીનાં લૂગડાં પ્હેરાવીને બેસારવી પડે. ઔરસ પુત્રને માટે જે આવશ્યકતા છે તેથી પણ પરણેતરની ક્રિયા પવિત્ર માનવામાં આવી છે. જે રજપૂતણોનાં હિમ્મત અને ધૈર્ય વિષે ઘણી અસલની વાતો આપણા સાંભળવામાં આવેલી છે, તેઓનું સન્માન, આજે જેઓ તેઓના વગર ધંધાર્થું ધણિયોને ઓછું માન આપે છે તેઓ પણ રાખી રહ્યા છે. વાણિયો કહે છે કે, "ડાહીના ગાંડા અને ગાંડીના (ભાવાર્થ તેની પોતાની સ્ત્રીના, અથવા માના) ડાહ્યા."[1]

---

૧ કેપ્ટન મેકમરડો પોતાના કચ્છના વર્ણનમાં લખે છે કે, (મુંબઇની લિટરરી સોસાઈટીના ટ્રાન્ઝેક્શનના બીજા ભાગના ૨૨૯ મા પૃષ્ઠ પ્રમાણે) કુટુંબનો ઉપરી આ પ્રમાણે બેદરકાર છે અને જે પ્રતિષ્ઠાભરેલું કહેવાય તે સર્વે ખોઈ બેઠો છે. અને આણી મગ જોઈયે તો તેની સ્ત્રિયો (કેમકે જાડેજાઓને એક કરતાં વધારે હોય છે) ચંચળ, ઉદ્યોગી, અને પ્રપંચી છે. તેઓ ઝાલા, વાઘેલા, સોઢા, અથવા ગોહિલ રજપૂતોની પુત્રિયો છે. તેઓ માણસ વ્હેરે નહિ પણ ગરાસ વ્હેરે પરણે છે. પ્રત્યેક સ્ત્રીને પોતપોતાનો વાસ, ચાકર, ઢોર, ગાડિયો ઇત્યાદિ અને એક ગામ અથવા ધણીની સમૃદ્ધિ પ્રમાણે વધારે ઓછું જૂદે જૂદું હોય છે. હિન્દુની બીજી નાતની સ્ત્રિયો કરતાં રજપૂતની સ્ત્રિયો વધારે પ્રસિદ્ધ છે. તેઓ ઉદાર સ્વભાવની, નિર્ભયા અને સાહસિકી છે અને તેમના શરીરની અપૂર્વ સુઘડતા અને વૃદ્ધાવસ્થા થઈ છતાં પણ બીજી કોઈ અન્ય જાતિ જોવામાં આવતી નથી એવી શરીરના દેખાવ વિષે તેઓની ચિંતાને માટે તેઓનાં યોગ્ય રીતે વખાણ થાય છે. રજપૂતાણીના અંગરાગ અને માર્જન યૂરોપની ઉચ્ચ વર્ગની સ્ત્રિયોના જેવાં હોય છે અને મુખ અથવા ચામડીને શોભા આપવાને અતિ પ્રિય ભાગ ઉપર અંગરાગ કરવાની કળા જાણે છે; અને આ કુલિનાના હૃદયમાં દ્રવ્ય અને પદવી ઉપરના પ્રેમ પછી તેના શરીરની સુંદરતા સુધારવા વિષેનો અતિ ઉત્કટ ખ્યાલ હોય છે.

તેઓ કોમળ કામવિકારવાળી હોય છે; પણ તેઓના દારૂડિયા પતિયોની સાથે તેઓ શી રીતે પ્રેમ બાંધે? અને તેઓને ઉંચા વર્ગના પુરૂષો સાથે સોદાઈ કરવાનો લાગ હોતો નથી. તેઓ વિષે જે નઠારી વાત ચાલે છે તે મારે અહિં લખવી પડે છે તેથી હું ખેદ પામું છું કે સુંદર અને મનોહરા રજપૂતાણી સેવકો અને હલકા ચાકરોની સાથે છંદમાં પડવાને લલચાય છે.

એજ ગ્રંથકર્તા ઉમેરણી કરે છે કે, "રજપૂત સ્ત્રિયો પોતાના અંગની સુંદરતાનો "બગાડ થવાની બ્હીકથી તેમના બાળકોને ભાગ્યેજ ધવરાવે છે," બીજે ઠેકાણે તે આ

સ્ત્રિયોનું પોતાના વશમાં રહેવાપણું ખરેખરૂં હોવાને બદલે માત્ર બતલાવવાને જ હોય છે, અને બ્હાર પણ એવો જ દેખાવ દેખાડવાને તેઓ ઓછી ખંતીલી છે એમ નથી. તેમના ધણીની સત્તા તેમના ઉપર હોતી નથી તો તેની જાણ પાડવા દેતી નથી. વળી યૂરોપિયન લોકોની રીતિ ઉલટી છે તેને માટે તેઓ આશ્ચર્ય પામે છે અને ધિઃકાર બતાવે છે અને નીચે પ્રમાણે બનાવટની વાત ક્હે છે, તે જો એ પ્રમાણે લાગુ કરવામાં આવી હોત નહિ તો તેની મતલબ સમજી શકાત નહિ.

તેઓ ક્હે છે કે, "જ્યારે રાવણે સીતાનું હરણ કરયું ત્યારે તેણે તેને "લંકાના દૈત્ય અને તેઓની સ્ત્રિયોને સ્વાધીન કરી. એટલે તે સ્ત્રિયો "તેની ચાકરીમાં રહી અને મુખ્યત્વે કરીને તેઓએ સીતાને એટલું બધું "માન આપવા માંડયું કે તે ઉપરથી સીતાએ દૈત્યોને આશીર્વાદ દીધો કે "કલિયુગમાં તમે હિન્દુસ્થાનનું રાજ્ય પામશો, પણ મારા વચનનું પણ "રાખીને તેના બદલામાં તમે તમારી સ્ત્રિયોનું માન રાખજો."

"સીતાના આશીર્વાદથી અંગ્રેજોનું હિન્દુસ્થાન ઉપર રાજ્ય થયું અને તેઓના ઉપર તેમની સ્ત્રિયોની સત્તા ચાલવા લાગી, એવું તેઓ બેસારી દે છે. એ વાત ઉપરના અભિપ્રાયથી જ જણાઈ આવે છે.[1]

હિન્દુની સ્ત્રીને અધરણી આવે છે ત્યારે તેને માનીતી થઈ પડવાનો પ્રસંગ મળે છે. અને અસાધારણ રીતે તેની સંભાળ રાખવામાં આવે છે. તેને જ્યારે ગર્ભ ધારણ કરયાને ચાર મહિના થાય છે ત્યારે કોઈની નજર વાય નહિ એટલા માટે હનુમાનની મળી અને ચકલાની ધૂળની પોટલી કાળા લૂગડામાં બાંધીને તેની રાખડી કરીને તેને હાથે બાંધે છે અને તે દિવસે વરો કરે છે. ત્યાર પછી ઇંગ્લંડમાં ચાલ છે કે "સુંદરિયો અને બાનુઓને "જ્યારે

---

પ્રમાણે લખે છે,–"સ્ત્રિયોનો આકાર અને સ્તનનો દેખાવ બગડી જાય તે અટકાવવાને જ "સારૂ માત્ર તેઓ ગર્ભસ્રાવ કરે છે એવું હું કચ્છમાં આવ્યો તેના પ્હેલાં મેં કદિ "સાંભળ્યું ન હતું. આ રીત ગરાસિયા લોકોમાં પણ ખાસ છે અને એક સ્ત્રિયે પાંચ વાર "આવી રીતે ગર્ભસ્રાવ કરેલો મારે મ્હોંએ માની દીધો, તથાપિ એવો બનાવ વારે વારે "બનતો નથી." એજ પુસ્તકને પૃષ્ઠ ૨૨૯–૨૩૪

૧ ગૂજરાતમાં ઘણા લોકો એમ માને છે કે યૂરોપિયન લોકો સીતાને માને છે અંગ્રેજ અથવા પોર્ટુગીઝ પાદરિયો સામાન્ય રીતે "સીતા પાદરિયો" ક્હેવાય છે. અને બ્રાહ્મણ અથવા વૈરાગિયોને યૂરોપિયનો પૂછે કે તમે કોણ છો ત્યારે તે પરદેશિયોને બરાબર ઓળખાઈ આવે એટલા માટે ક્હે છે કે. "અમે સીતા પાદરી છિયે." રોમન કુયાથોલિક ધર્મવાળા કુમારિકા મેરીની પૂજા કરે છે તે ઉપરથી કદાપિ એ વિચાર ચાલ્યો હશે.

મહિના રહ્યા હોય ત્યારે જે વસ્તુઓની તેઓને ઇચ્છા થાય તે વસ્તુઓ તેઓને આપવી જોઇયે" તે પ્રમાણે દોહદલક્ષણ પૂરવાનો હિન્દુસ્થાનમાં પણ ચાલ છે અને તેની પાસે તે દિવસથી ઘરનું કશું કામકાજ કરાવતાં નથી.

ગર્ભ ધારણ કર્યાને ૭ કે આઠ માસ થાય છે ત્યારે સીમંતોન્નયનનો વિધિ કરે છે. તે સ્ત્રીને કોઈ સગાને ઘેર લઈ જાય છે, ત્યાં તેને ન્હવરાવે છે ત્યાર પછી લુગડાંઘરેણાંથી તેને સારી પેઠે શણગારે છે, અને ગાજતે-વાગતે સર્વે મળીને તેને પાછી પોતાના વરને ઘેર તેડી લાવે છે. તે અવસરે તેનાં સગાંવ્હાલાં આગળ ચાલતાં તેને ચાલવાના રસ્તા ઉપર સોપારી અને પૈસા વેરે છે. ઘેર તે સ્ત્રીનો બાપ પોતાને ગામથી આવ્યો હોય છે તે લૂગડાં આદિ એક ઢાલ અથવા છાબમાં ગોઠવીને નાળિયેર સહિત તેને અર્પણ કરે છે. તેમજ પોતાના જમાઇને પાઘડી બંધાવે છે તથા દીકરીની સાસુને છાયલ કે જેવું તેનું ગજું હોય તેવું લૂગડું આપે છે. સાસુ ઉમરા આગળ આવીને ન્યુનચન વિધિ કરીને વહૂને ઘરમાં આણે છે અને પછી ગર્ભસંસ્કાર થાય છે. ત્યાર પછી પોતાનાં સગાં સાથે તે સ્ત્રી પોતાને પિયર જાય છે.

તેને જો દીકરો અવતરે છે તો તેના બાપને ઘેર વધામણીનો કાગળ લખીને મોકલે છે. તે પછી વધામણી લઈ જનારને પાઘડી બંધાવે છે. જો તે છોકરાનો બાપ ઠાકોર કે રાજા હોય છે તો ઢોલ વગડાવે છે અને કેદિયોને છોડી મૂકે છે, કોઈ કોઈ વાર તો નવા અવતરેલા કુંવરનાં કંકુવતે પગલાં કાગળ ઉપર પડાવીને તે કાગળ મોકલી દે છે. આગળ કંકોતરી લખવાની રીતિ લખેલી છે તેના જેવી જ વધામણી લખવામાં આવે છે, પણ ફેરફાર માત્ર નીચે પ્રમાણે છે:-

"બ્હેન કંકુબાએ (ફલાણે દિવસે ફલાણી ઘડિયે) પાઘડી બાંધનાર "દીકરાનો જન્મ આપ્યો છે, તેના જન્માક્ષર ઘણા સારા છે."

જો પુત્રી અવતરી હોય છે તો "ચુંદડી ઓઢનાર દીકરી" એમ લખે છે. આ પ્રમાણે વિશેષ લખવાનું કારણ એમ છે કે આગળ સોકો કાના માત્ર વિના બોડિયા અક્ષર લખતા (અને કેટલીક જગ્યાએ હવણાં પણ લખે છે) તેથી એવું વિશેષણ લખવામાં આવે નહિ તો "દકર" અક્ષર ઉપરથી દીકરો અને દીકરી બે વંચાય.

જેવો જન્મ થાય છે કે તુરત હાથમાં નાળિયેર લઇને સ્ત્રીનું કોઈ સગું હોય છે તે જોશીને ઘેર જાય છે, ત્યાં તે વર્ષ, મહિનો, તિથિ, વાર, અને ઘડી તથા રાશી નોંધી રાખે છે, તે ઉપરથી પછી જોશી જન્માક્ષર કે જન્મ-પત્રિકા તૈયાર કરે છે.

જન્મ પછી છઠ્ઠે દિવસે વિધાત્રીને નામે બ્રહ્માની પૂજા કરે છે. તેનું કારણ એમ સમજવામાં છે કે તે દિવસે તેના કપાળમાં વિધાત્રી તેના જીવન-ચરિત્રના લેખ લખે છે. વિધાત્રીના ઉપયોગને અર્થે કોરો કાગળ, લેખણ, અને ખડિયો મૂકે છે પણ તેમાં કાળી શાહી પૂરવાને ઠેકાણે રાતી પૂરે છે, કેમકે શકુનિયાળ એવા જે રાતા અક્ષર, તે વડે વિધાત્રી લેખ લખે. તે દિવસે વળી જન્મેલા બાળકને રૂપાનો કે સોનાનો કંદોરો, અને કડાં સાંકળાં હાથે પગે પ્હેરાવે છે.

જન્મને તેરમે દિવસે તે બાળકનું નામ પાડવામાં આવે છે તેનો પ્હેલો અક્ષર રાશી પ્રમાણે જોશી નક્કી કરી રાખે છે. નામ પાડતી વેળાએ પાસેના સગાનું નામ પડી જાય નહિ તેની ખાસ સંભાળ રાખવામાં આવે છે, પણ રજપૂતોમાં તો તેના બાપનું જે નામ હોય તેવું પણ પાડવા દે છે. છોકરાની ફોઈ તેનું નામ પાડે છે. ચાર સ્ત્રિયો પોતાના હાથમાં પીપળાનું એકેકું પાંદડું લઇને છોકરાને એક લૂગડામાં સૂવારી તેનો એકેકો છેડો ઝાલીને તેને હિંદોળતાં નીચેની કઢંગી કવિતા બોલે છે,—

"ઓળી ઝોળી પીપળ પાન ફોઇયે પાડ્યું ફલાણું નામ."

પછી બાયડિયોને અને છોકરાંને પતાસાં વ્હેંચવામાં આવે છે.

છોકરો સવા વર્ષનો થાય છે ત્યારે તેને પ્હેલું જ અન્ન બોટાવતી વેળાએ "અન્નપ્રાશન" નામનો વિધિ કરે છે; તે જોવાને સગાંવ્હાલાંને પાછાં નોતરે છે. બ્રાહ્મણો વળી એક વાર ફરીને ગોત્રજની પૂજા કરે છે અને હોમ કરે છે.

છોકરો આગળ જતાં કેવો ધંધો કરશે તે નક્કી કરવા સારૂ જૂદા જૂદા ધંધાનાં જે સાધન હોય છે તે તેના મુખ આગળ મૂકી દે છે.

देवताग्रेऽथ विन्यस्य शिल्पभाण्डानि सर्वशः ।
शस्त्राणि चैव शास्त्राणि ततः पश्येत्तु लक्षणम् ॥
प्रथमं यत् स्पृशेद्वालः स्वेच्छया स्थापितं तदा ।
जीविका तस्य बालस्य तेनैव तु भविष्यति ॥

ભાવાર્થ,—દેવતાના મુખ આગળ શિલ્પના સર્વ પ્રકારનાં ભાંડન (સાહિત્ય), સર્વ પ્રકારનાં હથિયાર, અને સર્વ પ્રકારનાં શાસ્ત્ર મૂકીને પછી બાળકને તેની ઇચ્છા પ્રમાણે સ્પર્શ કરવા દેવો, તેમાં તે પ્રથમ જેનો સ્પર્શ કરે તેનાથી તેની ઉપજીવિકા ચાલવાની એમ જાણવું.

"કલમ, કડછી કે બરછી," એવી ગૂજરાતીમાં ક્‌હેવત છે તેનો અર્થ એવો છે કે એ ત્રણમાંથી જે ચલાવતાં આવડે તેની હોંશીયારી ગણાય છે. તે ઉપરથી ઉપર જે "વાસણ" (ભાંડન) લખ્યું છે તે "રસોઈ" નું સૂચન કરાવે છે.

અન્નપ્રાશનનો વિધિ કરતાં પ્હેલાં જે બાળક મરી જાય છે તો તેને બાળવાને બદલે દાટે છે. એ જ પ્રમાણે ગ્રીક લોકોમાં પણ દાંત ફૂટતાં પ્હેલાં બાળક મરી જતું તો તેને દાટવાનો ચાલ હતો એમ જણાય છે. રોમન લોકોમાં પણ જે બાળક ચાળીશ દિવસનું થયું હોય નહિ, ને મરી જાય તો તેને બાળવાનો ચાલ હતો, અને "જેન્સકોર્નેલિવા" નામના ગોત્રના માણસો એ વિધિ મુખ્યત્વે કરીને કરતા હતા, એમ ક્હેલું છે.



## પ્રકરણ ૮

## ઉત્તરક્રિયા.

### ( કવિત્ત. )

"શુભ ને આનંદની જે વસ્તુ નિર્મી સર્વ તે તો
અશુભ ને શોકને ઠેકાણે થઈ જાય છે;
મંડપની મઝા બધી પલટાઈ જાય છે ને
સ્મશાનનો શોક સર્વ તે ઠેકાણે થાય છે;
લગ્નની વેળાના હાર ગોટા આદિ પુષ્પ તે તો
મડદાના દાહસ્થાન ઉપર નંખાય છે;
મંગલગીતને સ્થાને શોકદ રાજિયા ગાય
એવી રીતે વસ્તુઓ તો બધી પલટાય છે."

ગૂજરાતના હિન્દુઓમાં દાહ દેવાની સાધારણ રીતિ છે તેથી ઉલટી રીતે, જે બાલકને અન્નપ્રાશન સંસ્કાર થયો હોય નહિ તેનો વિધિ થાય છે, અને તે જ પ્રમાણે સંન્યાસીનો પણ થાય છે. સંન્યાસીની પછવાડે રડારોળ કે કોઈ પ્રકારનો શોક કરવા દેવામાં આવતો નથી. તેના શબને પાલખીમાં બેસારીને વાજાં વગાડતા અને ગુલાલ ઉડાડતા અથવા કોઈ બીજા પ્રકારથી ખુશી બતાવતા ભૂમિદાહ દેવા લઈ જાય છે; તેને ચિતામાં બાળી મૂકવાને બદલે બેઠેલી ઢબમાં ભોંયમાં દાટે છે અને તેના ઉપર ન્હાનો ચોતરો કરી પછી તે ઉપર તેનાં પગલાંની સ્થાપના કરે છે.

વય થયે અથવા નબળાઈથી માણસનું શરીર ઘસાઈ જાય છે અને તેનું મરણ થવાનો કાળ પાસે આવે છે, ત્યારે તે સાવધાન હોય તે વેળાએ તેણે દેહશુદ્ધ પ્રાયશ્ચિત્ત કરવું જોઈયે, એમ શાસ્ત્રમાં લખ્યું છે. આ પ્રમાણે કરવા સારૂ વેદમાં નિપુણ એવા એક બ્રાહ્મણ કે પછી બીજા વધારેને યજમાન બોલાવે છે. પછી પ્રાયશ્ચિત્ત કરનાર ન્હાઈને ભીને લૂગડે, વગર

ખાધે, નોતરેલા બ્રાહ્મણોની પ્રદક્ષિણા કરે છે, ત્યાર પછી તેઓને પગે લાગે છે. પછી, તેણે "જન્મથી તે પ્રાયશ્ચિત્ત કરતાં સુધીમાં, ન્હાનપણમાં, કે "જુવાનીમાં, કે ઘડપણમાં; છાનાં કે ઉઘાડાં, જાણ્યે કે અજાણે, ન્હાનાં કે "મ્હોટાં, મન, કર્મ કે વચનથી, જે જે પ્રકારનાં પાપ" કર્યાં હોય તે માની દેવાની આજ્ઞા કરવામાં આવે છે. આ પ્રમાણે જે પાપ માની દેવામાં આવે છે, તે આખા જગત્‌માં જે નીતિના માર્ગ ક્‌હેવાય છે તે તોડવાથી થયાં હોય તે જ માત્ર હોય છે એટલું જ નહિ પણ પુરાણોમાં જે જે પ્રકારનાં પાપ ક્‌હ્યાં છે તે સર્વે આવી જાય છે. એટલે, જો તેણે ગાયની હત્યા કરી હોય, ગુરૂની ગાદી ઉપર બેઠો હોય, દારૂ પીધો હોય, બળતણને માટે ઝાડ કાપ્યું હોય, કોઈને વટાળ્યું હોય, અથવા કોઈ જીવજંતુનો પ્રાણ લીધો હોય, જે ખાવા યોગ્ય નહિ તે ખાધું હોય, જેની ચાકરી કરવી જોઈયે નહિ તેની ચાકરી કરી હોય, ખાટલા ઉપર બેશીને પાણી પીધું હોય, ગાય, બળદ, પાડો, ગધેડું કે ઊંટ ઉપર બેઠો હોય,–પાલખીમાં બેશીને તે બ્રાહ્મણ પાસે ઊંચકાવી હોય, અથવા એ બધાય કરતાં જો તેણે બ્રાહ્મણની આશાભંગ કરી નાંખી હોય, તો તે સર્વે માની દેવું પડે છે. પછી એ સર્વે પાપ ધોઈ નાંખવાનો વિધિ બતાવાને વેદના જાણ પુરૂષો, જે પેલા બ્રાહ્મણો, તેઓની તે યજમાન પ્રાર્થના કરે છે, અને કહે છે કે,–

आब्रह्मस्तंबपर्यंतं भवेद्रूपमिदं जगत् ।
यक्षरक्षःपिशाचादि सदेवासुरमानुषम् ॥
सर्वे धर्मविवेक्तारो गोतारः सकला द्विजाः ।
मम देहस्य संशुद्धिं कुर्वंतु द्विजसत्तमाः ॥
मया कृतं महाघोरं ज्ञातमज्ञातकिल्बिषम् ।
प्रसादः क्रियतां मह्यं शुभानुज्ञां प्रयच्छथ ॥
पूज्यैः कृतपवित्रोऽहं भवेयं द्विजसत्तमैः,

ભાવાર્થ–બ્રહ્માથી તે તૃણ લગી આ જગત્–યક્ષ, રાક્ષસ, પિશાચાદિ, દેવ, અસુર, અને મનુષ્ય, તમારાથી ભરેલું છે. અહો સકલ બ્રાહ્મણો! તમે સર્વે ધર્મના જાણ, અને તેના રક્ષક છો. અહો! પૂજ્ય બ્રાહ્મણો! તમે મારો દેહ પવિત્ર કરો. મેં જાણતાં અજાણતાં મહા ઘોર પાપ કર્યાં છે, મારા ઉપર કૃપા કરો, અને મને શુભ અનુજ્ઞા કરો. અહો! પૂજ્ય દ્વિજ! તમારી પૂજા કરવાથી હું પવિત્ર થઈશ.

કેટલીક વાર તો આ આજ્ઞાપક બ્રાહ્મણોના ચરણ ધોવાનું તેને કહેવામાં આવે છે, અને તેથી શુદ્ધ થયેલું પાણીનું આચમન કરીને તેઓની શ્રેષ્ઠતા નીચે લખેલા શ્લોક પ્રમાણે માન્ય કરવાને સૂચવવામાં આવે છે:-

पृथिव्यां यानि तीर्थानि तानि तीर्थानि सागरे।
सागरे यानि तीर्थानि विप्रस्य दक्षिणे पदे ॥
दैवाधीनं जगत्सर्वं मंत्राधीनाश्च देवताः।
ते मंत्रा ब्राह्मणाधीना ब्राह्मणो मम दैवतम् ॥

પૃથ્વીની માંહે જેટલાં તીર્થ છે[1] તેટલાં બધાંય સાગરમાં છે, અને જે તીર્થો સાગરમાં છે તેટલાં બધાંય બ્રાહ્મણના જમણા પગમાં છે.

સર્વ જગત્ દૈવને આધીન છે, સર્વ દેવતા મંત્રને આધીન છે, અને તે મંત્ર બ્રાહ્મણના આધીનમાં છે. (શ્રીકૃષ્ણ કહે છે કે) બ્રાહ્મણ મારૂં દૈવત છે.

પછી બ્રાહ્મણો ઉત્તર આપે છે કે "તમે શુદ્ધ થાઓ." (શુદ્ધિર્ભવતુ)

પછી તેઓ અપવાસ અને પ્રાયશ્ચિત્ત કરવાનું કહે છે અથવા દશ હજાર ગાયત્રીમંત્ર જપવાનું કહે છે, અથવા એક હજાર તેના હોમ કરવાનું કહે છે, અથવા ધર્મનાં સર્વ કામમાં ખરેખરો ઉપાય બ્રહ્મભોજનનો છે, તે કરવાનો સાધારણ ચાલ છે. યજમાન મુંડન કરાવે છે તે વેળાએ બ્રાહ્મણ નીચેનો મંત્ર ભણે છે:-

महापापोपपापानि ब्रह्महत्यासमानि च।
केशानाश्रित्य तिष्ठंति तस्मात्केशान्वपाम्यहम्.

અર્થ—મહા પાપ, ઉપપાપ, અને બ્રહ્મહત્યા સમાનનાં પાપ વાળનો આશ્રય કરીને રહે છે, માટે હું વાળ મુંડાવી નંખાવું છું.

મુંડન કરાવતી વેળાએ ચોટલી રહેવા દેવામાં આવે છે. યજમાનને દશ પ્રકારનાં સ્નાન કરવાની આજ્ઞા કરવામાં આવે છે. યજ્ઞભસ્મથી, મૃત્તિકાથી, ગોમયથી, ગોમૂત્રથી, દૂધથી, દહીંથી, માંખણથી, ગંધથી, કુશાગ્રથી, અને પાણીથી. પ્રત્યેક સ્નાનની વેળાએ તે તે સ્નાનને લાગુ પડતો મંત્ર ભણવામાં આવે છે; પ્રાયશ્ચિત્તકર્તા પછી ચોખ્ખાં વસ્ત્ર પ્હેરે છે અને શાલિગ્રામની પૂજા કરે છે; અને બ્રાહ્મણ હોમ કરે છે તેવામાં તેને દશ દાન આપવાં પડે છે.

गोभूतिलहिरण्याज्यवासोधान्यगुडानि च ।
रौप्यं लवणमित्याहुर्दश दानान्यनुक्रमात् ॥

---

૧ તીર્થ એટલે યાત્રાની જગ્યાઓ. નદીકિનારે તીર્થ ઘણાં હોય છે તેથી અહિંયાં જે સૂચન કર્યું છે તે નદિયો વિષે છે.

ગાય, ધરતી, તિલ, સોનું, ઘી, વસ્ત્ર, ધાન્ય, ગોળ, રૂપું, અને મીઠું, એવાં અનુક્રમે દશ પ્રકારનાં દાન કહેલાં છે.

આ દાન આપ્યા પછી, પ્રાયશ્ચિત્તકર્તા, બ્રાહ્મણોને છાયાદાન એટલે વાડકામાં ઘી ભરીને તેમાં પોતાનું મુખ જોઈને તે આપી દે છે. પછી તે બ્રાહ્મણોને કહે છે કે "મારૂં આ પ્રાયશ્ચિત્ત પ્રમાણ કરો." તેઓ ઉત્તર આપે છે કે, "અમે પ્રમાણ કરયું."

ઉપર જે ક્રિયાનું વર્ણન કર્યું તે યાત્રાળુ તીર્થે આવે છે ત્યારે કરે છે, તેમ જ જેને નાતબ્હાર મૂક્યો હોય છે તેને પાછાં નાતમાં આવવું હોય છે ત્યારે પણ કરવી પડે છે. દેહશુદ્ધપ્રાયશ્ચિત્ત કર્યા વિના જો કોઈ મરી જાય તો તેનો દિકરો જ્યારે તેની ઉત્તરક્રિયા કરવા માંડે છે ત્યારે તેને તે કરવું પડે છે. જો કદાપિ તે કરે નહિ તો બાપ અને દીકરો બન્ને નર્કમાં પડે છે.

મરણ પામેલાં પ્રાણિયોનો ન્યાય કરવાને યમ રાજા જે નગરમાં બિરાજે છે ત્યાં જતાં માર્ગમાં વૈતરણી નદી આવે છે તે ઓળંગવાનું સાધન, આપણે આ દુનિયામાં હોઇયે ત્યારે મેળવી રાખવું જોઇયે.[1] શ્રીકૃષ્ણ પોતે કહે છે કે, "જે કોઈ પોતાના પ્રારબ્ધકર્મયોગે વૈતરણી સુખે કરીને તરવાને "ઇચ્છતું હોય, તેણે, આ જગતમાં છતાં, જ્યારે પોતાના હૃદયનો નિશ્ચય "થાય ત્યારે અથવા કોઈ સારે પ્રસંગે, સારી ગાયનું દાન કરવું." આ પ્રમાણે કરવાનો એક હલકો વિચાર એવો છે કે પ્રેત લોકોની નદી ઉતરતી વેળાએ, દાન આપેલી ગાય તેમાં આગળ ચાલે અને તેને પૂછડે બાઝીને દાન આપનારથી પાર ઉતરી શકાય. કદાપિ કબ્જો છૂટી જાય તો, એવું માનવામાં છે કે પાણી તેના ઉપર ફરી વળે.[2] જે ગાય દાનમાં આપવાની હોય તેનાં શીંગડાં સોને મઢવાં જોઇયે, અને ખરિયો રૂપે જડી લેવી જોઇયે. રંગે કાળી કે ધોળી જોઇયે. ગાયની સાથે દોહોવા સારૂં બ્રાહ્મણને ત્રાંબડી આપવી જોઇયે. ગાયને કાળો ઓઢો (ઝુલ) ઓરાડવો જોઇયે. પ્રેતને સારૂ લૂગડાં, પગરખાં, એક વીંટી અને એક છત્રી, તેમ જ, સાત પ્રકારનાં ધાન્ય અર્પણ કરવાં જોઇયે. તેમ જ વૈતરણી નદીપ્રદર્શક ત્રાંબાનું એક પત્ર મધ ભરીને

---

૧ મરણ પામેલાના ઉપયોગમાં આવવા સારૂ જે દાન કરવામાં આવે છે તે વિષે આ પ્રકરણની છેવટ ટીપ આપી છે તે જૂઓ.

૨ ગૂજરાતના ગોવાળિયા ઢોર ચરાવે છે તેમની ચરાવાની જગ્યા જે ગામમાં તે રહેતા હોય છે તેની નદીને સામે કાંઠે હોય છે, તેથી નદી ઓળંગીને ઢોર સામી તેડે જાય છે તેમાંથી એક ઢોરને પૂછડે બાઝીને ગોવાળિયા પાર ઉતરે છે, તે અમે ગૂજરાતમાં ઘણી વાર જોયલું છે.

રુનો ઢગલો કરીને તે ઉપર મૂકવું જોઇયે. યમની સોનાની મૂર્ત્તિ કરાવી તેના હાથમાં લ્હોડાનો દંડ અપાવે છે તથા શેલડીની હોડી કરાવવી પડે છે. યજમાન યમરાજની પૂજા કરવા સારૂ મૂર્ત્તિમાં તેનું આવાહાન કરે છે, અને નીચે પ્રમાણે શ્લોક ભણીને તેની પૂજા કરે છે;—

दंडहस्तं महाकायं महिषोपरिसंस्थितम् ।
रक्ताक्षं दीर्घबाहुं च, धर्मराज नतोऽस्म्यहम् ॥

પાડા ઉપર અશ્વારી કરનાર, હાથમાં દંડ ધારણ કરનાર, મહાકાયાવાળા, લાલ આંખોવાળા, અને લાંબા હાથવાળા, ધર્મરાજા! હું તને નમન કરૂં છું.

આ પ્રમાણે કરી રહ્યા પછી, યજમાન ગાયની અને યમમૂર્ત્તિની પૂજા કરે છે, બ્રાહ્મણને નમસ્કાર કરે છે, અને સર્વેની આસપાસ પ્રદક્ષિણા કરે છે. પછી બ્રાહ્મણને દાન આપતી વેળાએ યજમાન ગાયનું પૂછડું તથા દર્ભ અને તુલસી હાથમાં રાખે છે અને નીચે લખેલો મંત્ર ભણે છે.—

यममार्गे महाघोरे तां नदीं शतयोजनाम् ।
तर्तुकामो ददाम्येतां तुभ्यं वैतरिणीं नमः ॥

યમના મહા ઘોર માર્ગમાં સો યોજન પ્હોળી વૈતરણી નદી છે તે તરવાને સારુ (હે બ્રાહ્મણ!) તને આ ગાય આપું છું.

धेनुके मां प्रतीक्षस्व यमद्वारे महापथे ।
उत्तारणार्थं देवि मां वैतरण्यै नमोऽस्तु ते ॥

અહો ગાય! યમદ્વારના મહામાર્ગની માંહે મને ઉતારવાને માટે મારી વાટ જો. હે દેવી! તને વૈતરણી રૂપીને હું નમસ્કાર કરૂં છું.

છેલ્લી વારે બ્રાહ્મણના ભણી મુખ કરીને, અને તેને નમસ્કાર કરીને ગાય આપે છે અને કહે છે કેઃ-

विष्णुरूप द्विजश्रेष्ठ मामुद्धर महीसुर ।
सदक्षिणा मया दत्ता तुभ्यं वैतरिण्यै नमः ॥

હે દ્વિજશ્રેષ્ઠ! હે વિષ્ણુ રૂપ! હે મહીસુર (પૃથ્વી ઉપરના દેવ)! તમને નમસ્કાર કરીને, દક્ષિણા સહિત, આ વૈતરણીરૂપી ગાય હું આપું છું, માટે મારો ઉદ્ધાર કરો.

જ્યારે કોઈ હિન્દુ મરવાની તૈયારી ઉપર આવે છે ત્યારે તેને માટે ચોકો કરવામાં આવે છે, અને તે ઉપર જવ, તિલ અને દર્ભ નાંખવામાં આવે છે. પછી મરનાર માણસનાં ઘરેણાં અને બીજાં વધારાનાં લૂગડાં હોય છે તે ઉતારી લેવામાં આવે છે. તેનું મુંડન કરાવે છે, અને મૂછો ઉતરાવે છે, તથા સ્નાન કરાવે

છે. પછી ચોકો કરાવ્યો હોય ત્યાં તેને ઉત્તરમાં, અને દેવલોક ભણી પગ કરાવી અને (દક્ષિણે) યમપુરી ભણી માથું કરાવીને સૂવારે છે. તેના હાથમાં, એક પાત્રમાં, લાડુ અને તે ઉપર રૂપિયો મૂકીને આપે છે અને કોઈ ગરીબ બ્રાહ્મણને તે મરનાર માણસ પાસે અપાવે છે. દ્રવ્યવાન્ માણસો હોય છે તે ગાય, સોનું, અથવા બીજી મૂલ્યવાન વસ્તુનું દાન કરે છે, અને પોતાના મરણ પામતા સગાને કહે છે કે, અમે તમારાં અસ્તિ કાશિયે લઈ જઈને ગંગાજીમાં પધરાવીશું, અથવા (મરનારને પુણ્ય થવા સારૂ) મથુરા, દ્વારકા, સોમનાથ કે બીજા કોઈ તીર્થની યાત્રા કરીશું. મરતા માણુસને માટે, ધર્મના કામમાં દ્રવ્ય ખર્ચવાને અથવા વ્રત કરવાને હાથમાં જળ લઈને પ્રતિજ્ઞા કરવામાં આવે છે. કોઈ વાર તો, યમનો દંડ લ્હોડાનો છે માટે તેને પ્રસન્ન કરવા સારૂં લોખંડનું દાન કરવામાં આવે છે. આવાં દાન જેને માટે આપવામાં આવે છે, તેને, અને આપનારને બન્નેને સ્તુતિપાત્ર ગણાય છે. કહ્યું છે કે,—"મરણ પામતા બાપને હાથે જે દીકરો દાન કરાવે છે તેને તેના "કુળનો દીપક ગણવામાં આવે છે."

આ વેળાએ મરણ પામતા માણસની પાસે ઘીનો દીવો પ્રકટીને મૂકે છે, તેના મ્હોમાં ગંગાજળ મૂકે છે. તેમ જ દહી અને તુળસીપત્ર પણ મૂકવામાં આવે છે.

એમ કહેવામાં છે કે માણસને કંઠે પ્રાણ આવ્યા હોય, અને તે કહે કે મેં આ સંસારનો ત્યાગ કર્યો, તો તે મરણ પામ્યા પછી વૈકુંઠ પામે છે અને પછી તેને જન્મમરણ રહેતું નથી. એટલા માટે કેટલાક માણસો સમજે છે કે, હવે આપણું મોત પાસે આવ્યું છે એટલે આતુર સંન્યાસ ગ્રહણ કરવાનો વિધિ કરે છે. કોઈ સંન્યાસીને બોલાવીને દીક્ષા લે છે, અને ભગવાં વસ્ત્ર ધારણ કરે છે, એટલે, તેણે સંસાર અને તેને લગતી બધી પંચાત છોડી દીધી ગણાય છે.[1]

---

૧ આ મંદ સંન્યાસિયો આપણને અગાડીના કેટલાક ક્રિશ્ચિયન સાધુઓ વિષેનું, તેમાં મુખ્યત્વે કરીને, મહાન કૉન્સ્ટનટૈનનું સ્મરણ કરાવે છે; સાધુનો ધોળો વેષ અને પવિત્રતાનો નવો સંસ્કાર કરી લેવાની જે આવશ્યકતા છે તે પ્રમાણે કરવાને કૉન્સ્ટનટૈનને એટલું બધું અપ્રિય લાગતું હતું કે, ગિબ્બન કહે છે તે પ્રમાણે મરણના આકરા હાથથી તેના શરીર ઉપરનો રાજપોષાક દૂર થવાની છેક પાસે વેળા આવી ત્યારે તેને તે પ્રમાણે કરવાને સમજાવવાને બની આવ્યું.

ઍંગલો સૅક્શનનો ઈતિહાસકર્ત્તા કહે છે કે, "હેનરી રાજા, અને તેના ભત્રિજા "ફ્લાન્ડર્સના અર્લને લડાઈ ચાલતી હતી એટલા માટે તે આખું આ વર્ષ (સન ૧૧૨૮) "નૉર્મંડીમાં હતો; પણ તે અર્લ લડાઈમાં એક ચાકરના હાથથી ઘવાયો અને એવો ને "એવો સેંટ બર્ટિનના મઠમાં ગયો ત્યાં તેને સાધુ કર્યો. ત્યાર પછી, તે પાંચ દિવસ જીવીને "મરણ પામ્યો, અને તેને ત્યાં જ ભૂમિદાહ દીધો—પરમેશ્વર એના આત્માની "શાન્તિ કરો."

મરણાવસરે દુઃખ થાય છે તે, જીવને શરીર છોડીને જવું ગમતું નથી તેમ છતાં યમના જુલ્મગાર દૂત તેને બલાત્કારે લઈ જાય છે તેથી થાય છે એવું તેઓ માને છે, કેમકે મૂળથી તેમને ગળે એવી જ વાત ઉતારવામાં આવેલી હોય છે. ખેદ અને ભયના માર્યા તેઓ રામના નામના પોકાર કરીને પોતાની દુષ્પટ મનોવૃત્તિનું સમાધાન કરે છે. થોડી વારમાં તો મરવા સૂતેલા માણસના ધમપછાડા બંધ પડી જાય છે, અમર આત્મા પોતાના—પંચ-મહાભૂતના ખોળિયામાંથી વિદાય થાય છે. તે ક્યાં જતો હશે "તે હવે ફીક્કા, "કડક અને ઉઘાડા સ્થાનમાં પ્રવેશ કરશે ?"

આ રસિક વિષયને અહિંથી રૂહેવા દઈને હવણાં તો મડદાનું સાંધણુ ચલાવિયે છિયે અને શોક કરનારા લોકો શરીર જે ધૂળમાંથી થયેલું છે તેને તેમાં પાછું ભેળવી નાંખે છે તે ઉપર લક્ષ આપિયે છિયે.

જ્યારે જીવ જતો રૂહે છે ત્યારે મરણ પામેલા માણસના ઘર આગળ તેનાં સગાંવ્હાલાં અને આડોશીપાડોશી ભેગાં થાય છે; અને કરૂણા-રસજનક નાટકના ખેલની પેઠે રડવાફૂટવાનું શરૂ કરે છે. પાસેનાં સગાં હોય છે તે "ઓ બાપ રે! ઓ ભાઇ રે!" એવા પોકાર કરતાં ઘરમાં પેસે છે. બાયડિયો ઘરને આંગણે હારબંધ ઉભી રૂહીને તાલ પ્રમાણે ફૂટતી રાજિયા ગાય છે. જેઓ ઘરડાં થયાં હોય છે અને તેથી કરીને યમદૂતનું સ્વાભાવિક ભક્ષ થઈ રૂહેલાં જણાઈ આવે છે તેઓના કરતાં જવાન માણસો માટે વધારે વાર લગી અને વધારે હૃદયભેદક રીતે શોક કરે છે. રાજિયામાં સંબંધ વિનાનાં શોકનાં જૂદાં જૂદાં વાકયો હોય છે તે એક બે સ્ત્રિયો સંગાથે ગાય છે અને બીજી તે પ્રમાણે ઝીલે છે. નીચે અમે એક પરજિયાનો થોડો ભાગ દાખલ કર્યો છે તે, જે આગળ વર રાજા થયેલો અને પછીથી કાચી ઉમ્મરમાં મરણ પામેલો ત્યારે તેના વિષે તેને એક રાજવી અને શૂર-વીર ગણીને શોક પ્રદર્શિત કરેલો છે.

હાય! હાય રે! ગામગોંદરે રડારોળ થાય છે,
વોય! રાજવી! વોય! વોય!
હાય! હાય! આ તો રામજી કેરો કોપ જાગિયો,
વોય! રાજવી! વોય! વોય!
હાય! હાય રે! હવે વરશ્યો મેહુલો ઘણા લોહીથી.
વોય! રાજવી! વોય! વોય!
હાય! હાય રે! હવે સાગરે સિમાડો નિજ છોડિયો,
વોય! રાજવી! વોય! વોય!

હાય! હાય રે! કન્યા વાધતી લૂંટાઈ ઘર આંગણે,
વોય! રાજવી! વોય! વોય!
હાય! હાય રે! જમરાજના લૂંટારા દોડી આવિયા,
વોય! રાજવી! વોય! વોય!
હાય! હાય રે! વરરાયને તેઓએ ઝાલી મારિયો,
વોય! રાજવી! વોય! વોય!
હાય! હાય રે! એને મંડપ નીચે ઢોળી પાડિયો,
વોય! રાજવી! વોય! વોય!
હાય! હાય! એની ચોરીનાં માટ ભાગી નાંખિયાં,
વોય! રાજવી! વોય! વોય!
હાય! હાય! એનો જીવડો લૂંટાયો જુલ્મે કરી.
વોય! રાજવી! વોય! વોય!

* * * * * *

આ શોકજનક વિલાપ કઢંગો લાગે છે તો પણ પરભાસ્યા દરિયાવાસી અંગરેજ સરખાને પણ બહુ હૃદયભેદક થઈ પડે છે, અને જ્યારે તેના ઉંચા-નીચા થતા સ્વર આઘેથી કાને પડે છે ત્યારે કાંકરાવાળા દરિયાકિનારા ઉપર શાન્ત સાયંકાળને સમયે, મોજાં આવે છે અને પાછાં વળે છે તેથી નિયમિત અને શોકજનક અવાજ થાય છે, તેનું આબેહુબ ભાન કરાવે છે.

રાજિયો પૂરો થાય છે પછી બાયડિયો હાંફતી અને થાકીને લોથ બની ગયેલી બેશી જાય છે, પણ રડવાનું તો ચાલતું જ રાખે છે, અને તે સાથે મા હોય છે તો તે આવો બોલ બોલે છે કે, "અરે દીકરા! હવે મારી "ખબરો કોણ લેશે? હવે મને આગ કોણ મૂકશે?" ધણીયાણી હોય છે તો તે આવો બોલ બોલે છેઃ–"અરે વિપ્ર! (જો બ્રાહ્મણ હોય તો) તમે "મને દગો દઈ, નાંખીને ગયા; તમે મારાં છોકરાંને પરણાવ્યા વિના એકલી "મને મૂકીને ચાલતા થયા!" અગર બ્હેન કહેશે કે, "અરે ભાઈ! હું "મારે સાસરેથી આવીશ ત્યારે મને હવે આવકાર કોણ દેશે? અરે! હવે "મારા બાપના ઘરમાં પીંપળો ઉગશે!"[૧]

---

૧ ગ્રીક લોકોમાં મરી ગયલાને માટે શોક કરવામાં આવતો હતો તેમાં મૂળ જોવા જઇયે તો સ્ત્રિયો લાંબા રાગ કહાડીને રડતી હતી એમ જણાય છે, પણ હોમરની વેળા જેટલા અગાઉના વખતથી રીતિઓ એટલી બધી નિયમસર થઈ ગઈ કે મડદાના બિછાના આગળ ગાનારા શોક કરવાને માટે હાજર રહી કામ ચલાવતા હતા અને સ્ત્રિયો તેઓને તે કામમાં માત્ર આશ્રય આપવા લાગતી હતી. (જુવો મુલરનું પુસ્તક)

આ પ્રમાણે સ્ત્રિયો રડતી હોય છે તેવામાં પુરૂષો મડદાને સ્મશાન લઈ જવાની તૈયારી કરે છે. વાંસની ખાટલી અથવા ઠાઠડી બાંધીને નવું લૂગડું મંગાવ્યું હોય છે તે વતે મડદાને બાંધી લે છે. લોટના પિંડ કર્યો હોય છે તેમાંથી શબ અને પાન્થકના પિંડમાંથી શબનો પિંડ દર્ભ ઉપર તેને સૂવાર્યો હોય છે ત્યાં મૂકે છે અને બીજો પાન્થકનો ઘરના ઉંબર ઉપર મૂકે છે.

જે સ્ત્રી પોતાને પિયરથી સાસરે જાય છે તેને માથે ધૂપેલ ઘાલે છે અને તેને જોયતાં લૂગડાં આપે છે તે સાસરવાસો કર્યો ક્હેવાય છે. જો આવી સ્ત્રી પોતાને પિયર મરી જાય છે અથવા જે ગામમાં પોતાનું પિયર હોય તે ગામમાં મરી જાય છે તો તેનો બાપ તેને છેલ્લો સાસરવાસો કરે છે. એટલે મડદાને માથે ધૂપેલ ઘાલે છે, નવાં લૂગડાં પ્હેરાવે છે અને ચુંદડી ઓરાડે છે.

અડીને સગાં થતાં હોય છે તે ન્હાઈને અબોટિયાં પ્હેરીને તૈયાર થાય છે ને મડદાને[1] ઠાઠડીમાં બાંધીને ઉચકી ચાલે છે તે વેળાએ તેના પગનો ભાગ અગાડી રાખે છે. ઠાઠડીની આગળ એક માણસ દેવતાની ભરેલી એક તોલડી લઈને આગળ ચાલે છે. સગાંવ્હાલાં અને પાડોશી ઉઘાડે માથે, અને પગરખાં પ્હેર્યા વિના પ્હેરેલે ધોતિયે અને ઓઢેલે અંગવસ્ત્રે[2]

છાતીમાં કૂટવાનો નઠારો ચાલ ગૂજરાતની સ્ત્રિયોમાં હજી લગણ ચાલે છે, તેથી થતા માઠા પરિણામને લીધે કેટલાક પરોપકારી હિન્દુઓનાં મનમાં ગ્રીક્ લોકોના જેવા શોક કરનારાઓને દાખલ કરવાનું આવેલું છે, એમ અમે માનિયે છિયે. જુડાના રાજા જોશિયોના પુત્ર જેહોયએકિમનું ભવિષ્યકથન કરતી વેળાએ પેગમ્બર જેરીમયા ક્હે છે કે, "અરે "મારા ભાઈ! અથવા અરે બ્હેન! એમ કરીને તેને માટે શોક કરશો નહિ; અરે ઓ "ધણી! અથવા અરે તારો મહિમા! એમ કહીને પણ એને માટે શોક કરશો નહિ." એ પેગમ્બરના આવા બોલવા ઉપરથી મરણ પામેલાની પછવાડે શોકનું રડવું અથવા રાજિયા ગાતી વેળાએ એમ બોલવાનો વહિવટ હતો એવું જણાઈ આવે છે.—vide Jeremiah xxii. v. 18, and note with referenes in D'oyly and Mant. See also Amos V. 16: Ecclesiastics xii. 5, 6.

૧ કર્નલ ટૉડ કહે છે કે, શૂરો રજપૂત મરી જાય છે ત્યારે તેને જીવતો હોય ને જેમ હથિયાર સજતો હોય તેમ ઢાલ તરવાર બંધાવે છે; અને તેના ઘોડાનું બલિદાન આપવામાં આવતું નથી પણ તે દેવને ભેટ કરવામાં આવે છે અને તે પૂજારીની મતા થઈ પડે છે. રાજસ્થાન ભાગ ૧ લો પૃષ્ઠ ૭૩.

૨ એ જ પ્રમાણે ઇઝરાયલ લોકો તેઓના શોકની વેળામાં ક્હે છે: "તમે તમારાં "મસ્તક ઉઘાડાં કરી નાંખશો નહિ. તેમ જ તમારાં લૂગડાં ફાડી ફહાડી નાંખશો નહિ, Leviticus X. 6."રડવાનું જવા દે, મરણ પામેલાને માટે કાંઈ શોક કર નહિ. તારા માથાનો પોષાક તારા મસ્તક ઉપર બાંધ, અને પગરખાં પ્હેર." Ezekieli xxlv. 17

"રામ બોલો! ભાઈ! રામ." કરતા ચાલે છે. સ્ત્રિયો તેમની પછવાડે ગામના દરવાજા સુધી જાય છે અને પછી પાછી વળે છે.

શાસ્ત્રમાં લખ્યું છે કે ગામમાંથી મડદાને લઈ જતાં ચકલું આવે ત્યાં આગળ મડદાને ઉતારીને "ખેચર"નો પિંડ આપવો જોઈયે. આ ચાલ હવણાં બંધ પડી ગયો છે. ગરૂડ પુરાણમાં લખ્યું છે કે જે ગામમાં માણસ મરી ગયું હોય તેને લઈ જાય ત્યાં સુધી ગામના લોકોએ ખાવું નહિ, પણ હવણાં તો માત્ર આસપાસના ઘરવાળા લોકો આ રીતે પાળે છે.[1]

શબને લઈ ગામ બ્હાર જાય છે, એટલે એક જણની પાસે પાણી હોય છે તે એક જગ્યા ઉપર છાંટીને તેને પવિત્ર કરે છે, ત્યાર પછી ઠાઠડી ત્યાં આગળ ઉતારીને ત્યાં ત્રીજો અને ચોથો પિંડ જે ભૂતનો કહેવાય છે તે બે ભેગા મૂકે છે. પછીથી ઠાઠડી લઈ જતાં શબનું મ્હોં અહિંથી અગાડી રાખે છે. ઘણું કરીને સ્મશાન નદીકિનારે હોય છે ત્યાં જઇને ચિતા તૈયાર કરે છે. તેમાં દ્રવ્યવાન્ હોય છે તે સુખડ અને બીજાં એવાં મૂલ્યવાન્ લાકડાં તથા નાળિયેરની ચિતા કરે છે. ઠાઠડીમાંથી મડદાને છોડી લઇને ઠાઠડી તથા ઓરાડેલું લૂગડું રહેવા દઇને શબને ચિતા ઉપર સૂવારે છે અને તેનું માથું દક્ષિણ દિશા તરફ કરાવે છે, ત્યાર પછી વધારે લાકડાંની ઉપર પુષ્ટિ કરે છે. પાંચમા અને છઠ્ઠા પિંડ જે "સાધક" અને "પ્રેત" ના કહેવાય છે તે આ ઠેકાણે મૂકવામાં આવે છે. મરણ પામેલાનો દીકરો અથવા જે કોઈ ઘણો પાસેનો સગો હોય છે તે બોયાનો પૂળો સળગાવીને ચિતાની પછવાડે ત્રણ વાર ફરીને, માથાનો ભાગ પ્રથમ ચેતે એવી રીતે ચિતામાં મૂકે છે. પછી ડાઘુ ખેદ કરતા બેસે છે અને આખું શબ બળી જવા આવે ત્યારે અગ્નિમાં ઘી રેડે છે. સર્વ બળી રહે છે એટલે બધી રાખ એકઠી કરે છે અને નદીમાં નાંખી દે છે, અથવા પાસે જો નદી હોતી નથી તો એક ખાડો કરીને તેમાં તે એકઠી કરી રાખીને ઉપર પાણી છાંટી લઈ જવા સારૂ રહેવા દે છે. જેણે દાહ દીધો હોય છે તે રાખમાંથી હાડકાંના ઝીણા સાત કડકા એકઠા કરીને એક કુડલીમાં ઘાલી, જે ઠેકાણે શબનું માથું મૂકવામાં આવ્યું હોય ત્યાં દાટે છે, ગરીબ હોય છે તે અગ્નિદાહને ઠેકાણે એક ઢગલો કરીને તે ઉપર પાણી ભરેલો ઘડો તથા લાડુ મૂકે છે અને પૈસાવાળા હોય છે તે ત્યાં દેરૂં ચણાવીને તેમાં મહાદેવની સ્થાપના કરે છે.[2]

શાસ્ત્રમાં ચાર પ્રકારના દાહ લખ્યા છેઃ વનદાહ, (એનું કામ ગામની ભાગોળે મડદાને ઉતારીને ત્યાં પિંડ મૂકવામાં આવે છે તે સારે છે.

---

૧ ગામડામાં હજુ એ રીવાજ છે. ર. ઉ. ૨ અથવા ચોતરો ચણાવે છે. ર. ઉ.

અગ્નિદાહ, જળદાહ, અને ભૂમિદાહ, એ સર્વેનો ખુલાસો, ઉપર જે ક્રિયાનું વર્ણન આપ્યું છે તેમાં થઈ જાય છે.

દ્રવ્યવાન્ હોય છે તેની દાહની જગ્યાએ એક ગાય આણીને તેનું દૂધ તે ઉપર દોહી નાંખવામાં આવે છે, પછીથી તે ગાય બ્રાહ્મણને આપી દે છે. અમદાવાદમાં દૂધેશ્વર કરીને સ્મશાન છે, તેનું નામ એ જ ઉપરથી પડેલું છે. સાભ્રમતીમાહાત્મ્યમાં લખ્યું છે કે દધીચિ ઋષિને જે જગાએ અગ્નિદાહ દીધો હતો; તે જગ્યાએ ઇન્દ્ર અને દેવતા કામધેનુ ગાય લઈ આવ્યા અને તેનું દૂધ તે જગ્યા ઉપર દોહ્યું.

દાહની ક્રિયા થઈ રહ્યા પછી, ડાઘુ ન્હાય છે, અને લૂગડાં ધુવે છે તથા જે સારનાર હોય છે તે, પ્રેતને "દાહથી ઠંડું પાડવા સારું" તલ અને પાણી આપે છે.[1] ન્હાયા પછી સ્ત્રિયો અને પુરૂષો મરનારને ઘેર ફરીને પાછાં જાય છે અને પછીથી વેરાય છે.

ધણી મરી ગયા પછી તેની વહુ ચૂડો ભાગે છે. બ્રાહ્મણની નાતની સ્ત્રિયો દશમાને દહાડે પોતાના માથાના વાળ મૂડાવી નંખાવે છે. એક વર્ષ સુધી તે ખૂણે રહે છે, અને શોક પાળે છે, ત્યાર પછી તેના પિયરનાં આવીને તેનો શોક મૂકાવા પોતાને ઘેર તેડી જાય છે. કદાપિ કોઈને શોક મૂકાવનાર સગું હોતું નથી તો તે બહુચરાજી, પ્રભાસ કે પછી નર્મદાજી યાત્રા કરવા સારૂ નીકળે છે. વિધવા થઈ એટલે તે નાતજાતમાં જમવા જતી નથી. હવણુંના સમયમાં, જો વિધવા પંદર વર્ષની હોય છે તો કેટલીક નાતોમાં સૌભાગ્યવંતીનો વેષ રાખવા દે છે, પણ તે જ્યારે ત્રીસ વર્ષની ઉમ્મરની થાય છે ત્યારે તેનો બાપ કે કોઈ પાસેનું સગું મરી જાય છે ત્યારથી વિધવાપણાનો શોક પાળવાનું ચાલતું કરે છે. જો તે વિધવા પૈસાદાર હોય છે તો ચૂડાને બદલે સોનાની ચૂડ પ્હેરે છે; જો તે રજપૂત જાતિની હોય છે તો કાટલું પ્હેરે છે,

---

૧ મુરના "એપિક્યુરિયન"માં દોષવિસ્મરણ કરાવનાર પાત્ર વિષે લખેલું છે; તેનું સ્મરણ વાંચનારને કરાવિયે છિયેઃ—

"આ પ્યાલામાંથી પી-ઓસિરિસ પોતાના નીચેના રહેઠાણમાં એ જ પિયે છે;
"અને નીચે જે મરણ પામેલા જાય છે તેના ઓઠ ઠંડા પાડવા સારૂ એ જ તેને આપે છે."

"આ પ્યાલામાંથી પી; એ માંહેલું પાણી લીથના વ્હેળિયાનું તાજું છે, એથી
"કરીને પાછળનું તેનાં બધાં પાપ સહિત, અને બધાં દુઃખ અને ખેદ સહિત અગાડીનાં
"વિસ્મરણ થઈ ગયેલાં સ્વપ્ન જેવું દેખાશે."

તો પણ આવા સુખદાયક દોષવિસ્મરણના લાભની આશા રાખવાનું હિંદુઓને હોય એમ લાગતું નથી. પણ એથી ઉલટું ધર્માત્માને પાછલા જન્મનું સ્મરણ થવાની શક્તિ આપવી, એ તેના પુણ્યકર્મનો એક મહિમા ગણવામાં આવે છે.

અને બ્રાહ્મણ કે વાણિયાની નાતની હોય છે તો મોળા કોરપાલવના સાહ્ય સાલ્લા પ્હેરે છે. પણ શાસ્ત્રમાં તો ધોળો સાલ્લો પ્હેરવાની છૂટ છે, અને ઘરેણું પ્હેરવાની મના કરેલી છે.

વિધવા વિના બીજાને શોક પાળવાની મુદત મરનારની ઉમ્મર ઉપર અને તેના સગપણ ઉપર આધાર રાખે છે. જે શોક પાળે છે તેઓ વિવાહવાજનમાં કે નાતવરામાં જતાં નથી. કેટલીક ખાવાની વસ્તુઓ તજે છે અને ધોળાં કે મળિયાં લૂગડાં પ્હેરે છે. પરગામનાં સગાંને કૃષ્ણાક્ષરી (કાળોતરી, ચિઠ્ઠિ) લખીને ખબર આપે છે અને તે ઢેડની[1] સાથે મોકલે છે. તેના શીરનામા ઉપર "લૂગડાં ઉતારીને વાંચજો" એમ લખ્યું હોય છે, કારણ કે તેમ કરવાથી અડચણ પડે નહિ અને તે માણસ અભડાય નહિ. આ ઠેકાણે તેનો એક નમુનો આપિયે છિયે, તે ઉપરથી તે કેવા પ્રકારની હોય છે તે તથા હિન્દુઓને મરણનો ક્રિયાખર્ચ કેવો ઘેલાઇભરેલો અને ઉડાઉપણાથી કરવાની ફરજ પડે છે તે જણાઈ આવે:–[2]

## કૃષ્ણાક્ષરીનો નમુનો

"શહર અમદાવાદ મધ્યે મ્હેતા કલ્યાણરાય કેશવરાય, તથા મ્હેતા "જમિયતરામ નભેરામ (મરનારનો જમાઈ તથા પુત્રો) જોગ શ્રી સુરતથી "લ૦ મ્હેતા ભવાનીરામ મંછારામના નમસ્કાર વાંચજો. બીજું લખવા કારણ "એ છે જે:—ચઈતર શુદિ ૨ ને બુધવારની રાત ઘડી ૬ જતાં જાદુરામ "વેહેમશંકર સ્વર્ગવાસ પામ્યા છે, તે ઘણું માઠું થયું. પણ શ્રી પરમેશ્વરે કર્યું "તે ખરૂં, એમાં કોઈનું જોર ચાલતું નથી. બીજને દિવસે ત્રીજા પ્હોર સુધી "જાદુરામના નખમાં પણ રોગ ન્હોતો પણ સાજા સારા હતા; તથાપિ "પાછલો બે ઘડી દિવસ રહ્યો એટલે કાગળિયાનો ઉપદ્રવ થઈ આવ્યો. તેને "માટે અમે ઘણા ઉપાય કર્યા અને ઘણી બાધા આખડિયો રાખી, પણ "આવરદા આવી રહેલો તેથી કશો ઉપાય ચાલ્યો નહિ. આપણાં સગાં બધાં "યાત્રાએ ગયાં હતાં, તેથી આ પ્રસંગે હું તથા વિવેકરામ(એક પાડોશી) બે "જણ ઘેર હતા, તે અમે પણ ઔષધ લેવા ગયા હતા, તેવામાં જ ભાઈ

---

૧ કેટલેક ઠેકાણે રાવળિયા અથવા એવી જ કોઈ હલકી નાતના હોય છે, તે એવી કાળોતરી લઈ જાય છે અને દૂરનાં ગામોમાં હવે ટપાલમાર્ગે મોકલાય છે. ર. ઉ.

૨ આ વિષય સંબંધી ટૉડ રાજસ્થાનના પ્હેલા ભાગને પૃષ્ઠ ૨૦૭ મે મેવાડના મહારાજા સિંગરામસિંહ અને અમ્બરના મહાન્ જયસિંહનાં મના કરનારાં મૂલ્યવાન આજ્ઞાપત્ર છે તે જુવો. જયસિંહે તો આ પ્રસંગને માટે એકાવન માણસ જમાડવાની હદ બાંધી છે, અને ઓછા પૈસાવાળા હોય તેઓને નાતવરા કરવાની મના કરી છે.

"જાદુરામને અકળામણ થઈ આવી, પણ તેના સારા ભાગ્યે અને તેના આ "ભવ તથા પૂર્વ ભવના ઘણા પુણ્યના યોગથી અમે બે જણા તુરત જ આવી "પ્હોંચ્યા, અને મરણવેળા રૂડી રીતે સાચવી, પુણ્યદાન કરાવ્યું ભોંય, લીધા, "અને મ્હોંમાં ગંગાજળ મૂક્યું. જો અમે આવ્યા હોત નહિ તો ખાટલામાં "દેહ મૂકત, અને તેથી પૂતળવિધાન કરવું પડત.

"બાઈ અજ્ઞાનતાને (મરનારની છોકરી અને કલ્યાણરાયની વહૂ) રોવા "કૂટવા દેશો નહિ. ફાવે તે કરિયે તથાપિ આપણે હવે એનું મ્હોં દેખવાના "નથી. માટે હવે તો હિમ્મત રાખીને ઘરની લાજ રાખી આબરૂ પ્રમાણે નાતમાં "ખર્ચ કરવો. પાંચ દશ રૂપિયા વત્તા થાય તો તેની ચિંતા કરવી નહિ, કેમકે, "તે તો રળતેખપતે મળશે, પણ માબાપનું કારજ ફરી આવનાર નથી. રૂ.૫૦૦) "ની કિંમતનું ઘર છે, ઘરેણું રૂ. ૨૦૦) નું છે તથા વાસણકુસણ થઈને સામાન "રૂ. ૧૦૦) નો છે, એ રીતે એકંદર રૂ. ૮૦૦)ની મતા છે; પણ સુરતની નાત "ત્રણ દિવસ જમાડવામાં રૂ. ૧૧૦૦) ને ખર્ચ થશે માટે રૂ. ૩૦૦) વ્યાજે "ઉપાડવા પડશે, તે હવણાં તો છોકરાં ન્હાનાં છે, પણ તે મ્હોટાં થશે એટલે "રળી ખપીને દેવું વાળશે. એની કાંઈ ચિંતા રાખવી નહિ, કહેવત છે કે "જેને બાળા તેને શા દકાળા?' માટે દીકરા છે તો દેણાનો શો ભાર છે? "કાલે સવારે તે વાળી દેશે માટે તમે ખરા સગા હો તો કારજ સુધારવા "આવી પ્હોંચજો ને આ કાગળ વાંચીને એક ઘડીને છઠ્ઠે ભાગે તૈયાર થજો. "પાણી પીવા ઉભા રહેશો નહિ. જો તમે આવશો નહિ તો નાતનો અપજશ "તમારે માથે બેસશે, અમારે લેવા દેવા નથી.

લ૦ ભવાનીરામ મંછારામ."

---

**પ્રેતને જોઇતી વસ્તુઓ મળી આવે એટલા માટે જે વસ્તુઓ દાન કરવામાં આવે છે તેને લગતી ટીપઃ-**

એક હિબ્રુ કથા છે કે, "એક માણસને ત્રણ મિત્ર હતા, તેમાંથી બે જણના "ઉપર તે અતિશય પ્રેમ રાખતો હતો; અને ત્રીજો સર્વના કરતાં સ્વચ્છ મનવાળો હતો, "તથાપિ, તેને માટે તે બેદરકાર રહેતો હતો. એક દિવસ તેના ઉપર અપરાધ મૂકવામાં "આવ્યો તે વિષે તે નિર્દોષ હતો, તો પણ, ન્યાયાધીશે તેને તેડાવ્યો; એટલે તેણે "પોતાના મિત્રોને કહ્યું કે મારી પક્ષમાં સાક્ષી પૂરવાને માટે તમારામાંથી મારી સાથે "કોણ આવે છે? પ્હેલા મિત્રે તો લાગલું જ કહી દીધું કે મારે તો બીજું કામ છે. બીજો "હતો તે તેની સાથે ન્યાયાધીશના દરવાજા સુધી ગયો, પણ તેનાથી ડરી જઈને "પાછો ફરીને ચાલતો થયો. ત્રીજાનો તેને બીલકુલ ભરોસો ન હતો તે તેની સાથે "અંદર ગયો, તેની પક્ષમાં બોલ્યો અને તેના નિર્દોષપણાની એવી હોંસથી સાક્ષી પૂરી કે

"ન્યાયાધીશે તેને છોડી મૂક્યો અને તે સાથે તેને રીઝ આપી. આ જગત્‌માં માણસના "ત્રણ મિત્ર છે. તેનો જ્યારે મરણાવસર આવે છે અને ઈશ્વર પોતાના ન્યાયાસન આગળ "તેને બોલાવે છે ત્યારે તેઓ તેની સાથે કેવી રીતે વર્ત્તે છે? સોતું તેનું વાહલું મિત્ર "છે; તે તેને પ્રથમજ તજી દે છે. તેનાં સગાંવ્હાલાં તેના દાહસ્થાન સુધી તેની સાથે "જાય છે, અને પછીથી પોતાને ઘેર પાછાં આવતાં રહે છે. તેનાં શુભ કૃત્ય માત્ર તેની "સાથે ન્યાયાસન સુધી જાય છે, આગળ પડે છે, તેની ભણી બોલે છે, અને "તેને દયા ને કૃપા સંપાદન કરી આપે છે."

આ પ્રમાણે કથા છે તે વિષે મિ. ટ્રેન્ચ એવું કથન કરે છે કે (Notes on the Parables, Sixth edition. P.51) આ યુક્તિથી રચેલી વાત છે ખરી, તો પણ યાહુદીનો સ્વધાર્મિકતાનો આ જાણવા યોગ્ય દાખલો છે. તથાપિ એના કરતાં એ સંબંધની સચ્ચાઈનો વધારે વિલક્ષણ વિચાર ઇઝરાયલ—ઈશ્વરનાં પસંદ કરેલાં છોકરાંમાં, લૌકિક રીતે ચાલતો આવેલો જણાય છે. હવે પછીની થવાની સ્થિતિમાં સુખ થવાના બેત સારૂ, તેઓના પોતાના વિચાર હજી લગણ આ જગતનો કામકાજ, પ્રતાપ, અને આનંદને વળગી રહેતા હતા, અને મરણ પામેલાનો સંબંધ હાલના જીવતરના કામકાજ સાથે સદાનો બંધ થઈ ગયો હોય એમ તેઓ સમજી શકતા ન હતા. આ પ્રમાણે, ખુશીથી છૂટાછેડા કર્‍યા હોય નહિ તો પૃથ્વી ઉપર મેળવી લીધેલા પતિ તરીકેના હક્કો, ધણી અને ધણિયાણી મરણ થવાથી છૂટાં પડે તોય પણ, તેમની નજરમાં નહિ સરખા થયેલા ગણાતા નહિ, અને મરણ પામેલો અલેક્ઝાન્ડર, તેની વીસારી દેનારી ગ્લાફિરા જે સંબંધ ધરાવનાર આરકેલાસના હાથમાં પડી હતી તેના ઉપર દાવો કરે, એ વાતની તેમને નવાઈ ન હતી. ત્યારે મૂર્ત્તિપૂજકોના લૌકિક ધર્મમાં સદાય એવા વિચાર ચાલ્યાં કરે છે કે મરણ પામેલાનો આત્મા મનુષ્યપ્રાણીના વ્યવહારમાં પછવાડેથી પણ પોતાનું વળગતું રાખે છે અને તેના સંબંધી અગાઉ વિચાર કરી રાખવામાં આવે અથવા તેને વીસારી મૂકવામાં આવે તે પ્રમાણે તેને સુખી કે દુઃખી કરાય છે, એવું જાણવાથી આશ્ચર્ય પામવા જેવું નથી. જે જાતિયો ક્રિશ્ચિયન ધર્મ સ્વીકાર્‍યા વિનાની રહી તે પછી પ્રાચીન સમયની કે અર્વાચીન સમયની, સુધરેલી કે જંગલી પણ તેઓએ એકસરખે અવાજે એવો વિચાર ધારણ કરેલો છે કે ઘટિત ઉત્તરક્રિયાઓ કરીને પ્રેતનો રસ્તો સરલ કરી આપવો જોઇયે. અને તેને અગત્ય પડતી વસ્તુઓ પૂરી પાડવી જોઇયે. પ્રાચીન સમયના લોકો શબના મુખ ઉપર નાણું મૂકતા હતા તેનું કારણ એમ હતું કે પ્રેતને નરકની નદી ઉતરવાને કે રાતની ફી આપવાને કામ લાગે; તે સાથે વળી, પ્રેતલોક(નરક)ના દ્વારપાળ સેરબેરસનો કોપ શાન્ત પાડવા સારૂ લોટની રોટલી, અને મધ મૂકવામાં આવતાં હતાં. રોમન લોકો મરણ પામેલાની ઘોરમાં પ્રેતલોકના દેવતાઓને શાન્ત પમાડવાને માટે દુધ, મધ, પાણી, દારૂ, અને તેલ મૂકતા. સ્કેન્ડિનેવિયાના શૂર પુરૂષોને ઓડિનના ભણીથી ખાતરીપૂર્વક કહેવામાં આવેલું હતું, તે પ્રમાણે, તેઓ નિશ્ચયાત્મક માનતા હતા કે, હથિયારો, યુદ્ધના ઘોડા, અને ચાકરો તેમની સાથે ઘોરમાં દાટવામાં આવતાં હતાં તે તેઓ જ્યારે વાલહાત(લડાઈમાં મરણ પામેલા શૂરા પુરૂષોને વસવાનો અમર મ્હેલ)માં પ્રવેશ

કરવાના હોય, અને ત્યાંના શૂર દેવતાના આસન આગળ રજુ થવાના હોય, તે દિવસે ઉપયોગમાં આવે.

"લાપલંડર લોકોમાં, હવણાં ચાલ છે તે પ્રમાણે, તેમનામાંથી કોઈ મરી "જાય ત્યારે તેને અંધારામાર્ગમાં ચાલવું પડે માટે અજવાળું કરવાને ચકમક અને "તે કામમાં લાગે એવી બીજી બધી વસ્તુઓ તેની સાથે રાખે છે. અને અમેરિકાનો અસલી "શિકારી પોતાના મરણ પામેલા મિત્રની સાથે બંદુક દાટે છે, એટલા માટે કે, પ્રેતલોકમાં "તેને શિકારની પછવાડે લાગવાને કામ આવે. મોન્શોર હક લખે છે કે, કેટલીક વાર "તાતાર પાદશાહોને દાટવામાં આવે છે તે રીતિ ઉડાઉપણાની અને જંગલીપણાની "ઘણી ટોચે પ્હોંચેલી જણાય છેઃ પાદશાહના શબને ઇંટોની ઈમારતમાં મૂકવામાં "આવે છે તે ઈમારતને માણસ, સિંહ, વાઘ, હાથી અને બૌદ્ધાના શાસ્ત્રમાં કલ્પેલી "નાના પ્રકારની વસ્તુઓથી શણગારવામાં આવે છે. ઈમારતમાં મધ્ય ભાગના વિશાળ "ભોંયરામાં પ્રતાપવાન્ પ્રેતની સાથે સોનું, રૂપું, જવાહિરનો ખજાનો અને મૂલ્યવાન "પોષાક રાખે છે.

"આ રાક્ષસી પ્રકારના દાટણામાં ઘણી વાર કેટલાક બધા ગુલામોના જીવની "ખુવારી થાય છે; છોકરિયો અને છોકરાઓ જે પોતાના રૂપને માટે પ્રસિદ્ધિ પામેલાં "હોય છે તેઓને લઈને રૂંધાઇને મરી જતાં સુધી પારો પી જવાનો બલાત્કાર કરવામાં "આવે છે; ક્હે છે કે આ પ્રમાણે કરવાથી તેમનો રંગ અને તાજાપણું એવું રહે છે કે "જાણે તેઓ જીવતા હોય. તેઓને પછી પોતાના પાદશાહની જીવતાં સેવા ઉઠાવતા "હતા તેમ કરવાને તેની આસપાસ ઉભા ગોઠવે છે. તેઓના હાથમાં, હુકો, પંખા, "સુંઘવાની તમાકુની શીશી, અને બીજી તાતર દરબારની પારવની ઢોંગી રાજસામ-"ગ્રિયો આપે છે.

"આ દાટેલો ખજાનો સાચવવા સારૂ ભોંયરામાં એક પ્રકારનું કામઠું ગોઠવવામાં "આવે છે તે એવા પ્રકારથી કે, એકની પછવાડે બીજો, એવાં કેટલાંક બધાં તીર છૂટયાં "કરે છે. આ કામઠું અથવા તો એઓને કામઠાં ક્હેવાં જોઇયે તે એકઠાં બાંધેલાં હોય "છે અને તીર ચડાવી મૂકેલાં હોય છે. ભોંયમાં મૂકેલા આ સંચાની ગોઠવણ એવી "કરેલી હોય છે કે તેનું ઢાંકણું ઉઘાડવામાં આવે એટલે પ્હેલો તીર છૂટે, અને પ્હેલો "છૂટયો, એટલે તેની પછવાડે બીજો છૂટે અને એ પ્રમાણે છેવટના સુધી થયાં કરે. "કામઠું કરનારા આ ઘાતકી સંચાને અગાઉથી તૈયાર કરી રાખે છે, અને ચીનાઓ "જ્યારે ઘર સૂનું મૂકીને કહિં જાય છે ત્યારે પોતાના ઘરનું રક્ષણ કરવાને કામઠું ખરીદે છે."

સતી વિષે અમારે હવણાં બોલવાનું છે તે પણ આ એક મહા ચિત્તભ્રમણપણું જે યોગ્ય રીતે ક્હેવાય છે તેનું એક બીજું પાસું છે. આફ્રિકામાં અને પોલિનિશિયાના હબસિયોમાં પણ, એના જેવી જ રીતિ છે--મિ૦ લ્યાન્ડર ક્હે છે કે, "અહિયાં "જેનામાં એવી રીતિ છે કે જ્યારે હાકમ મરણ પામે છે ત્યારે તેની માનીતી સ્ત્રિયો-"માંથી બે જણીને તેના મરણને દિવસે આ જગત તજવું પડે છે, તે એટલા માટે કે "તેની હવે પછીની ગતિમાં સંસારી ગંમત પમાડનાર થોડું પણ સાધન થઈ પડે; પણ

"માજી સૂબાની પતિવ્રતા સ્ત્રિયોને પોતાના માનવંતા પતિની સંગાથે ઘોરમાં વાસો કર-
"વાને કાંઈ પણ લોભ અથવા ઇચ્છા ન હતી, એટલે તેની દાહની ક્રિયા થતાં પ્હેલાં તે
"ક્યાંક જઈને સંતાઈ રહી. તે ત્યાર પછી તેની બીજી સ્ત્રિયોની ભેગી છૂપી રહી. તથાપિ એ
"અભાગણી સ્ત્રિયો માંહેથી એક,—કે જેના તાબામાં અમારું ઘર છે,—હવણુંના સૂબાના
"ઘરમાં સંતાઈ રહી હતી, ત્યાંથી તેને શોધી ક્હાડવામાં આવી, અને ગમે તો ઝેરનો પ્યાલો
"પિયે અથવા પૂજ્ય ગુરૂના ધોકાથી માથું ભાગવા દે, એ બેમાંથી જે ફાવે તે કરવાની
"છૂટ તેને આપવામાં આવી. તેમાંથી પ્હેલે રસ્તે મરવાનું તેને ઓછું ભયંકર લાગ્યું, એટલે
"તે પ્રમાણે કરવાનું માન્ય કર્યું."—Journal of an Expedition to explore the Course and Termination of the Niger, Vol. i., PP, 92, 93.

"જેમ સૂબાની સ્ત્રિયોના પાતવ્રતપણાનો દાખલો બતાવવાને માટે અને તેની
"સાથે અદૃશ્ય જગત્માં જવાને માટે તેઓને ફાંસો દઇને મારી નાંખવામાં આવે છે,
"તે જ પ્રમાણે, એવા પ્રકારનું મરણ દરબારિયો અને નકીબ ઉપર ઠરાવવામાં આવે છે,
"અને તેમાં સદાય આબરૂ અને માન સમજવામાં આવે છે. જે સ્ત્રીનાં છોકરાં સૂબાની
"પછવાડે જીવતાં હોય છે તે સ્ત્રિયોને ફાંસો દઈને મારી નાંખવાને વધુ પસંદ કરવામાં આવે
"છે. તેનાં કારણ ઘણાં છે, તે માંહેલું મ્હોટામાં મ્હોટું એ છે કે, એ છોકરાં સબાનાં
"ખરેખરાં છે તેની એ એક ખરેખરી સાબીતી થઈ પડે છે અને તેઓની મરણ પામેલી
"માતાઓના તાબામાં જે જગ્યાઓ હોય છે તેના વારસ તરીકેના પોતાના હક્કનો
"દાવો કરી શકે છે. જો કોઈ છોકરાની મા પોતાને ફાંસાથી મારી નાંખવા દે નહિ,
"તો તેના પતિવ્રતપણા વિષે લોકોના મનમાં શક રહી જાય; અને તે સ્ત્રીના તાબાની
"જગ્યા હોય ત્યાં તેનાં છોકરાં જાય, અને પોતાના હક્ક તરીકે તે મિલ્કત ઉપર દાવો
"કરે, તો તે જગ્યાનો માલિક એ બનાવનો લાગ લઈને, છોકરાને મ્હેણું મારે છે કે તમારી
"મા પતિવ્રતા નથી, માટે અમે તમને કશું લઈ જવા દઇશું નહિ. કારણ કે, તમારી
"માના અપાતિવ્રત્યે કરીને વારસ તરીકેના તમારા સર્વે દાવા અને હક્ક છૂટી પડ્યા છે,
"અને તમારી મા તમારા બાપની સાથે ઠટાવાને સામેલ થઈ નથી, એ ઉપરથી સૂબાના
"કરતાં તે કોઈ બીજા પુરૂષને વધારે વ્હાલી હતી એની નાકબુલ જવાય નહિ એવી આ
"સાબીતી છે. ટુઈ કિલકિલના ભાઈની ત્રીસે સ્ત્રિયો ફાંસાથી મરવાને તૈયાર થઈ; પણ
"તે પોતાના દેશના લોકોની સાથે એકંદરે સરખાવતાં જરા વધારે ડાહ્યો હતો, અને
"પોતાના દેશની રીતિ પ્રમાણે ઘસડાયો જાય એવો હતો નહિ, તેથી, જેઓને પોતાના
"ભાઈનાથી છોકરાં થયેલાં હતાં, તે સર્વેને, મરવા દેવાની અલબત્ત તેણે રજા આપી,
"પણ જે જુવાન સ્ત્રિયોને છોકરાં થયાં નથી, તેઓને પોતાના જીવનું બલિદાન આપ-
"વાનું કાંઈ કારણ નથી એમ તેણે કહ્યું; તે એમ જાણીને કે સર્વેને સારી રીતે પોતાની
"સ્ત્રિયો કરી શકાશે તેથી ઘણો લાભ થશે—કારણ કે સૂબાને જેમ વધારે સ્ત્રિયો હોય
"તેમ તેની મ્હોટાઈ ગણાય છે.

"ચૌદ જણિયોએ આ ઠરાવ લાગલો જ માન્ય કરયો, અને બાકી જાણ-
"વામાં જેટલું આવ્યું છે તે પ્રમાણે ટુઇ કિલકિલ સરખો આવો મ્હોટો રાજા,
"જેની અમોહાધિનતા વિષે શક નાંખવાને કોઈથી હિમ્મત ચલાવી શકાય નહિ, તેવાની

"સલાહથી અને અભિપ્રાયથી, લોકની નજરમાં આવો પ્રતિષ્ઠિત રસ્તો આને તેને
"રસ્તે મુખ્યત્વે કરીને જીવથી ઉગરી જવાને માટે, તેઓ બહુ રાજી હતી, પણ એક
"જવાન હતી તે (જેના સુદ્ધાંત ઉગરનારી પંદર થતી હતી, અને બીજા કોઈ
"કારણ કરતાં એને જ માટે બીજિયોને ઉગરવાને એણે અભિપ્રાય આપ્યો હતો કે
"જેથી તેની ધારેલી ઈચ્છા પૂર્ણ થાય એવું સદાય ધારવામાં હતું) પરણેતરનો ધારો
"તોડીને જીવવા માટે રાજાએ આપેલા અભિપ્રાયની યોગ્યતા વિષે શંકા લેવા લાગી.
"તેણિયે ટુઈ કિલકિલને પૂછ્યું કે જેને માટે હું તમો રાખતી હતી તે માણસ ક્યાં છે?
"અથવા, તમારો ભાઈ મરણ પામ્યો તો શું હું જીવવાને યોગ્ય છું? ટુઇ કિલકિલને તેનો
"મરણ પામેલા ભાઈ કરતાં હલકો ગણ્યો તેથી તેને એટલી બધી ચીડ ચડી કે એને
"ફાંસો દેવાને બે સ્ત્રિયો તૈયાર રહી હતી અને જેઓએ એની ડોકમાં પ્રથમ લૂગડાનો
"ફાંસો નાંખ્યો હતો તે ખૂબ જોરથી ખેંચવાને આજ્ઞા કરી, તે પ્રમાણે તેમણે અમલ
"કરયો અને જેવી તે દુઃખનાં ચિહ્ન બતાવા લાગી કે તુરત ફાંસો નરમ કરવાની આજ્ઞા
"કરી તે એવા વિચારથી કે મરણના દુઃખનો થોડો ઘણો અનુભવ તેણે કરયો એટલે
"હવે પોતાની મૂર્ખાઈ વિષેનો તે પસ્તાવો કરશે; પણ તેનો વિચાર તો કેવળ જૂદા જ
"પ્રકારનો હતો, કેમકે, તેણિયે ફાંસાના બન્ને છેડા પોતાના હાથમાં લીધા અને સખ્ત
"ખેંચવા માંડયું, તે એવી રીતે કે, ફાંસો દેનારિયાએ જે કામ અધૂરૂં મૂક્યૂં હતું તે
"પૂરૂં થઈ જાય; અને રાજા જે તેની મૂર્ખાઈભરેલી હઠીલાઈ ગણતો હતો તેની હવે
'ખાતરી થઈ અને તેને સત્વર ઠેકાણે કરવાને પેલી સ્ત્રિયોને કહ્યું. આ જુવાન સ્ત્રી
"પોતાની સુંદરતાને માટે પ્રખ્યાત હતી, અને મનુષ્ય પ્રાણીમાં હોઈ શકે એવી પરિ-
"પૂર્ણ સુંદર ખરેખાત તે હશે. જો સુંદરતા સાથે ગોરાપણાને કાંઈ સંબંધ હોય તો,
"ખામી માત્ર એટલી જ હતી કે તે ગોરી ન હતી, કેમકે, વલણદાર છબિયો બતાવીને
"તેઓને હું પૂછતો કે આના જેવો તેણીનો અણસારો હતો ત્યારે તેઓ સદા કહેતા
"કે એ કરતાં તો કયાંય ચડિયાતી હતી." Journal of a cruize among the Islands of the Western Pacific, including the Feejees and *others inhabited by the Polynesian Negro Races, in Her Majesty's* Ship Havannah. By John Elphinstone Erskine, Captain R. N. With Maps and Plates. John Murray.

વિધર્મી હિન્દુઓ, જૈન, આ વિષય સંબંધી ચાલતા વિચાર છે તે કરતાં વધારે વાજબી વિચાર આપતા જણાય છે, તેનું કારણ બીજું કાંઈ નહિ પણ બ્રાહ્મણોની રીતભાતની સામે થવાનો જુસ્સો છે. મજેરીના પથના ગોરજિયો પાસેથી જે હકિકત એકઠી કરીને જે એશિયાટિક રિસર્ચીઝના નવમા ભાગમાં છાપેલી છે તેમાં એ લોકોએ એવો અભિપ્રાય બતાવ્યો છે કે "બીજી જાતિના મૂર્ખ લોકો શાસ્ત્રના જાણકાર નથી તેથી "સગું મરણ પામે છે તેની પછવાડે વ્યર્થ નાણું ખર્ચી નાંખે છે. કેમકે ક્રિયાથી અને "બીજાઓને જમાડ્યાથી તે મરી ગયેલું માણસ શી રીતે સંતોષ પામી શકે? 'દીવાની "જોત એક વાર ઓલાઈ ગયા પછી તેમાં વધારે તેલ પૂરિયે તોયપણ તે અજવાળું "આપી શકતી નથી,' એટલા માટે મરી ગયેલાની પછવાડે વરા કરવા ને ક્રિયાઓ

"કરવી એ વ્યર્થ છે, અને જો સગાંને રાજી કરવાની ઈચ્છા હોય તો તે જીવતાં હોય "ત્યારે કરવું સારૂં છે. આ જગતમાં જે માણસ પિયે છે, આપે છે, અને ખાય છે તે જ "તેને લાભદાયક છે, પણ તેનો અંત આવે છે ત્યારે તે પોતાની સંગાથે કાંઈ લઈ જતું "નથી." આ જૈનનો વિચાર એક અંગ્રેજ કવિના નીચેના વિચાર સાથે મળતો આવે છે.

"કેમકે નિઃશબ્દ કબરમાં વાતચીત કરવાની નથી, મિત્રોનાં આનંદદાયક પગલાં પડવાનાં નથી, આશકમાશુકના અવાજ નીકળવાના નથી, ચોકસાઈ રાખનાર પિતાની "શીખામણ મળવાની નથી, કશું સંભળાવાનું નથી, કેમકે ત્યાં કાંઈ છે નહિ, પણ સર્વ "પ્રકારનું વિસ્મરણ, ધૂળ, અને અપાર અંધકાર છે!"



## પ્રકરણ ૯.

### મરણ પછીની ગતિ—શ્રાદ્ધ—ભૂત-ચાલતા વેહેમ.

ગરૂડ પુરાણ અને બીજાં હિન્દુનાં પુરાણોમાં લખ્યું છે કે, કોઈ માણસ મરી જાય ત્યારે તેના દીકરાએ અથવા તેનું જે વારસ હોય તેણે પિંડ આપવા જોઇયે અને જો તે આપે નહિ તો મરનાર ભૂત થાય. પ્હેલા છ પિંડ કેવી રીતે મૂકવામાં આવે છે તે વિષે અમે વર્ણન આપ્યું છે. જો ચોથો પિંડ મૂક્યા પછી ક્રિયા આગળ ચાલે નહિ, અથવા, કદાપિ અગ્નિદાહ દેવામાં કાંઈ હરકત આવી પડે, તો જીવ ભૂત થઈને રૂહે છે. એ જ રીતે જો છઠ્ઠો પિંડ માત્ર આપવામાં આવે તો જીવ પ્રેત થઇ રૂહે છે, કેમકે મરનારે જે ઘરમાં દેહ છોડયો હોય તેના છાપરાની પાંખ ઉપર બાર દિવસ લગી જીવ વાસો કરે છે. માટે મરનારનાં દયાલુ સગાં સૂર્ય ઉગતાં ઘરના છાપરા ઉપર દૂધનું વાસણુ મૂકે છે ને એક પાણીનું મૂકે છે. બીજાં પુરાણોમાં એમ છે કે આવી સ્થિતિમાં જીવ અગ્નિદાહની જગ્યાયે અથવા ચકલે વાસો કરે છે અને વળી બીજી જગ્યાયે એમ પણ લખેલું છે કે તે અગ્નિ, હવા અને પાણી તથા જે ઘરમાં તેનું આગળ સ્થાન હતું, તેમાં વાસો કરે છે.[1]

---

૧ એમ ક્હેવાનું કારણ એવું કે તરત દેહ છોડીને જે જીવ જાય છે તેનો અવર-જવર પેલા દેહ સાથે ચાલતો રૂહે છે, અને જીુઇશ લોકોની દંતકથા (દેહમાંથી આત્મા ગયા પછી કેટલીક વેળા સુધી પોતાનો સંબંધ છોડતો નથી અને ભમ્યાં કરે છે ઇત્યાદિ) જે ઘણી ઉંડી સત્યતા ઉપર રૂહેલી ગણાય તે પ્રમાણે કેટલીક મુદત સુધી તે ભમ્યાં કરે છે. અને જે સ્થાનમાં તેણે ઘણી વેળા સુધી વાસો કરેલો હોય છે તેની પાસે આંટા ખાયાં કરે છે, અને તે સંબંધે કરીને તેની સાથે સાંકળી ગયેલો છે અને હવણાં પણ સદાને માટે વિખુટો પડ્યો નથી એમ જાણે છે. વિદ્વાના આધારથી પણ એવી કલ્પના કરવામાં આવી છે કે, દેહમાં જીવનો રણકારો છેલ્લેવેરકો વાગી રૂહેલો ધારવામાં આવે છે તે કરતાં તે બહુ વધારે વાર લગી પ્હોંચે છે; વળી કેટલીક વાર સુધી તેને

પ્રેતનું નવું શરીર બંધાય એટલા માટે દશમા સુધી એકેકો પિંડ મૂકવામાં આવે છે. જ્યારે દશ દિવસ પૂરા થાય છે ત્યારે હાથના અંગૂઠાના ઉપલા ભાગ જેવડું શરીર બંધાય છે. પ્રેતને ભૂખ ને તરસ લાગી હોય તેને માટે દશમે દહાડે પણ એક પિંડ મૂકવામાં આવે છે. દશમાને દહાડે દશ વાર ભેગા પિંડ મૂકવાનો હવણાં ગૂજરાતમાં સાધારણ ચાલ પડી ગયો છે.

દશમે, અગિયારમે, બારમે, અને તેરમે શ્રાદ્ધ કરવું જોઇયે અને ત્યાર પછી માશિયે અને સંવત્સરિયે પણ કરવામાં આવે છે. જેનો દીકરો શ્રાદ્ધ કરતો નથી તે વાંઝિયો મરી જાય છે, અને નરકમાં જાય છે. શ્રાદ્ધને દિવસે દાન કરવામાં આવે છે તે, પ્રેતને યમના નગર લગી દુઃખદાયક પ્રવાસ કરવો પડે છે તેમાં જોઇતી વસ્તુઓ મેળવવાના કામમાં આવે છે. તે દાન, વરૂણ લઇને કૃષ્ણને આપે* છે, પછી તે સર્વનિરીક્ષક નારાયણ—સૂર્યને આપે છે. તે લઇને મરણ પામેલાના જીવને આપે છે. મરણશય્યા આપવામાં આવે છે તે પ્રેતને પાલખીનું કામ સારે છે; તેમ જ પગરખાં, છત્રિયો, અને પંખા પણ માન્ય કરવા જેવાં દાન છે; વળી પ્રેતને રસ્તામાં અજવાળું મળે એટલા માટે શિવના દેવળમાં દીવા કરવામાં આવે છે.

તળાવને આરે, અથવા નદીકિનારે શ્રાદ્ધ કરવામાં આવે છે, શ્રાદ્ધ કરનાર હજામત કરાવી મૂંછો મૂંડાવીને તરભાણું, તથા તલ અને દર્ભ લઇને તર્પણ કરે છે તે વિષેનું વર્ણન કરવામાં આવ્યું છે. શ્રાદ્ધ કરનાર દર્ભની એક મૂર્ત્તિ બનાવીને તેને નવરાવ્યા પછી પુષ્પ ચડાવે છે, અને શ્રાદ્ધની ક્રિયાના સાક્ષીભૂત તરીકે વિશ્વેદેવની મૂર્ત્તિ બનાવીને પાસે મૂકે છે. પછી મરનારનું અને દેવનું આવાહન કરવાનો મંત્ર ભણવામાં આવે છે. વિષ્ણુને માટે શાલિગ્રામ પણ મૂકવામાં આવે છે, અને પછી ચાલતી રીતિ પ્રમાણે સર્વની પૂજા કરવામાં આવે છે, ત્યાર પછી નૈવેદ્ય કરીને મંત્ર ભણવામાં આવે છે. અને તે મંત્ર ઉપરથી સર્વને સિધાવવાની વિનતિ કરેલી ગણાય છે. ગાયને

---

જીવતરનું પરિપૂર્ણ સ્મરણ થઈ આવે છે. ઘણી વાર એવો બનાવ બને છે કે ઉપરથી મરણકાળના ધમપછાડા બતાવી આપવાનું સર્વે લાગલું જ બંધ પડી જાય છે, અને મરનારની ખરી મૂર્ત્તિ કે જે કેટલાંક વર્ષોની હોય તેવી, પરિપૂર્ણ શાન્તિમાં અને ઘણી ખરી માનસિક સુંદરતામાં ફરીને દેખા દે છે તે શી રીતે બનતું હશે તેનો ખુલાસો ઉપરના કારણ ઉપરથી કરી શકાય.

Trench's "Notes on the Miracles," Fourth Edition, P. 187

૨૩

ઘાસ નાંખવામાં આવે છે. આ પ્રમાણે ક્રિયા કર્યા પછી, મરનારનાં સગાંવ્હાલાં અને અમુક સંખ્યામાં બ્રાહ્મણોને પોતાના ગજા પ્રમાણે જમાડવામાં આવે છે.[1]

જે માણસને દીકરો હોય નહિ તેણે પોતાના આત્માની શાન્તિને અર્થે મરતાં પ્હેલાં ઉત્તરક્રિયા કરવી જોઇયે. જો તેની ઉત્તરક્રિયા કરવામાં આવે નહિ તો પછી તેને ભૂખાળવો ભૂત થઈને રાત્રિદિવસ દુઃખે ભટકી મરવું પડે છે, અથવા જીવડાં રૂપે તેને વારે વારે અવતરવું અને મરવું પડે છે, અથવા તે સ્ત્રીના પેટમાં ગર્ભ ધારણ કરીને અજવાળું જોતાં પ્હેલાં મરણ પામે છે અથવા માત્ર મરવાને જ અવતરે છે. વળી જેઓની ઉત્તરક્રિયા કરવામાં આવતી નથી, અથવા ખોટી રીતે કરવામાં આવે છે, તે જીવ નરકમાં દુઃખ ભોગવ્યા પછી ભૂત થઈને પૃથ્વી ઉપર આવે છે, અને જેની ભૂલથી તેની આવી માઠી અવસ્થા થઈ હોય છે તેને દુઃખ દેવા માંડે છે. તે તેઓને દુઃખ દેવાને તત્વ રૂપ બને છે અથવા બીજો રોગ થઈ પડે છે, ભાઇયોમાં તે કજીયો કરાવે છે, ઢોરનું મોત આણે છે, પુત્રની ઉત્પત્તિ થવા દેતો નથી, મનમાં ઘાતકી અને ખૂની વિચાર ઉત્પન્ન કરાવે છે, અને શાસ્ત્ર ઉપરથી, દેવ ઉપરથી, યાત્રાના સ્થાન ઉપરથી, અને પૂજ્ય બ્રાહ્મણ ઉપરથી શ્રદ્ધા ઉઠાડી દે છે.[2]

---

૧ લક્ષમાં રાખવું કે Superstiti (જેની વ્યુત્પત્તિ વિષે ઘણી તકરાર ઉઠેલી છે) શબ્દનો અર્થ તેમના "પૂર્વજો પ્રતિ પછવાડે જીવતાં રૂહેલાનાં ધર્મ" એવો થાય છે, એમ કેટલાએક ધારણા કરેલી છે. આ ધારણા પ્રમાણે હિન્દુ શાસ્ત્રમાં પિતૃની પૂજા કરવાની અગત્ય જણાવે છે, તે ઉપરથી એ શબ્દના મુખ્ય અર્થનો ખુલાસો થાય છે— Vide Morris's Essay towards the Conversion of Hindoos, P. 196.

૨ મરણ પામેલાની ઉત્તરક્રિયા વિષે તેનાં સગાંવ્હાલાં લક્ષ આપે નહિ તો પ્રેતના સુખમાં ખલેલ પ્હોંચે છે એવો અભિપ્રાય એકલા હિન્દુસ્થાનમાં જ ચાલે છે એમ નથી. પુરાતન કાળના વિષય સંબંધી લખનાર પંડિત ગોઝ (બ્રાણ્ડે ઉતારો કરી લીધેલો છે તે પ્રમાણે) નીચે મુજબ લખે છે;—

"ખૂન થયેલા માણસોનાં શરીર, છૂપી રીતે ડાટયાં હોય ત્યાંથી ક્હાડી લઈને "ક્રિશ્ચિયન ધર્મની વિધિ પ્રમાણે, કોઈ પવિત્ર જગ્યામાં લઈ જઈને ડાટવામાં આવે "નહિ, ત્યાં સુધી, પ્રેતને શાન્તિ વળે નહિ. આ વિચાર મૂર્તિપૂજકોના "પ્રાચીન વ્હેમ માંહેલી એક નિશાની છે; પ્રાચીન લોકો એમ માનતા હતા, "કે કેરાનને (વૈતરણી નદી જેવી પ્રેતને આચેરાત અને સ્ટિક્સ નદી ઉતારનાર) "વગર ડાટેલા માણસોનાં પ્રેત ઉતારવાની આજ્ઞા ન હતી, પણ તેઓ એક સો વર્ષ "સુધી સ્ટિક્સ નદીના કિનારા ઉપર અવરજવર કરતાં હતાં; પછીથી તેઓને પાર "ઉતારવામાં આવતાં."

ગરૂડ પુરાણમાં વળી એ કરતાં વધારે લખ્યું છે કે મરણાવસરે જો તેનો જીવ સંસારની કોઈ વસ્તુમાં, તેનાં બાળકોમાં, તેની સ્ત્રીમાં, તેના ધનમાલમાં રૂહે તો તેનો જીવ એકાએક છૂટતો નથી, પણ બલાત્કારે તરફડિયાં મારીને પછી દેહ છોડે છે અને ભૂત થાય છે. આપઘાત કરનાર, સાપના ઝેરથી મરનાર, વિજળી પડવાથી જીવ ખોનાર, અથવા બૂડી મરનાર, અથવા ડટાઈ મરનાર, અથવા એવું ગમે તે કમોત પામનાર ભૂત થાય છે. તેમજ જે મેડા ઉપર કે ખાટલામાં તે મરણ પામે છે અને જેને ભોંય ઉતારવામાં આવતું નથી તે પણ ભૂત થાય છે. તેમ જ મરણ પામ્યા પછી જેના મડદાને શૂદ્ર અડકે તેની પણ એવી જ વલે થાય છે. એ આદિ મરણ પામેલાના જીવને ભૂત થવાના ઘણા ખરા પ્રકાર છે. વેદના કર્મકાંડના ગ્રંથોમાં અકાળ મૃત્યુના દોષનિવારણના ઉપાય બતાવેલા છે તે પ્રમાણે મરનારનો વારસ કરે તો મરનારની અવગતિ થતી નથી.[1]

---

ઉપર પ્રમાણે માને છે તે સાથે વળી મ્હોટા માણસના મરણાવસર વિષે નીચે પ્રમાણે વ્હેમ છેઃ—"વૅરસ્ટરશાયરના ઘણા ભાગના હલકા લોકોમાં એક વ્હેમ ચાલે "છે કે જ્યારે કોઈ મ્હોટા માણસનું મરણ થાય છે ત્યારે તોફાન, ભારે વર્ષાદ, અથવા "બીજો કોઈ દૈવકોપ થાય છે તે તેને ભૂમિદાહ દેવામાં આવે છે ત્યાં સુધી શમતો "નથી. ડ્યુક આફ વેલિંગ્ટનના મરણાવસરે આ વ્હેમને ઘણો આધાર મળ્યો હતો. એ "પ્રસંગે કેટલાંક અઠવાડિયાં લગી ભારે વર્ષાદ વરસ્યા પછી, અને એક ભારેમાં ભારે "રેલ થયા પછી, આકાશ સ્વચ્છ થયું, અને વર્ષાદ શમ્યો, તેથી રેલ ઉતરી ગઈ. ઘણા "મ્હોટા માણસોના મરણાવસરે મહા ઉત્પાત થયેલા આપણા ઇતિહાસમાં જોવામાં આવે "છે તે ઉપરથી ઉતરતી પંક્તિના લોકોના મનમાં આવો વિલક્ષણ વિચાર બંધાઈ જવાનું "કારણ મળેલું જણાય છે. ડ્યુકને ભૂમિદાહ દેતાં પ્હેલાં, એ અઠવાડિયામાં ચો પાસ "સામાન્યપણે એમ જ કહેવામાં આવતું કે, "અરે ડ્યુકને જ્યાં સુધી ડાટયો નથી ત્યાં "સુધી વર્ષાદ બંધ પડવાનો નથી." Notes and Queries.

રાજમહાલના ડુંગરના ડેમાનોને (અથવા શકુનદ ધર્માધ્યક્ષને) આ નિયમ ઉલટી રીતે લાગુ પડે છે. એને ડાટવામાં આવે તો એ પ્રમાણે થાય છે.

"જ્યારે ડેમાનો મરી જાય છે ત્યારે જે ખાટલા ઉપર તે મરી ગયો હોય તે "સુદ્ધાંત જંગલમાં લઈ જઇને એક ઝાડની છાયા નીચે મૂકે છે અને ડાળપાંદડાંથી "ઢાંકી લે છે. ભૂમિદાહ દેવાની હરકત લેવામાં આવે છે તેનું કારણ એમ છે કે તેમ "કરવાથી તે ભૂત થાય છે એવો વ્હેમ છે. જો ડાટવામાં આવે તો તે પાછો આવીને "ગામના લોકોને ન્હાશ કરે, અને જો તેનું શબ ઝાડ નીચે મૂકવામાં આવે તો તેને "પોતાની પિશાચી સત્તા કોઈ બીજે ઠેકાણે કામ લગાડવાની અગત્ય પડે." *Vide* Asiatic Researches IV., P. 70.

૧ પ્રાચીન ગ્રીક લોકોના અભિપ્રાય પ્રમાણે, જેઓને ડાટવામાં આવેલા નહિ,

મરી ગયા પછી જીવ સ્વર્ગમાં કે નરકમાં જાય છે, તે વિષેનું વર્ણન કરવાની અગાઉ જગતમાં ભૂત ભમતાં ફરે છે તે વિષે આ ઠેકાણે લખિયે છિયે.

ભૂત તથા પ્રેત ઘણું કરીને શ્મશાનમાં રહે છે, તથા યજ્ઞમાં કામ આવે નહિ એવાં આમલી કે બાવળનાં ઝાડમાં રહે છે; તે ઉજ્જડ જગ્યામાં રહે છે, તથા જે ઠેકાણે તે મરણ પામ્યું હોય ત્યાં રહે છે, તેમ જ ચકલામાં પણ રહે છે એટલા માટે લોકો ત્યાં ઉતાર મૂકે છે.[1]

ભૂતના ગળાનું બાકું સોયના નાકા જેટલું હોય છે અને તેને બાર બ્હેડાંની નિરંતર તરસ રહે છે. જ્યાં જ્યાં પાણીનાં સ્થાન હોય છે ત્યાં ત્યાં વરૂણદેવની ચોકી મૂકેલી હોય છે, તેથી ભૂતથી પાણી પી શકાતું નથી, અને તેને લીધે તેની તરસ સદા વધતી જ જાય છે. ભૂત સર્વ પ્રકારના મળમૂત્ર ઉપર પોતાનો ગુજારો ચલાવે છે. જેનું સપિંડશ્રાદ્ધ થયેલું હોય છે તે પણ આ જગત્‌ની વસ્તુમાં તેનો ભાવ રહી જાય છે તો તેથી તે ભૂત થાય છે.

---

એટલા જ માત્ર નહિ, પણ જેઓનું અકાલ મરણ થયેલું હોય તેઓને ભૂતરૂપે ભટકવું પડે છે. બિશપ પિયરસન કહે છે કે, "જેઓનાં શરીર ડાટવામાં આવ્યાં ન હોય તેઓના "આત્માને પ્રેતલોકમાં પ્રવેશ કરવા દેવામાં આવતો નહિ એવી ધારણા હતી, અને "જેઓનું અકાળ મૃત્યુ થાય, અથવા દુર્મરણ થાય તેઓના આત્માને પણ તેમના સ્વાભા-"વિક મરણનો સમય આવતાં લગી તે જગ્યાની બ્હાર રાખવામાં આવતા."

૧ આરેબિયન જીન પણ ચકલાંએ આંટા માર્યાં કરે છે; સ્કોટિશ અધોભૂમિની પિશાચિયો ત્રણ જમીનદારની જમીનના સંયોગવાળી જગ્યાએ ડાટેલા માણસની પાંસળિયોનાં કામઠાં રાખે છે. વળી જૂવો. (Midsummer Night's Dream, Act II SC. 2:)—

"જેઓનો ચકલામાં અથવા જળમાં દાહ થયેલો તેટલા બધા નર્કમાં જવાને "શાપિત થયેલા પિશાચ છે."

માથ્યુના બારમા અધ્યાયના ૪૩ મા પાદમાં અને લ્યુકના અગિયારમા અધ્યાયના ચોવીસમા પાદમાં દુષ્ટ પિશાચોને "સૂકી જગ્યાઓ" સુપ્રત કર્યા વિષે લખેલું છે તેની સાથે ગૂજરાતની વેરાન જગ્યાઓ બરાબર મળતી આવે છે.

"ડેવ્સ રિચર્ડ પિનસને ૧૪૯૩ માં પાપરનો સંવાદ છાપ્યો છે, તેમાં વર્ષના "પ્રારંભે ચાલતા વ્હેમો માંહેલા નીચે લખેલા પણ કહેલા છેઃ—"જેઓ દુર્ભાગી અથવા "માનશકુનિયાળ દિવસો ટાળવાની કાળજી રાખે છે, અથવા ચાંદરાત કે બેસતા વર્ષે "મૂર્ખાઈભરેલી ક્રિયાઓ કરે છે, તેઓ, ભૂત અથવા પિશાચો તૃપ્ત કરવા રાત્રિની "વેળાએ બેંચ ઉપર માંસ અથવા દારૂ મૂકે છે."—*Vide Brand.*

તે પવિત્ર ભૂત પૂર્વજદેવ કહેવાય છે, અને તે પોતાના ઘરમાં કે પછી પીપળાના ઝાડ ઉપર રહે છે.[1]

ભૂતપ્રેત પરાક્રમ કરે છે તે નીચે પ્રમાણે છે: તે મડદાના શરીરમાં પેશીને બોલે છે, તથા પોતાના આગળના શરીર જેવા આકારમાં દેખા દે છે; જીવતા માણસના શરીરમાં પેશીને પોતાની મરજી પ્રમાણે બોલાવે છે; તથા તેને તાવ આદિ અનેક પ્રકારની પીડા કરે છે; કોઈ વાર ઢોરનું રૂપ ધારણ કરીને એકાએક ભડકો થઈ જાય છે તેથી લોક ડરી જાય છે; કોઈ વાર છાનુંમાનું રહીને ભણકારાની પેઠે બોલે છે. વળી એમ સાંભળવામાં આવ્યું છે કે, એક ભૂત કોઈ માણસ સાથે બાથોબાથ આવ્યું અને તે માણસને ઉપાડીને બીજે ઠેકાણે મૂકી આવ્યું. વળી એમ પણ કહેવાય છે કે સ્ત્રિયોને ભૂતનાથી મહિના રહે છે.[2]

---

૧ હિન્દુસ્થાનના બીજા ભાગો માંહેલા ભૂત સંબંધી સૂચના વિષે આ પ્રકરણની સમાપ્તિયે જ ટીપ છે તે જૂવો. મૂળમાં આ વિષય સંબંધી અમારૂં લખાણ મુખ્યત્વે કરીને ભૂતનિબંધ નામના પુસ્તક ઉપરથી ઉપજાવી કહાડેલું છે. એ પુસ્તક ઝાલાવાડના શ્રીમાળી બ્રાહ્મણ ત્રવાડી દલપતરામ ડાહ્યાભાઇયે ગૂજરાતી ભાષામાં લખેલું છે અને સન ૧૮૪૯ માં ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી ભણીથી ઈનામ મેળવ્યું છે. આ પુસ્તકનો કર્ત્તા તેવામાં એ સોસાઇટીનો મંત્રી હતો ત્યારે એ પુસ્તકનું અંગ્રેજી ભાષાન્તર મુંબઈમાં સન ૧૮૫૦ માં પ્રસિદ્ધ કર્યું હતું.

૨ પ્રત્યેક સમયે અને પ્રત્યેક દેશમાં, સ્ત્રિયોએ કુમાર્ગ પકડ્યો હોય તો તે દેવતાઈ અભિગમન ઠરાવીને છુપાવી રાખવાને રાજી થયેલી જણાય છે. હિરોડોટસ કહે છે કે, "જ્યારે ડેમારિટસ આ પ્રમાણે બોલ્યો ત્યારે તેની માએ તેને આ પ્રમાણે ઉત્તર આપ્યું:- "પુત્ર! તું મને સાચેસાચું બોલવાની આટલી બધી આતુરતા જણાવે છે તો હું તારાથી "કશું છાનું રાખીશ નહિ. આરિસ્ટન મને પોતાને ઘેર લઈ ગયો, ત્યાર પછી ત્રીજી "રાત્રિયે એના જ આકારના એક ભૂતે મારા ઓરડામાં પ્રવેશ કરયો, અને મારી સાથે "સૂતા પછી, મારે માથે મુકુટ મ્હેલ્યો, અને ફરીને તે પાછું જતું રહ્યું."

એ જ પ્રમાણે યુરિપિડીઝના બ્યાકો નામના ગ્રન્થમાં નાયક કહે છે કે:—

"એને માટે મારી માની બ્હેનોએ (એમ કરવું તેમને ઘટારત નહિ) કહ્યું કે, તું "જોવનાથી ઉત્પન્ન થયો નથી, પણ કોઈ મનુષ્યપ્રાણીના પ્રેમથી ગર્ભ રહ્યાથી ક્યાડમસ- "(સેમેલીના પિતા)ની નીચ યુક્તિ પ્રમાણે સેમેલિયે પોતાની ચૂક જોવને માથે નાંખી "દીધી છે." * * * * * *

બ્રિટિશ ઇતિહાસ માંહેલા મર્લિન અને આર્થર એ બન્ને ભૂતના પુત્ર હતા. જિયોફ્રિના ઇતિહાસના પુસ્તક ૬ ઠ્ઠાના પ્રકરણ ૧૮ અને પુસ્તક ૮ માના પ્રકરણ ૧૯ પ્રમાણે તેમાં પ્રથમ લખેલા પ્રકાર વિષે સ્પેન્સર નીચે પ્રમાણે લખે છે:—

હિન્દુઓનાં પુરાણો કરતાં જૈન શાસ્ત્રના ગ્રંથોમાં ભૂત વિષે જૂદા પ્રકારનું લખેલું છે. તેઓ ક્હે છે કે, આઠ જાતિના વ્યંતર દેવ અને આઠ જાતિના વાણવ્યંતર પૃથ્વીની નીચે ર્‌હે છે. તેમાં એક એક જાતિનાને બબ્બે ઈન્દ્ર છે. તેમાંથી એક ઉત્તરમાં રાજ્ય કરે છે અને એક દક્ષિણમાં કરે છે; અને તેઓના શરીરના વર્ણ કાળા, ધોળા, કે આશમાની રંગના હોય છે. વ્યંતર તથા વાણવ્યંતર દેવ પૃથ્વી ઉપર આવીને માણસના શરીરમાં પેશીને કુતૂહલ કરે છે અને માણસને પોતાનાં ઘણાં રૂપ બતાવે છે. આ જાતિના દેવોની નીચે ભવનપતિ દેવ ર્‌હે છે તે પણ કોઈ કોઈ વાર પૃથ્વી ઉપર દેખા દે છે. એમની નીચે નારકી જીવ ર્‌હે છે. પૃથ્વી ઉપરથી ઉંચે આકાશમાં સૂર્ય, ચન્દ્ર, તારા અને બીજા પાંચ પ્રકારના જ્યોતકી દેવ ર્‌હે છે. તે ઉપર બાર દેવ લોકમાં વૈમાનવાસી દેવ ર્‌હે છે. તેઓ કોઈ સમયે પોતાની ઈચ્છાથી અને કોઈ મંત્રને વશ થઈને પૃથ્વી ઉપર આવે છે, પણ કોઈને દુઃખ દેતા નથી. તેમના ઉપર નવ ગ્રીવેક તથા પંચ અનુત્તર વિમાની દેવ ર્‌હે છે. તેઓ ઘણા સામર્થ્યવાન્ હોય છે અને કદિ આપણી પૃથ્વી ઉપર આવતા નથી. પૃથ્વીથી ઉંચે તથા નીચે જે દેવ ક્‌હ્યા તેમાં જે જીવ તપસ્વી હોય તથા સારા પરિણામવાળો હોય તે ઉપજે છે પણ કેવળ પાપવાળો જીવ તે દેવમાં જવા પામતો નથી. અસલને વારે માણસો અકમ એટલે

---

"અને ભવિષ્યકથન કરનારા લોકો ક્‌હે છે કે એ માનવ પિતાનો અથવા કોઈ "જીવતા માણસનો પુત્ર ન હતો, પણ સુંદર સાધ્વી સ્ત્રીના ઉપર માયિક પિશાચના "વ્યભિચારી પ્રપંચથી ચમત્કારિક રીતે ગર્ભ રહી ઉત્પન્ન થયો હતો."

સ્કોટલંડમાં એવો દાખલો જોવો હોય તો ડમેલઝિયરની સ્ત્રી અને ટ્વીડનાં પિશાચની વાત જૂઓ—Note M., Lay of the Last Minstrel. હિન્દુસ્થાનમાં એવો દાખલો જોવો હોય તો અમારા પોતાના જ પુસ્તકમાં શિલાદિત્યનો વૃત્તાંત જૂઓ; તેમ જ વળી ઉષા (ઓખા) અને અનિરૂદ્ધનો દાખલો છે; તથા કમળાકુંવરીનો પણ છે, in Captain Westmacott's Article on Chaadwr in Assam, Journal Bengal Asiatic Society, IV. 187, *et cet.* આ વાર્ત્તાઓ સંબંધી બટલર આ પ્રમાણે ક્‌હે છેઃ—

"પ્રાચીન શૂરવીરોએ કર્યું તે પ્રમાણે નહિ. તેમણે તો પોતાના નીચ રીતે જન્મ થયાનું સંતાડી રાખવાને (તેઓની શકભરેલી રીતે ઉત્પત્તિ થયેલી જાણીને અને પોતે શૂરવીર જાતિના છે એવું પદ લેવાને) જ્યુપિટર અને બીજા દેવતાઓને તેમની માના યાર ઠરાવ્યા (જે વિષે પ્રાચીન કાળના હોમરે પ્રથમ જ ચાબખા બનાવ્યા છે.)"

Hudibras Part I. Canto II. V. 211—218.

ત્રણ ઉપવાસ કરીને દેવોને અહિં તેડાવતા હતા, પણ આ સમયમાં તો કોઇ પ્રકારે કોઈના તેડાવ્યા તે આવતા નથી.[૧]

ભૂત વિષેના લોકમાં ચાલતા વ્હેમો છે, તેમાં ભૂત, પિશાચ માણુસના શરીરમાં પ્રવેશ કરે છે તે વિષે વ્હેમ મુખ્યત્વે છે. જૂદા દેશોમાં અને જૂદી વેળાએ માણુસનામાં ભૂત શી રીતે પેસે છે તથા તેઓની સત્તા તેમના ઉપર કેટલી ચાલે છે એ સંબંધી કઠિણ અને સામાન્ય વિષય વિષે લખવાને અમને ઠીક લાગતું નથી.[૨] પણ આ ઠેકાણે અમારા વાંચનારને

---

૧ બિશપ પિયરસન ક્હે છે કે, "આ પ્હેલું આકાશીય સ્વર્ગ, જ્યાં ઈશ્વર "પોતાનો તંબુ મારે છે, અને જ્યાં 'તે વાદળાંને પોતાનું વાહન કરે છે, અને પવ- "નની પાંખ ઉપર ચાલે છે; તે બીજું સ્વર્ગ કે જે સૂર્ય અને ચન્દ્ર, બે મહાન્ "પ્રકાશ, અને અગણિત તારા તેઓ માંહેલા એક કરતાં બહુ મ્હોટા છે, તેઓનું "સ્થાનક છે, તેના કરતાં મહિમામાં વધારે કનિષ્ટ છે તે પ્રમાણે જગ્યામાં તેવું નથી. અને "તોય પણ એ બીજું સ્વર્ગ, ત્રીજું સ્વર્ગ જે સેંટ પાલનું સ્થાનક છે તે કરતાં જેટલું "નીચે છે તેટલું પ્હેલા સ્વર્ગથી ઉચું નથી. એ સ્વર્ગમાં ઈશ્વરનો મહિમા વશેલો છે, "તેથી તેનું તેજ તારાવાળા આકાશની ઝાંખી પડતી સુંદરતા ઉપર જેટલું શ્રેષ્ઠપણું "મેળવે છે તેટલું શ્રેષ્ઠપણું સૂર્યનું તેજ ભમતા વાદળની કાળાશ ઉપર મેળવી શકતું નથી. "કેમકે જગત્‌ના આ મ્હોટા દેવલમાં ઈશ્વરનો પુત્ર મુખ્ય યાજક છે. જે સ્વર્ગ આપણે "જોઇયે છિયે તે માત્ર પડદો છે, અને જે તેના ઉપર છે તે પવિત્રમાં પવિત્ર છે. આ "પડદો મૂલ્યવાન્ અને મહિમાવાન્ છે, પણ એક દિવસ ફાટવાનો છે. અને દયાસ્થાન "તથા દેવદૂતના કરતાં પણ બહુ વધારે મહિમાવાળી જગ્યામાં આપણને દાખલ કરશે. "કેમકે આ ત્રીજું સ્વર્ગ આશીર્વાદ પામેલા દેવદૂતો જે નિરંતર મહાસન આગળ ઉભા "ર્‌હે છે તેઓનું યોગ્ય સ્થાનક છે.

(આ રૂપક ઈઝરાયલ લોકોના દેવલનું છે. એ દેવલને ત્રણ ખંડ હોય છે; પ્હેલા ખંડમાં તેઓ માંહેલાં સર્વે કોઈ જઈ શકે છે; બીજા ખંડમાં માત્ર યાજકોથી જ જવાય છે. આ બીજા ખંડ અને ત્રીજા ખંડની વચ્ચે પડદો ર્‌હે છે, તે જે યાજક કેટલીક ક્રિયાઓ કરયા પછી યોગ્ય થયો હોય છે તે પોતાના હાથમાં બલિદાન લઈને ઉંચો કરી માંહ પ્રવેશ કરે છે, બીજા કોઈથી જવાતું નથી. માંહ્ય સામું દયાસ્થાન કરેલું હોય છે, તેના ઉપર વાદલ ફ્હાડેલું હોય છે અને આસપાસ બે દેવદૂત ફ્હાડેલા હોય છે.

એ પ્રમાણે પ્હેલું સ્વર્ગ સાધારણ છે. બીજા સ્વર્ગમાં સેંટ પાલ જેવાથી જ જવાય છે, ત્યાર પછી પડદો આવે છે તે ઉપાડીને ખ્રિસ્ત પોતાના લોહીનું બલિદાન પોતાના હાથમાં લઈને દયાસ્થાનમાં મહાયાજક રૂપે પ્રવેશ કરીને મધ્યસ્થ થાય છે.

૨ તો પણ આ વિષય ઉપર થોડાં પ્રમાણોને માટે, આ પ્રકરણની સમાપ્તિયે વ્ટીપ છે તે જૂવો. ડાક્ટર જોનસનના શબ્દો પ્રમાણે "દુષ્ટ માણસો હોય "ત્યારે દુષ્ટ પિશાચ કાં ન હોય; ને દેહવાન્ દુષ્ટ પ્રાણી હોય ત્યારે અદેહવાન

સૂચવવાની અગત્ય છે કે, ગૂજરાતમાં ભૂત માણસોમાં કેવી રીતે પ્રવેશ કરે છે તે સંબંધી વર્ણનનો આધાર અમે એક ગ્રંથ ઉપર રાખિયે છિયે. તેનો કર્ત્તા ખરેખરો વ્હેમ વિનાનો છે અને પોતાના દેશિયોને એવા પ્રકારે બોધ કરે છે કે "ભૂત સરખું કાંઈ છે જ નહિ, પણ જેનો શક પડે છે તેના સાધારણ "રીતે ખુલાસા થઇ શકે છે."[1]

એ ગ્રંથકર્તા ક્હે છે કે,"કેવળ ભૂત નથી એમ કહિયે તો તે હિન્દુ શાસ્ત્રથી "ઉલટી વાત છે. ખ્રિસ્તિના બાયબલમાં અને મુસલમાન શાસ્ત્રમાં પણ "ભૂતની હૈયાતી કબૂલ રાખેલી છે માટે ભૂત જાતિ છે, એ વાત જૂઠી પાડી "શકાય નહિ[2] પણ આ સમયમાં તો એવી રીતે કે, જ્યારે ભૂતોની વાતો "સાંભળેલી દશ હજાર ભેળી કરિયે ત્યારે તેમાં એક વાત સાચી હશે એવા "અનુમાનથી તથા શાસ્ત્રના વિશ્વાસથી હું લખું છું. પણ મારા દેખવામાં "સાચી વાત આજ સુધી આવી નથી.

"હિન્દુ શાસ્ત્રમાં ભૂતની વાતો વિસ્તારીને લખી છે, તેનો અભિપ્રાય "જણાય છે કે, જે માણસો પવિત્રપણે ર્‌હેશે નહિ તથા જૂઠું બોલવા આદિ "દોષ કરશે તે મરીને ઘણું દુ:ખ પામશે; તે માટે પવિત્ર ર્‌હેવું, અને પાપ "કરવું નહિ. વળી દુષ્ટ ચાલવાળાના શરીરમાં પેશીને ભૂત દુ:ખ દેશે તે માટે "સારી ચાલ રાખવી. એટલો જ શાસ્ત્રકરવાવાળાનો અભિપ્રાય જણાય છે. "પણ તે ઉપરથી લોકોને ઘણો ભ્રમ ઉત્પન્ન થઈને બહુ દુ:ખ થાય છે, "માટે મને એ વાત દુરસ્ત લાગે છે કે લોકોમાંથી ભૂતનો ભ્રમ જાય અને "જેમ ક્હેવત છે કે 'મનસા ભૂત અને શંકા ડાકણ' એનો અર્થ બરાબર "સમજાય તો બિચારા ભોળા લોકો હેરાન થાય નહિ."

બીજે ઠેકાણે એ ગ્રન્થકર્ત્તા ક્હે છે કે, "જ્યારે કોઈ માણસનું મન "કાંઈક વાયુ આદિકના રોગથી ઉદાસ થાય છે ત્યારે મનમાં મુંઝાય અને "કાંઈ બોલે નહિ તે સમયે તેનાં સગાં તથા પાડોશી ભેગાં થઈને પૂછે છે કે,

---

"દુષ્ટ પ્રાણિયો હોય તે અમે અમારી મેળે વધારે આશ્ચર્યકારક લેખી શક્તા નથી." અને દેહમાં ભૂત આવતાં એવું માનવાને અમારા મનમાં કાંઈ આનાકાની નથી, પણ હવણાં તે આવે છે કે નહિ તે કોણ જાણે.

૧ પૃષ્ઠ ૩૫૬ની ટીપ અંક ૧ જૂવો.

૨ *Vide* Bishop Hall's Contemplations:—"સારાં અને નઠારાં બન્ને પ્રકારનાં ભૂત છે, એવી સત્યતા સદા નિ:સંશય મૂર્ત્તિપૂજક, યાહુદી, અને ક્રિશ્ચિયનો માનતા આવેલા છે, પણ વ્હેમના આંધળા સમયમાં થોડી સત્યતા સાથે વધારે કપટ-કાર્ય ભળેલાં હતાં અને ઠગારા માણસો અને જૂઠાં પિશાચ મળીને વિશ્વાસુ જગતને ઠગતાં હતાં."

“તમને શું થાય છે? ત્યારે તે માણસ કહે છે કે મારો જીવ મુંઝાઈ જાય છે.
“અને મને કાંઈ ખબર પડતી નથી ને એમ થાય છે કે હવણાં રોવા માંડું.
“પછી પૂછનારા લોકો કહે છે કે તું ક્યાં ગયો હતો, અને કોઈ ઠેકાણે બીન્યો કે
“ઝબક્યો છું। પછી તે માણસ વિચાર કરવા લાગે છે તેવામાં ત્યાં ઉપરા-
“ઉપરી જે માણસ આવે છે તે પૂછવા લાગે છે, એટલે બિચારો ભોળો
“માણસ રોવા લાગે છે. પછી સર્વે લોકો કહે છે કે, આ તો ક્યાંકથી વળ-
“ગાડ લાવ્યો છે અને એ ભોળો માણસ પણ મનમાં નિશ્ચય કરે છે કે
“મને ભૂત વળગ્યું છે. પછી તે તારમાં શરીર ધ્રુજાવા લાગે છે. એમ થોડે
“થોડે ધ્રુજ વધતાં ઘણું ધૂણવા લાગે છે, તે એવું કે ભૂતના ભ્રમ વિનાનું
“માણસ જાણી જોઈને પોતે એના જેવા ચાળા કરવા લાગે તો તેના જેવું
“બરાબર ધૂણતાં આવડે નહિ. અને ઝાઝા દિવસના અભ્યાસથી આવડે
“પણ ખરૂં એમ જણાય છે, અને ભ્રમવાળો માણસ જરૂર એમ સમજે છે
“કે આ મારા શરીરમાં ભૂત આવીને ધૂણે છે પણ હું ધૂણતો નથી.”[1]

નિબંધકર્ત્તા વળી લખે છે કે, “મારો સગો એક બ્રાહ્મણ મરી ગયા
“પછી સાત મહિને તેની બાયડીના શરીરમાં આવીને ધૂણવા લાગ્યો તે
“બાયડી જાતે ઘણી ગરીબ છે, પણ ધૂણતી વેળાએ એવો ધમધમાટ કરવા
“લાગી કે તેની સામે ઉભાં રહીને જવાબ દેવાની શક્તિ કોઈને રહે નહિ.

---

૧ તીનેવલીમાં જે બને છે તેનું વર્ણન નીચે આપેલું છે, તે આની સાથે બરાબર મળતું આવે છે: “જો કોઈ માણસને ટાઢિયો તાવ ચડવા માંડે અથવા પિત્તવિકારથી “માથું ભમવા માંડે તો તેની વગર કેળવાયલી મનઃકલ્પનાથી એમ માની લે છે કે મને ભૂત “વળગ્યું. પછી તે આડુંઅવળું માથું હલાવા માંડે છે, એક ટશે ને ટશે જોઇ રહે છે “અને બીજો બધો ડોળ પણ તે જ પ્રમાણે કરી દઈને ધૂણવાને મંડી જાય છે; અ “આસપાસ ઉભાં રહેલાં હોય છે તે દોડી જઇને પુષ્પ, ફૂલફલાદિ ભેટ લઈ આવે છે “અથવા કૂકડા કે ઘેટાનું બલિદાન આપવાને તે લાવીને રજુ કરે છે. See “The Tinnevelly Shanars,” by the Rev. K. Caldwell, B. A., printed for the Society for the Propagation of the Gospel, in A. D. 1850. વળી ટેવલ્ફ્થ નાઇટ નામે શેકસપિયરના નાટકમાં ત્રીજા અંકના ચોથા પ્રવેશમ અતિશય રમુજી દેખાવ છે, તેનો મૂળની સાથે મુકાબલો કરો. એમાં માલવોલિયોને ભૂત આવ્યું હોય એમ ઠરાવ્યું છે; તે આનંદી જણાય છે અને ઉદાસી જણાતો નથી તેથી તેનું ઘેલાપણું ભૂત વળગ્યું હોય તેના સરખું જણાતું નથી, પણ ઓલિવિયા નીચે પ્રમાણે બોલે છે તેથી આ વિષેનો ભેદ ભાગી જાય છે:—

“ જો ઉદાસીપણું, અને આનંદીપણું એ બે ઘેલાપણાનાં સરખાં જ કારણ હોય તો ‘હું તેના જેવી ઘેલી છું.”

"આવે સમયે તે મરનારનો એક મિત્ર ત્યાં આવ્યો એટલે તે ધૂણનારિયે "કહ્યું કે આવ ભાઈ! આપણે એક દિવસે એકાન્તે બેઠા હતા, ત્યારે મેં તને "શું કહ્યું હતું તે સંભારી જો. એટલે એણે કહ્યું કે, હા, એ વાત મને સાંભરે "છે. પછી તેનો પાડોશી વાણિયો ત્યાં આવ્યો, તેને એ ધૂણનારિયે કહ્યું કે અલ્યા "વાણિયા! મેં તને રૂપિયા આપ્યા છે તે હજી સુધી કેમ મારી બાયડીને તેં "કહ્યા નથી? એટલે એ વાણિયે કહ્યું કે, હા, તમારા રૂપિયા સાડી પંચોતેર "મારી પાસે છે તે હું તમારી વહૂને આપીશ. પછી તો એ બાઇયે નિત્ય "ધૂણવા માંડ્યું અને એવી વાતો ક્‌હેવાથી લોકોમાં અચરજ જેવું થયું તેનો "અમે તપાસ કરી જોયો ત્યારે એવું જણાયું કે એ બ્રાહ્મણ પોતાના મિત્ર સાથે "એકાન્તે નિરંતર વાતો કરતો હતો, તેથી એ બાઇયે તો અનુમાનથી ક્‌હ્યું; "પણ એ ભોળે માણસે એમ જાણ્યું કે મારે મિત્રે મને એક દિવસ ક્‌હ્યું "હતું કે મારે દીકરો નથી તેથી હું મરીશ તો મારી ગતિ નહિ થાય, "કેમકે શાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

अपुत्रस्य गतिर्नास्ति स्वर्गो नैव च नैव च ।

"ભાવાર્થ—જેને પુત્ર નથી, તેની ગતિ નથી અને નક્કી તેને સ્વર્ગ "પણ મળતું નથી.

વાણિયે પણ એમ જાણ્યું કે એ બાયડીના શરીરમાં "આવીને "બોલે છે તે ક્‌હી દેશે, તેથી હું પ્‌હેલો જ કાં કહું નહિ? એમ જાણીને "સાચી વાત ક્‌હી દીધી. બહુ લોકોને એ વાણિયા ઉપર ભ્રમ પણ "હતો, તેથી બાઇયે અનુમાનથી ક્‌હ્યું હશે, પણ સાચી વાત ઠરી.[1] પછી

---

૧ મરણ પામેલાંના પિશાચ સાથે વ્યવહાર ચલાવવાને મનુષ્યપ્રાણીના હૃદયમાં બલકટ વલણ હોય છે. "તેઓનાં છેલ્લાં મૃત્યુપત્રોની વ્યવસ્થા કરવાનું આપણા ઉપર "પડેલું હોય છે તે; તેમનાં છોકરાંની અંદર તેમની મ્હોંકળા અને રીતભાત જે આબેહુબ "રૂહી ગયેલી હોય છે તે; છોકરાંની સંભાળ રાખવાનું કામ આપણને સુપ્રત "કરેલા તેમના અપૂર્ણ રહેલા પ્રયોગનું સ્પષ્ટીકરણ; આપણને આપેલા સુખના ભોગ, "એ સર્વે તેમને આપણી સાથે ગુંથી નાંખે છે. આપણે ઈચ્છિયે તોય પણ આપણને "આવતાં સ્વપ્ન પણ આપણા મ્હોં આગળથી તેમને ખસેડી દેતાં નથી; આપણી વાર્તાઓ "તેમના વિષે હોય છે; આપણાં દેવલો જે આપણી સદાની જવરઅવરની જગ્યા "છે તેઓની આસપાસની હવણાંની ઘોરો ઉપરના લેખ (જે ઘોરો અસલના વારાથી "દરવાજાના ઝાંપા આગળ હારબંધ હોય છે.) જે ગ્રામ્ય સ્થિતિમાં છે અને તેવા છે, તેથી "મારા હાલના કામને માટે ઠીક પડે એવા છે તે સર્વે, મનુષ્યપ્રાણીનાં હૃદયમાં મરણ "પામેલાની સાથે વાતચિત કરવાના ભાવ છે તે બતાવી આપે છે; વિદ્યાખાતામાં બહુ

"હું એક દિવસ ત્યાં ગયો ત્યારે મને સર્વ લોકોએ કહ્યું કે તમારે પણ
"કાંઈ પૂછવું હોય તો પૂછો, બરાબર દાખલો મેળવી આપશે. પછી એ
"ધૂણનારીનો ધણી જેમ મને બોલાવતો હતો તેમ તેણે મને બોલાવ્યો,
"ત્યારે મેં કહ્યું કે આપણે બેને લેવડદેવડના હિસાબમાં ભૂલ રહે છે, તે
"બહુ સારૂં થયું કે આજે તમે આવ્યા છો તો તેનો ખુલાસો થશે ત્યારે તે
"બાઇયે ધૂણતાં ધૂણતાં મ્હોંડેથી હિસાબ ગણી આપ્યો એટલે તેના
"ધણીના હાથનો લખેલો ચોપડો મેં તેના મ્હોં આગળ મૂક્યો અને કહ્યું
"કે આ ચોપડામાંથી તમારૂં લખેલું નામું વાંચીને મને સમજાવો. તે
"સમયે એ બાઈનાથી એમ બોલાઈ જવાયું કે હું ચોપડાના અક્ષર ભણી
"નથી. તે સાંભળીને સૌ લોકો હસવા લાગ્યા, અને મારા મનમાં નિશ્ચય
"કર્યો કે, આ ભૂતની વાત કેવળ જૂઠી છે. મેં એ બાઈને જે જે પૂછ્યું તેનું
"ઉત્તર તેનાથી આપી શકાયું નહિ. અને બીજા લોકો પૂછતા હતા કે તમારા મામાનું
"નામ શું, કાકાનું નામ શું? તેના ઉત્તર તરત થતાં હતાં. પણ મેં પૂછ્યું
"કે ફલાણે ફલાણે દાહાડે આપણે બે જણા વાંચતા હતા તે ચોપડીનું નામ શું?
"ત્યારે તેનો જવાબ ન થયો. ત્યારે મેં જાણ્યું કે બીજું તો સર્વે કહેવાય."

ગૂજરાતમાં એવો ચાલ છે કે વગડામાંનાં ઝાડ કોઈ કાપીને લઈ જાય તે સારૂ ઝાડની રક્ષા કરવાને અર્થે તેઓની ઉપર સિંદુરનાં ત્રિશૂલ કરે છે અથવા તેનો જોગ આવે નહિ તો આસપાસથી ઈંટાળા પથરા એકઠા કરીને ઝાડના થડમાં નાંખે. ત્યાર પછી જે કોઈ ત્યાં આગળ થઈને જાય તે એક બે ઈંટાળા નાંખતું જાય. તેનું કારણ તે એમ સમજે છે કે આ ઠેકાણે કોઈ દેવનું સ્થાન છે. તેમાં કેટલાક તો કારણ સમજ્યા વિના દેખાદેખીથી ઈંટાળા નાંખે છે. જો પથરાવાળી જમીન હોય નહિ તો જૂના લૂગડાનો કટકો તે ઝાડને વળગાડે છે. પછી બીજા પણ લૂગડાં ચડાવતા જાય છે અને "ચિંથરિયા મામા"નું સ્થાનક એ રીતે થઈ પડે છે. આવાં સ્થાનક ઘણું કરીને જે દેશમાં ઝાડની અછત હોય છે ત્યાં બહુ જોવામાં આવે છે. તેના વળગાડના ભ્રમથી માણસ હેરાન થાય છે. સ્ત્રિયોએ માનની ખાતર ભૂતને મામાનું નામ આપેલું છે. પુરૂષો ઓછા વ્હેમી હોય છે પણ સ્ત્રિયો તે ઠેકાણે થઇને જાય તો એક પથરો નાંખવાને કે એક લૂગડું ચડાવવાને ભાગ્યે જ ભૂલી

---

"વૃદ્ધિ પામેલા લોકોનાં લખાણ અને અતિશય જંગલી લોકોના વ્હેમ અને રીતભાત
"એ બંને સરખી રીતે તે ભાવ દર્શાવી આપે છે." Four Sermons Preached before the University of Cambridge, in November, 1849, by the Rev. F. F. Blunt, B. D., Margaret Professor of Divinity P. 2

જાય છે. જો કદાપિ પાસે વધારાનું લૂગડું હોય નહિ તો તેને બદલે પ્હેરેલા લૂગડાંમાંથી તાંતણા કહાડીને પણ ચડાવે છે. જો ભૂલી જાય તો એ ભ્રમથી કોઈક બાયડી ધૂણીને બોલે છે, જે "હું મામો છું, એ "મારા સ્થાન પાસેથી નીકળી, પણ મને ચિંથરૂંયે[1] ચડાવ્યું નહિ, તેથી હું "એને વળગ્યો છું." કોઈક ઠેકાણે વગડામાં ડુંગરની ધાર જેવું હોય ત્યાં કેટલાક પથરાનો ઢગલો કરવામાં આવે તો પછી ત્યાં થઈને દરેક જનાર દેવનું સ્થાનક સમજીને એકેકો પથરો ચડાવતું જાય અને અહિં જો કોઈ દેરડી ચણાવે તો તેનું ઘર મંડાય. કોઈ માણસ મરાયું હોય અથવા ઘાયલ થયું હોય ત્યાં આગળ પણ એવાં સ્થાનક થાય છે.[2]

---

૧ સ્ત્રિયો વધારે વ્હેમી હોય છે તે વિષે આપણો દુર્દર્શી જેમ્સ રાજા નીચે પ્રમાણે કારણ બતાવે છેઃ-

"કારણ સ્હેલું છે, કેમકે પુરૂષના કરતાં સ્ત્રીનામાં મનની નબળાઈ વધારે હોય છે "તેથી કરીને પિશાચની મહા જાળમાં સપડાઈ જવાનું વધારે સ્હેલું છે, આ વાત ઈવને "પ્રારંભમાં સાપે ઠગવાથી સાચી ઠરી ચૂકી છે અને તે વેળાથી સ્ત્રીજાત સાથે તે વધારે "હળી ગયું છે."

હારાવતીમાં આને મળતા ચાલ વિષેનું કર્નલ ટૉડ વર્ણન આપે છેઃ-"અર્દ્ધે રસ્તે; "અમે છૂટા પથ્થરની છાપરા વિનાની જગ્યા પસાર કરી, તેમાં ભીલની દેવી હતી, "આ થાનક કાંટાની ઝાડીમાં ઝાડોની ઘટામાં હતું. ત્યાં વટેમાર્ગુઓએ દુષ્ટ પિશાચોથી, "અથવા મને તો લાગે છે કે, તેમને ભીલ લોકો જ તેઓએ ધારેલા તેઓનાથી, પોતાનું "રક્ષણ થવાને વનદેવીને ભાતભાતના રંગનાં વસ્ત્ર ચડાવેલાં ડાખળિયોએ લટકી રહ્યાં "હતાં." તે પોતાની ટીપમાં એક વધારે વાત કહે છે કે, આવા પ્રકારનો ચાલ આફ્રિ-"કામાં ચાલે છે, તે વિષેનું વર્ણન, પાર્કે આપેલું છે." Rajasthan -I; 662.

૨ આવા પ્રકારના શંકુ આકારના પથ્થરના ઢગલા (ચગા) મરણ પામેલાના સંબંધમાં કરવામાં આવેલા એવું સ્કોટના નીચેના કથન ઉપરથી જણાય છે.-

"શંકુ આકારના ઘણા એક પુરાતન મિનારા ઉપર, જ્યાં મહાન્ હાકેમોની વાનીનાં "પાત્ર ઢંકાયલાં પડી રહ્યાં છે."

Scott, *Vide* "The Lay of the Last Minstrel," Canto III, 29, and Note 2, U.

અસફ્ખાનની સરદારી નીચે, અકબરના લશ્કરની સામે લડતાં, ગઢ મંડલાની રાજ્યકર્ત્રી રાણી દુર્ગાવતી મરણ પામી, અથવા તો તે રાણીના કુટુંબના એક લેખમાં (*Vide* As. Res. XV., p. 437,) લખે છે કે, "દુર્ગાદેવી જે હાથી ઉપર બેઠી "હતી, તેના હાથમાં તરવાર હતી, તે વતે તેણિયે પોતાનું માથું કાપી નાંખ્યું; તે "પરમાત્માની સાથે મળી ગઈ; તેણિયે સૂર્યનું મંડલ ભેદ્યું. જ્યાં આગળ તે પડી, ત્યાં "જ તેને ભૂમિદાહ દીધો, એવું, બેંગાલ એશિયાટિક સોસાઇટીના વૃત્તપુસ્તક, ૬ને પૃ.

પૂર્વજ દેવ (પિતૃ), એટ્રસ્કન લાર અથવા ગ્રિશિયન નાયકની પેઠે પોતાના રહેઠાણની જગ્યાએ ભટકતા ફરે છે, અને તેઓ તે જગ્યાના રહેવાસિયોના ભય મટાડે છે, અને સુખ કરે છે. ઘણી વાર તે સર્પ થાય છે

---

"૬૨૮ માં એક જણ લખે છે, અને તેની દાહભૂમિ ઉપર રસ્તે થઈને જનારા લોકો,
"તે પર્વત ઉપર ધોળા પથ્થરની સારી જાત છે તેમાંથી સુંદરમાં સુંદર પથ્થર શોધી
"કહાડીને ચડાવા જોઇયે એમ સમજે છે; તેની પાસે બે ખરાબા છે તે તેની નોબતો
"પથ્થર રૂપ થઈ ને પડેલી છે એમ લોકો માને છે; અને આશ્ચર્યકારક વાતો એવી ચાલે
"છે કે, રાતના શાન્તપણાની વેળાએ પાસેનાં ગાંમડાંના લોકોને કોઈ કોઈ વાર તેનો અવાજ
"સંભળાય છે."

લોગન પોતાના પુસ્તકમાં ('Scottish Gael,' ii., 371) લખે છે કે હાય-
"લાંડર લોકોમાં ચગામાં પથ્થર નાંખવાનો જાણીતો થયેલો ચાલ બે પ્રકારના જૂદા
"જૂદા વિચારથી પડેલો છે. એક કારણ તો એમ છે કે, મરણ પામેલાને માટે તેઓ
"માન ધરાવતા હોય તેની ભૂમિદાહ ઉપરની જગાનું કદ વધી મ્હોટું થવાથી તેના વિષે
"સ્મરણ ઘણી મુદત સુધી રહ્યાં કરે છે એમ તેઓ માને છે, અને તે જ ઉપરથી, માણસ
"જ્યારે જીવતું હોય છે ત્યારે તેને તૃપ્ત કરવાના વિચારથી તેને એમ કહેવામાં આવે છે કે
"હું તમારી ચગામાં પથ્થરોનો વધારો કરવાને ચૂકીશ નહિ. આ ઉપરથી એમ જણાઈ
"આવશે કે આવા પ્રકારનું લક્ષ આપવાથી અને મ્હોટી કબરથી આત્મા બહુ રાજી થાય છે,
"એમ માનવામાં હતું. પણ સેલ્ટ લોકોના કરતાં જરમન લોકોના વિચાર જૂદા પડેલા
"જણાય છે, કેમકે મરણ પામેલાના ઉપર મ્હોટી કબરો કરવામાં આવે તો તેને તે
"દુઃખદાયક થઈ પડે છે, એવા વિચારથી તેઓ ભૂમિદાહને સ્થાને માટીનાં ઢેફાં
"ગોઠવે છે. ચગા વધારવાને પથ્થરો નાંખવાનું બીજું કારણ એ છે કે, અપરા-
"ધિયોના દહનસ્થાનની જગ્યા, ધિક્કાર અથવા શાપની સાથે, એથી કરીને ઓળખમાં
"રહે. આ ચાલ ડાકટર સ્મિથના કહેવા પ્રમાણે, ડ્રુઈડોએ દાખલ કરેલો છે. આવા
"બે કેવળ ભિન્ન વિચાર જણાવવાને એક જ રીતિ ચલાવવામાં આવે એ આશ્ચર્યકારક
"વાત છે; તોય પણ, ખરી વાત તો એમ જ છે. અને ગ્રંથકર્ત્તા પોતાની યુવાવસ્થામાં
"આપઘાત કરેલાની ઘોર આગળથી પસાર થતાં ચાલ પ્રમાણે પથ્થર નાંખવાને કદિ
"વિસરી ગયો નથી. આમ કરવાનું ખરૂં કારણ તો એમ જણાય છે કે, સેલ્ટિક પુરાણ
"પ્રમાણે, મરણ પામેલાનાં પિશાચને ઘોરની આસપાસ આંટા મારવાનું સૃજ્યું હોય
"છે તે શાન્તિ પામે.

ડાન નામની એબરડિનશાયરની કવિતાની ટીપમાં ઓલ્ડફોર્ડ પરગણા સંબંધી નીચે પ્રમાણે છેઃ--"જેઓને વિષે બહુ વાતો ચાલેલી" એવા લેનટર્ક સરખા મ્હોટા
"ચગો cairns અહિયાં ઘણા છે; તેઓ વિશાળ કદના છે; કેટલાક લોકો એમ ધારે
"છે કે, ભયને સમયે ચેતવણી આપનારાં એ સ્થાન છે, પણ એ માંહેલા ઘણા ખરા,
"નીચવાણની જગ્યામાં છે, તેથી મને લાગે છે કે, દેશનું ભલું કરનારા મહાન લોકોની
"ભૂમિદાહની જગ્યાઓ હશે. હવણાં સુધી પણ હલકી મતિના લોકોને કાંઈ બક્ષિસ

અને ઘરની પાસે રહે છે, તેને ઘરનાં માણસ માન આપે છે. ગૂજરાતમાં એમ માનવામાં છે કે જ્યાં ધન ડાટયું હોય ત્યાં સર્પ રહે છે અને જેનો જીવ પોતાના ધનમાં રહી ગયેલો હોય છે એવા સર્પ થઇને તે ઉપર રહે છે.

નિબંધકર્ત્તા કહે છે કે, "એક શ્રાવક વાણિયાને ઘેર બે પરોણા આવ્યા.

---

"આપવામાં આવે છે ત્યારે તેના બદલામાં એક સામાન્ય વાક્ય કહેવામાં આવે છે કે "ખરે જો હું તમારી પછવાડે જીવતો હોઈશ તો તમારી ચગામાં એક પથરો ઉમેરીશ.' "અને આજે પણ, ઘણા ઘરડા લોકો, આવી ચગા આગળ થઈને જતા હોય તો "તેમાં પથરો નાંખ્યા વિના રહેતા નથી. ઘણા લોકોની ધારણા એવી છે કે, જ્યાં "આગળ શરીર ડાટયું હોય છે ત્યાં આગળ તેનું ભૂત ભટક્યાં કરે છે, અને જેમ જેમ તેના "ઉપરની ચગા ઉંચી કરવામાં આવે છે, તેમ તેમ તે પૃથ્વી ઉપરથી આકાશમાં ઉંચું ચડે છે.'

હોક લોકર (Speaking of Grenadilla in his Views in Spain, quoted in Ellis's Edition of Brand's Popular Antiquities) કહે છે કે, "કેટલાક અભાગિયા દુઃખી માણસો રસ્તામાં કમોતે માર્યા ગયા હતા, ત્યાં આગળ "ઉભા કરેલા બે ત્રણ ક્રોસ આગળ થઈને અમે ચાલ્યા. સો વશા તો એ માણસો માંહેલા "કેટલાક અચાનક બનાવ બનવાથી મરણ પામ્યા હતા, પણ બધાયનું ખૂન ઘાતકી "રીતે કરવામાં આવેલું કહેવાયું અને વાત ઉપરથી અમારા જાણવામાં આવી ગયું કે, "જે બીના, આગળ એક સો વાર કહેવામાં આવેલી હતી તેની તે જ છે. આવાં અકાળ "મૃત્યુ થયેલાની ઘોર ઉપર પથ્થર નાંખવાની પુરાતન રીતિ હજી લગણ આખા સ્પેન "દેશમાં ચાલે છે. હેત અથવા વ્હેમથી ઉશ્કેરાઈને મરણ પામેલાને માટે પ્રાર્થના કરીને "આવા પ્રકારનું સ્મરણાર્પણ આપવામાં આવે છે; પણ એ કારણ સિવાય, એક ત્રાહિત "જન સરખો પણ, મરણ પામેલાને જે માન આપવાનું આપણા દેશાચારમાં મૂળથી "જણાય છે, તેવા માનની ખાતર, મરણ પામેલાની ચગામાં પથ્થર નાંખવામાં સંતોષ "માની લે છે."

અમે જે નીચે દાખલો આપિયે છિયે (From Lepsius's "Letters from Egypt." Bohn, P. 216) તેમાં પથ્થર નાંખવાનું વલણ કેવળ જૂદા પ્રકારનું જણાઈ આવે છે.

"આ પર્વતની હારમાં (Gebel el Magepa) પ્રવેશ કરતાં પ્હેલાં, એક "જગ્યા, જે પથ્થરોના ઢગલાથી છવાઈ ગઈ હતી, અને તેઓની નીચે કોઇને ડાટેલું હતું "નહિ, તો પણ, મડદાંને ડાટવાના ઢગલા અથવા ચગા ધારી શકાય ત્યાં આગળ અમે "આવ્યા. જ્યારે જ્યારે ખજુરના વેપારી આ રસ્તે આવે (જેઓ માંહેલા કેટલાક "તેમના ગુંથેલા મ્હોટા ગોળ કંડિયા સહિત, અને તેમના ઊંટના હાંકનારા સહિત "અમને બીજે દાહાડે મળ્યા,) ત્યારે ત્યારે આ જગ્યાએ તેમની પાસે ખેરાત માગવામાં "આવે. જો કોઈ કાંઈ આપે નહિ, તો તેના કઠણ હૃદયને માટે અપશુકનની નિશાની "દાખલ, આસપાસ પડેલા પથ્થરોની આવી ખાલી ઘોર અથવા ચગા કરે છે. આવી જ "તરેહની ઘોરોનો એક જથો કોરસ્કોના રણમાં અમારા જોવામાં આવ્યો."

"ઘરધણી ચોટામાં ગયો હતો અને તેની સ્ત્રી હતી તે તેમને બેસારીને પાણી "ભરવાને ગઈ. પરોણા ઘરધણીની વાટ જોતા બેઠા હતા તેવામાં, એક "મ્હોટો સર્પ નીસર્યો. એટલે એક પરોણે ઉઠીને લાકડીવતી દબાવ્યો, અને "બીજો પરોણો, સર્પને ઝાલવા સારૂ સાણસાની શોધ કરવા લાગ્યો. તેવામાં "પેલી બાઈ પાણી ભરીને આવી, તે પેલા સાપને ડાબેલો જોઇને બોલી કે "એને છોડી મૂકો, એ તો અમારો પૂર્વજ દેવ છે, તે મારી સાસુના શરીરમાં "આવીને ધૂણતો ત્યારે મારા સસરાનું નામ લેતો, અને ક્હેતો કે મારો જીવ "ધનમાં રહ્યો છે, તેથી હું સર્પ થયો છું; તે આ ઘરમાં રહું છું એમ "બોલતો હતો. એક દિવસે એ અમારા એક પેરોશીને કરડ્યો હતો તેને "ઉતારવાને એક જતિ બોલાવ્યો, તે આવ્યો એટે ધૂણીને કહ્યું કે, મારા "દીકરા સાથે એણે લડાઈ કરી તેથી હું એને કરડ્યો પાંચ તે ફરીને ન લડ-"વાનો કોઈ જામીન થાય તો ઉતરૂં. પછી એ પ્રકારે કહ્યાત્યારે ઉતર્યો. "તે દિવસથી અમારાં પાડોશીને ઘેર પણ આ સર્પ નીસરે છે, પણ તેને કોઈ "ઝાલતા નથી. કદાપિ ઝાલીને બાર ગાઉ ઉપર મૂકી આવે તો જ્યાંજ "ઠેકાણે એ સર્પ પાછો આવે. એ ઘણી વાર મારા પગની ઝાંમમાં રહ્યા હશે "પણ મને કોઈ દિવસ કરડ્યો નથી. કોઈ વાર હું પાણી ભરવા ગઈ હોઉં "અને મારૂં છોકરૂં ઘરમાં રોતું હોય તો એ સર્પ તે છોકરાને હિંચોળે છે, "એવું મારા જોવામાં ઘણી વાર આવ્યું છે. એમ કહીને સર્પને ઝાલવા "દીધો નહિ, પણ નમસ્કાર કરીને જવા દીધો. પછી જે તેણે એ પરોણાએ "તેને દબાવ્યો હતો તેણે પાઘડી ઉતારીને ક્હ્યું કે હે સર્પ બાપજી! તમને "દબાવ્યા તે મારો અપરાધ ક્ષમા કરજો. અમે તમારાં છોકરાં છિયે. એ "સર્પને પછી એક દિવસે મ્હોટે બીલાડે મારી નાંખ્યો, એટલે એ ઘરવાળે તેના "કડકા સ્મશાનમાં લઈ જઈને બાળ્યા અને તેની ચિતામાં પાંચ શેર ઘી, "એક નાળિયેર, અને અર્ધો શેર સુખડ નાંખી."

"ધોળકા નામના પ્રાચીન શહરમાં એક બ્રાહ્મણે કોઈ જગ્યા વેચાતી "લીધી, તેમાં ખોદતાં ભોંયરૂં નીસર્યું. તેમાં ધન ઘણું હતું, તે ઉપર એક "મ્હોટો સર્પ રહેતો હતો. તે સર્પે એક દિવસે બ્રાહ્મણને સ્વપ્નમાં આવીને "ક્હ્યું કે, અહિયાં મારૂં ધન છે તે ઉપર હું રહું છું, માટે આ ભોયરૂં તારે "ખોદવું નહિ, અને આ મિલ્કતની ઇચ્છા તારે રાખવી નહિ. જો એવી "ઇચ્છા રાખીશ તો હું તારો વંશ ચાલવા નહિ દઉં. પછી સવારમાં એ "બ્રાહ્મણે તેલની કડાઇયો ઉકાળીને ભોંયરામાં રેડી, તેથી પેલો સર્પ મરી "ગયો. પછી ભોંયરૂં ઉઘાડીને ધન ક્હાડી લીધું, અને સર્પને ઘરના ચોકમાં

"ચારણના મરણ પછી ત્રીજે દિવસે, ભૂતે રાણીને મેડી ઉપરથી નીચે "નાંખી દીધી, તેને શરીરે ઘણું વાગ્યું. બીજાં ઘણાં માણસોના જોવામાં "માથા વિનાનો ખવ્વીસ આવ્યો. પછી તે ઠાકોરના શરીરમાં આવીને ધૂણવા "લાગ્યો. રાતમાં તેની મેડી ઉપર પથ્થર નાંખવા લાગ્યો તથા એક દાસીને "વળગીને તેનો જીવ લીધો. એવી ઘણીક રંજાડ તે ભૂતે કરી, તેથી ધોળે "દહાડે દરબારની મેડીમાં કોઈ જઈ શકે નહિ એમ થઈ ગયું. પછી તે "ભૂતને કહાડવા સારૂ કોઈ જોગી, જતિ, ફકીર, બ્રાહ્મણ, આદિને દેશ- "પરદેશથી બોલાવ્યા. પણ જે કોઈ એ ભૂતને કહાડવા આવીને ઠાકોરને "ધૂણાવા બેસે, તેને જ, એ ભૂત ઠાકોરના શરીરમાં આવીને મારવા લાગે, "અને એવા હાકોટા કરે કે તેથી કહાડનારની હિમ્મત રહે નહિ. વળી "પોતાના હાર્થને પણ બચકાં ભરે. એવી રીતે વર્ષ પાંચ થયાં અને એ "શ્રમથી પાંચ માણસ મરી ગયાં, પણ કોઈનો ઉપાય ચાલ્યો નહિ. પછી "કોઈ પરદેશી જતિ તે દેશમાં આવ્યો હશે તેને ગાડી મોકલીને રૂડી "રીતિથી તેડાવ્યો. તે જતિ સાથે કેટલાંક માણસ હતાં, અને જાદુવિદ્યા "જાણવામાં તે ઘણો કુશળ ગણાતો હતો. તે એ ગામમાં આવ્યો. "પછી તેણે કેટલીક જણસો મંગાવીને પેલી મેડીમાં બેશીને પ્રયોગ "કર્યો. પ્રથમ તે મેડીને મંત્રેલા સૂત્રનો આંટો દીધો; તથા દૂધ ને પાણી "મંત્રીને ફરતી ધારાવાડી દીધી, લ્હોડાના ખીલા મંત્રીને મેડીમાં ચાર ખુણે "ચાર તથા બારણે બે માર્યા. પછી, તે મેડી લીપાવીને માંહે કોઈ દેવનું "સ્થાપન કર્યું, તરવાર ઉઘાડી મૂકી, દીવા ઘીના તથા તેલના કર્યા. પછી તે મંત્ર "સાધવા બેઠો. દિન એકતાળીશનો પ્રયોગ કર્યો. કેટલાક પ્રકારના ઉતાર "મૂકાવ્યા તથા કેટલાક પ્રકારનાં બલિદાન લઈને રોજ સ્માશાનમાં જવા "લાગ્યો. પણ ઠાકોર તો બીજી જગ્યામાં રહ્યા રહ્યા ધૂણીને કહે કે, અલ્યા "મૂડિયા? તું મને કહાડવા આવ્યો છું, પણ હું જનાર નથી, અને એમાંથી "તારા જીવનું પણ જોખમ થશે, એમ બોલતો, જતિ તો મેડીની બારિયે "તથા જાળિયો વાશીને પ્રયોગ કરવા બેસતો. પણ લોકો એમ કહે છે કે એ "સમયે પણ તે મેડા ઉપર પથરા પડતા અને બારિયોનાં કમાડમાં "તથા જાળિયોમાં પથરા વાગતા. આ પ્રમાણે પ્રયોગ પૂરો થયેથી જતિના "માણસો ઠાકોરને મેડી ઉપર થાપના પાસે તેડી લાવ્યા, અને ત્યાંથી બોલ્યું "સંભળાય એટલામાં એ દરબારના માણસને રહેવા દીધું નહિ. પછી દાણા "નાંખીને તથા થાળી વગાડીને તેને ધૂણાવ્યો. તેણે ધૂણતાં કાંઈ મસ્તી "કરવા માંડી, તે સમયે પેલા જતિયે તથા તેના માણસોએ મળીને પેલા

"સારી રીતે અગ્નિદાહ દીધો. પછી તે મિલ્કતવતી મ્હોટી ઈમારતો કરાવી,
"પણ તેનો વંશ રહ્યો નહિ, અને તેની દીકરિયોનો પણ વંશ રહ્યો નહિ,
"તથા તેનું જેણે ખાધું તેનો પણ વંશ રહ્યો નહિ, તથા વકીલનો તથા
"ગોરનો પણ વંશ રહ્યો નહિ. આ વાત આસરે વર્ષ ચાલીશ ઉપર નીપજી છે."

આવી વાતો ગૂજરાતમાં ઘણી ચાલે છે, અને અમે આગળ લખ્યું છે તે પ્રમાણે લોકોના માનવામાં એમ છે કે, જ્યાં ધન ડાટેલું હોય ત્યાં નક્કી સર્પ હોય.[1]

જીવતા માણસમાં ભૂત ભરાઈ પેસે છે તેને ક્હાડવાના ઉપાય જે ગૂજરાતમાં ચાલે છે તે વિષે 'ભૂતનિબંધ'માં વેદના કર્મકાન્ડમાંથી, અથવા બૌદ્ધ શાસ્ત્રો ઉપરથી અને મુસલમાનની રીતિ ઉપરથી જે લખવામાં આવ્યું છે તે પ્રમાણે [illegible] અમે દાખલ કરિયે છિયે. કોઈ કોઈ વાર તો, જેને પીડા થતી [illegible] તેને સારૂં થાય એ વાત ઉપર મુખ્યત્વે કરીને ધ્યાન આપવામાં [illegible] છે. અને કોઈ કોઈ વાર તો, કસુરથી જેની ભૂતગતિ થઈ હોય તેને [illegible] દુઃખદાયક ભટકારામાંથી છૂટકો કરાવવાનો ઉપાય કરવામાં આવે છે. એ[illegible] આવેલા એકેકો દાખલો અમારા વાંચનારની આગળ અમે રજુ કરિયે છિયે:—

નિબંધકર્તા કૂહે છે કે, "આશરે ત્રીશ વર્ષ ઉપર, એક ચારણ કાઠિ-
"યાવાડના સાયલાના ઠાકોર પાસે રૂપીયા માગતો હશે, તે દરબાર આપતે
"ન હતો, તેથી, પેલો ચારણ પોતાની નાતનું ચાળીશ માણસ લઈને ધરણું
"કરીને આવ્યો. તે ગામને દરવાજે આવતાં દરબારને જાણ થયાથી તેણે દર-
"વાજા બંધ કરાવ્યા, ત્યારે ચારણના માણસોએ ગાંમ બ્હાર પડાવ કર્યો અને
"તેમણે ત્રણ લાંઘણો કરી. પછી ચોથે દાહાડે ત્રાગાં કેર્યાં, તેમાં કેટલાક
"પુરૂષોએ પોતાના હાથ કાપ્યા, અને ત્રણ ડોશિયોનાં માથાં કાપીને દરવાજે
"તોરણ બાંધ્યું, કેટલીક સ્ત્રિયોએ પોતાનાં સ્તન કાપ્યાં, ચાર ડોસાંને ગળે
"ઘાલ્યાં, બે છોડિયોને ગઢ સાથે પછાડી, અને પેલો ચારણ પિંડે તેલમાં
"બોળેલો ડગલો પ્હેરીને બળી મુવો. તે બળતી વેળાએ એમ બોલ્યો કે,
"હું તો મરૂં છું, પણ એ દરબારની મેડીમાં માથા વિનાનો ખવીસ થઈને
"રહીશ, ઠાકોરનો જીવ લઈશ તથા તેનો વંશ પણ રહેવા દઈશ નહિ.
"તે બળી મુવો ત્યાર પછી બીજાં માણસો પોતાને ઘેર પાછાં ગયાં.

---

૧ ઓરીએન્ટલ મેમ્વારની મૂળ આવૃત્તિના ભાગ બીજાને પૃષ્ઠ ૩૮૪ મે આવી જાતની ઘણી વાત છે.

"ચારણના મરણ પછી ત્રીજે દિવસે, ભૂતે રાણીને મેડી ઉપરથી નીચે "નાંખી દીધી, તેને શરીરે ઘણું વાગ્યું. બીજાં ઘણાં માણસોના જોવામાં "માથા વિનાનો ખબ્વીસ આવ્યો. પછી તે ઠાકોરના શરીરમાં આવીને ધૂણવા "લાગ્યો. રાતમાં તેની મેડી ઉપર પથ્થર નાંખવા લાગ્યો તથા એક દાસીને "વળગીને તેનો જીવ લીધો. એવી ઘણીક રંજાડ તે ભૂતે કરી, તેથી ધોળે "દહાડે દરબારની મેડીમાં કોઈ જઈ શકે નહિ એમ થઈ ગયું. પછી તે "ભૂતને ફહાડવા સારૂ કોઈ જોગી, જતિ, ફકીર, બ્રાહ્મણ, આદિને દેશ-"પરદેશથી બોલાવ્યા. પણ જે કોઈ એ ભૂતને ફહાડવા આવીને ઠાકોરને "ધૂણાવા બેસે, તેને જ, એ ભૂત ઠાકોરના શરીરમાં આવીને મારવા લાગે, "અને એવા હાકોટા કરે કે તેથી ફહાડનારની હિમ્મત રહે નહિ. વળી "પોતાના હાથને પણ બચકાં ભરે. એવી રીતે વર્ષ પાંચ થયાં અને એ "ભ્રમથી પાંચ માણસ મરી ગયાં, પણ કોઈનો ઉપાય ચાલ્યો નહિ. પછી "કોઈ પરદેશી જતિ તે દેશમાં આવ્યો હશે તેને ગાડી મોકલીને રૂડી "રીતિથી તેડાવ્યો. તે જતિ સાથે કેટલાંક માણસ હતાં, અને જાદુવિદ્યા "જાણવામાં તે ઘણો કુશળ ગણાતો હતો. તે એ ગામમાં આવ્યો. "પછી તેણે કેટલીક જણસો મંગાવીને પેલી મેડીમાં બેશીને પ્રયોગ "કર્યો. પ્રથમ તે મેડીને મંત્રેલા સૂત્રનો આંટો દીધો; તથા દૂધ ને પાણી "મંત્રીને ફરતી ધારાવાડી દીધી, લ્હોડાના ખીલા મંત્રીને મેડીમાં ચાર ખુણે "ચાર તથા બારણે બે માર્યા. પછી, તે મેડી લીપાવીને માંહે કોઈ દેવનું "સ્થાપન કર્યું, તરવાર ઉઘાડી મૂકી, દીવા ઘીના તથા તેલના કર્યા. પછી તે મંત્ર "સાધવા બેઠો. દિન એકતાળીશનો પ્રયોગ કર્યો. કેટલાક પ્રકારના ઉતાર "મૂકાવ્યા તથા કેટલાક પ્રકારનાં બલિદાન લઈને રોજ સ્માશાનમાં જવા "લાગ્યો. પણ ઠાકોર તો બીજી જગ્યામાં રહ્યા રહ્યા ધૂણીને કહે કે, અલ્યા "મૂડિયા? તું મને ફહાડવા આવ્યો છું, પણ હું જનાર નથી, અને એમાંથી "તારા જીવનું પણ જોખમ થશે, એમ બોલતો, જતિ તો મેડીની બારિયે "તથા જાળિયો વાશીને પ્રયોગ કરવા બેસતો. પણ લોકો એમ કહે છે કે એ "સમયે પણ તે મેડા ઉપર પથરા પડતા અને બારિયોનાં કમાડમાં "તથા જાળિયોમાં પથરા વાગતા. આ પ્રમાણે પ્રયોગ પૂરો થયેથી જતિના "માણસો ઠાકોરને મેડી ઉપર થાપના પાસે તેડી લાવ્યા, અને ત્યાંથી બોલ્યું "સંભળાય એટલામાં એ દરબારના માણસને રહેવા દીધું નહિ. પછી દાણા "નાંખીને તથા થાળી વગાડીને તેને ધૂણાવ્યો. તેણે ધૂણતાં કાંઈ મસ્તી "કરવા માંડી, તે સમયે પેલા જતિયે તથા તેના માણસોએ મળીને પેલા

"ઠાકોરને મારવામાં કાંઈ કસર રાખી નહિ. એવી રીતે એનું શરીર નિર્બળ
"કરીને પછી તે દરબારનાં બીજાં માણસોને પણ પાસે બોલાવ્યાં. ત્યાં હવન
"કરીને એક લીંબુ આગળ મૂકીને ભૂતને કહ્યું જે, તું આમાં પેશ. પછી
"ધૂણનાર બોલ્યો જે તું તો શું, તારો પીર આવે તો પણ હું આ શરીરમાંથી
"નીસરનાર નથી. એમ કેટલીએક મ્હેનત કરતાં સવારથી તે બપોર
"વેળા થઈ. પછી એ મેડીથી નીચે ઉતરીને ચોકમાં માંડલું કર્યું, કેટલાક
"પ્રકારના ધૂપ મંગાવ્યા, મંત્રીને પાણી છાંટયું; એમ કરીને પેલા ભૂતને
"લીંબુમાં ઉતાર્યું. એટલે જે સમયે લીંબુ ઠેકવા લાગ્યું. તે સમયે જોનારા
"સૌ માણસોએ જતિનાં વખાણ કરવા માંડ્યાં, અને એવો શોરબકોર
"કરવા લાગ્યા કે, લીંબુમાં ભૂત ઉતર્યું, ભૂત ઉતર્યું. પછી પેલું લીંબુ
"ઠેકતું જોઇને ધૂણનાર આશ્ચર્ય પામીને ધૂણતો રહી ગયો અને મનમાં
"જરૂર સમજ્યો કે, મારા શરીરમાંથી ભૂત આ લીંબુમાં ઉતર્યું. પછી
"પેલા જતિયે ગામના સૌ લોક દેખતાં ગામને ઉગમણે દરવાજે ક્‌હાડયું
"ને લીંબુ ઠેકતાં ઠેકતાં આડુંઅવળું ચાલે તો જતિ સોટી અડકાડે
"એટલે પાંશરે રસ્તે ચાલે. આ વેળાએ ડાકલાં વગાડનારા ભેગા લીધા
"હતા તથા ત્રિધાઇયાં, ઢોલ આગળ વાગતાં હતાં. કેટલાક માણસોના
"હાથમાં ઉઘાડી તરવારો અપાવી હતી. ઠાકોરને પણ સંગાથે લીધા હતા.
"ભૂત આગળ ચાલતું ગયું તેમ પછવાડે રાઇના દાણા, સરસવ તથા મીઠું
"વેરાવતા હતા. એ રીતે લીંબુ ગામને સીમાડે લઈ જઈને સાત હાથ
"ખાડો ખોદાવીને તેમાં ઉતાર્યું. પછી તે ખાડામાં રાઈ, સરસવ તથા મીઠું
"પૂરાવ્યું અને તે ઉપર ધૂળ તથા પથરા ગોઠવીને તેની સાંધોમાં સીસું
"ગાળીને રેડાવ્યું અને ખાડાની ચારે બાજુએ સવા સવા ગજ લાંબા
"ખીલા મંત્રીને ઠોકયા. જ્યારે લીંબુ સીમાડે પ્હોંચ્યું, ત્યારે કેટલાક લોક
"ક્‌હેવા લાગ્યા કે આપણા ગામના સીમાડાની બ્હાર એ ભૂતને ડાટે તો
"ઠીક. પણ એ વાત સાંભળીને બીજા ગામના લોકો ઘણાક ત્યાં જોવા
"સારૂ આવ્યા હતા તેમણે કહ્યું કે તમારા ગામનો સીમાડો છોડીને
"અમારી હદમાં ભૂતને ડાટશો તો અમારે ને તમારે મ્હોટો ટંટો થશે.
"પછી તે જતિએ ભ્રમવાળા લોકોને કહ્યું કે ચિંતા રાખશો નહિ. એ
"ભૂતને હાથ સાત ઊંડું પૃથ્વીમાં ડાટીશું, અને તેમાં મીઠું નાંખીશું તેથી
"એનું શરીર ખવાઈ ને થોડા દિવસમાં મરી જશે, અને ઉપર સીસું રેડીશું
"એટલે ભૂતનાથી ઉપર નીસરી શકાશે નહિ. પછી તે ઠાકોરની હદમાં
"ડાટીને ગામમાં આવ્યા અને કોઈના જોવામાં ફરીને ભૂત આવ્યું નહિ.

"જતિને ઠાકોરે ઘણો શિરપાવ આપ્યો, અને લોકોએ નિશ્ચય કર્યો કે આવા "ભૂત કાહાડનારા સમર્થ હિન્દુસ્થાનમાં થોડા જ હશે." પણ તેનું કારણ નિબંધકર્ત્તા કહે છે કે કોઈને સમજાયું નહિ. એ નિબંધકર્ત્તાના લખવા પ્રમાણે લીંબુમાં પારો[1] ઘાલવાથી ઉપાયની અસર થઈ.

"જ્યારે કોઈ માણસને તાવ આવે છે, અથવા અવાચક થઈ જાય છે, અને "દાંત સજ્જડ થઈ જાય છે, ત્યારે તેનાં સગા એમ સમજે છે જે એને ભૂતનો "વળગાડ થયો છે. પછી તેને બોલાવે છે તો પણ બોલતું નથી, એટલે તેને "બોલાવા સારૂ ચંડીપાઠના જાણનાર બ્રાહ્મણને તેડવા જાય છે. તેને આવતાં "કાંઈ વાર લાગે તો તે સમે વળગાડવાળાનું સગું અથવા પડોશી આવીને "કહે છે કે, એને મરચાંનો ધૂમાડો દ્યો અથવા કૂતરાના નરકનો ધૂમાડો "દ્યો એટલે એના શરીરમાં જે હશે તે બોલશે. પછી તેવો ધૂમાડો દીધાથી "કોઈ સમયે બોલે છે, અને કોઈ સમયે નથી પણ બોલતું. પછી ચંડીપાઠ "ભણનાર બ્રાહ્મણ આવે તે પ્રથમ પોતે પવિત્રપણે આસન ઉપર બેશીને "એક બાજઠ ઉપર નવું રાતું લૂગડું પાથરે છે, તે ઉપર ઘઉંના દાણાથી અષ્ટ- "દળ યંત્ર કરે છે, તેના નવ કોઠામાં ઘઉની નવ ઢગલિયો કરીને તેમાં નવ "દુર્ગાનું આવાહન કરે છે, તેમનાં નામ;—૧ શૈલપુત્રી, ૨ બ્રહ્મચારિણી, "૩ ચન્દ્રઘંટા, ૪ કુષ્માણ્ડા, ૫ સ્કંદમાતા, ૬ કાત્યાયની, ૭ કાળરાત્રી, "૮ મહાગૌરી, ૯ સિદ્ધિદા. પછી તેમાં પાણી ભરીને કળશ મૂકે છે, તેના "ઉપર શ્રીફળ મૂકે છે અને તેની પૂજા કરે છે. ગૂંગળનો ધૂપ અને ઘીના "દીવા કરવામાં આવે છે. પછી વળગાડવાળાને સ્વચ્છ કરીને સામો બેસારે "છે. અને નવાર્ણવ મંત્રથી (નવ અક્ષરના) અક્ષત મંત્રીને અથવા પાણી "મંત્રીને તે ધૂણવા માંડે ત્યાં સુધી છાંટે છે. તેને ધૂણવાનો વધારે તાર આવે "એટલા માટે પાણી ભરવાની ત્રાંબાની ગોળી ઠાલી ઉંધી પાડીને વેલણવતે વગાડે "છે. નવાર્ણવમંત્રથી અક્ષત કે પાણી મંત્રેલું તેના ઉપર છાંટીને ભૂતને બોલાવે "છે, ત્યારે પોતાના ઘરના માણસનું નામ લે છે કે હું ફલાણો છું, મારો "ધનમાં જીવ રહી ગયો છે, અથવા બાયડીમાં જીવ રહી ગયો છે, તેથી "મારી અવગતિ થઈ છે. મારી માલમતા તમે વાવરો છો માટે મારા છોક- "રાની ચાકરી નહિ કરો તો હું તમને પીડા કરીશ. વળી મારી શુભ ગતિ

---

૧ ટોડ રાજસ્થાનના બીજા ભાગને પૃષ્ઠ ૬૮૮ મે કોગળિયું મટાડી દેવાનો ઉપાય કરવામાં આવે છે તેનું વર્ણન ઉપર પ્રમાણે જ આપ્યું છે. તેમ જ એમ. હકની મુસાફરીના પુસ્તકમાં તાતાર લામા ઘણી ખરી ઉપરની રીત પ્રમાણે તે દેશનું ભૂત (Tchutgour) કેમ કહાડી મૂકે છે તે વિષે વર્ણવે છે.

"થવા સારૂ હું કહું તે ઉપાય કરો. પછી ઉપાય કરવાની હા કહીને, હવેથી "ભૂત કોઈને પીડા કરે નહિ તે વિષેના તેને સમ ખવરાવીને દુર્ગાની સ્થા- "પના ઉપર હાથ મૂકાવે છે, અથવા ચંડીની પોથી ઉપર હાથ મૂકાવે છે. "ચંડીપાઠ માર્કંડેય પુરાણમાં છે, તેમાં એક શ્લોક લખ્યો છે જે,—

ग्रहभूतपिशाचाश्च यक्षगंधर्वराक्षसाः ।
ब्रह्मराक्षसवैतालाः कूष्माण्डा भैरवादयः ॥ १ ॥
नश्यन्ति दर्शनात्तस्य कवचे हृदि संस्थिते ।
मानोन्नतिर्भवेद्राज्ञ स्तेजोवृद्धिकरं परं ॥

ભાવાર્થ—ગ્રહ, ભૂત, પિશાચ, યક્ષ, ગાંધર્વ, રાક્ષસ, બ્રહ્મરાક્ષસ, વૈતાલ, કુષ્માણ્ડ, ભૈરવ આદિ મલીન દેવ છે તે જે મનુષ્યના હૃદયમાં ચંડીનું કવચ હોય તેનાથી દૂર નાશી જાય છે. જો રાજા પાઠ કરે તો તેનું પ્રતિષ્ઠા વધે છે. તેમ જ તેના રાજ્યનું તેજ વધે છે.[1]

જ્યારે કોઈ માણસને ભૂત ધૂણે છે ત્યારે તે કહે છે કે, "મને "સોમેશ્વર પાટણ લઈ જઇને મારી શુભ ગતિ કરો, તે એવી રીતે કે, તમે "ઘરનાં સર્વ માણસ ત્યાં જાઓ અને તમારા એકના શરીરમાં હું ત્યાં આવીશ "એટલે મારી ગતિ થશે." વળી ઠરાવેલી જગ્યાએ જઈ પ્હોંચતાં સુધી કેટલીક બાધા રાખવાનું ભૂત કહે છે. એટલે ઘરનાં માણસોમાંથી એક જણ તે બાધા રાખે છે. કોઈને તો તે અડદ ખાવા નહિ એવી બાધા આપે છે; કોઈને દૂધની આપે છે, અથવા છાશ, ગોળ કે ગળ્યા માત્રની આપે છે, બહુ આકરી બાધા આપવી હોય તો ઘીની આપે છે, અથવા આંટિયો ખાવાની આપે છે. ઘણું કરીને આવી બાધા ઘરની સ્ત્રી હોય તે રાખે છે. કોઈકને ઉભાં ઉભાં કાળી ઠીબરીમાં લઇને ડાબે હાથે ખાવાની બાધા આપે છે; કોઈ પુરૂષને, માથે પાઘડી બાંધવી નહિ એવી બાધા આપે છે, એટલે તેને બદલે તે ન્હાનું ફાળિયું માથે વીંટે છે; કોઈને જોડાની અને પગરખાંની બાધા આપે છે અથવા તીર્થે પગે ચાલીને જવાની આપે છે. સ્ત્રીને કાંચળી નહિ પ્હેરવી એવી બાધા આપે છે, તે જ્યારે જોગ આવે છે ત્યારે તીર્થમાં જઇને બાધા મૂકે છે. જો કદાપિ તીર્થમાં જવાય નહિ, અને ફરી કોઈ તેના ઘરનું માણસ માંદું પડે તો ભૂત ધૂણીને કહે છે કે, તમે બાધા રાખી છે તે પ્રમાણે

---

૧ બોમ્બે લિટરરી સોસાઇટીના ટ્રાન્ઝાક્શનના પુસ્તક ૩ જાને પૃષ્ઠ ૭૫ મે જુવો. નવી આવૃત્તિ પૃ. ૭૯ થી ૯૬ સુધી દસરાના પર્વ વિષેનો નિંબંધ છે, તેમાં દુર્ગા–ચંડી વિષે વર્ણન છે

ઉતારવામાં આવતી નથી અને હું ઘણો મુંઝાઉં છું તેથી તમને પીડા કરૂં છું. પછી તે તુરત તીર્થમાં જઇને બાધા મૂકી આવે છે.

બીજી રીતિ નીચે પ્રમાણે છેઃ-જ્યારે કોઈ માણસ માંદું પડે છે ત્યારે તેના ઉપર એક ઘરેણું ઉતારીને કોરે મૂકે છે અને ક્હે છે કે આટલા બ્રાહ્મણ જમાડ્યા વિના હું એને ફરીને પ્હેરીશ નહિ. ગરીબ માણસ હોય છે તે થાળી અથવા લોટો એ જ રીતે ઉછીતો કરે છે.

પ્રભાસ અથવા સોમેશ્વર પાટણની યાત્રા ઘણું કરીને કાર્તિક શુદિ ૧૨ થી શરૂ થાય છે તે પંચરાત્રી ચાલે છે અને તે પંચરાત્રી પૂર્વજની ક્હેવાય છે. ઘણું કરીને આખા કુટુંબને યાત્રાએ જવું પડે છે. તેમાં તે માણસનો ભાઈ તેની વહૂઓ વગેરે સર્વેએ જવું જોઇયે, કેમકે જો કોઈ પછવાડે રહી જાય છે તો બીજા કોઈની સાથે ભૂત પ્રભાસ નહિ જતાં ઘેર રહી જાય છે.[1] પછી સર્વ જણ પગે ચાલીને, જોડા પ્હેર્યા વિના કે પાઘડી ઘાલ્યા વિના, અથવા જેવી બાધા રાખી હોય તે પ્રમાણે પાળીને જાય છે. ત્યાં પ્હોંચે છે એટલે

---

૧ "તેઓ ક્હે છે કે નિસને ક્હાડી મૂકવાને આપણે ઇચ્છિયે તો તે કામ ઘણું "કઠણ થઈ પડે છે. (સ્કૉટલંડમાં ઘરનું કામકાજ કરે એવાં સખનાં રહેનારાં પિશાચને "બ્રૌની ક્હે છે, અને જર્મનીમાં જેને કોબોલ્ડ ક્હે છે. તેને જ સ્કાન્ડીનેવિઆમાં નિસ "ક્હે છે.) એક ઘરમાં એક માણસ રહેતો હતો ત્યાં નિસે હદપાર ઢોંગ કરવા માંડ્યા "તેથી તેને ત્યાં એકલું પડતું મૂકીને બીજે ઠેકાણે જઈ રહેવાનો તેણે નિશ્ચય કર્યો. કેટ- "લાંક ગાડાં ભરાય એટલો સામાન લઈ ગયા પછી બાકી રહેલો છેલ વેરકો સામાન "લેવાને તે પાછો આવ્યો. તે સામાન માત્ર ખાલી પીપ, નળા અને બીજો એવા જ "પ્રકારનો હતો. બધો સામાન ગાડામાં ખડકાઈ રહ્યો એટલે પોતાના નવા રહેઠાણમાં "સુખ થવાની ઇચ્છાથી પેલા માણસે પોતાના જૂના રહેઠાણને અને નિસને છેલ્લી સલામ "કરી, કે ત્યાર પછી તુરત જ તેને કાંઈ કારણને લીધે ગાડાના પાછલા ભાગમાં જોવાને "જવું પડ્યું. તે વખતે જુવે છે તો ત્યાં તેની સાથે જવાને એક પીપમાં "નિસ ભરાઈ પેઠેલું તેના જોવામાં આવ્યું, એટલે તેની આટલી બધી મ્હેનત વ્યર્થ "ગઈ તેથી નિરાશ થતાં તે ભલો માણસ ઘણું આશ્ચર્ય પામ્યો; પણ પેલું નિસ તો "અતિશય હસવા લાગ્યું, અને પીપમાંથી પોતાનું માથું ઝડપથી ક્હાડીને આભા બની "ગયેલા ખેડુતને ક્હેવા લાગ્યું, "હા હા! આપણે હવે કૂચ કરિયે છિયે, જોયું."

"આ વાત જર્મની, ઈંગ્લંડ, અને આયર્લંડમાં ચાલે છે. જર્મન દેશની વાતમાં, "કોબોલ્ડને બાળી નાંખવાને પેલો ખેડુત કોઠાર સળગાવી મૂકે છે એમ છે, અને ગાડું "હાંકી જતાં તેનો ભડકો જોવાને તે પાછળ જુવે છે તો તેણે કોબોલ્ડને તેની પછવાડે "ગાડામાં જોયું અને તે બૂમ પાડી ઉઠ્યું કે "અમને બ્હાર નીકળી આવવાને વેળા "મળી, અમને બ્હાર નીકળી આવવાને વેળા મળી.:—*Vide* Keightley's Fairy Mythology.

સોમપુરા બ્રાહ્મણ હોય છે, તે તેમના સામા આવેલા જ હોય છે. એ લોકોનો એવો ધારો હોય છે કે, જ્યારે સંઘ આવે છે ત્યારે તેમાંથી પોતાના યજમાન જે હોય તેમને પોતાને ઘેર લઈ જાય છે. યાત્રા જનાર માણસનું કોઈ પૂર્વજ, આગળ યાત્રાએ આવેલું હોય, તેણે જેને ગોર કર્યો હોય તે, અથવા તેના કુટુંબનો જે હોય તે, પેલાના ગોરપણાનો દાવો કરે છે. ત્યાં પ્હોંચ્યા પછી બીજે દિવસે સવારે હજામત કરાવી, મૂંછો મૂડાવીને સરસ્વતિયે જઈને દેહશુદ્ધપ્રાયશ્ચિત્ત અને શ્રાદ્ધ કરે છે. (એ વિષેનું વર્ણન પછવાડે કરવામાં આવ્યું છે) પછી ગોરની સૂચના પ્રમાણે સ્નાન કરે છે. સ્ત્રીપુરૂષને એક વસ્ત્રે ન્હાવાની બાધા હોય તો તે પ્રમાણે કરીને ન્હાય છે. પછી ગોર, યાત્રાળુઓને ક્હે છે કે, "નદીમાં જઈને તીર્થદેવને નમસ્કાર કરો." તેઓ તે પ્રમાણે કરે છે, તેવામાં ગોર નીચે પ્રમાણે શ્લોક ભણે છેઃ--

गंगे च यमुने चैव गोदावरि सरस्वति।
नर्मदे सिन्धु कावेरि जलेऽस्मिन्सन्निधिं कुरु ॥

ગંગા, યમુના, ગોદાવરી, સરસ્વતી, નર્મદા, અને કાવેરી નદી આ જળમાં પ્રવેશ કરો.

પછી સંસ્કૃતમાં, વર્ષ, મહિનો, તિથિ અને વાર ભણીને બોલે છેઃ-- "મન, વાચા અને કર્મથી જે જે મેં પાપ કર્યાં હોય તે ધોઈ નાંખવા સારૂ "હું આ તીર્થમાં સ્નાન કરૂં છું; તે જ શ્રીપરમેશ્વરની કૃપા સંપાદન કરવાને "અર્થે, દેહ શુદ્ધ કરવાને કાજે, અને પૂર્વજની ગતિ પમાડવાને અર્થે હું "સ્નાન કરૂં છું." પછી ગોર ન્હાનારને ક્હે છે કે "હવે તમે તમારૂં સ્નાન "પૂર્ણ કરો." આ પ્રમાણે સર્વેને, એક પછી એક ન્હવરાવે છે. તેઓ જેવા ન્હાઈને ઉપર આવે છે કે, માગણ લોકો, તેમાં મુખ્યત્વે કરીને બ્રાહ્મણો હોય છે તે, તેમને વળગી પડે છે, એટલે, દક્ષિણા વ્હેંચી આપે છે. ત્યાં આગળ એક પીપળાનું ઝાડ છે, તે શ્રીકૃષ્ણના વારાનું છે એમ લોક ધારે છે. યાત્રાળુ લોકો આ પીપળાની પૂજા કરીને, પછી તેને ઠંડુ પાણી રેડે છે; તેનું કારણ એવું કે પૂર્વજ દેવના પીવામાં તે પાણી આવે. પછી તેની આસપાસ પ્રદક્ષિણા ફરે છે. એ પીપળાને જોઈને વળગાડવાળું માણસ તુરત ધૂણવા મંડી જાય છે, અને આંખો ફેરવી દે છે. પછી ગોર તેને ક્હે છે કે "હવે તમે અહિં 'ર્‌હો, તમે જે ધર્મ કરવાને ક્હેશો તે પ્રમાણે કરવામાં આવશે." જો તે વાત ભૂત માન્ય કરે છે તો પછી ક્હે છે કે ૧૦૮ બ્રાહ્મણ જમાડો, અને નીલ (વાછડો વાછડી) પરણાવો. જે રીતે માણસ પરણે છે તે રીતે વાછડો વાછડી પરણાવીને તે બન્નેનાં પૂછડાં એકઠાં એક જણ ઝાલી ર્‌હે છે.

મરનારનાં કુટુંબી તે પૂછડાં ઉપર પાણી, દૂધ, અને તલ સહિત તર્પણ કરે છે. તેનું વર્ણન વેદના કર્મકાણ્ડમાં કરેલું છે તેમાં એક શ્લોક એવો છે કે,—

भूतयोनिषु ये जाता प्रेतयोनिषु ये गताः ।
ते सर्वे तृप्तिमायान्तु नीलपुच्छेषु तर्पिताः ॥

ભાવાર્થ—જે કોઈ મારા પૂર્વજમાંથી ભૂત જાતિમાં ઉપજ્યા હોય તથા પ્રેત જાતિમાં ગયા હોય તે સર્વે આ નીલને વાછડા વાછડીનું જોડું, પૂછડે તર્પિત કરવાથી તૃપ્ત થાઓ.

આવા શ્લોક આશરે ૧૨૫ છે તે ભણીને જળ રેડે છે, તથા જેટલાં પોતાનાં કુટુંબી મરી ગયાં હોય તેને સંભારીને પાણી રેડે છે. પછી રાંધેલા ચોખાના ૧૦૮ પિંડ કરીને પૂર્વજોને નામે મૂકે છે. બીજાંનાં નામ આવડતાં ન હોય, એટલે નીચેનો શ્લોક ભણીને મૂકે છેઃ—

विद्युच्चोरहता ये च दंष्ट्रिभिः पशुभिस्तथा।
तेषामुद्धरणार्थाय इमं पिंडं ददाम्यहम् ॥

ભાવાર્થઃ—મારા પૂર્વજમાંથી જે કોઈ વિજળીથી, ચોરથી, દાંતવાળાં જાનવરોથી, તથા પશુથી મરણ પામ્યાં હોય તેઓનો ઉદ્ધાર થવા સારૂ આ પિંડ હું આપું છું.

આમ છતાં પણ, કોઈ વાર તો ભૂત કહે છે કે, "અહિં મને સારૂં "લાગતું નથી, માટે હું મારા ઘરમાં જઈને રહીશ, ત્યાં એક ગોખમાં "મારા નામનું શ્રીફળ મૂકીને તેની પૂજા કરજો." પછી ગોર તેને બહુ કાલાવાલા કરીને કહે છે કે, "સરસ્વતીના કિનારા ઉપરની આવી રમણીય "જગ્યા મૂકીને તમે જાઓ છો? ના ના નક્કી તમારે તો અહિયાંજ રહેવું." આટલું કહેતાં છતાં પણ કેટલાક ભૂત તો ઘેર પાછાં જાય છે. જો તે રહેવાની હા કહે છે તો તેના કહેવા પ્રમાણે પ્રભાસમાં પુણ્યદાન કરે છે.

સાંજ પડે છે ત્યારે હજારો યાત્રાળુ લોકો એકઠા થઇને સરસ્વતીનું પૂજન કરે છે. ત્યાર પછી પડિયામાં ઘીના દીવા પ્રકટી વ્હેતા મૂકે છે, તેથી કરીને નદીમાં ઝગઝગાટ થઈ રહે છે.[1]

આ પ્રમાણે યાત્રા પૂરી થાય છે એટલે સર્વે યાત્રાળુ લોકો ઘેર જાય છે.

જો કદાપિ ભૂત નીચી જાતનું હોય છે તો તેને ભૂવા લોકો કહાડી મૂકે છે. તેઓને શૂદ્ર દેવી પ્રસન્ન હોય છે; જેવાં કે, બહુચરાજી, ખોડિયાર,

---

૧ ચાણાક્યની પાપશુદ્ધિમાંથી આ રીત ખરેખરી ચાલેલી જણાય છે. જુવો ભાગ પ્હેલાને પૃષ્ઠ ૧૦૪ મેં.

ગઢેચી, શીકોતર, મેલડી, અને બીજી બ્રાહ્મણથી તે નીચી જાત સુધી સર્વે જ્ઞાતના ભૂવા હોય છે જે દેવીનો તેને હાથો હોય છે તેનું સ્થાનક તેણે પોતાના ઘરમાં કરેલું હોય છે. ત્યાં આગળ ભૂવો ભૂત કહાડવા જવાની આજ્ઞા લે છે, તેમાં જો વધાવો આવે છે તો ભૂવો ભૂત કહાડવા જાય છે તેની સાથે કાંશીજોડાવાળા અને ડાખલાવાળા હોય છે ને વળગાડવાળાને સામો બેસારીને વગાડતાં દેવિયોના દુહા ગાય છે:—

માનસરોવરી માય, ચાલ્ય ચુંવાળના ચોકની.
બરદાલી બેહેચરા, આવે ઉગમણ ગોખની.

* * * * *

અથવા

ખરી દેવિ ખોડિયાર, દીહે વાહો ડુંગરે
સમરી સાચ્ય દેનાર, આવે માતા આકરી!

* * * * *

વળગાડવાળાના સામો ભૂવો બેઠેલો હોય છે તે, પોતાને માતા આવ્યાં હોય એવું ડોળ ધારણ કરીને ભૂતને ડરાવવાના જૂદા જૂદા પ્રકારના ઉપાય કરે છે. આ કામ કોઈ કોઈ વાર તો પાંચ પાંચ છ છ દહાડા સુધી ચાલે છે; છેવટે વળગાડવાળો માણસ (ભૂત રૂપે) બોલી ઉઠે છે કે, "હું જાઉં છું, "હું જાઉં છું." પછી દેવીને નામે કેટલાક રૂપિયા ખર્ચવાના સમ ખાય છે એટલે તેનો નિકાલ કરે છે.[1]

---

૧ શયતાન જે પરમેશ્વરની સામાન્ય નકલ કરનાર છે, તે આ બાબતમાં પણ તેની 'નકલ કરે છે' એવું બિશપ હાલે વિશ્વાસ વિષે અવલોકન કરતાં કહ્યું છે, તે બીજી બાબતો વિષે પણ આપણે સદાય લાગુ પાડી શકિયે. રાજાઓ વિષેના ત્રીજા અધ્યાયના ૧૫મા પદમાં એલાઇશા વિષે લખેલું છે કે, તેણે ગવૈયાને બોલાવ્યો, અને એવો બનાવ બન્યો કે તે ગવૈયાઓએ જ્યારે વગાડવા માંડ્યું ત્યારે ઈશ્વરનો હાથ તેના ઉપર આવ્યો. ઉપર જણાવેલો ગ્રંથકર્તા કહે છે કે એલાઇશાએ સંગીત મંગાવ્યું, તે કાંઈ તેમના કાનને માટે ન હતું, પણ એલાઇશાના પોતાના હૃદયને માટે હતું કે તેથી તેને મનોવિકાર અથવા ભૂત અતિશય ઉછાળા માર્યા પછી સારી રીતે શાન્ત પામે, અને પરમેશ્વરનું શાન્તિભરેલું દર્શન પામવાને યોગ્ય વલણ ધારણ કરે. (આહાબ એક દુષ્ટ રાજા હતો તેણે ઇડમની લડાઈ સારૂ ઇહોશફાટ નામના ભલા રાજાને કહ્યું, ત્યારે તેણે ઉત્તર આપ્યું કે એ કામ ઈશ્વરને ગમતું હોય તો તેમાં હું આશ્રય આપું. આહાબે કહ્યું કે હા તેમ છે. પછી તેઓ એલાઈશા પાસે તે સંબંધી વચન કઢાવાને ગયા. આહાબ દુષ્ટ હતો માટે તેનું મ્હોં જોવાને એલાઇશા રાજી ન હતો, પણ પેલા ભલા રાજાની ખાતર તે શોભ્યો અને પેલા દુષ્ટને જોઇને તેના મનોવિકારે (ભૂતે) ઉછાળા માર્યા, તેથી શાન્ત થવાને તેણે ગાણવાળાને બોલાવ્યા.) ર. ઉ.

માતા—મેલડી—અને શિકોતરની ઉપાસના કરવાવાળા ઘણા ન્હાડી દેશમાં એક કોળી અને ભરવાડ હોય છે તેમના ઘરમાં તેમનું (સ્થાનક) એક ઓટલા ઉપર કરીને પડદો રાખે છે, ને લાકડાની ન્હાની મૂર્ત્તિને (સિંદુર અને ઘીથી) લાલ રંગેલી હોય છે. આ લોકોને જ્યારે કોઈની સાથે શત્રુવટ થાય

---

ક્રિશ્ચિયનધર્મપ્રસારક ખ્રિસ્તના ચેલાનાં કૃત્ય વિષેના સોળમા અધ્યાયના ૧૬ મા પદમાં પિશાચ વળગેલી અથવા ભવિષ્ય ક્હેનાર ભૂતના વળગાડવાળી સ્ત્રી વિષે લખ્યું છે, તે દેવી આવેલા માણસ વિષે અમે લખિયે છિયે તેને કેટલીક બાબતમાં મળતું છે.

એક ભંગિયા ભૂવાના ઉપાસનથી નીચે લખેલો દાવો કરવામાં આવ્યો હતો-તે મુંબઈની સદર દિવાની અદાલતે ફેંસલા પસંદ કરીને છપાવેલા છે, તેના પ્હેલા પુસ્તકને ૯૧ મે પાને નીચે પ્રમાણે દાખલ છે:—

પિતામ્બર નરોત્તમ. અપ્પીલનો વાદી.

મકનદાસ, કૂબેર, અને રાયજી મકન, અપ્પીલના પ્રતિવાદી.

"આ દાવો અપ્પીલના વાદિયે અપ્પીલના પ્રતિવાદિયો ઉપર આબરૂનું નુકસાન "ભરી લેવાને રૂ. ૯૯૫)નો કરચો હતો.

"પક્ષકાર દશા દિશાવાલ વાણિયા હતા. અપ્પીલના વાદિયે પોતાની અરજીમાં "બતાવ્યું છે કે, અમારી નાતનો એક ઈશ્વર મૂળજી કરીને સંવત્ ૧૮૮૦ના કાર્ત્તિક "શુદિ ૮ (તા૦ ૪ નોવેમ્બર સન ૧૮૨૯) ને રોજ નાત કરવાની રજા માગવા સારૂ "વહિવટ પ્રમાણે ન્હાનાભાઈ વિષ્ણુરામ કરીને તેમનો નાતગોર હતો તેને ઘેર ગયો; "રજા આપતી વેળાએ અપ્પીલના પ્રતિવાદિયેએ ઈશ્વરને કહ્યું કે, જો તું અપ્પીલના "વાદિનું ઘર ટાળે તો અમે તારે ઘેર જમવા આવિયે. આ વિષે કારણ પૂછતાં, એ "લોકોએ કહ્યું કે, અપ્પીલના વાદીના ઘરમાં કોઈ માંદું હતું ત્યારે ભંગિયાને બોલાવીને "ડાખલું વગડાવ્યું હતું, તેથી તે નાતબાહાર થયો. નાતગોરે, અને બીજાઓએ સમજાવીને "ક્હ્યું કે માત્ર ડાખલું વગડાવ્યાથી તેને નાતબ્હાર મૂકાય નહિ, પણ તે વાત અપ્પીલના "પ્રતિવાદિઓએ સાંભળી નહિ. આ કારણથી ઈશ્વર મૂળજીએ નાત કરી નહિ, અને "બીજાઓએ કરવા ધારી હતી તેમણે પણ કરી નહિ, તેથી અપ્પીલના વાદિયે આબરૂને "નુકસાન પ્હોંચ્યા વિષે દાવો બાંધ્યો.

"અપ્પીલના પ્રતિવાદિયોએ અપ્પીલના વાદીની આબરૂને નુકસાન પ્હોંચાડયાની "વાત ઇનકાર કર્યો, અને કહ્યું કે, કદાપિ અપ્પીલનો વાદી ક્હે છે તે પ્રમાણે અમે "ક્હ્યું હોય, તો પણ અમે નાતના પટેલ અથવા મુખ્ય પુરૂષો નથી, તેથી અમારા "ક્હેવાથી કાંઈ અસર થવાની નહિ, અને વળી, અપ્પીલના વાદિયે દાવામાં જે દિવસ "બતાવ્યો છે તે દિવસથી નાતની જમણવારોમાં તેને નોતરાં દેવામાં આવ્યાં છે. "વધારામાં આ લોકોએ ઈશ્વર મૂળજી તથા અપ્પીલના વાદી ઉપર એવો આરોપ "મૂક્યો કે, શત્રુવટથી એમણે અમારા ઉપર તોહમત મૂક્યું છે.

"બીજા આસિસ્ટન્ટ જડ્જની રૂબરૂ આ મુકદ્દમો ચાલ્યો ત્યારે અપ્પીલના વાદિયે "જવાબ આપ્યો, અને અપ્પીલના પ્રતિવાદિયે તેના રદિયા આપ્યા. અપ્પીલના પ્રતિ-

છે. ત્યારે તેને દેરૂં મોકલવાનું કહીને બ્હીવરાવી મારે છે. કદાપિ તે બ્હીક બતાવતો ન હોય, તો પણ, સર્વના માનવામાં આવી જાય છે કે જેનું દેરૂં એના ઘરમાં છે તે એની માતા, નક્કી એના શત્રુની ખબર લેશે. જેને ઘેર દેરૂં મોકલવામાં આવે છે તેનું ઘર, પૃથ્વી હાલતી હોય ને થાય તેમ ઝોલે ચડે છે, નળિયાં હલમલી જાય છે, ઘરનાં ઢોર ધ્રુજી જાય છે, અને ઘરધણી પોતે દેવીથી ત્રાસ પામી જાય છે. આ પ્રમાણે બને છે એટલે પછી તે વળગાડવાળા માણસને આસપાસ બેઠેલા પૂછે છે કે "તું કોણ છે?" ત્યારે આળસ મરડી, હાથ પગ પછાડીને બોલી ઉઠે છે કે "હું શિકોતર છું, મને બ્હેચરિયા કોળિયે મોકલી છે. જો બ્હેચરિયાને રાજી કરવામાં આવશે તો "અને તે મને પાછી બોલાવી લેશે તો, હું જઈશ, નહિતર ઘરનાં બધાં "માણસોનો અને ઢોરનો હું જીવ લઈશ." પછી બ્હેચરિયાને તેડવા મોકલીને તેને કહે છે કે, "ભાઈ! તમે ગમે તે લઈને પણ તમારા દેરાને પાછું બોલાવી "લ્યો." એટલે બ્હેચરિયો પોતાને વળગાડ થયો હોય એવો ડોળ કરે છે અને એક લૂગડાનો કાકડો કરીને તેલમાં બોળી સળગાવે છે પછી તે ઘરનાં સર્વે માણસના ઉપર અને ઢોર ઉપર ઉતારીને બે ત્રણ વાર પોતાના મ્હોંમાં ખોસે છે અને પછી સળગતો બ્હાર ક્હાડીને પોતાના શરીરમાં દેરાને

---

"વાદિયોએ કરેલો તિરસ્કાર અને તે સર્વેને જાણ થયેથી નાતો થવાની હતી તે થઈ "નહિ, એ વાત સાબિત કરવા સારૂ આસિસ્ટન્ટન જજ્જે ઈશ્વર મૂલજી તથા નાતગોર "ન્હાનાભાઈ વિષ્ણુરામની સાક્ષી લીધી. તે ઉપરથી, સદરહુ મુદ્દો સાબિત થવા વિષે "આ. જજ્જની ખાતરી થવાથી, તે મુદ્દાને માટે રજુ કરેલા બીજા ચૌદ સાક્ષિયો લીધા નહિ. વળી જે મંગિયાએ ડાખલું વગાડ્યું હતું તે ઘરમાં પેઠો ન હતો પણ બ્હાર રહીને વગાડ્યું હતું "અને અપીલના વાદીની વહૂ માંદી હતી તેના ઉપર જરા પણ પાણી છાંટ્યું ન હતું તેથી ઘર અપવિત્ર "થઈ શકે નહી એ મુદ્દો સાબિત કરવાને અપ્પીલના વાદિયે ચાર સાક્ષી રજુ કર્યા હતા. "આ મુદ્દાનો પૂરાવો પૂરતો જાણીને આ. જજ્જે બીજા બે સાક્ષિયો રજુ રાખેલા લીધા "નહિ, અને ઠરાવ કર્યો કે, અપ્પીલનો વાદી પોતાની આબરૂને નુકસાન પ્હોંચ્યાનું "સાબિત કરી શક્યો છે, અને ભૂત ક્હાડવાની ગમે તે જાતિની માત્ર ક્રિયા કરવાના કારણ "ઉપરથી તેને નાતબ્હાર મૂકવો એ પૂરતું કારણ નથી, તેથી આબરૂને નુકસાન કરવાનો "કાંઈ સબબ ન્હોતો માટે આસિસ્ટન્ટ જજ્જે આબરૂનું નુકસાન તથા અપ્પીલના "વાદિયે જમણ ખોયું તે ધ્યાનમાં લઈને બધા ખર્ચ સાથે રૂ. ૯૯) નુકસાનના અપાવ્યા અને અપ્પીલના પ્રતિવાદિયોએ દાવો નાસાબિત કરવાને જે સાક્ષિયોને સમન્સ કરાવી "બોલાવ્યા હતા તેમની કોર્ટને અગત્ય નહિ જણાયાથી રજા આપી.'

આસિસ્ટન્ટ જજ્જનું આ હુકમનામું, જજ્જે ફેરવ્યું, પણ છેવટે અપ્પીલકોર્ટે મુદ્દામાં મંજુર રાખીને (સન ૧૮૩૨) અસલ વાદીને એક રૂપિયો તથા બધું ખર્ચ અપાવ્યું.

પાછું લીધું એમ જણાવે છે. આ ચમત્કાર જોઈને જોનારા દંગ થઈ જાય છે. કોઈ વાર તો વળગાડવાળાનું સગું હોય છે તે ગામના ઠાકોરને ત્યાં ફરિયાદે જાય છે. મનમાં ઢચુપચુ થતા ઠાકોર બ્હેચરિયાને તેડવા મોકલે છે અને પોતાને કાંઈ વચ્ચે પડવાની પંચાત નથી અને એના ઉપર કાંઈ સત્તા ચલાવાની નથી એવું ડોળ બતાવીને દેરૂં પોતાને ઘેર બોલાવી લેવાનું તેને કહે છે. બ્હેચરિયો સમજે છે કે ઠાકોરની સાથે વધારે હુજ્જત કરવી, એ ઠીક નહિ એટલે માતાને પાછી બોલાવી લેવાનું વચન આપે છે.

કોઈ કોઈ વાર તો ઠાકોર પોતે પોતાનું દેરૂં રાખે છે. એક અમારા ઓળખાણવાળો ઠાકોર હતો તેને કેસરબાઈ માતા આવતાં હતાં. જ્યારે તેના ખેડુત ગામ છોડીને જવાની મરજી જણાવતા ત્યારે તે તેમને કહેતો કે મારી માતા તમારી પછવાડે આવશે, એટલે ખેડુતો બ્હીને ગામ છોડી જતા રહેતા. વળી એમ પણ કહે છે કે તે પોતાના લ્હેણદારોને એ જ રીતે બ્હીવરાવીને લ્હેણું પતાવી દેતો હતો.

દેરાનો વળગાડ કહાડવાને કેટલીક વાર ભૂવાને પણ બોલાવવામાં આવે છે.

જોતિષમાં કેટલીક તિથિઓ લખેલી છે તે દિવસે કોઈ સ્ત્રી જન્મી હોય છે તો તે વિષકન્યા અથવા ખોટી નજરવાળી કહેવાય છેઃ તે ડાકણના નામથી ઓળખાય છે અને જેના ઉપર તેની નજર પડે તેને વળગાડના જેટલી પીડા થાય એમ ધારે છે. કોઈને કાંઈ બેચેની થાય છે તો તેને લાગે છે કે કોઈ ડાકણની નજર લાગવાથી થયું છે. ઘણું કરીને ચારણ કે વાઘરીથી નાતની બાયડિયો ડાકણ હોય છે. નજર લાગે નહિ એટલા માટે ઘણી સાવધાની રાખવામાં આવે છે; તેમાં લ્હોડું પાસે રાખવામાં આવે છે, કે કાળી નિશાની શરીરે કરે છે, અથવા મંત્ર કે માદળિયું પાસે રાખવામાં આવે છે.

ગૂજરાતમાં છ પ્રકારના મંત્ર ચાલે છે, તે મંત્ર શાસ્ત્રમાં વર્ણવેલા છેઃ ૧ "મારણ મંત્રમાં માણસને મારી નાંખવાની શક્તિ છે, ૨ મોહન "મંત્ર કાનને તથા આંખોને ભ્રમ ઉપજાવે છે. ૩ સ્તંભન મંત્ર ચાલતું હોય "તેને બંધ કરે છે. ૪ આકર્ષણ મંત્ર વડે કોઇને ખેંચી લેવું હોય "તો તેને ખેંચી શકે છે. ૫ વશીકરણ વડે કોઈને વશ કરવું હોય તો તેમ "થાય છે, ૬ ઉચ્ચાટન એટલે કોઇને પીડા કરવાના મંત્ર હોય છે.

ઇ૦ સ૦ ૧૮૪૫ની સાલમાં ભાવનગરના રાવલ વજેસિંહનો ટીલાયત કુંવર દાદુભા સિહોરમાં મરણ પામ્યો. આવા સમયમાં તેના ઓરમાઇ ફટાયા ભાઈ નારૂભાએ પચીશ બ્રાહ્મણોને ભાવનગરમાં પ્રયોગ કરવા બેસાર્યા હતા. દાદુભા પણ પોતાના મરણ પ્હેલાં થોડી વાર અગાઉ ભાવનગરમાં

રાવળની સાથે દરિયો પૂજવાના વાર્ષિક ત્હેવારને દિવસે હાજર થવાને આવ્યો હતો, ત્યાં આગળથી તે માંદો પડ્યો. આ વાત ઉપરથી સિહોરના લોકને ભ્રમ પડ્યો કે નારૂભાએ પોતાના ભાઈનો જીવ લેવા સારૂ બ્રાહ્મણો પાસે પ્રયોગ કરાવ્યો અને નારૂભાની મા ન્હાનીબાએ કુંવરને શણગારવાના ફૂલમાં દ્દિલ મંત્રાવીને નાંખ્યાં હતાં. દાદુભાની માએ પોતાના દીકરાની રક્ષા કરવા સારૂ પોતાની પાસેનો બધો પૈસો ખર્ચીને ઘણા દેશી પરદેશી મંત્રજંત્ર જાણનારા બ્રાહ્મણ, જતિ, ફકીર, આદિને ભેગા કર્યા. લોકોમાં ચાલતા વ્હેમ સંબંધી નિબંધ ઉપરથી જે અમોએ ઘણો ભાગ લીધેલો છે તેનો કર્ત્તા પણ રાણિયે બોલાવેલા બ્રાહ્મણોમાં હતો. બધા મળીને આશરે ૧૦૦ જણ હતા, તેમાં કેટલાએક મૃત્યુંજયના મંત્રથી મહાદેવ ઉપર અભિષેક કરતા હતા, તથા કેટલાક બગલામુખી આદિ દેવીના પાઠ કરતા. એક કલકત્તાનો વાણિયો હતો, તે મંત્રજંત્રમાં ઘણો કુશળ હતો. સર્વેએ પોતાનું ચાલ્યું એટલું કર્યું, તથાપિ કુંવર દાદુભા તો દેવલોક પામ્યો. તે ઉપરથી વાતો ચાલી કે નારૂભાએ હવન કરાવ્યો, તેમાં બકરાંના મ્હોંમાં ડાંગર ભરીને તેમને કુંડમાં હોમ્યાં તથા પ્રયોગમાં બેસનારા બ્રાહ્મણો તેલમાં તથા લોહીમાં ન્હાયા હતા. તેમાં ગિરજાશંકર કરીને એક મુખ્ય હતો તેને બ્હીક લાગી જે કુંવરના ભણીનાં માણસ મને મારી નાંખશે. તે ઉપરથી નારૂભાએ તેને પાંચ સિપાઈ આપ્યા હતા તે તેની સાથે જ્યાં જાય ત્યાં જતા હતા. ઘણા લોકો એમ સમજે છે જે, આ બ્રાહ્મણે પ્રયોગ કરીને દાદુભાને માર્યો છે.

એ પ્રમાણે બીજી ઘણી વાતો મારણમંત્રની સંભળાય છે. કોઈ માણસ અચાનક મરી જાય છે, તો એવું ધારવામાં આવે છે કે, એને મૂઠ મારીને મારી નાંખ્યો. મૂઠ માર્યાથી ઝાડ સૂકાય, પથ્થર ફાટે, એવી ગપ્પાંની વાતોનો લખતાં પાર આવે નહિ એમ છે.

મોહનમંત્રની વાતો મંત્રશાસ્ત્રમાં છે. તેઓના રચનારાઓને તે વેળાએ એ વિષે જે જ્ઞાન હશે તે કરતાં હવણાં ગૂજરાતમાં વધારે મોહનવિદ્યા સંભળાય છે. તે એવી રીતે કે, આંખોને તથા કાનોને મોહ ઉપજાવવાની કળાઓ જાણનારા, કોઈ ઘરેણું કૂવામાં નાંખી દઈને, બીજી જગ્યાએથી ક્હાડી દેખાડે છે, તથા અજાણ્યા માણસોનાં નામ બોલી દેખાડે છે, તથા લૂગડું બાળી દેખાડીને સાજું કરે છે. આંબાનું ઝાડ તુરત ઉત્પન્ન કરે છે. ચામડાનો સર્પ કરે છે; કાંકરાના રૂપિયા કરે છે, ઠાલા હાથમાંથી હરેક પ્રકારની જણસો ક્હાડે છે, તે દેખીને મૂર્ખ લોકો એમ સમજે છે કે, કોઈ દેવની સાહાય્યતા વિના આવું કામ થઈ શકે નહિ.

સ્તંભન મંત્ર વિષે એવું લખવામાં આવ્યું છે કે, એથી શત્રુનું લશ્કર આવતું હોય તો થોભી રૂહે તથા વાજાંવાળા લોકોનાં વાજિંત્ર બંધ થઈ જાય, સામાવાળિયાની બુદ્ધ બંધ થઈ જાય, વ્હેતું પાણી બંધ થઈ જાય, અને નાસતો ચોર ઉભો રૂહે.

આકર્ષણ મંત્ર વિષે નીચે લખેલી વાત બહુ સાધારણ છે. કોઈ એક રાણિયે પોતાની દાસીની પાસે, ચૌટામાંથી ફુલેલ તેલ મંગાવ્યું હતું, તે લઈ ને દાસી આવતી હતી, તેવામાં, તેને એક જતિ મળ્યો. તેણે કહ્યું કે, એમાંથી મને એક શળી ભરીને લેવા દે, એમ કહીને તેણે આકર્ષણ મંત્ર ભણીને પેલી શળી તેલમાં ફેરવી, પણ તેની દાસીને કાંઈ ખબર પડી નહિ. કટોરામાં તેલ ફરતું દેખીને રાણિયે દાસીને પૂછ્યું કે, રસ્તામાં તને કોઇ મળ્યું હતું? ત્યારે તેણે કહ્યું કે, આપણા ગોરજિએ એક શળી ભરી લીધી છે, એ વિના બીજું કોઈ મને રસ્તામાં મળ્યું નથી. રાણિયે તે સાંભળીને એક મ્હોટો પથ્થર પડ્યો હતો, તેના ઉપર તેલ રેડી દીધું. એટલે, રાતમાં તે પથ્થર ઉડીને પેલા જતિના અપાસરામાં પડયો. પછી એ વાતની રાજાને જાણ થઈ ત્યારે તેણે જતિને મારી નાંખ્યો.

આપણા જોવામાં આવ્યું તે પ્રમાણે બીજા ભીમદેવના સલાહકાર અમરસિંહ શેવડાએ, માણસ, સ્ત્રિયો, અને દેવને વશ કરી લીધાં હતાં, તે વશીકરણ મંત્રની સાહાય્યતાથી. તેનો ધણી પણ મંત્રવિદ્યા જાણતો હતો એવું તેને માથે બ્હેતાન છે.[૧]

કોઈ એક રાજા હશે તેને બે રાણિયો હતી. તે દરેકને એક બ્રાહ્મણે વશીકરણ મંત્રની ચીઠી આપી. તેમાં લખ્યું હતું કે "જો મ્હોટી રાણી પસંદ "કરવામાં આવશે તોય ઠીક છે ને ન્હાની રાણી પસંદ કરવામાં આવશે તોય- "પણ ઠીક છે." બન્ને રાણિયોએ પોતપોતાના મનમાં જાણ્યું કે, ચાલો આપણું કામ થયું. રાજાને આ વાતની ખબર પડી આવી, એટલે, તેણે જે માદળિયામાં ચીઠીયો ઘાલી હતી, તેમાંથી ક્હાડી લઈ ને વાંચી જોયું તો તેથી હસવું આવ્યું. એ જ પ્રમાણે, ભવિષ્ય વર્તનારા બ્રાહ્મણો, કોઈ સ્ત્રીને બાળક અવતરવાનું હોય છે ત્યારે તેમને ચીઠીયો મંત્રીને આપે છે, અને કહે છે કે, કશું પણ અવતર્યા અગાઉ વાંચવી નહિ. તેમાં લખે છે કે "પુત્ર નહિ પુત્રી." એનો અર્થ, પુત્ર નહિ પણ પુત્રી એમ થાય, અને એથી ઉલટો પણ થાય. કોઈ કોઈ વાર તો પુરૂષને છાનું રાખવાના સોગન દઈ ને કહી રાખે છે કે, તમારી સ્ત્રીને દીકરો અવતરશે અને તેની સ્ત્રીને પણ તેવા જ સોગન દઈને

૧ જુવો પ્રથમ આવૃત્તિ ભાગ ૧ લો પૃષ્ઠ ૨૫૧-૫૨.

ક્હી રાખે છે કે તમને દીકરી અવતરશે. જ્યારે જે અવતરવાનું હોય છે તે અવતરે છે, ત્યારે.પેલા વહૂવરના જોડાને તે ક્હે છે કે, તમારા બેમાંથી કોઈ ને શ્રદ્ધા હતી નહિ માટે ખરી વાત તમારાથી સંતાડી રાખી હતી.[1]

---

૧ ડાક્ટર હેનરીના ગ્રેટ બ્રિટનના ઇતિહાસના સાંધણમાં પૃષ્ઠ ૩૮૪ મે સ્કોટના ધંતર મંત્રના શોધનો ઉતારો કરી લેતાં આન્ડ્રુસ ક્હે છે કે, હાસ્યજનક મંત્ર ઉપર વિશ્વાસ ર્‌હેવાથી ચમત્કાર ઉત્પન્ન થયેલા છે તે વિષે વાતો આપણા ટીખળી ગ્રન્થ-કર્ત્તાએ લખી છે તે અતિશય હસવું આવે એવી છે. તેમાં એક વાત એવી છે કે દુઃખ પામનાર માણસના આગળ એક ગરીબ સ્ત્રી થોડાક શબ્દો બબડી જઈ ને બધા રોગનું નિવારણ કરી દેતી હતી, અને તેને બદલે, તેને એક પેની ને એક પાઉં મળતો હતો. છેવટે, આ જગત્‌માં અને આવતી દુનિયામાં બળી મરવાનો તેને ત્રાસ લાગ્યો, તેથી તેણે કબુલ કર્‌યું કે મારૂં બધું જાદુ આ સબળ અક્ષરોમાં રહેલું છે. તે એ અક્ષરો માંદા માણસના કાનમાં ઝીણે સ્વરે ક્હેતી હતી, તે આ પ્રમાણે છે:—

"Thy loaf in my hand,
"And thy penny in my purse,
"Thou art never the better.
"And I—am never the worse."

જેઓએ વાંચેલું હોય તેઓને અમે સ્મરણ કરાવિયે છિયે કે ઉપરની તુકોનો ઉપ-યોગ "Bride of Lammermoor" ના સમાપ્તિના પ્રવેશો માંહેલા એકમાં કરેલો છે. વળી સર જ્યોર્જ હેડના "આપુલિયસ"ના ભાષાન્તરમાં આવા પ્રકારનો એક ગૂઢાર્થ પ્રત્યુત્તર છે, તે જૂઓ:—

ઇંગ્લિશ શિલ્પશાસ્ત્રી માંહેલા વિષે એવું ક્હેવામાં આવ્યું છે કે, જ્યારે એણે વીન્ડ-સર કેસલની ઇમારત પૂરી કરી ત્યારે એક ભીંત ઉપર તેણે નીચે પ્રમાણે શબ્દો કોરાવ્યા:—

"This made Wykcham."

તેની ગરૂરીના એક દાખલા તરીકે તેના શત્રુઓએ આ બતાવવાનો પ્રયત્ન કર્‌યો, પણ તેણે એ વાક્યનો સત્વર અર્થ સમજાવી દીધો કે, મેં કિલ્લો કર્‌યો છે એમ એનો અર્થ નથી, પણ મને કિલ્લાએ કર્‌યો છે એમ એનો અર્થ છે.

જ્યારે ક્રિસસ સાયરસના ઉપર ચડ્યો ત્યારે તેને ઉત્તર આપવામાં આવેલું છે તે સારી પેઠે પ્રસિદ્ધ છે; "ક્રિસસ હેલિસ ઉતરવાથી એક મ્હોટા રાજ્યને ઉંધું વાળી નાંખશે!" આ ઉપરથી ક્રિસસે એવી ધારણા કરી કે શત્રુની સત્તા હું ઉંધી વાળી નાંખીશ, પણ ખરૂં જોતાં તેણે પોતાની જ સત્તા ઉંધી વાળી દીધી. બંને પ્રકારમાં ઉપરનું વચન ખરૂં પડી શકે એવું છે.

વળી શેક્સપિયરના લખાણમાં પણ એમ જ છે.–

"The Duke yet lives, that Henry shall depose;
But him outlive, and die a violent death.
why, this is just,
*Aio te, Æacida, Romanos vincere posse.*"
*Second Part of King Henry VI., Act I sc. 4.*

ભૂત ક્હાડવાના કામમાં એક મંત્ર ઘણો ચાલે છે તે એક જ વિષે અમે વર્ણન આપિયે છિયે; એ બૌદ્ધ મંત્ર છે અને ઘંટાકરણ વીરનો મંત્ર કહેવાય છે. એ મંત્રથી જેવું શુભ અશુભ કામ સાધી લેવાનું હોય તે પ્રમાણે શુદિ અને વદિમાં તેનો આદર કરવામાં આવે છે. સાધનાર બગીચામાં, દેવ-મંદિરમાં કે ઘરમાં કોઈ ચોખ્ખી જગ્યા હોય ત્યાં, મંત્ર સાધવા એકાન્તમાં બેસે છે. પ્રથમ તો—

ॐ ह्रीँ क्लीँ गंगाजलाय नमः

એ મંત્રથી સ્નાન કરે છે. ત્યાર પછી,

ॐ ह्रीँ क्लीँ आनंददेवाय नमः

એ મંત્રથી શુદ્ધ વસ્ત્ર પ્હેરે છે, ત્યાર પછી

ॐ ह्रीँ श्री भूमादिदेवतायैनमः

એ મંત્રથી પૃથ્વીની પૂજા કરીને તે ઠેકાણે બેસે છે. પછી ધૂપ તથા ઘીના અને તેલના દીવા સળગાવે છે. પછી કાગળ ઉપર કે તાડપત્ર ઉપર ઘંટાકરણ વીરની મૂર્ત્તિ ક્હાડે છે તેમાં તેના કાનમાં ઘંટા પ્હેરાવેલી ચીતરે છે, અને નીચે લખેલો મંત્ર તેમાં લખીને તેનો જપ કરે છેઃ—

ॐ नमो घंटाकर्णो महावीरः सर्वव्याधिविनाशकः ।
विस्फोटकभये प्राप्ते रक्ष रक्ष महाबल ॥ १
यत्र त्वं तिष्ठसि देव लिखितोऽक्षरपंक्तिभिः ।
रोगास्तत्र प्रणश्यंति वातपित्तकफोद्भवाः ॥ २
तत्र राजभयं नास्ति याति कर्णे जयाक्षरं ।
शाकीनीभूत वैताला राक्षसाः प्रभवंति न ॥ ३
नाकाले मरणं तस्य न च सर्प्पेण दृश्यते ।
अग्निचोरभयं नास्ति ॐघंटाकर्ण नमोऽस्तु ते ॥ ४

ठः ठः ठः स्वाहा

આ મંત્ર બેતાળીશ દિવસમાં થઈને તેત્રીશ હજાર વાર જપવો પડે છે. પછી ધૂપ દેવામાં આવે છે એટલે મંત્ર પરિપૂર્ણ થાય છે. તે પછી માદળિયામાં રાખે તો ભૂતપ્રેતાદિક ન્હાશી જાય, રાજાનો ભય ઉપજે નહિ, બુદ્ધિબળ વધે, શત્રુ વશ થાય; અથવા તેની સ્ત્રી તેને વશ થાય, (કોઈવાર આ કામ કઠિણ થઈ પડે છે,) તેમ જ ઘરની ભીંત ઉપર તેને ચ્હોડવામાં આવે તો

કહી રાખે છે કે તમને દીકરી અવતરશે. જ્યારે જે અવતરવાનું હોય છે તે અવતરે છે, ત્યારે પેલા વહૂવરના જોડાને તે કહે છે કે, તમારા બેમાંથી કોઈ ને શ્રદ્ધા હતી નહિ માટે ખરી વાત તમારાથી સંતાડી રાખી હતી.[1]

૧ ડાક્ટર હેનરીના ગ્રેટ બ્રિટનના ઇતિહાસના સાંધણમાં પૃષ્ઠ ૩૮૪ મેં સ્કોટના ઘેતર મંત્રના શોધનો ઉતારો કરી લેતાં આન્ડ્રુસ કહે છે કે, હાસ્યજનક મંત્ર ઉપર વિશ્વાસ રહેવાથી ચમત્કાર ઉત્પન્ન થયેલા છે તે વિષે વાતો આપણા ટીખળી ગ્રન્થકર્ત્તાએ લખી છે તે અતિશય હસવું આવે એવી છે. તેમાં એક વાત એવી છે કે દુઃખ પામનાર માણસના આગળ એક ગરીબ સ્ત્રી થોડાક શબ્દો બબડી જઈને બધા રોગનું નિવારણ કરી દેતી હતી, અને તેને બદલે, તેને એક પેની ને એક પાઉં મળતો હતો. છેવટે, આ જગત્માં અને આવતી દુનિયામાં બળી મરવાનો તેને ત્રાસ લાગ્યો, તેથી તેણે કબુલ કર્યું કે મારૂં બધું જૂઠું આ સબળ અક્ષરોમાં રહેલું છે. તે એ અક્ષરો માંદા માણસના કાનમાં ઝીણે સ્વરે કહેતી હતી, તે આ પ્રમાણે છે:—

"Thy loaf in my hand,
"And thy penny in my purse,
"Thou art never the better.
"And I—am never the worse."

જેઓએ વાંચેલું હોય તેઓને અમે સ્મરણ કરાવિયે છિયે કે ઉપરની તુકોનો ઉપયોગ "Bride of Lammermoor" ના સમાપ્તિના પ્રવેશો માંહેલા એકમાં કરેલો છે. વળી સર જ્યોર્જ હેડના "આપુલિયસ"ના ભાષાન્તરમાં આવા પ્રકારનો એક ગૂઢાર્થ પ્રત્યુત્તર છે, તે જૂવો:—

ઇંગ્લિશ શિલ્પશાસ્ત્રી માંહેલા વિષે એવું કહેવામાં આવ્યું છે કે, જ્યારે એણે વીન્ડસર કેસલની ઇમારત પૂરી કરી ત્યારે એક ભીંત ઉપર તેણે નીચે પ્રમાણે શબ્દો કોરાવ્યા:—

"This made Wykcham."

તેની ગરૂરીના એક દાખલા તરીકે તેના શત્રુઓએ આ બતાવવાનો પ્રયત્ન કરચો, પણ તેણે એ વાક્યનો સત્વર અર્થ સમજાવી દીધો કે, મેં કિલ્લો કરચો છે એમ એનો અર્થ નથી, પણ મને કિલ્લાએ કરચો છે એમ એનો અર્થ છે.

જ્યારે ક્રિસસ સાયરસના ઉપર ચડ્યો ત્યારે તેને ઉત્તર આપવામાં આવેલું છે તે સારી પેઠે પ્રસિદ્ધ છે; "ક્રિસસ હેલિસ ઉતરવાથી એક મ્હોટા રાજ્યને ઉંધું વાળી નાંખશે!" આ ઉપરથી ક્રિસસે એવી ધારણા કરી કે શત્રુની સત્તા હું ઉંધી વાળી નાંખીશ, પણ ખરૂં જોતાં તેણે પોતાની જ સત્તા ઉંધી વાળી દીધી. બંને પ્રકારમાં ઉપરનું વચન ખરૂં પડી શકે એવું છે.

વળી શેક્સપિયરના લખાણમાં પણ એમ જ છે.—

"The Duke yet lives, that Henry shall depose;
But him outlive, and die a violent death.
why, this is just,
*Aio te, Æacida, Romanos vincere posse.*"

*Second Part of King Henry VI., Act I sc. 4.*

ભૂત કહાડવાના કામમાં એક મંત્ર ઘણો ચાલે છે તે એક જ વિષે અમે વર્ણન આપિયે છિયે; એ બૌદ્ધ મંત્ર છે અને ઘંટાકરણ વીરનો મંત્ર કહેવાય છે. એ મંત્રથી જેવું શુભ અશુભ કામ સાધી લેવાનું હોય તે પ્રમાણે શુદિ અને વદિમાં તેનો આદર કરવામાં આવે છે. સાધનાર બગીચામાં, દેવ-મંદિરમાં કે ઘરમાં કોઈ ચોખ્ખી જગ્યા હોય ત્યાં, મંત્ર સાધવા એકાન્તમાં બેસે છે. પ્રથમ તો–

ॐ ह्रीँ क्लीँ गंगाजलाय नमः

એ મંત્રથી સ્નાન કરે છે. ત્યાર પછી,

ॐ ह्रीँ क्लीँ आनंददेवाय नमः

એ મંત્રથી શુદ્ધ વસ્ત્ર પ્હેરે છે, ત્યાર પછી

ॐ ह्रीँ श्री भूमादिदेवतायैनमः

એ મંત્રથી પૃથ્વીની પૂજા કરીને તે ઠેકાણે બેસે છે. પછી ધૂપ તથા ઘીના અને તેલના દીવા સળગાવે છે. પછી કાગળ ઉપર કે તાડપત્ર ઉપર ઘંટાકરણ વીરની મૂર્ત્તિ કહાડે છે તેમાં તેના કાનમાં ઘંટા પ્હેરાવેલી ચીતરે છે, અને નીચે લખેલો મંત્ર તેમાં લખીને તેનો જપ કરે છેઃ—

ॐ नमो घंटाकर्णो महावीरः सर्वव्याधिविनाशकः।
विस्फोटकभये प्राप्ते रक्ष रक्ष महाबल ॥ १
यत्र त्वं तिष्ठसि देव लिखितोऽक्षरपंक्तिभिः।
रोगास्तत्र प्रणश्यंति वातपित्तकफोद्भवाः ॥ २
तत्र राजभयं नास्ति याति कर्णे जयाक्षरं।
शाकीनीभूत वैताला राक्षसाः प्रभवंति न ॥ ३
नाकाले मरणं तस्य न च सर्प्पेण दृश्यते।
अग्निचोरभयं नास्ति ॐघंटाकर्ण नमोऽस्तु ते ॥ ४

ठः ठः ठः स्वाहा

આ મંત્ર બેતાળીશ દિવસમાં થઈને તેત્રીશ હજાર વાર જપવો પડે છે. પછી ધૂપ દેવામાં આવે છે એટલે મંત્ર પરિપૂર્ણ થાય છે. તે પછી માદળિયામાં રાખે તો ભૂતપ્રેતાદિક ન્હાશી જાય, રાજાનો ભય ઉપજે નહિ, બુદ્ધિબળ વધે, શત્રુ વશ થાય; અથવા તેની સ્ત્રી તેને વશ થાય, (કોઈવાર આ કામ કઠિણ થઈ પડે છે,) તેમ જ ઘરની ભીંત ઉપર તેને ચ્હોડવામાં આવે તો

સાપ, ઊંદર અને બીજાં ઝેરી પ્રાણી તેમાંથી જતાં રહે છે, તેમ જ ભૂત પણ ન્હાસવા માંડે છે.[1]

---

૧ રક્ષણી (વજરબુટ્ટી) અને લંપટતાના ઉપર દાબ રાખનાર સાધન તરીકે વધારે કુલીન રોમન છોકરાઓની ડોકમાં માદળિયું ઘાલવા વિષે પ્લુટાર્ક કહે છે. પણ યાહુદી લોકો જેમ ખ્રિસ્તની વેળા પછીથી તેમનાં રક્ષણીને મંત્ર અથવા રક્ષા તરીકે ખોટાથી બચી જવાનું સાધન ગણતા હતા, તેમ, ખ્રિસ્તના સમયમાં પણ, તેની ગણના તેઓ એ પ્રમાણે કરતા હતા એવો સંભવ છે. ખ્રિસ્તના પછી સુમારે ૫૦૦ વર્ષે લખેલું હિબ્રુ ટારગમ અથવા યાહુદી લોકોનું ખાલડી ભાષામાં ધર્મપુસ્તક છે, તેમાં એક વાક્ય ચમત્કારિક છે, તે ખ્રિસ્તે (Matt xx iii 5) શું કહ્યું છે તે બતાવી આપે છે, તથા હવણાંના યાહુદી લોકોના પોતાનાં રક્ષણી વિષે શા વિચાર છે તે જણાવે છે. તે વાક્ય આ પ્રમાણે છેઃ—"ઈઝરાયલના ઈશ્વરપૂજક સમાજે કહ્યું છે કે, "સર્વ 'લોકોમાંથી મને પસંદ કર્યો છે, કેમકે હું મારા ડાબા હાથ ઉપર અને મારા માથા "ઉપર રક્ષણી બાંધું છું, અને મારા બારણાની જમણી બાજુએ, લેખ બાંધ્યો છે તેનો "ત્રીજો ભાગ મારા સૂવાના ઓરડાની સામે આવેલો છે કે જેથી કરીને દુષ્ટ પિશાચો મને "નડવાને શક્તિમાન્ થાય નહિ."—See Parkhurst's Greek Lexicon; also Bishop Patrick, and Calmet puoted by D'Oyly and Mant, in a note on the passage in St. Matthew.

રેફરમેશનના પ્હેલાં, એડિમ્બરોનાં બાંધેલાં ઘરોના દ્વાર ઉપર આવાં વાક્યો છે:— "*In thee, O Lord, is all my trust;*" "*In Deo est honor ot gloria;*" "*Blissit be ye Lord in al his giftis.*" તે મંત્ર અથવા રક્ષણી તરીકે લખવામાં આવેલા કહેવાય છે; તે એવા ઈરાદાથી કે ઘરમાં દુષ્ટ પિશાચો રહી શકે નહિ અને દેવતાનું નામ નિરંતર દાખલ કરવામાં આવેલું છે તે ઉપરથી આ વાતને ટેકો મળે છે—*See Chamber's Traditions of Edinburgh.*

સેન્ટ ઈફ્રેમ (Ephrem) કહે છે કે "જેમ યાહુદિયોમાં બલિદાન આપેલા ઘેટાના લોહીવતી ચોકઠા ઉપર નિશાનિયો કરવાનો ચાલ હતો, તેમ, પ્રાચીન કાળના ક્રિશ્ચિયનો પોતાનાં બારણાં ઉપર અમૂલ્ય અને જીવદ ક્રૉસ ફહાડતા હતા." કોગળિયાનો ઘરમાં પ્રવેશ થાય નહિ, એટલા માટે મુસલમાનો કુરાનની કલામો લખીને પોતાના ઘરમાં ચોડે છે, તે ઘણી વાર અમારા જોવામાં આવ્યું છે.

નાઈગર નદીનાં મૂળનો શોધ કરવાને જે લોકો ગયા હતા, તેઓ માઉઝા (Maussa) ગામમાં એક મ્હોટા ઝુપડામાં ઉતર્યા હતા, તે વિષે તેઓ આ પ્રમાણે વર્ણન આપે છે (ભાગ પહેલો પૃ. ૨૧૭):—"એના મધ્ય ભાગમાં મ્હોટા ઝાડનું એક થડ છે "તેને આધારે છાપરૂં રહેલું છે; તેમાં બારણાને ઠેકાણે બે બાકાં રાખ્યાં છે તે એક "બીજાની સામે છે, અને તેમના ઉપર ભીંતે લટકાવેલા આરબી ભાષામાં લખેલા બે "મંત્રના કાગળ છે તે એટલા માટે રાખેલા છે કે આગથી ઘર બળી જાય નહિ." વળી એ જ પુસ્તકના બીજા ભાગને પૃષ્ઠ ૨૩૧-૩૨ મે જુવો.

આ મંત્રમાં ઉપર ઉપરથી અર્થ વિનાની અને શેળભેળ ભાષા જણાઈ આવે છે, તો પણ શાસ્ત્રીય નિયમને અનુસરીને તેની રચના કરવામાં આવેલી છે, એમ ક્‌હેવામાં આવે છે.

નિબંધકર્ત્તા ક્‌હે છે કે, આગળના કરતાં હવણાં ભૂત ઘણાં ઓછાં થઈ ગયાં છે, તેનાં કારણ લોકમાં ચાલે છે તે માંહેલું એક તો ઘણું નવાઈ જેવું છે: "કેટલાક અજ્ઞાની લોકો ક્‌હે છે કે, અંગ્રેજ સરકારની પડઘમના "ધોંપથી ભૂત ન્હાશી ગયાં. તેનું કારણ કે પડઘમની એક બાજુએ ગાયનું "ચામડું મઢેલું હોય છે (તેના શબ્દથી હિન્દુના દેવ ન્હાશી ગયા) તથા "બીજી બાજુએ સુવરનું ચામડું છે (તેના શબ્દથી મુસલમાન લોકોના "દેવ નાશી ગયા) તેથી ભૂત ઓછાં થયાં અને મંત્રજંત્ર પણ જૂઠા પડ્યા." ક્લોડિયસ બચાનન જેણે સેણ્ટ ટોમ ક્રિશ્ચિયનનાં કેટલાંક દેવલ જોઈ આવીને તેનું વર્ણન લખ્યું છે તે તેમાં લખે છે કે, ઉપરના શિખરની અંદર ઘંટ લટકાવવાને બદલે કેટલાક દેવલના ઘંટ તેના બીજા ભાગમાં લટકાવવામાં આવ્યા હતા; તેનું કારણ જ્યારે પૂછવામાં આવ્યું ત્યારે એવું ઉત્તર મળ્યું કે હિન્દુનું કોઈ દેવાલય પાસે હોય છે, ત્યારે અમારા દેવળના ઘંટનો મ્હોટો નાદ સાંભળવો તેમને ઠીક લાગતો નથી, કેમકે તેઓ ક્‌હે છે કે એથી અમારા દેવ ત્રાસે છે.[1]

"આવા ધર્મના મંત્રનો, રૂશિયામાં હજી લગણ એવા પ્રકારનો અને એ કરતાં વધારે, "ઉપયોગ કરવામાં આવે છે. ઘણું કરીને વ્યાપારિયો, તેમાં મુખ્યત્વે કરીને જાહેર બજાર-"ના વ્યાપારિયો પોતાની દુકાનમાં વસતા નથી (હિન્દુઓની પેઠે) અને આ પ્રમાણે "તેઓને રક્ષણ વિનાની રૂહેવા દે છે, પણ તેઓ સાંકળ અને દાંડાથી પાકો બંદોબસ્ત "કરે છે તો પણ, તેનાથી તેનું રક્ષણ થાય છે એમ તેઓ ઘણું કરીને માનતા નથી, "પણ પોતાના દેશના લોકના વ્હેમથી તેનું રક્ષણ થાય છે એમ માને છે. તેઓ "બારણાંને અને બારિયોની ફરેરીને છાપ કરે છે; અને તેઓનો સાધુ સેણ્ટ નિકોલાસ "આવા પ્રકારની જગ્યાનો રક્ષક છે, એમ તેઓ માને છે. તેથી કોઈ ચોર ચોરી કરવાને "હિમ્મત ચલાવતો નથી, બાકી સાંકળો અને દાંડા તો તેમના જોર આગળ ટકી શકે નહિ. * * * મૂર્ત્તિપૂજાના સમયમાં બુદ્ધની પૂજા તેના સમાન હશે."—Russia, by Thompson: Smith, Elder, and co, 1848.

૧ મુસલમાન બાંગ પોકારતા હોય છે ત્યારે તેનો અવાજ કાને પડે નહિ, એટલા માટે હિન્દુઓ કોઈ કોઈ વાર પોતાના કાન બંધ કરે છે. શિખ સરકારે તાણીને બાંગ પોકારવાનો ચાલ ખરેખરો બંધ કરયો છે. *Vide* Shore's notes on Indian Affairs, Vol. II. p. 412.

જ્યારે નવમા સૈકડાના મધ્યમાં સેણ્ટ આનશારની સત્તાથી જટલાંડમાં ક્રિશ્ચિયન ધર્મની સંપૂર્ણ છૂટ મળી, ત્યારે "તેઓને બીજી છૂટો મળી તે સાથે ઘંટ વગાડવાની

## ટીપ. अ.–अन्य देशमां भूत

ભૂતનિબંધ વિષે નીચેની ટીકા, "બૉમ્બે ક્વાર્ટરલી મેગેઝીન અને રિવ્યુ"ના ઓકટોબર ૧૮૫૦ ના અંકમાં પ્રકટ થયલા, "હિન્દુસ્થાનમાં ભૂતનો વળગાડ, ભવિષ્યકથન, અને વૈદ્યોપચારી ચમત્કારિક ક્રિયા" એવા મથાળાના વિષયમાંથી અત્રે દાખલ કરી છે:—

ભૂતનિબંધ પ્રસિદ્ધ થતાં પ્હેલાં ડબ્લિન યુનિવર્સિટી મેગેઝીનમાં વારણ વિષેનો વિષય શિરૂ થયો હતો, તેનાં કેટલાંક સાંધણ છપાયાં હતાં પણ તે રૂહી રૂહીને આવતાં હતાં તેથી તેના ચાલતા સંબંધમાં અંતરાય પડી ગયો હતો[૧] શુદ્ધ અને મલિન એવા દુપ્પટ પ્રકારના વળગાડની પિશાચી સત્તાવાળી બધી ભૂતવિદ્યાનો મરાઠાઓમાં ચાલતા વારણ શબ્દમાં સમાવેશ થાય છે. (વારણ એ શબ્દ ગ્રીકના ન્યુમા શબ્દની સાથે મળતો આવે છે,) તો પણ આ દેખીતું દુપ્પટપણું માત્ર ઉપર ઉપરથી છે એવું લખનાર ધારે છે. અને તે મનુષ્યના સંવર્ધનની બે અવસ્થા બતાવવાને માટે છે; આ જૂદી જૂદી અવસ્થાઓ લોકસમૂહના સંબંધ સાથે વિચારતાં એકની પછી બીજી એમ જૂદે જૂદે કાળે ચાલે છે અથવા તો તેના તે જ દૈહિક અને આત્મિક ચમત્કારથી લોકસમૂહ ઉપર જૂદી જૂદી વેળાએ, અથવા જૂદા જૂદા વર્ણના માણસો ઉપર બે છેક જૂદી આત્મિક અસરો કરીને એક જ વેળાએ તેના જૂદા જૂદા અંગભાગમાં સંગાથે રૂહે છે. વારણ સંબંધી વિષયમાં જે સત્યતાઓ નિશ્ચયપૂર્વક લખવામાં આવેલી છે તેને ભૂતનિબંધ બહુ પુષ્ટિ આપે છે. એ સત્યતાઓ વાંચવા ઉપરથી યૂરોપિયન વાંચનારાઓને કદિ અપ્રતીત આવી હોય એમ નહિ થયું હોય, પણ કેટલુંક આશ્ચર્ય તો લાગ્યું. એ વાંચનારાઓ એવા હતા કે, એવા બનાવ બનેલા તે જગ્યાએથી દૂર વસેલા, તેમ જ જે સુધારાના સમયમાં તે બનાવ બનેલા હોય તેમાં તેઓની

---

"છૂટ પણ મળી." મૂર્તિપૂજકો, જાદુના ડરથી, આ ચાલ પ્રથમ ચલાવવા દેતા નહિ. ઇંગ્લાંડમાં મડદાને દેવલમાં લઈ જવામાં આવે છે ત્યારથી તે ત્યાંથી ઘોર આગળ લઈ જાય છે ત્યાં સુધી ઘંટ ચાલુ વગાડ્યાંજ કરવામાં આવે છે તેથી પિશાચો નાશી જાય છે એવી ધારણા થતી.—*Vide* Brand's Popular Antiquities.

"દેવલના શિખરમાંથી થતા ઘંટનાદે કરી સ્કાન્ડીનેવિયામાંથી ટ્રાલો ઘણાંખરાં ન્હાશી ગયાં અને બ્રિટનીના કારીગરોને પણ એ જ કારણે કરીને ટકી રૂહેવાનું ઘણું ભયભરેલું થઈ પડ્યું"—*Vide* Keightley's Fairy Mythology.

૧ માર્ચ ૧૮૪૮ થી તે એપ્રિલ ૧૮૫૦ સુધીના જૂદા જૂદા અંકોમાં.

સ્થિતિ નહિ અને જે પોતાની કેળવણીને લીધે ભૂતના વળગાડ સંબંધી, એ વિષય લખનારનાથી તેના ભેદની વાતમાં કદાપિ અવશ્ય કરીને જૂદા પડેલા નહિ પણ પિશાચની સત્તાનાં (જે પેલા ખૂનીની મૂળથી જ સત્તા છે, અને જેને મરણની સત્તા છે, તથા જે મારતા, અને માણસના દેહને જેટલા પ્રકારની પીડા થઈ શકે તેટલી કરીને દુઃખ દેતા સિંહની પેઠે ભટકતા ફરે છે.) તરતનાં સાધન, તેની રીત, અને ક્રમ જે ભૂતના દેખાવામાં કામે લાગેલાં સર્વે એકસરખી રીતે માન્ય રાખે છે, તેમાં તેઓ અતિશય જૂદા પડે છે.

"મરાઠા અને ગુજરાતના લોકો પ્રમાણે શિંગાલી લોકોમાં એવા જ પ્રકારનું માનવામાં આવે છે, અને ઘણું કરીને એવા જ પ્રકારની રીતિઓ ચાલે છે. લંકામાં ત્યાંની વસ્તીમાં ચાલતા આવા આશ્ચર્યજનક તરંગની સત્તા અને તેના પ્રસાર વિષે ત્યાં વસનાર એક અંગ્રેજ પાદરિયે આશ્ચર્ય અને ગમ્મતની સાથે ઘણી વાર સુધી અવલોકન કર્યું છે, તેથી ત્યાં ચાલતા ચમત્કારો તેના જોવામાં જેવા આવ્યા છે તેના જેવા જ વારણના વર્ણનમાં લખેલા ચમત્કારો તેને લાગ્યા છે, અને એક પ્રવાસિયે બન્ને ઠેકાણાની રીતિઓના સમાનપણા વિષે લખેલો કાગળ અમારી પાસે રજુ છે તેને તે ખરો ઠરાવી આપે છે.

"તથાપિ આજને સમયે પણ, તે માત્ર હિન્દુસ્થાનમાં જ છે એમ નથી, હવણાંના પ્રવાસિયોએ, દેશી અમેરિકન જાતિના હાકેમોના અપવાસની વિધિઓ અને સિબેરિયન જાદુગરોની ક્રિયાઓ વિષે વર્ણન આપ્યું છે તે, વારણને સાધનાર અને તેને કાલાવાલા કરનાર ભકતોની ક્રિયાઓ સાથે ઘણું મળતું આવે છે.

"પણ હિન્દુની ભૂત વિષેની રીતિનું ઘણું ચમત્કારિક અને પરિપૂર્ણ મળતાપણું એવી જગાએ જોવામાં આવે છે કે આ ઓગણીસમા સૈકામાં એ પ્રમાણે હોય એવી આશા આપણે રાખિયે નહિ. આયર્લાંડના લૌકિક વ્હેમ વિષે ડબ્લિન યુનિવર્સિટી મેગેઝીનમાં ગયા વર્ષમાં બે ત્રણ લાંબા વિષયો દાખલ થયા છે, અને સિડ નામની પરિયો અથવા પૃથ્વી ઉપરની દેવિયો વિષે, અને મનુષ્યપ્રાણીના અંગ ઉપરની તેઓની સત્તા વિષે જે વિગત આપી છે તે લોકોના ચાલતા વિચારની સાથે એકંદરે ચમત્કારભરેલું મળતાપણું બતાવે છે; એટલું જ નહિ, પણ કેટલીક બાબતોમાં તો,—મુખ્યત્વે કરીને સ્ત્રિયોના વળગાડ, હૃદયનું શૂન્યપણું, તાવ, અને બીજા મટે નહિ એવા વિલક્ષણ રોગ—ભૂતનિબંધમાં અને વારણના વિષયમાં લખેલી બાબતો સાથે અતિશય બારીક ને

ચમત્કારિક વિગતની સાથે મળતું આવે છે. હિન્દુસ્થાનની પિશાચવિદ્યાનું વર્ણન આપવાના પ્રથમ પ્રયત્નમાં લખેલી વાતો કે જેનો ઘણો ભાગ બહુ ચમત્કારિક પ્રકારનો છે તે એક બીજાથી આટલા બધા છેટાની જગ્યાઓની વાતોની સાથે સાદૃશ્યતા બતાવવાથી નક્કી થાય છે, એ ચમત્કારિક અને તૃપ્તિદાયક છે. કારણ ઉપરથી કાર્યની આશા આપણે ખરેખર રાખિયે, તે ન્યાયે ભૂત વિષે શ્રદ્ધા અને દક્ષિણ તથા કોંકણનાં ગામડાંમાં જે પ્રકટપણું જોવામાં આવ્યું તેને મળતું બ્રાહ્મણી ગૂજરાતમાં અને બૌદ્ધમતવાળી લંકામાં પણ હોય; જંગલી ઇન્ડિયનોનાં જ્યાં રહેઠાણ છે એવાં ગંભીર જંગલો અને ધોધવાવાળી જગ્યાઓમાં ધર્મની ઘેલછાભરેલી જોમને લીધે એવા જ પ્રકારની અસરો આપણને માલૂમ પડી આવે, તે ઉપરથી અમને એટલું આશ્ચર્ય લાગ્યું હોત નહિ, અથવા સાઈબિરિયાનાં ભયંકર મેદાનો ઉપર વસનારા લોકો કે જેઓનામાં ઈશ્વિરી જ્ઞાનનાં કિરણ પ્રકાશ પામ્યાં નથી, અથવા ઈશ્વિરી પ્રેમ જ્યાં પ્હોંચ્યો નથી તેમનામાં જોવાથી પણ નવાઈ લાગત નહિ; પણ હિન્દુસ્થાનથી આટલા બધા દૂરના ખ્રિસ્તિ બેટમાં એવી જ જાતની આસ્થા કિંચિત્ ફેરવાળા અલૌકિક પડદા નીચે જોવામાં આવે, તેથી ખરેખર આશ્ચર્ય પામવા જેવું છે.

ભૂતનો મૂળ અર્થ જોવા જઇયે તો "તત્ત્વ" થાય છે. ગૂજરાતમાં ભૂતને શયતાન તરીકે ગણવામાં આવતાં નથી, (પ્રભુ અને મનુષ્યના પિશાચી મહાશત્રુ વિષેનો વિચાર તેમનામાં નથી), પણ " મરણ પામેલાં સ્ત્રીપુરૂષનાં "પ્રેત જે તે સ્થિતિમાં પણ મનુષ્યના મનોવિકાર, ઇચ્છાઓ અથવા "ચિંતાઓમાં અસુખી થઈ લપટાઈ રહેલાં ગણાય છેઃ-

"અરેરે! ગરીબ ભૂત!'

"અને જીવતા માણસના દેહમાં થોડી વાર " પેશીને તેના સાધન વડે દુઃખ "દેવાને, ફસવણી કરવાને, અથવા સુખ ભોગવવાને તેના ઉપાય શોધે છે."

હિન્દુસ્થાનના બીજા વિભાગોમાં તેઓ જૂદા જૂદા આકારથી પ્રસિદ્ધ છે. મ્હેસુરના હિન્દુઓ વિષે ક્હેતાં અબ્બી ડુબોઈસ ક્હે છે કે, એ લોકોમાં અસુર(ભૂત)ની પૂજા સર્વત્રપણે વ્યાપી ગઈ છે અને તે પ્રમાણે કરવામાં આવે છે. તેઓ તેને ભૂત ક્હે છે, તેનો વળી 'તત્ત્વ' એવો પણ અર્થ "થાય છે; જાણે કે તે તત્ત્વ તે બીજું કાંઈ નહિ પણ જે દુષ્ટ પ્રેતોના કોપ "અને જોમથી સ્વભાવ અથવા સૃષ્ટિના સર્વે ગડબડાટ અથવા ગભરાટ ઉત્પન્ન "થાય છે તેઓનું તે ધારણ કરેલું રૂપ છે. અતિ દુષ્ટ ભૂત પણ વળી પિશાચ "અથવા દૈત્યના સામાન્ય નામથી ઓળખાય છે.

"અપદેવતાની પૂજાને માટે ઘણા ભાગમાં દેવાલય આપણા જોવામાં "આવે છે. વળી કેટલાંક પરગણાં એવાં છે કે જેમાં અપદેવતાની પૂજા "પ્રબળપણે વર્તે છે. જે ડુંગરાની લાંબી હાર મ્હેસુરની પશ્ચિમ ભણીના "ભાગમાં વિસ્તાર પામી છે તે જગ્યા એવી છે, અને ત્યાંના ઘણાખરા રહે- "વાશિયો અપદેવતા વિના બીજાની પૂજા કરતા નથી. પ્રત્યેક ઘરમાં અને "પ્રત્યેક કુટુંબમાં પોતપોતાનું ઠરાવી રાખેલું ભૂત હોય છે તે તેનો ઇષ્ટ દેવ "ગણાય છે; અને તેને પ્રતિદિન તેઓ શાન્તિકારક બલિદાન આપે છે અને "તેની સ્તુતિ કરે છે; તે, તેમના ઉપર પોતે કપટકાર્ય ચલાવતું બંધ પડે "એટલા જ માટે નહિ, પણ તેમની પડોશનાં ભૂત અને તેમના શત્રુ તેમનું "ખોટું કરે તેથી રક્ષણ કરવા માટે કરે છે. એ ભાગોમાં અપદેવતાની "મૂર્તિ દરેક ઠેકાણે જોવામાં આવે છે. તેનો ભયંકર આકાર હોય છે "અને ઘણે ઠેકાણે તો આકાર વિનાનો પથ્થર બેસારેલો હોય છે. આ "પ્રત્યેકનાં જૂદાં જૂદાં નામ હોય છે અને જેઓ બીજાઓના કરતાં જે પ્રમાણે "શક્તિમાન્ અને જુલ્મી હોય છે તે પ્રમાણે તેઓને પસંદ કરવામાં આવે છે."

"સર્વે અપદેવતાને પ્રાણીનાં બલિદાન ઉપર પ્રેમ હોય છે, અને તેટલા "માટે તેઓના ઉત્સુક ભક્તો તરફથી પાડા, ભૂંડ, ઘેટાં, કૂકડાં અને બીજાં "એવાં જ પ્રાણિયોનો ભોગ આપવામાં આવે છે. જ્યારે ચોખાનું નૈવેદ્ય "ધરાવવામાં આવે છે ત્યારે ચોખાને લોહીમાં રગદોળવા પડે છે; અને વળી "તેઓને માદક દારૂથી પણ શાન્ત કરવામાં આવે છે. ફૂલ ચડાવતી વેળાએ "જેટલાં લાલ રંગનાં હોય છે તેટલાં જ ચડાવામાં આવે છે.

"ભૂતની પૂજા સંબંધી અને તે કેમ ચલાવવી તે વિષે હિન્દુઓના "ચોથા વેદમાં લખેલું છે. તે અથર્વ વેદ કહેવાય છે, અને આટલા કારણ "માટે જ તેને બહુ સંભાળથી બ્રાહ્મણોએ સંતાડી રાખ્યો છે.

"એકસરખી રીતે મારા જોવામાં આવ્યું છે કે લાગલી જ અપદેવ- "તાઓની પૂજા અરણ્યોમાં, એકાન્ત જગ્યાઓમાં, અને પ્હાડી મુલ્કોમાં "ઘણી ચાલેલી છે; એનું કારણ એમ છે કે, એવા લોકો શહરી લોકો "કરતાં ઓછા સુધરેલા અને વધારે અજ્ઞાન અને બ્હીકણ હોય છે, અને "તેટલા જ માટે વ્હેમની વાતો ભણી તેમનું વલણ વધારે હોય છે, તેથી "જે જે તેમને વિપત્તિઓ આવી પડે છે તથા પીડા થાય છે તે સર્વે તેમના "અપદેવતાના કોપથી થઈ એમ તરત તેઓ માની લે છે.

"જંગલી લોકોનો ઘણો જથ્થો જે મલબાર કિનારાનાં જંગલોમાં વિખ- "રતો વસેલો છે, અને કાડુ, કુરુબેર, સોળિગુએર, અને ઇરલરનાં જંગ-

ચમત્કારિક વિગતની સાથે મળતું આવે છે. હિન્દુસ્થાનની પિશાચવિદ્યાનું વર્ણન આપવાના પ્રથમ પ્રયત્નમાં લખેલી વાતો કે જેનો ઘણો ભાગ બહુ ચમત્કારિક પ્રકારનો છે તે એક બીજાથી આટલા બધા છેટાની જગ્યાઓની વાતોની સાથે સાદૃશ્યતા બતાવવાથી નક્કી થાય છે, એ ચમત્કારિક અને તૃપ્તિદાયક છે. કારણ ઉપરથી કાર્યની આશા આપણે ખરેખર રાખિયે, તે ન્યાયે ભૂત વિષે શ્રદ્ધા અને દક્ષિણ તથા કોકણનાં ગામડાંમાં જે પ્રકટપણું જોવામાં આવ્યું તેને મળતું બ્રાહ્મણી ગૂજરાતમાં અને બૌદ્ધમતવાળી લંકામાં પણ હોય; જંગલી ઇન્ડિયનોનાં જ્યાં રહેઠાણ છે એવાં ગંભીર જંગલો અને ધોધવાવાળી જગ્યાઓમાં ધર્મની ઘેલછાભરેલી જોમને લીધે એવા જ પ્રકારની અસરો આપણને માલૂમ પડી આવે, તે ઉપરથી અમને એટલું આશ્ચર્ય લાગ્યું હોત નહિ, અથવા સાઇબિરિયાનાં ભયંકર મેદાનો ઉપર વસનારા લોકો કે જેઓનામાં ઈશ્વરી જ્ઞાનનાં કિરણ પ્રકાશ પામ્યાં નથી, અથવા ઈશ્વરી પ્રેમ જ્યાં પ્હોંચ્યો નથી તેમનામાં જોવાથી પણ નવાઈ લાગત નહિ; પણ હિન્દુસ્થાનથી આટલા બધા દૂરના ખ્રિસ્તિ બેટમાં એવી જ જાતની આસ્થા કિંચિત્ ફેરવાળા અલૌકિક પડદા નીચે જોવામાં આવે, તેથી ખરેખર આશ્ચર્ય પામવા જેવું છે.

ભૂતનો મૂળ અર્થ જોવા જઇયે તો "તત્ત્વ" થાય છે. ગૂજરાતમાં ભૂતને શયતાન તરીકે ગણવામાં આવતાં નથી, (પ્રભુ અને મનુષ્યના પિશાચી મહાશત્રુ વિષેનો વિચાર તેમનામાં નથી), પણ " મરણ પામેલાં સ્ત્રીપુરૂષનાં "પ્રેત જે તે સ્થિતિમાં પણ મનુષ્યના મનોવિકાર, ઇચ્છાઓ અથવા "ચિંતાઓમાં અસુખી થઈ લપટાઈ રહેલાં ગણાય છેઃ-

"અરેરે! ગરીબ ભૂત!'

"અને જીવતા માણસના દેહમાં થોડી વાર " પેશીને તેના સાધન વડે દુઃખ "દેવાને, ફસવણી કરવાને, અથવા સુખ ભોગવવાને તેના ઉપાય શોધે છે."

હિન્દુસ્થાનના બીજા વિભાગોમાં તેઓ જૂદા જૂદા આકારથી પ્રસિદ્ધ છે. મ્હેસુરના હિન્દુઓ વિષે કહેતાં અબ્બી ડુબોઇસ કહે છે કે, એ લોકોમાં અસુર(ભૂત)ની પૂજા સર્વત્રપણે વ્યાપી ગઈ છે અને તે પ્રમાણે કરવામાં આવે છે. તેઓ તેને ભૂત કહે છે, તેનો વળી 'તત્ત્વ' એવો પણ અર્થ "થાય છે; જાણે કે તે તત્ત્વ તે બીજું કાંઈ નહિ પણ જે દુષ્ટ પ્રેતોના કોપ "અને જોમથી સ્વભાવ અથવા સૃષ્ટિના સર્વે ગડબડાટ અથવા ગભરાટ ઉત્પન્ન "થાય છે તેઓનું તે ધારણ કરેલું રૂપ છે. અતિ દુષ્ટ ભૂત પણ વળી પિશાચ "અથવા દૈત્યના સામાન્ય નામથી ઓળખાય છે.

"અપદેવતાની પૂજાને માટે ઘણા ભાગમાં દેવાલય આપણા જોવામાં "આવે છે. વળી કેટલાંક પરગણાં એવાં છે કે જેમાં અપદેવતાની પૂજા "પ્રબળપણે વર્તે છે. જે ડુંગરાની લાંબી હાર મ્હૈસુરની પશ્ચિમ ભણીના "ભાગમાં વિસ્તાર પામી છે તે જગ્યા એવી છે, અને ત્યાંના ઘણાખરા રહે- "વાશિયો અપદેવતા વિના બીજાની પૂજા કરતા નથી. પ્રત્યેક ઘરમાં અને "પ્રત્યેક કુટુંબમાં પોતપોતાનું ઠરાવી રાખેલું ભૂત હોય છે તે તેનો ઇષ્ટ દેવ "ગણાય છે; અને તેને પ્રતિદિન તેઓ શાન્તિકારક બલિદાન આપે છે અને "તેની સ્તુતિ કરે છે; તે, તેમના ઉપર પોતે કપટકાર્ય ચલાવતું બંધ પડે "એટલા જ માટે નહિ, પણ તેમની પડોશનાં ભૂત અને તેમના શત્રુ તેમનું "ખોટું કરે તેથી રક્ષણ કરવા માટે કરે છે. એ ભાગોમાં અપદેવતાની "મૂર્તિ દરેક ઠેકાણે જોવામાં આવે છે. તેનો ભયંકર આકાર હોય છે "અને ઘણે ઠેકાણે તો આકાર વિનાનો પથ્થર બેસારેલો હોય છે. આ "પ્રત્યેકનાં જૂદાં જૂદાં નામ હોય છે અને જેઓ બીજાઓના કરતાં જે પ્રમાણે "શક્તિમાન્ અને જુલમી હોય છે તે પ્રમાણે તેઓને પસંદ કરવામાં આવે છે."

"સર્વે અપદેવતાને પ્રાણીનાં બલિદાન ઉપર પ્રેમ હોય છે, અને તેટલા "માટે તેઓના ઉત્સુક ભકતો તરફથી પાડા, ભૂંડ, ઘેટાં, કૂકડાં અને બીજાં "એવાં જ પ્રાણિયોનો ભોગ આપવામાં આવે છે. જ્યારે ચોખાનું નૈવેદ્ય "ધરાવવામાં આવે છે ત્યારે ચોખાને લોહીમાં રગદોળવા પડે છે; અને વળી "તેઓને માદક દારૂથી પણ શાન્ત કરવામાં આવે છે. ફૂલ ચડાવતી વેળાએ "જેટલાં લાલ રંગનાં હોય છે તેટલાં જ ચડાવામાં આવે છે.

"ભૂતની પૂજા સંબંધી અને તે કેમ ચલાવવી તે વિષે હિન્દુઓના "ચોથા વેદમાં લખેલું છે. તે અથર્વ વેદ કહેવાય છે, અને આટલા કારણ "માટે જ તેને બહુ સંભાળથી બ્રાહ્મણોએ સંતાડી રાખ્યો છે.

"એકસરખી રીતે મારા જોવામાં આવ્યું છે કે લાગલી જ અપદેવ- "તાઓની પૂજા અરણ્યોમાં, એકાન્ત જગ્યાઓમાં, અને પ્હાડી મુલ્કોમાં "ઘણી ચાલેલી છે; એનું કારણ એમ છે કે, એવા લોકો શહરી લોકો "કરતાં ઓછા સુધરેલા અને વધારે અજ્ઞાન અને બ્હીકણ હોય છે, અને "તેટલા જ માટે વ્હેમની વાતો ભણી તેમનું વલણ વધારે હોય છે, તેથી "જે જે તેમને વિપત્તિઓ આવી પડે છે તથા પીડા થાય છે તે સર્વે તેમના "અપદેવતાના કોપથી થઈ એમ તરત તેઓ માની લે છે.

"જંગલી લોકોનો ઘણો જથ્થો જે મલબાર કિનારાનાં જંગલોમાં વિખ- "રતો વસેલો છે, અને કાડુ, કુરૂમ્બેર, સોળિગુએર, અને ઈરુલરનાં જંગ-

"લોમાં અને પર્વતોમાં રહેલો છે, તે ભૂત વિના બીજા કોઈ દેવતાને "માનતા નથી."

'જર્મન ઇવાનજેલિક મિશન' જે ત્યાં છે તેનો દશમો રિપોર્ટ બેંગ-લોરમાં ૧૮૫૦ ની સાલમાં છપાયો છે, તેમાં નીચે પ્રમાણે છે:—

"બેંગલોરથી ૩૦ માઈલ ઉપર ઉત્તર દિશામાં, એક અચિલા કરીને "ગામ છે. ત્યાં ગયાં વર્ષથી ધર્મને અર્થે મંડળ થયું છે, અને મિશનને "કેટલીક મુદત ઉપર પડિયણ જમીનનો મ્હોટો ભાગ કૃપા કરીને અર્પણ "કરેલો છે. આ જગ્યાની પાસે વસનાર એક નામીચો કોરાજી પૂજારી છે, "તેણે મૂર્ત્તિપૂજાનો ધર્મ છોડી દીધો છે, અને ભૂતના દેવાલયને તોડી "પાડીને તે બાયબલ શાસ્ત્રના પંથમાં ભળ્યો છે."

ત્યાર પછી બોલમા ગામના બિલાવર ફકિરનું વૃત્તાન્ત ચાલે છે; તેણે ઘણા દિવસ વિચાર કર્યો, ત્યાર પછી "છેવટે તેને બાયબલ શાસ્ત્રના ઉપર "પ્રેમ થયો. આખા એક વર્ષ લગી તે ચૂપ જ રહ્યો, પણ આશરે ત્રીજા "અઠવાડિયા ઉપર, રીત પ્રમાણે વળગાડ આણીને તેના કુટુંબના ભૂતની "પૂજા કરવાની તેના માબાપે આજ્ઞા કરી ત્યારે તેણે ઉઘાડી રીતે જાહેર "કર્યું કે હું એ પ્રમાણે કરીને નીચ થવાનો નથી. આવી જાતની પૂજા "બધી જૂઠી અને પાપભરેલી છે."

મ્હૈસુર કરતાં વધારે દક્ષિણમાં, અને કન્યાકુમારીની પડોશમાં તીને-વલી કરીને દેશ છે, ત્યાંના શાનારો વિષે અતિ રમુજી વિષયમાં રેવ-રેંડ મિ૦ કાલ્ડવેલ અપદેવતાના બે ભેદ જૂદા પાડે છે, તેમાંથી બીજા ભેદવાળા (જો કે તેઓને તે હજી પણ શયતાન કરીને લખે છે) ગૂજરાતનાં ભૂતો સાથે ઘણું કરીને બરાબર મળતા આવે છે. પ્હેલા ભેદવાળા, કાળી અને મુખ્યત્વે કરીને ભદ્રકાળી જે "આમન" અથવા માતાને નામે પ્રસિદ્ધ છે તેઓની મૂર્ત્તિઓને ગણે છે. તેઓની પૂજાનો વિધિ નોંખી વિશેપતાએ કરીને જણાઈ આવે છે અને સો વશા તો ગૂજરાતની બોડિ-યાર, બહુચરાજી ઇત્યાદિ સ્થાનિક માતાઓના પૂજાવિધિ સાથે મળતો આવે છે; "ઘણાં ભૂત અથવા અપદેવતાઓનું મૂળ માત્ર શાનર અથવા તામિ-"લમાં છે, અને બ્રાહ્મણના ધર્મ સાથે તેના કોઈ પણ પ્રકારમાં અથવા "ભેદમાં કશો સંબંધ ધરાવતું નથી." એ ભૂતનું તે નીચે પ્રમાણે વર્ણન આપે છે:—

"ભૂતનો ઘણો ભાગ મૂળમાં મનુષ્યપ્રાણી હતો એવી ધારણા કર-"વામાં આવી છે; અને જે માણસોનું એકાએક મરણ અથવા કમોત

"થયેલું તેમાં મુખ્યત્વે કરીને જેઓ પોતાના જીવતરમાં ભયંકર થઈ પડેલાં
"એવા ભૂત થાય છે એવી ઘણી વાર ધારણા કરવામાં આવે છે. (ચાંદણીના
"સૂરજમલ વિષે બીજા ભાગને પૃષ્ઠ ૧૩૫ મે જૂઓ) "ભૂત પરિણામે
"પુરૂષ કે સ્ત્રી, નીચ જાતિનાં કે ઉંચ જાતિનાં, હિન્દુ કે કોઈ બીજા લોક-
"માંનાં હોય છે. આવા પ્રકારના ફેરફારે કરીને તેમના વર્ત્તનક્રમની રીતિમાં
"જો કદાપિ ફેરફાર થાય છે તો તે જૂજ થાય છે. બધાં ભૂત સત્તાવાન્, દૂષ્ટ
"અને નડતર કરનારાં હોય છે; અને બધાંય પ્રાણીનાં બલિદાનની અને
"ગાંડાઈભરેલા નાચની ઇચ્છા કરનારાં હોય છે. જે ફેર જણાઈ આવે છે,
"તે માત્ર તેઓના દેવાલયની બાંધણીમાં, અથવા તેઓની મૂર્ત્તિમાં, તેમના પૂ-
"જારિયો ઓળખાઈ આવવા જેવું કાંઈક પ્હેરે છે તેમાં, તેઓના પૂજાના વિધિમાં
"થોડો ફેરફારભરેલો પ્રકાર હોય છે તેમાં, અને કોઈને બલિદાનમાં બકરો
"જોઇયે છિયે, કોઈને ભુંડ અને કોઈને કૂકડો, અથવા પરિયાર ભૂતને તો
"સાથે માદક દારૂ જોઇયે છિયે, તે ઉપરથી જણાઈ આવે છે; ઘણાં
"ખરાં ભૂત, ઝાડ ઉપર રૂહે છે, એવી ધારણા કરવામાં આવી છે. કેટલાંક
"અહિં તહિં ભટકતાં ફરે છે; અને નિર્જન સ્થળોમાં આવજા કરે છે;
"કેટલાંક ઘટાવાળી એકાંત જગ્યામાં સંતાઈ પેસે છે. કોઈ કોઈ વાર
"તો તે તેમને માટે જંગલી દેવાલયો બાંધેલાં હોય છે તેમાં અથવા
"ઘરોમાં વસે છે; અને ઘણી વાર એવો બનાવ બને છે કે તેઓને
"માનનારાઓનો આત્મા ક્હાડીને તેનામાં પેસવાનો તરંગ ઉઠાવે છે. આવો
"બનાવ બને છે ત્યારે જેનામાં તે પેસે છે તેને ભાન રૂહેતું નથી, અને તે
"ચિચિયારિયો પાડે છે, ચાળા કરે છે, અને ભવિષ્યકથન કરે છે, તે બધી
"ભૂતની ક્રિયા ધારવામાં આવે છે."

ઉત્તર હિન્દુસ્થાનમાં પણ ભૂત હોય છે એવું નીચેના લખાણથી જણાઈ આવશે. હિન્દુસ્થાનના વાયવ્ય કોણના પ્રાન્તો વિષે લખનાર એક જણ ક્હે છે કે, "છોટા નાગપુરમાં નોકરી લેવામાં આવી ખામિયો છે તે સાથે વળી એક
"બીજી છે અને તે કેટલાકના મનને તો મ્હોટી આફત વેઠવાની લાગે છે.
"મંત્રજંત્ર અને જાદુ ઉપરનો વિશ્વાસ આખા હિન્દુસ્થાનમાં પ્રસરી ગયો છે,
"અને જેઓએ બહુ વિદ્યા સંપાદન કરેલી તેવાઓ પણ આ ભ્રાન્તિમાંથી
"મુક્ત નથી. દેશના વધારે સુધરી ગયેલા ભાગમાં એકસરખી રીતે એવું
"માનવામાં છે કે, દક્ષિણના લોકો મંત્રની બાબતમાં ઘણા બલવાન છે અને
"ડુંગરા તથા જંગલમાં ભૂતાવલી ઘણી છે.[1]

---

૧ "બનારસ મેગેઝીન"ના ભાગ ૩ ના પૃષ્ઠ ૩૪૦ મે રામગઢ પરગણાની સરકારી અધિકારી તરીકે મુલાકાત લીધેલી તેની નોંધ જુવો.

બિશપ ગોબાટ [In his Journal of a Residence in Abyssinia] આબિસિનિયામાં જાદુખોરિયા(એ જેવું નામ આપે છે તે પ્રમાણે)ને માનવાનો ચાલ છે, તે વિષે લખે છે. ત્યાંના દેશિયો તેમને "બાઉદાસ" કહે છે.

એવી ધારણા કરવામાં આવી છે કે "આ બાઉદાસો પોતાને ફાવે "ત્યારે અદૃશ્ય થઈ જાય છે, તેમ જ જ્યારે કોઈ બળદ ઇત્યાદિ મારે છે, "ત્યારે તેનામાં માંસને ઠેકાણે ખાલી જગ્યા પડી ગયેલી જોવામાં આવે છે, "અથવા તો પાણી ભરાઈ ગયેલું હોય છે, ત્યારે તે માંસ બાઉદાસ ખાઈ "ગયું છે એમ ધારવામાં આવે છે; વળી મંદવાડ વિના અને સારી ભૂખ "લાગતી હોવા છતાં પણ માણસો હાડકાંના પિંજરા રૂપ બની જાય છે ત્યારે "માંહ્યથી બાઉદાસ તેમને ખાઈ જાય છે; અને તરસના કાન વિંધેલા હોય "છે અને કોઈ કોઈ વાર તો તેમને લુલરાં પ્હેરાવેલાં હોય છે તેવાને મુખ્યત્વે "કરીને ઘણી વાર મારી નાંખવામાં આવે છે એમ ધારવામાં આવે છે."

આબીસિનિયાના લોકોના માનવામાં એવું છે કે, "જે તરસ (જનાવર) "જોવામાં આવે છે તેનો ઘણોખરો ભાગ બાઉદાસોએ દેહાન્તર કરવાથી "બનેલો છે; અને જે માણસને બાઉદાસનો વળગાડ થયો હોય છે તે બૂમો "પાડે છે તે તરસના ભૂંકવાની સાથે મળતી આવે છે. વળી તેઓ એમ "પણ માને છે કે સર્વે ફ્લાલાશાઓ (યાહુદિયોની એક જાત), ઘણાક "મુસલમાનો, અને કેટલાક ક્રિશ્ચિયનો પણ બાઉદાસ હોય છે."

ડાકટર ગોબાટ કહે છે કે, "જ્યારે હું સખ્ત તાવથી પીડા પામતો "હતો, ત્યારે મારી આસપાસના માણસો એમ ધારતાં હતાં કે જાદુખોરિયા- "ઓની અસર મને પ્હોંચી છે."

જે પોતાની મેળે અદૃશ્ય થઈ જાય અથવા તરસનું રૂપ ધારણ કરીને મનુષ્ય જાતિ ઉપર શિકાર કરે એવાં કોઈ મનુષ્યપ્રાણિયો ખરેખર છે જ નહિ, એવી વાત સદરહુ પાદરી પોતાની આસપાસના માણસોના મનમાં ઉતારી શકયો એમ જણાય છે, પણ બાઉદાસની હૈયાતી છે જ નહિ અને પીડા કરવાની સત્તા તેને નથી, એ વાત તેઓના મનમાં તે ઉતારી શકયો નહિ. આ આબીસિનિયાના લોકોનો ખરો સિદ્ધાંત શો છે? તેની તપાસ કરવાને ડાકટર ગોબાટ એટલો બધો આતુર ન હતો, પણ પોતાની તકરારમાં જે પ્રત્યુત્તરો તેને મળેલા છે, તે ઉપરથી એમ જણાય છે કે, મનુષ્ય-પ્રાણી વિના બીજા પ્રકારના બાઉદાસો છે, એમ એ લોકો માનતા હતા, અને તે નવી સ્થાપનામાં લખેલા ચરની સાથે મળતા આવે છે. ભૂત

[ Bhoots ] અને બાઊદાસ [ Bowdas ] એ બે શબ્દો નામમાં અને પ્રકારમાં મળતા આવે છે, તેથી જ્યારે એક વાર બળવાન આબીસિનીયાના રાજ્ય સાથે હિન્દુસ્થાનનો વ્યાપાર ચાલતો હતો, અને જે હવણાં બિલકુલ બંધ પડી ગયો છે, તે વેળાએ આપણને એ બે એક જ મૂળ ઉપરથી ઉત્પન્ન તો થયા નહિ હોય એવી તેની તપાસ કરવાનું સૂઝી આવે છે.

ડાકટર ગોબાટ લખે છે (અને વ્હેમ લોકોને કેટલા દુઃખી કરે છે તેનો એ દાખલો છે ) કે "આબિસિનિયાના લોકો ચંચળ છે, પણ જ્યારે તેઓ "બેચેન થાય છે ત્યારે એમ જાણે છે કે આપણા ઉપર ભૂત અને જાદુગરોની "સત્તા ચાલી છે, તેથી તેઓ બમણાં દુખી થાય છે."

નાથાનિયલ પિયર્સે આબિસિનિયાની રીતભાત વિષે ન્હાનું પણ ખરૂં વર્ણન લખ્યું છે, તે મુંબઈની "લિટરરી સોસાઇટીના ટ્રાન્ઝાકશન"ના ત્રીજા ભાગમાં છપાયું છે તેમાં ઉપરના વિષય વિષે નીચે પ્રમાણે લખેલું છેઃ—

"આબિસિનિયામાં ઘણા પ્રકારના રોગ થાય છે, તે ભૂતથી થાય છે, "એમ તેઓ કહે છે; તે વિષે ખરૂં વર્ણન હું આપું છું. એકને ટ્રેગ્રીમાં "બદર કહે છે અને આમેરરમાં ટબ્બીહ કહે છે તે મારા દેશના લોકોને "ફેફર ચડી આવવાથી મેં પીડા પામતા જોયા છે, તેના જેવો જ એ એક "ધ્રુજારો છે, એમ મને લાગે છે; પણ તે લોકો એથી ઉલટું કહે છે, અને જે "લોકો ચાકુ બનાવવાનું, ભાલા કરવાનું, અને હળ બનાવવા વગેરેનું લ્હોડાનું "કામ કરે છે અને જે માટીનાં વાસણ બનાવે છે તેઓનાથી એ રોગ "થાય છે એમ માને છે. એ બધા લોકો બદર અને ટબ્બીહના નામથી "ઓળખાય છે અને તેમનો મુસલમાનો કરતાં પણ બહુ ધિક્કાર થાય છે "તથા તેઓ ક્રિશ્ચિયન ધર્મ પાળે છે તો પણ, તેમને સંસ્કાર પામવાની "આજ્ઞા નથી."

પછી ટ્રેગ્રેટિયર નામનો એક બીજો રોગ થાય છે તે સંબંધી પિયર્સ વર્ણન આપ્યાં જાય છે, પણ તે વિષે તો એ એવું કબુલ કરે છે કે, "એમાં "શયતાનનું નક્કી કાવતરૂં છે" એમ મને લાગે છે. આ ઠેકાણે લખવું જોઇયે કે ટબ્બીહ અને બદર એ માત્ર એક જ શબ્દના સો વરા ફેરફાર પામેલા શબ્દ છે.

આફ્રિકામાં ક્રેટિશના વળગાડ વિષે જૂવો "લાન્ડર્સ ટ્રાવેલ્સ" ભાગ બીજો, પૃ૪ ૧૨૦, ૧૨૩-૨૬, ૨૩૧.

ટાંકિવનના ભૂત વિષેનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

"બે મ્હોટા જાદુગરોમાંથી એક ટેઓ ( ચીન ભણી ઇન્ડીઝમાં ટાંકિ- "વનમાં) કરીને છે તે લોકોને એમ સમજાવે છે કે હું જે બનવાનું હોય

"તે અગાઉથી ક્હી શકું છું. આ ઉપરથી લોકોને જ્યારે પોતાનાં છોકરાંનાં
"લગ્ન કરવાં હોય છે, કાંઈ જમીન વેચાતી લેવી હોય છે, અથવા કાંઈ
"મ્હોટું કામ પ્રારંભવાનું હોય છે ત્યારે તેને એક ભવિષ્યકથન કરનાર
"માનીને પૂછે છે.

"તે એક પુસ્તક રાખે છે તેમાં માણસ અને પશુના આકાર ક્હાડેલા
"હોય છે અને ગોળ તથા ત્રિકોણ ક્હાડેલા હોય છે, તથા તે ત્રણ પિત્તળના
"કડકા રાખે છે, તેઓના ઉપર માત્ર એક બાજુમાં કાંઈક અક્ષરો ક્હાડેલાં
"હોય છે; તે કડકાને ત્રણએક પ્યાલામાં મૂકીને પછી સારી પેઠે હલાવીને
"જમીન ઉપર નાંખે છે, તે વેળાએ જો અક્ષરનું પાસું ઉપર રહ્યું હોય છે
"તો તે બોલી ઉઠે છે કે આ માણસ જગત્માં સર્વ કરતાં સુખી થશે.
"પણ એથી ઉલટું જો અક્ષરનું પાસું ઉંધું પડે છે તો તે ઘણા ખોટા શકુન
"ગણવામાં આવે છે.

"જો એક બે અક્ષર ચતા પડ્યા હોય તો પછી તે પોતાના પુસ્તકમાં
"જોઇને જેવું ક્હેવું તેને યોગ્ય લાગે છે તેવું ક્હે છે; જે લોકોને પીડા થઈ
"હોય તેઓને જો (Tay Baw Phou) ટે બૌ ફૌએ મોકલ્યા હોય તો તેમની
"પીડાનું કારણ જાણવાનો તે ઢોંગ કરે છે; અને તેમના શરીરમાં મરી ગયેલા
"માણસનું પ્રેત પ્રવેશ કરીને પીડા કરતું હોય છે તેને બોલાવાનો ઢોંગ મચાવે છે.

"જ્યારે તેઓ માંદા પડે છે ત્યારે તેમને બીજા જાદુગર (Tay Phow
"Thony) ટે ફૌ થૈથોની (ટાંકિવનમાં) પાસે જવું પડે છે. જ્યારે તેને લાગે છે
"કે પીડા થવાનું કારણ ભૂત છે ત્યારે તે તેમને બલિદાન આપવાનું ફરમાવે છે,
"અને ચોખા તથા માંસનું ભોજન તેને મળે છે; તેનો ઉપયોગ શી રીતે કરવો
"તે સારી પેઠે તે જાણે છે. આટલું કરતાં છતાં પણ, માંદું માણસ સાજું થાય
"નહિ તો તેનાં સગાંવ્હાલાં, કેટલાક સિપાઇયો સાથે માંદા માણસના ઘરને ઘેરી
"વળીને ભૂતને હાંકી ક્હાડવા માટે ત્રણ વાર બંદુકોના બ્હાર કરે છે.

"એ જાદુગર, માણસના (જો તે ખારવો કે માછી હોય છે તો)
"મનમાં મૂર્ખાઇભરેલી એવી વાત ઉતારે છે કે જળદેવતા (વરૂણ) તને
"પીડા કરે છે; પછી આ અપદેવતાને પોતાના સ્થાનમાં પાછા મોકલવાને
"માટે પાસેની નદી ભણી માંદા માણસના ઘર આગળથી મુકરર કરેલા અંતર
"પ્રમાણે ત્રણ જૂદે જૂદે ઠેકાણે ત્રણ દિવસ લગી સારા જમણનો ઉતાર મૂકાવે
"છે, ગાલીચા પથરાવે છે, અને ઝુપડાં બંધાવે છે.

"પણ આવી પીડાઓનું કારણ બરાબર જાણવા સારૂ એ જાદુગર
"તેઓને ટે બૌ પાસે મોકલે છે. તે ક્હે છે કે, મરણ પામેલા (ભૂત રૂપે) પીડે

"છે તેનો મંદવાડ છે; અને વખત આવે કે, એ દુઃખ દેનારા ભૂતને મારામાં "પેસારવાનો ઉપાય હું કરીશ (કેમકે આત્માનું દેહાન્તર થાય છે એ વાત "તેઓ માને છે). પીડા કરનારાં ભૂતને પોતે પકડ્યા પછી પાણીના "સીસામાં ઉતારે છે અને માંદું હોય તે સાજું થાય ત્યાં લગણ તેમાં "રહેવા દે છે; જો તે માણસ સાજું થાય છે તો સીસો ભાગી નાંખીને "ભૂતને જ્યાં જવું હોય ત્યાં જવાને છોડી મૂકે છે, અને જો તે મરી જાય "છે તો પછી એવું કામ ફરીને નહિં કરવાની શીખામણ દઈને જાદુગર તેને "છોડી મૂકે છે."–N. Bailey's English Dictionary, by Mr. Buchánan, Fifth Edition. London: W. Johnston, Ludgate-Street, 1760.

બેલીનું પુસ્તક હવણાં ઘણું સાધારણ થઈ પડેલું નથી તેથી તેમાં આત્માના દેહાન્તર વિષે નીચેનો ચમત્કારિક અને રસિક વિષય છે; તેમાં અમારા કામને લાગુ પડે એવું વધારે છે, માટે આ પ્રસંગે અમે તેમાંથી ઉતારો કરી લઇયે છિયે:—

"દેહાન્તર અથવા આત્માનું એક દેહમાંથી બીજા દેહમાં જવું, એ "વિષે હવણાંના યાહૂદી લોકો ગમે તે કહે, પણ પ્રાચીન અથવા નવીન "સ્થાપનામાં એ વિષે કાંઇ લખવામાં આવ્યું નથી.

"એવો સંભવ છે કે, ખાલ્ડિયામાં યાહૂદી લોકોએ આ વિચાર ગ્રહણ "કરી લીધો, તે બાબેલનમાં લાંબી મુદ્દત સુધી તેમણે કેદખાનું ભોગવ્યું તે "સમય દરમ્યાન હશે, અથવા તો, ગ્રીક લોકોએ પૂર્વ ભણીના લોકો પાસેથી એ "વિચાર ગ્રહણ કરેલો હતો તેમની સાથેના તેઓના વ્યવહારે કરીને ગ્રહી લીધો "હશે. ખ્રિસ્તની વેળામાં, આવો વિચાર, યાહુદિયોમાં બહુ સાધારણ થઈ પડ્યો "હતો, એ વાત નક્કી છે. તેઓના કહેવા ઉપરથી આ વાત ઉઘાડી જણાઈ "આવે છે કે, ખ્રિસ્ત એ જોન ધી બાપટિસ્ટ હતો, એમ કેટલાક ધારતા "હતા; અને વળી કેટલાક તો ધારતા હતા, કે તે એલિયાસ છે, કે અગર "જેરમિયાસ અથવા પ્રાચીન ભવિષ્યવક્તાઓમાંનો છે, અને જ્યારે જીસસ "ખ્રિસ્તનાં અદ્ભુત કર્મ સંબંધી વાત હેરડ હાકેમના સાંભળવામાં આવી "ત્યારે તેણે કહ્યું કે મેં જે જોન ધી બાપ્ટિસ્ટનો શિરચ્છેદ કર્યો છે તે જ "એ ફરીને પાછો ઉઠયો છે."

"જોસિફસ અને ફ્રીલો જે ઘણા પ્રાચીન સમયમાં થઈ ગયા છે અને "સર્વ યાહુદિયોમાં જે ઘણા જ્ઞાની હતા તથા જે પવિત્ર ગ્રંથકારોના કરતાં "બીજી પદવીના છે અને હવણાં જેઓની પ્રસિદ્ધિ છે તેઓ કહે છે કે,

"દેહાન્તર વિષેનો વિચાર અમારા લોકોમાં ઘણો સાધારણ હતો. જોસેફ-
"સના લખવા પ્રમાણે ફારિસિસોનો એવો અભિપ્રાય હતો કે સારા માણ-
"સોનો આત્મા મરણાવસરે એક દેહ છોડ્યા પછી બીજા દેહમાં પ્રવેશ કરે છે.
"બીજે ઠેકાણે તે લખે છે કે, દુષ્ટ માણસોનો આત્મા કોઈ કોઈ વાર જીવતા
"માણસોના દેહમાં પેશીને તેમને વળગે છે અને પીડા કરે છે. ફ્રૈલો ક્હે
"છે કે, આત્માઓ હવામાંથી આવીને દેહોમાં પ્રવેશ કરી તેઓને જીવતા કરે
"છે; અને તે શરીરોના મરણ પછી તેમાંથી નીકળીને પાછા હવામાં જાય છે;
"તેમાંથી કેટલાકને તો સ્થૂળ પદાર્થનો ઘણો ધિઃક્કાર હોય છે અને શરીર-
"માં ફરીને પ્રવેશ કરવાને ત્રાસે છે; પણ કેટલાકને પાછા આવવાની
"ઇચ્છા થાય છે અને જે ઇચ્છાએ કરીને તેઓનું વલણ થયેલું હોય છે તે
"સ્વાભાવિક ઇચ્છા પ્રમાણે વર્તે છે. યાહુદી વિદ્વાનો આ મતને ગોટાવાળા
"અને ગુહ્ય શબ્દોમાં લપેટી રાખે છે. તેઓ એમ માને છે કે, ઈશ્વરે સર્વે
"આત્મા માટે એમ ઠરાવેલું છે કે તેઓએ સંપૂર્ણતાએ પ્હોંચવું જ જોઇયે, તે
"પ્રમાણે એક જન્મમાં તેઓ પ્હોંચી શકતા નથી, એટલા માટે તેઓને ઘણી
"વાર પૃથ્વી ઉપર આવવું પડે છે, અને ઘણાં શરીરોમાં એક પછી એક
"ક્રમ પ્રમાણે અવતાર લેવા પડે છે, કે જેથી કરીને સર્વે આત્માએ ધાર્મિકતા
"પૂર્ણ કરે અને વિધિ તથા નિષેધની આજ્ઞાઓ પાળી શકે. આ પ્રમાણે
"કર્યા વિના જે પદે તેઓએ પ્હોંચવું જોઇયે એવી ઈશ્વરની ધારણા છે, તે
"પદે તેઓ પ્હોંચી શકે નહિ. તેઓ ક્હે છે કે, કેટલાક લોકો તેમની ભર-
"જુવાનીમાં મરણ પામે છે તેનું કારણ શું? તેનું કારણ એ જ કે તેઓએ
"જોઈતી સંપૂર્ણતા મેળવી છે અને આ નાશવાન અને ક્ષણિક દેહ સાથે
"કાંઈ કરવાનું બાકી રહ્યું નથી. બીજાઓને મોઝિઝની પેઠે (તેઓ ક્હે છે કે)
"પ્રતાપની સાથે મરવું પડે છે; કારણ કે તેઓએ પોતાના સર્વ ધર્મ તે
"સ્થિતિ લગી પરિપૂર્ણ કર્યા નથી હોતા અને કેટલાક વળી એથી ઉલટી
"રીતે ડાનિયલની પેઠે સંતોષની સાથે મરણ પામે છે, અને વળી, મરણની
"ઇચ્છા કરે છે, કેમકે આ જગત્માં તેમને કાંઈ કરવાનું બાકી રહેતું નથી.

"દેહાન્તરના બે પ્રકાર છે. એક તો એક દેહ જીવંત છતાં તેમાં
"આત્મા પ્રવેશ કરે છે, જેમ કે હેરડ હાકેમે એવી ધારણા કરી હતી કે,
"જાન ધી બાપ્ટિસ્ટે અદ્ભુત કર્મ કરવા સારૂ જીસસ ખ્રિસ્તના શરીરમાં
"પ્રવેશ કર્યો છે, તેમ બીજી વેળાયે તેઓએ એમ લખ્યું છે કે, આત્માને
"સંપૂર્ણતાની ખામી હોય તે મેળવી લેવા સારૂ જીવંત દેહમાં તેઓ પ્રવેશ
"કરે છે. જેમ કે તેઓએ કહ્યું કે, મોઝિઝનો આત્મા મેશિયાના આત્માની

"સાથે જોડાવાનો છે, ઇત્યાદિ. દેહાન્તરનો બીજો પ્રકાર એવો છે કે, આત્માએ "જૂના દેહમાં જે પાપ કર્યાં હોય તે ધોઈ નાંખવાને અથવા તો પવિત્રતાનું "વિશેષ પદ મેળવી લેવા સારૂ તે નવા બંધાયલા શરીરમાં પ્રવેશ કરે છે. "યાહુદિયો ધારે છે કે, આવા પ્રકારના દેહાન્તર ઓછામાં ઓછા ત્રણ "અથવા ચાર વાર થાય છે. તેઓ કહે છે કે, કેટલાક વિશેષ ઉચ્ચ પ્રકારના "આત્માને સ્થૂલ પદાર્થનો ઘણો ધિક્કાર હોય છે; અને જીવંત દેહમાં તેઓ "પાછા પ્રવેશ કરે છે તો તેમને ઘણો પશ્ચાત્તાપ થયા વિના રહેતો નથી. "બીજા જે વિશેષ નીચ અને વિષયી હોય છે તેઓનું વલણ સદા દેહ ભણી "થયેલું રહે છે અને માત્ર આ વિષયવાસના પરિપૂર્ણ કરવાના કારણ માટે "વારેવારે દેહમાં પ્રવેશ કરે છે. આવા પ્રકારના દેહાન્તર અવાચક, પશુ "અને નિર્જીવ પદાર્થોનાં પણ થાય છે એમ તેઓ કહે છે: અને આવો "અભિપ્રાય ધરાવનારા લોકો છે તેઓની સંખ્યા કાંઈ ઓછી નથી. યાહુદી "વિદ્વાનો માંહેલા ઘણા પ્રખ્યાત છે, તેઓનો એવો અભિપ્રાય છે, અને "તેઓ એવું અભિમાન રાખે છે, કે પૈથાગોરાસ, પ્લેટો, અને વર્જિલ તથા "પ્રાચીન વિદ્વાનોએ ઉપરનો અભિપ્રાય અંગીકાર કર્યો હતો, તેઓએ "અમારા ભવિષ્યવાદિયોના લેખમાંથી તે જાણી લીધો હતો.

"આવા પ્રકારનો વિચાર પૂર્વમાં ઘણા પ્રાચીન કાળનો છે. ચીના "એમ કહે છે કે, ઇન્ડિયા(હિન્દ)માં આ મત પ્રથમ પ્રસિદ્ધ કરનાર ફ્સેકિયા "કરીને એક ઇન્ડિયન (હિન્દી) વિદ્વાન્ હતો અને તે ખ્રિસ્તના પેહેલાં સુમારે "૧૦૦૦ વર્ષ ઉપર જન્મ્યો હતો; ત્યાંથી પછી ખ્રિસ્તની પછી ૫૬ વર્ષે ચીનમાં "પાછો પ્રસર્યો. ચીનાઓ એવો ઢોંગ કરે છે કે, ફસેકિયાએ ૮૦૦૦ વાર અવ-"તાર લીધો હતો, અને તેનો છેલ્લો અવતાર શ્વેત હસ્તીનો હતો. ચીનાઓ "અને (હિન્દીઓ) ઇન્ડિયનો પોતાની મેળે મરણ પામવાને આઘુંપાછું જોતા "નથી અને તેમનાં છોકરાંનું પોષણ કરવાની તેને શંકા પડે છે ત્યારે તેમને મારી "નાંખે છે; તે આવા અભિપ્રાયને લીધે જ. આ દેશના એક રાજાની વાત "એવી બની છે કે, તેને સહિયડ નીકળવાથી તેનું મુખ ગોબા પડવાથી "બેડોળ બની ગયું, તેથી આવો ભયંકર દેખાવ ધારણ કરીને તેને જીવવું "ગમ્યું નહિ, એટલે પોતાના ભત્રીજાને પોતાનું ડોકું કાપી નાંખવાની આજ્ઞા "કરી. પછી તેને અગ્નિદાહ દેવામાં આવ્યો. એક ઇન્ડિયન વિદ્વાન કાલાનસ "કરીને હતો તે મહાન્ શિકંદર પાદશાહની વેળામાં પોતાની મેળે બળી મૂવો, "તેની વાત સારી પેઠે પ્રસિદ્ધ છે. ઇન્ડિયનોમાં દેહાન્તર સંબંધી વિચાર "એવો પેશી ગયો છે કે તેમાં કાંઈ શંકા લેવા જેવી વસ્તુ તે ગણતા જ નથી,

"અને તે ઉપરથી મોતની તેઓ કાંઈ દરકાર કરતા નથી. અને તેઓના બાપ-
"દાદાઓએ અને પાસેનાં સગાંઓએ પ્રાણિયોનો અવતાર લીધો હોય એમ
"માનીને જ તેઓ કોઈ પણ જીવતાં પ્રાણિયોનો જીવ લેવાથી દૂર રહે છે. તેઓ
"ઘાતકી પશુઓની સામે એટલો બધો પોતાનો બચાવ કરતા નથી, અને જે
"પરદેશિયો પ્રાણિયોની હત્યા કરવાના હોય છે, તેમની પાસેથી ધર્મની
"ખાતર તેમને છોડાવે છે."



# दीप व-वळगाड

તત્વજ્ઞાનવિષયક અને શંકાશીલ વિચારની પક્ષના સાક્ષી તરીકે અમે એનિયમને રજુ કરિયે છિયે. એ ગ્રન્થકર્ત્તા કહે છે કે, "જો આપણે મનુષ્યના "હૃદયની અંદર વધારે ઊંડા ઉતરિયે તો, અદ્ભુત કર્મ જાણે આપણી "શક્તિ વધારતું હોય અને અલૌકિક સાધનોની ઉપર આપણને સત્તા "આપતું હોય તેમ તેને માનવાનું છાનું વલણ તેમાં હોય એમ આપણા "જાણવામાં આવશે. વળી જ્યારે આવાં કેવળ કલ્પિત પ્રાણિયો સંબંધી "તકરાર હોય છે, ત્યારે તેની સાબિતી વિષે બારીકીથી ચોકશી કરવાને "વિવેકબુદ્ધિ, જોઇયે એટલી, નિષ્પક્ષપાત નથી હોતી. વચ્ચે બ્હીક આવે "છે; સંશય ભયભીત દેખાય છે; આ અદૃશ્ય કાર્યાધીશોને રખેને આપણે "કોપાયમાન કરતા હોઇયે, એવી ધાસ્તી રહે છે; અને તેઓને નહિ માનના-"રાઓના ઉપર તેઓએ વેર લીધેલું તે સંબંધી ઘણી વાતો લોકનાં મ્હોંમાં "ચાલતી હોય છે. આવાં કારણોએ કરીને વેતાલ, ભૂત વળગાડવાળાં મનુષ્ય "અપદેવતા, પિશાચ, જાદુગરો અને છૂમંત્રવાળાઓ સંબંધમાં વિશ્વાસ બેશી "ગયો છે. આ બધા ભયંકર ચરોએ ખુલ્લા દરબારમાં પોતાના ખેલ મચા-"વવાનું બંધ કર્યું છે, પણ હજી લગણ તેઓ ઝુપડાંમાં દેખા દે છે."

પિશાચ ઉપરનો વિશ્વાસ અન્યથા કરવાથી થતી અસર વિષે હેબરે પોતાના સદાના મધુર અને સુસ્વર અવાજમાં વર્ણન આપેલું છે, પણ એ ઉપરથી એ વિષેની અશ્રદ્ધા જે સર્વોત્કૃષ્ટ પ્રમાણોથી વિરૂદ્ધ છે તે વિષે ભલામણ તે કરતો નથી:—

"દુષ્ટ પિશાચો ઉપરનો વિશ્વાસ, પછી તે ખરો કે ખોટો, એ એક "ઉદાસીભર્યો અને બેચેનકર્ત્તા છે. એ વિષે અવિચાર્ય અને અતિશય સૂક્ષ્મ "રીતિથી વિચાર કરવામાં આવે તો તેનો ઘણો જ માઠો પરિણામ નીપજે "છે: એથી કરીને કેટલાએક અતિશય ધિઃક્કાર ઉપજાવે એવા અપરાધ

"કરેલા છે, અને કેટલાંક અસહ્ય દુઃખમાં રગદોળાયા છે; ધર્મ સંબંધી અને "જાદુ સંબંધી ઢોંગનું એ સાધારણ મૂળ છે; અને એનો ખોટો ઉપયોગ "થવાથી બચપણની બ્હીકથી તે ઉન્મદના ઘેલાપણા સુધી મનુષ્યના દુઃખના "અગણિત પ્રકારો નીપજેલા માલમ પડી આવે છે. * * *"

એ જ ગ્રંથકર્ત્તા આગળ કહે છે કે, "જો ગડરાના[1] ધારેલા ભૂત-"ગ્રસ્તના ઇતિહાસમાં એ બાબતની સાથે સંબંધ ધરાવનાર આપણા ખ્રિસ્ત "અને તેના વ્યગ્ર રોગી વિના બીજું કોઈ ન હતું એમ સમજિયે; અને "શયતાનને નામે જેણે ઉત્તર આપ્યું તે દુઃખ સહન કરનારની અવ્યવસ્થિત "થઇ ગયેલી કલ્પના જ હોય; તેમ જ જો રોગીને પીડા કરનાર પોતે ડુક્ક-રોમાં ભરાઈ પેસે એવી ઇચ્છા માત્ર ઉન્માદની ઘેલછાએ જ કરી હોય; "તો આપણો ખ્રિસ્ત સાદી વિનતિથી તૃપ્ત નહિ થતાં અને ઘેલા માણસના "બકબકાટ પ્રમાણે પોતાનું વચન પાળવાનો સંતોષ નહિ માનતાં ડુક્કરોના "ટોળાને એવા જ પ્રકારના રોગથી પીડિત કરીને ચમત્કારિક રીતે ઢોંગને "સ્થાપિત કરે, એવી શું આપણે ધારણા કરી શકિયે?"

બિશપ હોર્સલી કહે છે કે, "આવા તાર્કિક સમયમાં સમ્ભ્રમ જે વળ-"ગાડ કહેવાય છે તેના કારણ વિષે આપણે ઓછા જ મળતા આવિયે છિયે. "જો આપણે ધર્મશાસ્ત્રના ઉપર આધાર રાખિયે તો રોગીની કલ્પના અને "ચેતનાસ્પદ ઉપર નરકના દૂતોની એ સ્વતંત્ર સત્તા હતી એમ જણાઈ "આવે છે. ખરી વાત આ પ્રમાણે જ હતી, એમ માનવાને મને પોતાને "વધારે અડચણ માલમ પડતી નથી. તર્કવાદ માનનારાઓ શ્રદ્ધામાં કાચા "હોય છે એમ હું માનું છું, અને તેઓ તર્કશક્તિમાં પણ બળવાન્ નથી "હોતા. તેઓ જૂની વાતોના શકયપણા વિષેની અજમાયસ, તે સમયના "ઇતિહાસકર્ત્તાઓની સાક્ષી છતાં પણ હવણાંના સમયના અનુભવ ઉપરથી "કરે છે. મારા વિચારનું વલણ તો એમ થયેલું છે કે, મનુષ્યોનાં તન "ઉપર તેમ જ તેઓનાં મન ઉપર નરકના પ્રેતોની સત્તા બહુ જ ઓછી "થઈ ગઈ છે, અને જ્યારે પ્રભુના પુત્રે પોતાનું મહાકાર્ય સાધ્યું ત્યારે

---

૧ પાલેસ્તૈનની ઉગમણ દિશામાં એ એક પ્રાન્ત છે, તેમાં એક માણસને શયતાનનો વળગાડ થયો હતો તેનાથી સર્વે ડર ખાઈ જતા હતા. એક વાર તે ભટકતો હતો તેવામાં તેને ખ્રિસ્ત મળ્યો અને શયતાનને નીકળી જવાને આજ્ઞા કરી, ત્યારે શયતાને વિનતિ કરી કે, આ ડુક્કરોના ટોળામાં આજ્ઞા હોય તો પેસું? ખ્રિસ્તે હા કહી, તેથી તેણે ડુક્કરોમાં પ્રવેશ કરચો એટલે પછી ડુક્કરો સમુદ્રમાં દોડી જઈને મરણ પામ્યાં અને શયતાનના ખસવાથી પેલો માણસ સુખી થયો. ર. ઉ.

"મનુષ્યના પગ નીચે શયતાનને છેલ્લી વારકી કચરી નાંખવાની જે તેની
"ઇચ્છા હતી, તેના એક આરંભ દાખલ તે હતું; તથા આ બનાવ બનતાં પ્હેલાં
"મનુષ્યો નરકનાં ચરોની ઇન્દ્રિયગોચર નિર્બાધ સત્તા નીચે હતાં તેમાંથી તે
"દિવસથી તેઓ મુક્ત થયાં છે. જ્યારે સિત્તેર જણું આપણા ખ્રિસ્તની પાસે
"આવીને તેમના આનંદની વાત ક્હેવા લાગ્યા, કે તમારા નામથી અમે
"શયતાનને વશ કરી શક્યા છિયે, તે સમયે તેણે ચમત્કારિક કથન કર્યું છે,
"તે ઉપરથી પણ ઉપરની વાતનું સૂચન થાય છે. તેણે તેઓને કહ્યું કે,
"આકાશમાંથી વિજળીની પેઠે શયતાનને પડતાં મેં જોયો. આપણા ખ્રિસ્તે
"તેને પોતાની સત્તાના આકાશમાંથી પડતો જોયો; ત્યારે જે સત્તા તેણે
"ખોઈ તેની અસર હવે વધારે વાર જોવામાં આવે નહિ તેમાં શી નવાઈ
"છે? આ વિષય સંબંધી વધારે ચોકશી કર્યા વિના ઉપરનાં સામાન્ય ધોરણો
"ઉપરથી, વળગાડ એ નામ જેવો અર્થ સૂચવે છે તે પ્રમાણે ખરેખરો હતો;
"અને પ્રથમકાલિક ખ્રિસ્તિયન મતમાં પણ સામાન્યપણે તે પ્રસારેલો હતો
"અને હું તો તેના ઉપર શ્રદ્ધા રાખું છું તથા તમો સર્વેને તે પ્રમાણે
"રાખવાની ભલામણ પણ કરૂં છું."

એક આધુનિક ગ્રંથકર્તા[1] ક્હે છે કે, "આ વિષયના આ પ્રમાણે વિચાર
"કરવામાં એક ખામી છે, તે હજી પણ ક્હાડી શકાય એમ છે; તે એ
"કે, જો આ વળગાડ એ જૂદા પ્રકારના ચિત્તભ્રમ કરતાં પણ કાંઈ વધારે છે
"તો હવણાં ભૂતગ્રસ્તો નથી એમ કેમ બને છે? અને જગત્‌માંથી તેઓ
"છેક જતા રહ્યા છે પણ હવે એકે નથી એવી જ ધારણા સિદ્ધ કરવાને
"બાકી રહેલી છે. * * *

"ચિત્તભ્રમ અને મૂર્છાવાયુના ઘણા બનાવોમાં ભૂતગ્રસ્તોને ઘણી મળતી
"આવે એવી એક સ્થિતિ થાય છે, પણ રોગી અને સામાન્યપણે વૈદ્ય તેની
ગણના જૂદા પ્રકારમાં કરે છે."

અમે નીચે એક ઉતારો આપિયે છિયે તેથી આ વિષયનો ઘણો ખરો
ખુલાસો થઈ જાય છે:—

"વળી વિશેષ, પ્રભુનો પુત્ર દેહ ધારણ કરીને આવ્યો તેથી નરકની
"સત્તા ઘણી તૂટી ગઈ એમાં આપણે સંશય ક્હાડી શકતા નથી; અને
"એની જ સાથે શયતાનની સત્તા ઉપર દાબ બેસારવામાં આવ્યો; વિજળીની
"પેઠે શયતાનને આકાશમાંથી પડતાં મેં જોયો,' બાપ્ટિઝમ આપવાથી અને

---

૧ આ વિષે વિગતવાર વર્ણન માટે ટ્રેન્ચે ચમત્કાર (Miracles) વિષે લખ્યું છે તેમાં ગડરાના ભૂતગ્રસ્તો વિષે પ્રકરણ છે તે જૂઓ.

"ધર્મપુસ્તકનો ઉપદેશ કરવાથી તેનો કોપ અને બલાત્કાર ઘેરાઈ ગયો છે, "અને તેનો અટકાવ કરવામાં આવ્યો છે. હવણાં પણ મૂર્ત્તિપૂજકોની "ભૂમિમાં, તેમાં મુખ્યત્વે કરીને, જ્યાં શયતાનને શાન્તપણે જમ્પીને બેસવા "વારો મળ્યો ન હોતો, પણ જ્યાં ખ્રિસ્તના ધર્મપુસ્તકનો પ્રથમ પ્રવેશ "થવાથી અજવાળા અને અંધારા વચ્ચેની લડાઈના મહાન્ પરિણામદર્શક "ભેદને માર્ગ મળતો હતો, ત્યાં પણ જૂદી રીત થઈ છે. ત્યાં તો આવાં દુષ્ટ "પિશાચ, પછી એટલાં બધાં કે એ કરતાં ઓછાં, હોય એવી આશા રાખવામાં "આવે જ. લ્યુથેરન પાદરી રેનિયસે હિન્દુસ્તાનથી એક ઘણું રસિક લખાણ "કરી મોકલ્યું છે, તેમાં પોતાના અનુભવની વાત એવી લખી છે કે, દેશી "ક્રિશ્ચિયનો, તેમાં વળી ઘણાક તો ખરા ક્રિશ્ચિયનો પ્રમાણે વર્ત્તતા નથી "એવા છે, તો પણ મૂર્ત્તિપૂજકોના આત્મા ઉપર અને શરીર ઉપર શયતા- "નની સત્તા ચાલેલી જેવી વારેવારે જોવામાં આવે છે તેવી તેમનામાં જોવામાં "આવતી નથી. અને એક ચમત્કારિક દાખલો આપીને તે બતાવે છે, "અને તે એવો કે જેમાં ઠેઠ સુધી પોતાના જોવામાં આવ્યું છે, તે એ કે, "અંધારાના રાજ્યમાં ખ્રિસ્તના નામ ઉપરથી જે હુમલો કરવામાં આવે "છે તેમાં બધા પ્રકારની પૈશાચિક ટક્કરો બહુ જોમભરેલા પ્રયત્નથી "ચલાવવામાં આવે છે, તે જ પ્રમાણે જે માણસોને પૈશાચિક ઇચ્છાનાં "લાગલાં જ સાધન કરી મૂકેલાં હોય છે તેમની મારફત સલતા તોડી "પાડવાના પ્રયત્નો લાગુ કરવામાં આવે છે."

તો પણ એક બીજો ગ્રંથકર્ત્તા[1] કહે છે કે, "આવા વળગાડ "એકલા ચુસ્ત મૂર્ત્તિપૂજકોમાં જ છે એમ નથી. જેઓએ તરત જ ક્રિશ્ચિયન "ધર્મની કેળવણી લેવા માંડી હતી તેઓમાં, અને વધારે મુદતથી ક્રિશ્ચિ- "યન થયેલા એવા કેટલાક દેશિયોમાં પણ વળગાડનાં ચાલતાં આવેલાં "ચિહ્ન, જે પ્રમાણે શાનાર લોકો માને છે તે પ્રમાણે જોવામાં આવેલાં, "એવા ઘણા દાખલા મને મળી આવ્યા છે. ટીનેવલીના ઘણા ખરા પાદરિ- "યોને જે અનુભવ થયેલો તેની સાથે મને લાગે છે કે આ મળતું આવે છે. "વળગાડવાળામાંથી ભૂતને કહાડી મૂકવાની ચાલતી રીત પ્રમાણે, ભૂત કહાડ- "વાનો પ્રયત્ન કરવાની સત્તા, તેનાં સગાંવ્હાલાંને નથી એમ તેઓ સમજે છે. "એટલા માટે યુરોપિયન ઉપાય કામે લગાડીને ભૂત કહાડવા સારૂ કેટલીક વાર "પાદરિયોને તેડાવે છે. તેઓ જ્યાં જ્યાં અજમાયસ કરવાને ગયેલા છે, ત્યાં

1 The Rev. R. Caldwell B. A. in his Sketch of the Tinnevelly Shanars.

"સાં ઘણું કરીને, પોતાની તેમ જ લોકોની ખાતરી થાય એવી રીતે જય પામેલા "છે. કેટલાંક ભૂત તો જેઓને વળગ્યાં હોય તેમનામાંથી નીતિના બળથી અને "ઉપાયથી રહેતાં રહેતાં નીકળી જાય છે: પણ ઘણી વાર તો તેમને કુહાડ-"વાનો ખરેખરો અસરકારક ઉપાય ઉલટી કરાવનાર અર્ક થઈ પડે છે."

"મૂર્તિપૂજકોના દેશમાં ભૂતના ખરેખરા વળગાડ કદિ બનતા નથી, "એમ હું તકરાર કરતો નથી. જ્યાં શયતાન નિર્બાધ સત્તા ચલાવે છે અને "જ્યાં ભૂતના વળગાડ વારે વારે થાય છે અને તે ખરા છે એવો વિશ્વાસ "સાધારણ થઈ પડયો છે, સાં એ પ્રમાણે માનવાને કાંઈ આધાર હશે "એમ ધારવું, એ સ્વાભાવિક છે. લૌકિક ભ્રમમાં ઘણું કરીને કાંઈક ખરી "વાત હોય છે. આ વિષય વિષે પૂરાવા સારૂ મારૂં મન તૈયાર થઈ રહેલું "છે; અને પ્રત્યેક દેશીને નજરે જોનારાઓએ કહેલા ચમત્કારિક દાખલા "ઉપર વિચાર કરતાં, એવા પ્રકારનું કોઈ દિવસ કાંઈ જોવાને મેં આશા "રાખી હતી; પણ એ વિષે વિશેષ ચિહ્ન જોવામાં આવે એવા લાગ "મેં ભૂત પૂજનારા લોકોમાં લગભગ બાર વર્ષ સુધીની લાંબી મુદત સુધી "જોયા પણ હજી લગણ મને મળ્યા નથી. એક શકભરેલા દાખલા વિના "મારા સાંભળવામાં આવ્યું છે તે પ્રમાણે, સર્વે બ્રિટિશ અને અમેરિકન "પાદરીયોને આવો જ અનુભવ થયેલો છે. આપણા જર્મન ભાઇયો વધારે "ભાગ્યશાળી જણાય છે."

અમે આ ઠેકાણે એટલું વધારિયે છિયે કે મિ૦ કાલ્ડવેલ અને તેના મિત્રોએ સો વશા તો ઘણા જ પૂરાવાની ઇચ્છા કરી છે.



## પ્રકરણ ૧૦

### મરણ પછીની ગતિ-અધોલોક, સ્વર્ગ, મોક્ષ.

અગ્નિદાહ દેવામાં આવે છે તે દિવસથી રોજ સાંજે, મરનારને ઘેર બેસવાને લોકો આવે છે; તે વેળાએ બ્રાહ્મણ ગરૂડપુરાણ વાંચે છે. તેમાં મરણ પછી જીવની ખરેખરી ગતિ થવાની તેની પરીક્ષાનાં સાધન વિષે શ્રીકૃષ્ણે ગરૂડને કહી સંભળાવ્યું[1] છે; એમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે,

૧ નૈમિષારણ્યમાં શૌનકાદિ ઋષિઓ યજ્ઞ માટે એકઠા થયા હતા, તેની સમાપ્તિની વેળાએ મુખ્ય પૌરાણિક જે સૂત હતા, તેમને બીજા ઋષિઓએ પૂછ્યું કે પ્રાણીના મરણ પછી અન્ય શરીરની પ્રાપ્તિ શી રીતે થાય છે તે વિષે ઘણા મતભેદ છે, તેમાંથી ખરૂં શું છે તે સમજાવો. આ ઉપરથી, શ્રીકૃષ્ણ અને ગરૂડનો આ વિષે સંવાદ થયેલો તે સૂતે કહી સંભળાવ્યો છે.

કેટલાક જીવ તો લાગલા જ સ્વર્ગમાં જાય છે. કેટલાક, મોક્ષ પામેલાની સાથે જરા ઓછાં નાશવાન સુખ ભોગવે છે. આવા પ્રસાદવાન જીવ વિષે અમે આગળ ઉપર લખીશું, પણ હવણાં તો, જે ઘણા જીવ યમના ઘસાઈ ગયેલા દ્વારને માર્ગે અથડાયાં કરે છે, તેઓ વિષે લખિયે છિયે.

---

ગરૂડપુરાણ, કૃષ્ણ દ્વૈપાયન-મહર્ષિ શ્રીવેદવ્યાસપ્રણીત છે તેના ઉત્તરખંડમાં પ્રેતખંડ છે. તેના ૪૫ અધ્યાય છે, તેમાં આ વિષે કથન આવે છે. બીજું પુસ્તક ગરૂડપુરાણનો સારોદ્ધાર એવા નામનું છે. તેના ૧૬ અધ્યાય છે. તે ઝુંઝુણૂ નગરના શ્રી શાર્દૂલ મહીપતિના પુરાણી મિશ્ર શ્રી સુખલાલજીના પુત્ર હરિનારાયણના પુત્રે રચ્યું છે. અને બીજું એક એ જ નામનું છે, તેના ૧૦ અધ્યાય છે.

કેટલાકનો એવો અભિપ્રાય છે કે, જેમ ખડમાંકડી ( તૃણ જલૌકા ) પોતાના આગલા પગ પ્રથમ ગોઠવ્યા પછી પાછળના પગ ઉપાડે છે, તેમ જ પ્રાણીનો જીવ, એક ખોળિયું મૂકીને તરત જ બીજા ખોળિયામાં પ્રવેશ કરે છે. બીજા કેટલાકનો એવો અભિપ્રાય છે કે મરનારની પછવાડે પિંડ આપવામાં આવે છે તેમાંથી નવો દેહ રચાય છે, તેમાં જીવને પ્રવેશ કરવો પડે છે, અને તેને દેહ દ્વારા કર્મજન્ય નાના પ્રકારનાં દુઃખ ભોગવવાં પડે છે.

પ્રાણીનો મરણનો સમય થાય છે ત્યારે તેને દૈવી દૃષ્ટિ થાય છે, એટલે તે યમદૂતને પ્રત્યક્ષ દેખે છે, તેમ જ આ લોક તથા પરલોક તેને દૃષ્ટિગોચર થતા હોય એવો આભાસ થાય છે. આવા આશ્ચર્યજનક બનાવથી તેનાથી કાંઈ બોલી શકાતું નથી. યમદૂતો હાજર હોવાને લીધે, તેનો ઇન્દ્રિયસંઘાત વિકલ થઈ જાય છે: ચૈતન્ય જડ થઈ જાય છે; અને તેના પ્રાણ પોતાના સ્થાનથી ખસવા માંડે છે; શ્વાસ નિજ સ્થાનથી ચલાયમાન થાય છે; તેમ જ તેને એક ક્ષણ આ સમયે, કલ્પ જેવડી થઈ પડે છે; અને જાણે ૧૦૦ વિંછી દંશતા હોય એવી પીડા થાય છે; આવા પાપીના પ્રાણવાયુ અધોદ્વારથી નીકળી જાય છે. નગ્ન, ભયંકર દેખાવના, ક્રોધયુક્ત દૃષ્ટિવાળા, યમપાશ તથા દંડ ધારણ કરીને દાંત કકડાવતા, ઉર્ધ્વ કેશવાળા, કાગડાના જેવા કાળા, વક્રતુંડવાળા નખાયુધ, યમદૂતને જોઈ તેના મનમાં અતિત્રાસ ઉત્પન્ન થાય છે. અંગુષ્ટ પ્રમાણનો પુરૂષ (જીવ) હાહાકાર કરતો શરીરમાંથી બ્હાર નીકળે છે, એટલે યમદૂત તેને તરત ગ્રહી લે છે, ને જીવ પોતાનું શરીર જોતો રૂહે છે. પછી યાતના દેહમાં તે જીવને ઘેરીને પાશ ગળે બાંધી દીર્ઘ માર્ગે, અપરાધીને જેમ રાજભટો લઈ જાય છે તેમ, બે યમદૂત રસ્તામાં નરકનો ભય બતાવતા તેની તર્જના કરતાં, તેને લઈ જાય છે. બે અથવા ત્રણ મુહૂર્ત્તમાં તેને યમ પાસે પ્હોંચાડે છે. પછી તેને આકાશમાર્ગે થઇને જ્યાં તેનું શબ પડ્યું હોય છે ત્યાં પાછો આણે છે, એટલે તેને પોતાના દેહમાં પ્રવેશ કરવાની ઇચ્છા થાય છે પણ તેમ યમદૂત કરવા દેતા નથી, તેથી તે રૂદન કરે છે.

આતુર સમયે પુત્રે અષ્ટ મહાદાન તથા પાછળથી પિંડ આપ્યા હોય તેનું ભક્ષણ તે કરે છે, તથાપિ તેને તૃપ્તિ થતી નથી; જેની પછવાડે, પિંડદાન આપવામાં આવતું નથી તે પ્રેતરૂપ થઈ, અતિ દુઃખ પામતા, નિર્જન અરણ્યમાં કલ્પ પર્યંત ભટકતા

જે માણસોએ ઉપરના ગમે તે લોકમાં પ્રવેશ કરવાનો પોતાનો ખરો હક્ક મેળવી રાખ્યો નથી તેઓના જીવને મોતની છાયાની ખીણમાં થઈને યમરાજના ન્યાયાસન આગળ રજુ થવું પડે છે. તેઓએ જે પ્રમાણે સુકૃત કે દુષ્કૃત કરવાં હોય છે તે પ્રમાણે તેઓને તેમના પ્રવાસમાં સુખ કે પછી નાના પ્રકારનાં દુઃખ સહન કરવાં પડે છે. પુરાણ રચનારાઓનો દેખીતો અભિપ્રાય એમ જણાય છે કે, મનુષ્ય પ્રાણીના મન ઉપર તેની આશા કરતાં ભય વધારે સહેલાઈથી અસર કરે છે; તેઓએ ઘણું કરીને મરણ પછીના સર્વ ભય વિષે જ વર્ણન આપેલું છે.

તેરમા પછી, નવું શરીર પામેલા પ્રેતને યમદૂતો જ યમપુરીનો રસ્તો પકડાવે છે; ઘાતકી જીવ હોય છે તેને તો યમદૂતો રસ્તામાં ત્રાસ ઉપજાવીને, અને નાના પ્રકારની પજવણીયો કરીને કાયર કાયર કરી નાંખે છે. તેઓ પ્રેતને કહે છે કે, "ચાલ દુષ્ટાત્મન્! ઉતાવળો, અમે તને યમપુરી લઈ જઈને કુંભીપાકાદિ નરકમાં નાંખીશું!" આવા ભયંકર પ્રસંગમાં તેમના ધમ-

---

કરે છે, પાપકર્મ કરવાં હોય તેનું ફલ ભોગવ્યા વિના તેનો ક્ષય થતો નથી, અને યમયાતના ભોગવ્યા વિના તેને મનુષ્યદેહ પ્રાપ્ત થતો નથી. માટે દશ દિવસ સુધી, મરનારના પુત્રે પિંડ આપવા જોઈયે. આ પિંડમાંથી પ્રત્યેકના ચસ્આર વિભાગ કરવામાં આવે છે, તેમાં બે ભાગ દેહને અર્થે છે, ત્રીજો ભાગ યમદૂતોને મળે છે, ચોથો ભાગ તેને ખાવા મળે છે: આ પ્રમાણે નવ દિવસ પિંડપ્રાપ્તિ થયા પછી, દશમે દિવસે, તે પિંડમાંથી એક હાથ જેવડો તેનો દેહ બંધાય છે, એટલે માર્ગગમન કરવાને તે શક્તિમાન્ થાય છે, એ દેહ માર્ગમાં અશુભ ફળ ભોગવે છે.

પ્રથમ દિવસના પિંડમાંથી તેનું માથું બને છે.

બીજા દિવસના પિંડમાંથી ગર્દન તથા સ્કંધ બને છે.

ત્રીજા દિવસના પિંડમાંથી હૃદય બને છે, અને ચોથામાંથી પૃષ્ઠ બને છે.

પાંચમામાંથી નાભી, અને છઠ્ઠાથી કેડ, તથા ગુહ્યેન્દ્રિય બને છે.

સાતમામાંથી બે સાથળ, આઠમા અને નવમામાંથી જંઘો અને પાદ બને છે.

આ પ્રમાણે દેહ બંધાયા પછી, દશમે દિવસે, તેને ભૂખ અને તરસ લાગે છે. એટલે અગિયારમા અને બારમાએ તેને પિંડ આપે છે, તે ખાય છે.

તેરમા પછી તે યમપુરીને માર્ગે જવા માંડે છે. યમપુરી ૮૬ હજાર યોજન દૂર છે. પ્રતિદિવસે ૨૦૦ યોજન ચાલતો જીવ ૪૭ દિવસે યમપુરીમાં પ્હોંચે છે. ત્યાં રસ્તામાં તેને ૧૬ પુર આવે છે, તેમાં **સૌમ્યપુર** અથવા **યામ્યપુર** પ્રથમ આવે છે. ત્યાં તે ૧૮ મે દિવસે પ્હોંચે છે. એક માસનો પિંડ આપવામાં આવેલો હોય તો તેને આ સ્થાને ખાવાને મળે છે, અહિં તે પોતાનું દુષ્કર્મ કરેલું સંભારતો 'હાય! હાય!' કરી રડે છે.

સ્ત્રીના બોલ સાંભળતો અને પોતાનાં સગાંવ્હાલાંનું રૂદન જે જગત્ સાથેનું તેનું છેલ્લું બંધન, તે કાન દઈને, અંતર વધવાને લીધે તે દુ:ખભરેલા અવાજે સંભળાય નહિ ત્યાં સુધી, સાંભળતો, 'હાય! હાય!' કરી વિલાપ કરતો દુ:ખમય માર્ગે ચાલે છે.

પૃથ્વીની નીચે ચોર્યાશી હજાર[1] યોજનને છેટે દક્ષિણમાં યમપુરી છે, એ દિશાએ થઈને દુષ્ટ જીવને લઈ જવામાં આવે છે; તેના રસ્તામાં કાંટા છવાઈ ગયેલા હોય છે, તેથી પગ વિંધાઈ જાય છે; અને ધીકાવેલા ત્રાંબાના જેવી ધરતી છે. આવા દુ:ખદાયક માર્ગ આવે છે તેમાં દિવસે વિસામો લેવાને ઝાડની છાયા હોતી નથી, અને અંધારાની વેળાએ તેને ઘેરે એવો કોઈ દયાળુનો હાથ મળતો નથી. પ્રેતને આરામ લીધા વિના ચાલ્યાં જ કરવું પડે છે. "હાય! હાય! રે મારા પુત્ર!" એમ ક્હીને તે પોકાર મારે છે. "મેં બ્રાહ્મણને કાંઈ દાન આપ્યું નહિ." એમ ક્હીને પોતાનાં પાપકર્મ સંભારે છે. યમકિંકર તેને દુ:ખથી ડાટી નાંખે છે; વાંદરાને જેમ તેનો ઘાતકી રક્ષક ખેંચે છે તેમ અંટોડાવતી પ્રેતને તે ખેંચે છે. એટલે તે પોતાના મનમાં ખેદ પામીને ક્હે છે. "મેં બ્રાહ્મણોનું પૂજન કર્યું નહિ; હોમહવન કર્યા નહિ, મુક્તિની જેથી પ્રાપ્તિ થાય એવા ગંગાજળનો આદર કર્યો નહિ; માટે અહો! દેહ!, તું તારાં કર્મ ભોગવ." વળી તે ક્હે છે કે, "જ્યાં મનુષ્ય પ્રાણી, અને પશુ-પક્ષીને જળાશયની અગત્ય હતી ત્યાં તે મેં બંધાવ્યાં નહિ; પશુને માટે ગોચર રાખ્યું નહિ, નિત્યદાન કર્યું નહિ, ગવાન્હિક[2] ન કર્યું; કોઈને વેદ કે શાસ્ત્ર અર્પણ કર્યાં નહિ, અને મારાં સત્કર્મ કરેલાં પણ મારે સ્વાધીન રહ્યાં નહિ."

અઢાર દિવસ પૂરા થાય છે ત્યારે પ્રેત સૌમ્યપુર[3] આવી પ્હોંચે છે;

---

૧ ગરૂડપુરાણમાં મનુષ્યલોકથી યમલોકનું અન્તર ૮૬ હજાર યોજન છે, એમ લખ્યું છે, એ જ પ્રમાણે ગરૂડપુરાણના સારોદ્ધારમાં પણ છે.

૨ એક ગાયને એક દિવસમાં જેટલાથી તૃપ્તિ થાય તેટલું ખાવાનું (જુવો ટીપ અં ૫)

૩ વેદ કે શાસ્ત્રમાં ક્હેલાં વચન મેં પ્રમાણ કર્યાં નહિ અને પુરાણમાં બતાવેલા ધર્મમાર્ગનું પણ મેં સેવન કર્યું નહિ (જુવો ટીપ અંક પાંચ).

જો મરનાર સ્ત્રી હોય તો તે ક્હે છે કે:—
મેં હિતકર પતિનું વચન પાળ્યું નહિ; પતિવ્રતાધર્મ પાળ્યો નહિ; ગુરૂ, એટલે સાસુ સસરા આદિ પૂજ્યવર્ગ વિષે ગૌરવ (સેવા) ન કર્યું; વળી ક્હે છે કે, ધર્મબુદ્ધિથી પતિની સેવા કરી નહિ. વૈધવ્ય પ્રાપ્ત થયા પછી પણ તપ કર્યું નહિ. માટે હે દેહિન! તું તારૂં કર્મ ભોગવ.

આ પ્રમાણે ૧૭ દિવસ સુધી તે એકલો પ્રેત, વાયુવેગે ચાલે છે.

ત્યાં પ્રેતનો સમુદાય ઘણો એકઠો થાય છે, અને વસ્તી પણ પ્રેતની જ છે. ત્યાં આગળ પુષ્પભદ્રા નદી છે, ત્યાં આગળ એક વિશાળ ઝાડ[1] છે, તેની નીચે યમકિંકર વિશ્રામ લેવાને બેસે છે; અને પ્રેત સ્ત્રીપુત્રાદિકનું સુખ સંભારીને દુઃખી થાય છે, તેને આ ઠેકાણે, તેના વારસોએ શ્રાદ્ધ કર્યું હોય તો તે ખાવાને મળે છે, અને બીજાને તો જ્યાં કાંઈ લઈ શકાય નહિ, અને કોઈ આપનાર મળે નહિ એવા પ્રવાસમાં કાંઈ સાહિત્ય અગાઉથી કરી રાખ્યું નથી હોતું, તેને પશ્ચાત્તાપ કરી કરીને સહેવું પડે છે.

એક બીજા પખવાડિયા પછી તે સૌરિપુર[2] આવી પ્હોંચે છે. ત્યાં જંગમ નામે રાજા રાજ્ય કરે છે. તે યમના જેવો ભયંકર છે. આ ઠેકાણે પ્રેત ઢાળો કરે છે; અને તે દિવસે તેના વારસે શ્રાદ્ધ કર્યું હોય, તો તે ખાવાને

---

૧ પ્રિયદર્શન નામનો વડ છે. આ ઠેકાણે તે શોચ કરે છે. તેને ત્યાંના યમદૂત ક્‌હે છે કે જેનો તું શોચ કરે છે તેમાંનું અહિં તો તારૂં કોઈ નથી માટે તારાં કર્મથી જે કાંઈ તેં ભેગું કર્યું હોય તેનો ભોગ કર. હે મૂઢ! અહિંથી જા.

૨ ત્રિપક્ષીનું શ્રાદ્ધ કરતી વેળાએ મળેલો પિંડ અને જળ આ સ્થાને તેને ખાવા ને પીવા મળે છે.

અહિં જે જંગમ રાજા છે તે (कामरूपधृक्) સ્વેચ્છા પ્રમાણે સ્વરૂપ ધારણ કરે એવો છે, એમ ગરૂડપુરાણમાં લખ્યું છે અને તેના સારોદ્ધાર નામના પુસ્તકમાં कालरूपधृक् એટલે કાળના જેવું રૂપ ધારણ કરનાર એમ લખ્યું છે.

ઉપર જે અંક ૨-૩ ની ટીપમાં જણાવેલું છે તે સૌમ્યપુરમાં રહી તે પ્રેત નીચે પ્રમાણે બોલે છેઃ—

जलाशयो नैव कृतो मया तदा ।
मनुष्यतृप्त्यै पशुपक्षितृप्तये ॥
गोतृप्तिहेतो न च गोचरः कृतः ।
शरीर ! हे निस्तर यत् त्वया कृतम् ( १०० )

અહિં ખડ્ગના આઘાતથી પીડાય છે, ત્યારે બોલે છે કેઃ—

न नित्यदानं न गवाह्निकं कृतम् ।
पुस्तं न दत्तं न हि वेदशास्त्रयोः ॥
पुराणदृष्टो न हि सेवितोऽध्वा ।
शरीर ! हे निस्तर यत् त्वया कृतम् ॥ १०१ ॥

અર્થ—મનુષ્ય અને પશુપક્ષીની તૃપ્તિ માટે મેં કાંઈ જળાશય કરાવ્યાં નથી, ગાયોની તૃપ્તિને માટે તેમને રહેવાને સ્થાન પણ બંધાવ્યાં નથી; હે શરીર! એમાંથી તેં જે કાંઈ કર્યું હશે તેથી તારૂં તારણ થશે. (૧૦૦)

મળે છે. ત્યાર પછી ત્યાંથી નગેંદ્રભવન,[1] ગંધર્વ,[2] શૈલાગમ,[3] ક્રૌંચ,[4] ક્રૂરપુર[5]

મેં કોઈ વાર નિત્યદાન કર્યું નથી; ગાયોની આજિવિકા માટે કાંઈ સાધન કર્યું નથી; વેદ શાસ્ત્રનાં પુસ્તકોનું દાન કર્યું નથી. पुस्तं न दत्तं પુસ્તક ન આપ્યું, દાન ન કર્યું.) પુરાણમાં દર્શાવેલો માર્ગ સ્વીકારચો નથી, માટે હે શરીર! એમાંથી જો તેં કાંઈ કર્યું હશે તો તેથી તું તરીશ.

જ્ઞાનમાર્ગ, યોગમાર્ગ, કર્મમાર્ગ, ભક્તિમાર્ગ, એઓનું તેં સેવન કર્યું નથી, તેમ જ સાધુના સમુદાયથી કોઈ પણ ધર્મમાર્ગનું શ્રવણ કર્યું નથી તો તું તારૂં કરચું ભોગવ. (૧૧૧)

હે માતા! હે પિતા! હે ભાઈ! હે પુત્ર! હે સ્ત્રિયો તમોયે મને કાંઈ ઉપદેશ કરચો નહિ, જેથી આ દશાને પ્રાપ્ત થયો છું.

મા, ભાઈ, બાપ, પુત્ર આદિમાંથી કોઈ પણ મારી પાસે છે કે નહિ, કે જે આ દુઃખસમુદ્રમાં પડેલો એવો જે હું પાપી તેનો ઉદ્ધાર કરે.

૧ **નગેન્દ્રભવનના** (જેમાં વિશાળ ઝાડનાં ઝુંડ છે.) રસ્તામાં **રૌદ્રવન** (અસિપત્ર આદિ) આવે છે. આ સ્થાને નિર્દયો એને ખેંચે છે તેથી દુઃખ પામે છે, બે મહિને અહિં પ્હોંચે છે. અને બે માસનો માસિયો (દ્વૈમાસિક) તેના વારસ કરે છે તે વેળાએ પિંડ આદિ આપેલું હોય તે અહિં તેને મળે છે અને તેનું તે ભક્ષણ કરે છે. પછી ત્યાંથી આગળ **યમકિંકર** જેને ગંધર્વ નગર ભણી લઈ જાય છે.

૨ આ નગર વેગળેથી દૃશ્યમાન્ છે, પણ સમીપ આવતાં તે અદૃશ્ય થઈ જાય છે માટે એનું નામ **ગંધર્વ** નગર રાખ્યું છે. આ ઠેકાણે તે ત્રીજે માસે આવી પ્હોંચે છે, અને ત્રૈમાસિક પિંડ આપવામાં આવે છે, તે ખાય છે.

૩ ચોથે મહિને પ્રેત **શૈલાગમ** નગરમાં આવે છે (शैल+आगम=પથ્થરનું ત્યાં આવવું એટલે વર્ષવું થાય છે. માટે એવું નામ પાડ્યું છે.) આ સ્થાને નિરંતર પથ્થરનો વર્ષાદ થાય છે. ચતુર્થ માસિક શ્રાદ્ધ વેળાએ આપેલા પિંડ આદિ પ્રેતને આ સ્થાને ખાવાને મળે છે અહિં તે બોલે છે કે,

न ज्ञानमार्गो न च योगमार्गो।
न कर्ममार्गो न च भक्तिमार्गः ॥
न साधुसंघात् किमिति श्रुतं मया ।
शरीर ! हे निस्तर यत् त्वया कृतम् ॥ १११ ॥

જ્ઞાનમાર્ગ, યોગમાર્ગ, કર્મમાર્ગ, અને ભક્તિમાર્ગનું હે શરીર, તેં સેવન કર્યું નહિ; તેમ જ, તેં સાધુના સમુદાય પાસેથી પણ કાંઈ (ધર્મમાર્ગ) સાંભળ્યો નહિ, તો તું તારૂં કરચું ભોગવ.

૪-૫ **પ્રેત ક્રૌંચપુર**માં પાંચમે માસે આવે છે, એમ **સારોદ્ધાર**માં લખ્યું છે અને સાડા પાંચ માસે **ક્રૂરપુર**માં આવે છે એમ જણાવ્યું છે, પણ **ગરૂડપુરાણ**માં પાંચમે માસે

થઇને વિચિત્ર[1] નગર આવી પ્હોંચે છે. તેમાં રસ્તામાં રૌદ્રવન જોઇને રૂદન કરે છે; પથ્થરોનો વર્ષાદ તેના ઉપર વર્ષે છે, અદૃશ્ય હાથથી તેના ઉપર માર પડે છે. ત્યાં વિચિત્ર નામનો રાજા રાજ્ય કરે છે. તે યમનો ભાઈ થાય છે. જ્યારથી પ્રેત વિચિત્ર નગર છોડે છે, ત્યારથી તેના પ્રવાસના અતિ દુઃખદ ભાગનો પ્રારંભ થાય છે.

હવે તે વૈતરણી નદીને માર્ગે ચડે છે. વળી અસિપત્ર વન એટલે જે વનમાં ઝાડનાં પાંદડાં તરવારના જેવી ધારનાં અને લાંબાં હોય છે, તેનો ત્રાસ તેને સહન કરવો પડે છે.

---

ક્રૂરપુરમાં આવે છે અને સાડા પાંચ માસે ક્રૌંચપુરમાં આવે છે એમ લખ્યું છે. આ સ્થાને પાંચ માસનું શ્રાદ્ધ તથા ઉન છમાસી કરવામાં આવે છે તે વેળાએ આપેલાં પિંડજલ ખાવાપીવાને મળે છે. આ સ્થાને પીડાથી કપાયલો પ્રેત આ પ્રમાણે વિલાપ કરે છેઃ-

हा मातर्हा पितर्भ्रातः सुता हाहा मम स्त्रियः ॥ ११३ ॥
युष्माभिर्नोपदिष्टोऽहमवस्थां प्राप्त ईदृशीम् ॥

હે માતા! હે પિતા! હે ભાઇયો! હે પુત્રો! અરે મારી સ્ત્રિયો! તમે મને શિખામણ દીધી નહિ, તેથી મારી આવી અવસ્થા થઈ. આવું સાંભળીને યમદૂત તેને કહે છે કેઃ-હે મૂર્ખ? તેં તારા કર્મથી મેળવેલું ચિરકાળ સુધી આ માર્ગમાં ભોગવ. તારાં માતાપિતા, સ્ત્રીપુત્ર અને મિત્ર અહિં ક્યાં છે? પછી એક ઘડી આ સ્થાને રહીને તે વિલાપ કરતો ચાલે છે.

૧ **વિચિત્ર** નગર અથવા **ચિત્રભુવન**માં છ માસે આવે છે. ત્યાં **વિચિત્ર** રાજા છે તે યમનો અનુજ (ન્હાનો ભાઈ) થાય છે. આ સ્થાને છ માસીનો પિંડ તથા જલઘટ મળે છે તે ખાઈ પીને આગળ ચાલે છે અને તે પ્રાસ(ભાલા)ની અણીથી પીડાયલો વિલાપ કરે છે કેઃ-

माता भ्राता पिता पुत्रः कोऽपि मे वर्तते न वा।
यो मामुद्धरते पापं पतन्तं दुःखसागरे ॥

હું જે દુઃખદરિયામાં પડેલો પાપી છું તેનો ઉદ્ધાર કરવાને મારી માતા, ભાઈ, પિતા, પુત્ર કોઈ છે કે નથી?

આ પ્રમાણે વિલાપ કરતો, **તરણી** નદી આગળ આવી પ્હોંચે છે, ત્યાં કૈવર્ત (ખારવા) આવીને કહે છે. વિતરણી એટલે ગાયનું દાન તેં કર્યું હોય તો તે પુણ્યથી તારી શકાય એવી આ **વૈતરણી** નદી પાર ઉતરવા આ વ્હાણ આણ્યું છે. આવું વચન સાંભળીને પ્રેત અરે દૈવ! એમ કહેતો દાન દીધું નથી તેથી રડે છે, અને નદીમાં ડચકાં ખાય છે. માછલાંને બડિશથી (કાંટાએ લોટ વળગાડેલો હોય છે તેથી) મચ્છીમાર ખેંચે છે તેમ પ્રેતને અદ્ધર રહેલા યમદૂત મ્હોંમાં કાંટા નાંખીને ખેંચે, એટલે વિલાપ કરતો ખેંચાતો તે સામે પાર જાય છે.

શ્રીકૃષ્ણ કહે છે કે "વૈતરણી નદી મહા ભયંકર છે. પ્રેત એને કિનારે "આવે છે કે તે જોઇને ત્રાસી જાય છે; એની પ્હોળાઇ એક સો યોજનની "છે. તેની રેતી માણસના માંસની બનેલી હોય છે, અને મનુષ્યનું લોહી "અને પરૂ આદિથી તે ભરેલી વ્હે છે, તે જેમ દેવતા ઉપર માખણ તાવતાં "ફીણ આવે તેમ દીસે છે; તેના કિનારા હાડકાંના છે; તે ઘણી અગાધ અને "દુસ્તર છે, તેમાં તે પાપી નીચે જાય છે અને ઊંચો આવે છે, કીડા અને "જુવોનો તેમાં પાર નથી; તેમાં વિકરાળ મગર અને ઘોર પક્ષિયો હોય છે, "તે પક્ષિયોની પાંખોનો જેટલો છાંયડો પડે, તે વિના બીજા કશાનો છાંયડો "પણ હોતો નથી. ત્યાં ગીધ પક્ષી હોય છે તેઓની ચાંચો તીક્ષ્ણ હોય છે." ભયંકર દેખાવથી કૃષ્ણ જેમ ત્રાસી ગયા હોય તેમ આવું વર્ણન કરતાં ગરૂડને કહે છે કે, "અહો ગરૂડ! જગત્‌ના પ્રલય વેળાએ જેમ બારે સૂર્ય તપે તેમ "તે ઠેકાણે અગ્નિ વર્ષે છે. આવા કમકમાટ ઉપજાવે એવા ઠેકાણામાં કેટ-"લાક પાપિયોને અને તેમાં મુખ્યત્વે કરીને જેઓએ વૈતરણી ઉતરવાનું સાધન "મેળવી રાખ્યું નથી હોતું તેમને, સદાકાળ ત્યાં રહેવું પડે છે; અને બીજા-"ઓને કૈવર્ત્ત મછવામાં બેસારીને પાર ઉતારે છે.

"જે પ્રેત વૈતરણી નદીના ભયંકર સ્થાનમાંથી બચીને આવે છે, તેને બહ્‌વાપદ,[1] દુઃખદ,[2] નાનાક્રંદ, સુતપ્ત ભવન, શીતાઢ્ય, રૌદ્ર, પયોવર્ષણ અને

---

૧ સાતમે મહિને તે બહ્‌વાપદ પુરમાં જાય છે, ત્યાં સાતમા મહિનાના શ્રાદ્ધનાં પિંડ આદિનું ભક્ષણ કરે છે. અહિં પરિઘ(ભૂંગળ)ના પ્રહારથી પીડાતો તે બોલે છે કે મેં કોઈને દાન કીધું નથી, હોમહવન નથી કર્યા, તપ નથી કરયું, તીર્થસ્નાન નથી કર્યું અને કોઈ પ્રકારે પોતાનું હિત થાય એવું કર્યું નથી, માટે હે મૂઢ જીવ! જેવું કર્મ કર્યું છે તેવું ભોગવ.

૨ આઠમે માસે આકાશમાં ચાલતો પ્રેત દુઃખદપુરમાં આવે છે. ત્યાં આઠમા માસના શ્રાદ્ધના પિંડ ખાય છે. ત્યાંથી ચાલી નવમા માસમાં નાનાક્રંદ નામના પુરમાં આવે છે. આ સ્થાને યમદૂતો તેને મુશલનો માર મારે છે. નાના પ્રકારના આક્રંદ કરતા દારૂણ ગણોને જોઈને પ્રેતનું હૃદય શૂન્ય થઈ જાય છે, અને દુઃખથી રડે છે. પછી સુતપ્તભ-વનમાં આવે છે, ત્યાં એને યમદૂતો હળથી માર મારે છે અને દશમા માસના શ્રાદ્ધનો પિંડ ખાય છે. તો પણ તેથી તેને સુખ થતું નથી. ૧૧ મે માસે રૌદ્રપુરમાં આવે છે. રસ્તામાં તેના વાંસામાં માર મારવામાં આવે છે, ત્યારે તે કહે છે કે ઉત્તમ પથારીમાં જે પીઠ પડતી તે ક્યાં? અને પીઠે પડતો આવો માર ક્યાં? સાડા અગિયાર માસે તે પયોવર્ષણ પુરમાં આવે છે. ત્યાં એને યમદૂતો કુઠાર(કુહાવાડા)નો માર મારે છે, એટલે તે કહે છે કે, મારા ચાકર મારા મસ્તક ઉપર સુગંધી તેલનું મર્દન કરતા હતા તે ક્યાં? અને આ યમકિંકર ક્રોધથી મસ્તક ઉપર માર મારે છે તેની વ્યથા ક્યાં? આ સ્થાને પ્રેતને દુઃખદાયક

"બહુભીતિપુરમાં વાસ કરવો પડે છે. આ છેલ્લા પુરમાં એક વર્ષ પૂરૂં થઈ "રહે છે ત્યારે આવી પ્હોંચે છે. સોળ શ્રાદ્ધથી આ ઠેકાણે એને હસ્ત "જેવડુંજ શરીર[1] પ્રાપ્ત થાય છે, અને આટલી વાર સુધી જે જૂના શરીર "સહિત એને પ્રવાસ કરવો પડ્યો હતો તે ન્હાશ પામી જાય છે; જેમ કે, "રામની સામે પરશુરામે હથિયાર ઉપાડ્યાં, એટલે તેનામાંથી દેવતાઈ અંશ "જતો રહ્યો તેમ."

આ સમયે જો સપિંડ શ્રાદ્ધ થયેલું હોય છે તો, ઘણા જણ મુક્તિ પામી જાય છે. જીવ બહુભીતિપુરમાં રહે છે, ત્યાં તેણે જો પૃથ્વી ઉપર પુણ્ય કરેલું હોય છે તો તે પ્રમાણમાં તેને ઓછું દુઃખ ભોગવવું પડે છે.

એક મજલ આગળ ચાલે છે, એટલે જીવ યમપુરીમાં આવી પ્હોંચે છે, તે વિસ્તીર્ણ, એક હજાર યોજનની છે, તેના દ્વાર આગળ ચિત્રગુપ્તનું સ્થાન આવે છે. તેને લ્હોડાની ભીંતો છે. યમનો આ સેવક એક મોતીથી મઢી લીધેલા ભવ્ય આસન ઉપર બેસે છે; અને અરેબિયન લોકોના યમદૂત (azrael) અઝરાયેલની પેઠે, માણસનાં સારાં ખોટાં સર્વ કર્મ નોંધી રાખે છે. એના સ્થાનની પાસે મનુષ્યને દુઃખ દેનારા તેના હાથ નીચેના સેવકો

---

થઈ પડે છે એવા મેઘ વર્ષે છે. ત્યાં ઉનાબ્દિક (ઉનવર્ષી) શ્રાદ્ધના પિંડનું ભક્ષણ કરે છે. અને જ્યારે વર્ષ પૂરૂં થાય છે ત્યારે **શીતાઢ્ય નગર**માં જાય છે. અહિં છરીથી તેની જીભ કાપવામાં આવે છે. આ સ્થાને હીમ કરતાં પણ સો ગણી ટાઢ પડે છે તેથી પીડા પામતો અને ભૂખથી પીડાતો પ્રેત દશે દિશા ભણી જુવે છે કે કોઈ પણ મારો બંધુ અહિં ઉભો છે કે જે મારૂં દુઃખ ટાળે. આ વેળાએ તેને યમકિંકર કહે છે કે તેં જો કાંઈ પુણ્ય કર્યું હોય તો તારૂં દુઃખ ટળે. વર્ષીના શ્રાદ્ધના પિંડ ખાવાથી તેને ધીરજ આવે છે.

૧ આ શરીર હસ્તપુર જે તેને પ્રાપ્ત થયું છે, તે શરીરથી દુઃખ ભોગવતો આવે છે. પૃ. ૪૯૬ ની ટીપમાં છે એ વાત પુસ્તકને આધારે છે, માટે આ ઠેકાણે અંગરેજીમાં લખતાં ભૂલ થયેલી જણાય છે, અથવા તો લેખો કે કોઈ બીજા પુસ્તક ઉપરથી લીધું હશે, કેમ કે, આ સમયે તેને કર્મભોગ માટે યાતનાદેહ પ્રાપ્ત થાય છે, તે પોતાના શરીર સદૃશ થાય છે, અને તેમાં અંગુષ્ટ માત્ર જીવ જે ૧૭ તત્વના લિંગ શરીરનો અભિમાની છે તે પ્રવેશ કરે છે અને તે ખેચર એટલે અદ્ધર ગતિ કરનાર થાય છે. આવું શરીર પ્રાપ્ત કરેલું એવો જીવ યમદૂતની સાથે યમપુરીમાં જાય છે.

યમપુરીના ચાર દરવાજા છે, તેમાંથી દક્ષિણ દ્વારના માર્ગનું આ વર્ણન છે.

મૂળ અંગરેજી પુસ્તકમાં શેળભેળ લખાણ છે, તેનો ક્રમ સમજવા માટે આ સ્થાને વિસ્તાર આપવામાં આવ્યો છે. ૨. ઉ.

જ્વર, લૂતા, વિસ્ફોટક, કોઢ, શીતળા, અને બીજા સર્વે રોગ વસે છે.[૧] એ સર્વે ચિત્રગુપ્તના હાથ નીચેના સેવકજન છે, અને દ્વારપાળ છે, તે તેની સૂચના પ્રમાણે, જીવને નરકનો માર્ગ બતાવે છે.

યમપુરીમાં ગાંધર્વ અને અપ્સરાઓ વસે છે. બ્રહ્માના તેર પુત્ર શ્રવણ[૧] ત્યાં દ્વારપાળ છે. તેઓ દૂરનું શ્રવણ કરી શકે અને વેગળેનું જોઈ શકે એવી શક્તિ ધરાવે છે, અને સ્વર્ગ, મૃત્યુ તથા પાતાલમાં ફરે છે. ચિત્રગુપ્તના આવા પ્રકારના દ્વારપાલ, મૃત્યુલોકનાં કર્મથી તેને સદા જાણીતો રાખે છે. તેઓની સ્ત્રિયોની શક્તિ પણ એવા જ પ્રકારની છે. કોઈ ગમે એટલી મ્હોટાઈયે પ્હોંચે તો પણ, આવી લાલચોથી લલચાયા વિના રહે નહિ એવું પુરાણોના રચનારની નજરમાં આવેલું, તે મત પ્રમાણે તેઓએ લખ્યું છે કે, ઉપર લખેલ શ્રવણો પણ તેમને દાન આપવાથી પ્રસન્ન થાય છે.[૨] તેમાં મુખ્યત્વે કરીને એક જે ધર્મધ્વજ કહેવાય છે તેને જો કોઈયે સપ્ત ધાનનાં દાન વડે પ્રસન્ન કરયો હોય તો તે જીવના પક્ષમાં બોલે છે.

યમનો મ્હેલ પચાશ યોજન લાંબો અને વીશ યોજન ઉંચો છે, તે બધો રત્નજડિત છે; ચોગરદમ ઘંટનાદ થઈ રહે છે; દ્વારોએ પુષ્પોના હાર ઝુકી રહેલા હોય છે; દુર્ગ ઉપર નિશાન ફરકી રહે છે; અંદરની બાજુએ પાતાળનો રાય વિશાળ રાજ્યાસન ઉપર બિરાજમાન થાય છે. તેની આગળ શંખનાદ કરીને પ્રાણિયોને તેમની કરણીનો ન્યાય કરવાને રજુ કરવામાં આવે છે.

---

૧ જેમ અસલને વારે એરીબસના ઘણી વારના પદભ્રષ્ટ થયેલા રાજાના રાજ્યમાં ઉમરાને જ મ્હોંએ અને મુખ્યત્વે કરીને ઓરકસના સંકટમાર્ગમાં ખેદ અને પ્રતિહિંસકોએ પોતાનો ઉદ્વેગનો માળો બાંધ્યો છે, અને અહિયાં નજલો, ખેદયુક્ત વૃદ્ધાવસ્થા, ત્રાસ અને ખોટાં કર્મ કરાવનારી ભૂખ, છેક નીચી પંક્તિની દરિદ્રતા, અને જોતાં ત્રાસ ઉપજે એવા આકારો એઓનું રહેઠાણ છે.

૨ બહુભીતિપુરથી ૪૪ યોજનને છેટે ધર્મરાજપુર છે, તેમાં પાપિયોના અનેક પ્રકારના હાહાકાર થઈ રહેલા છે. તેને જોઈને પેલો પાપી જીવ પણ હાહાકાર કરે છે, તે સાંભળી યમરાજના પુરચારી લોકો ધર્મધ્વજ નામના પ્રતીહારને તેના આવવાની જાણ કરે છે, એટલે ચિત્રગુપ્તની આગળ તેની કરણી વિષેનો વૃત્તાન્ત કહી સંભળાવે છે. તે સાંભળીને ચિત્રગુપ્ત ધર્મરાજને નિવેદન કરે છે. ધર્મરાજ યથાયોગ્ય સર્વનાં કર્મ જાણે છે, તો પણ તેવી જ રીતે જાણનાર ચિત્રગુપ્તને પૂછે છે અને ચિત્રગુપ્ત શ્રવણને પૂછે છે. જો મરણ પામી આવેલો જીવ સ્ત્રીવર્ગનો હોય છે તો તેની કરણી વિષે શ્રવણની સ્ત્રીયો જે શ્રવણી કહેવાય છે તે કહી સંભળાવે છે. તેરમાને દિવસે શ્રવણકર્મ (શ્રવણી) કરવામાં આવે છે તેથી આ શ્રવણો સંતુષ્ટ થાય છે, પણ આ ક્રિયા કરવામાં ન આવી હોય તો તેમને ક્રોધ આવે છે. ર. ઉ.

સજ્જનોની નજરે તો તે પ્રતાપવાન્ મહારાજા જણાય છે, પણ જે દુર્જનો છે તેઓને મહાવિકરાળ સ્વરૂપનો દીસી આવે છે; સજ્જન તેની હુઝુરમાં જાય છે, એટલે તે પોતાના રાજ્યાસન ઉપરથી ઉઠીને તેનો આદરસત્કાર કરે છે, અને પછી તેને સ્વર્ગમાં જવાની આજ્ઞા આપે છે; પણ દુર્જનના ઉપર ડોળા ફ્હાડીને તેને પોતાના દૂતોને સ્વાધીન કરે છે, એટલે તેઓ તેને નરકમાં નાંખે. અને ત્યાં "તેઓ પોતાનાં કુકર્મ" બાળી નાંખીને ચોખ્ખા થવા સારૂ અગ્નિકુંડમાં બળ્યાં કરે.

ચોર્યાશી લક્ષ પ્રકારનાં નરક છે; તેમાં રૌરવ, મહારૌરવ, તામિસ્ર, અંધતામિસ્ર, કુંભીપાક, અને બીજાં થઈને એક વીશ તો ઘોર નરક છે. જીવને ત્યાં શિક્ષા થયા પછી તે ચાર પ્રકારની જાતિના એક વીશ[1] લાખ દેહ ધારણ કરે છે, જેવા કે અંડજ એટલે ઈંડામાંથી નીપજે છે તે, ઉદ્‌ભિજ્જ એટલે વનસ્પતિ જેવા નીપજે તે, સ્વેદજ એટલે જે પરસેવા આદિ પ્રવાહી પદાર્થમાંથી પેદા થાય છે તે; અને જરાયુજ જે સ્ત્રીપુરૂષના યોગથી થાય છે તે.

યમ જે જીવને ઉપરના લોકમાં મોકલે છે તેમાંથી કેટલાક સ્વર્ગ અથવા દેવલોકમાં જવા જેવા હોય છે; કેટલાક થોડા ધર્માત્મા હોય છે, તે અશુદ્ધ દેવમાં રહે છે, જેવા કે શિવના ગણ, યક્ષ, ભૈરવ, વૈતાળ, ભૂત.[2] જે સ્ત્રી ઓછી ધર્માત્મા હોય છે તે યક્ષણી, શાકિની, વગેરે થાય છે. અને દુર્ગા અથવા બીજી મેલી દેવીની સાથે રહે છે. એ મલિન દેવ પૃથ્વીની ઉપર ભુવર્ લોક છે તેમાં રહે છે.[3] ભુવર્ લોક ઉપર સ્વર્ગ લોક છે તેનું વધારે વર્ણન આ ઠેકાણે આપવાની અગત્ય છે.

---

૧ એટલે કદાપિ એક વીશ નરક છે, તે દરેકની અકેકી જાતિના અકેક લાખ હશે, એવા ચાર વર્ગના ચોર્યાશી લક્ષ અવતાર લખે છે.

૨ હલકા પ્રકારનાં ભૂત વિષે આગળ લખ્યું છે તે, અને આ એક સમજવા નહિ.

૩ જુવો મનુ અધ્યાય ૨ પદ ૭૬. વળી જુવો "હવાના રાજ્યનો રાજા," "આ જગત્‌ના અંધકારના રાજ્યકર્ત્તા" સેંટ પાલનું ઈફીસીયાનો પ્રતિ કથન અધ્યાય ૨ પદ ૨, તથા અધ્યાય ૬ પદ. ૧૨. છેલ્લા વાક્ય ઉપર મિ. વાલપિયે નીચે પ્રમાણે લખ્યું છે:-

"હવા અથવા સ્વર્ગની નીચેનું આકાશ દુષ્ટ પિશાચોથી વસેલું હતું, એવો ઈઝરાયલ લોકોનો તથા લૌકિક અભિપ્રાય હતો તે મિ. મીડના અવલોકન પ્રમાણે સેંટ પાલે માન્ય રાખેલો છે અને ધર્મપુસ્તકનો તેને આધાર મળેલો જણાય છે."

મિલ્ટન પોતાના પેરેડીઝ લૉસ્ટના ૧૦ મા પુસ્તકમાં (૧૮૨-૧૯૦) એ વિષેનું સૂચન કરે છે:-

"આ ભવિષ્યકથનમાંથી એ પ્રમાણે નીકળ્યું, પછી બીજી ઈવ જે મેરી તેના "પુત્ર ખ્રિસ્તે જયારે હવાના રાજા શયતાનને આકાશમાંથી વિજળીની પેઠે પડતો જોયો

"વિદ્યાના ચમત્કાર" (Curiocities of Literature) એવા નામના ગ્રંથના કર્ત્તાએ, રાજાઓને દેખીતાં હસવાલાયક માનનાં પદની યાદી આપી છે, તેમાં ઇંડિયાના રાજાનું 'દેવ'નું પદ નોંધેલું છે. જ્યારે મિ૦ ડી ઇઝરાયલીને રાજાનો આવો કિતાબ તરેહવાર રીતનો લાગ્યો ત્યારે બેશક તેનો સાધારણ અર્થ (પૃથ્વી=ભૂમિનો પતિ=પ્રભુ-દેવ) તેના સમજવામાં આવ્યો નથી, પણ દેવ એટલે જગતનો પરમેશ્વર એવો અર્થ તે સમજ્યો છે.

દેવ એ શબ્દનો અર્થ સદા ઉપર પ્રમાણે થતો નથી. ઇંડિયન રાજાઓ સિવાય, બીજા રાજાઓને એ શબ્દ લગાડેલો આપણા જોવામાં આવ્યો છે, તેમ જ અર્થને મળતો Divus દિવસનો કિતાબ રોમન લોકોએ જુલિયસ અથવા અગસ્તસને લગાડેલો છે. વળી કુમારપાળ જેવા રાજાઓ, જે પ્રજાને પ્રિય થઈ ગયા છે, તેઓને પણ એવું પદ આપવામાં આવ્યું છે, એટલું જ નહિ પણ વળી, તેનો કૃતઘ્ની ક્રમાનુયાયી જોરજુલમભરેલું રાજ્ય કરીને અપ્રિય થઈ ચાલતો થયો, તેને પણ બેદરકારપણે એવો કિતાબ આપવામાં આવેલો છે, તો પણ દેવ એ શબ્દનો અર્થ હિન્દુના મનમાં સદા આવે છે, તે સાધારણ રીતે તો 'પૃથ્વીની ઉપરના કોઈ લોકનો રહેવાશી' એવો છે, પણ વિશેષ ચોક્કસ રીતે તો સ્વર્ગના ગમે તે કોઈ રહેવાશીને લાગુ પાડવામાં આવે છે.

મોક્ષને માટે શિવ કે વિષ્ણુની પ્રાર્થના કરવામાં આવે છે. આગળના સમયમાં આ બન્ને દેવને એક બીજાની વિરૂદ્ધ ગણવામાં આવતા નહિ. ચંદ બ્હારોટ પોતાના રાસાના પ્રારંભમાં ક્હે છે, "કવિયે હરિના ગુણ ગાયા "છે, તેજ પ્રમાણે તેણે હરના ગુણ ગાયા છે. જે માણસ હર અને હરિને "ઇશ અને શ્યામને જૂદા ક્હે છે તે નરકમાં જશે. સર્વના કરતાં (સ્વર્ગ "કરતાં પણ) મહા ઉચ્ચ મોક્ષ છે, તેનો નારાયણની સાથે યોગ છે. જે "માણસ મહેશ્વરની નિંદા કરશે, તે તેની પાસે જઈ શકશે નહિ."

પણ હાલમાં તો કોઈ પણ બન્નેની સંગાથે પ્રાર્થના કરતું નથી, તે તો એકને પકડી રહે છે અને બીજાને તેનાથી ઉતરતો ગણે છે. આ પ્રમાણે વ્યવહારમાં જોતાં, કોઈ પણ હિન્દુ, દેવ એ શબ્દ ઈશ્વરના અર્થમાં એક કરતાં વિશેષ દેવને લગાડી શકતો નથી.

---

"ત્યારે તે સાચું ઠરયું; પછી તેણે પોતાની ઘોરમાંથી ઉઠીને તેનું રાજ્ય અને સત્તા "છીનાવી લઈને ઉઘાડી રીતે તેના ઉપર જીત મેળવી અને સ્વર્ગારોહણ કરીને, જે શય- "તાને બીજાઓને વશ કરી લીધા હતા તેને તેના લાંબી મુદત સુધી લઈ લીધેલા "હવાના રાજ્યમાંથી કેદ કરી લીધો, તેને તે આખરે આપણા પગની નીચે કચરી નાંખશે."

આમ છતાં પણ, તેત્રીસ કરોડ દેવતા, હિન્દુનાં શાસ્ત્રોમાં કહ્યા છે, તેઓ સ્વર્ગ એટલે જ્યાં ઈન્દ્ર રાજ્ય કરે છે ત્યાં, ઠરાવેલી મુદત સુધી વસે છે—તેઓ દેવતાઓથી એટલા બધા દૂર છે કે, જેઓ મુક્તિ પામીને તેમનાથી આગળનું પદ પામે છે, તેમની તેઓ અદેખાઈ[1] કરે છે, ઈન્દ્રને અમર લોકનો રાજા એવું વડાઈનું પદ છે, તે માત્ર તાણી તુશીને લાગુ પાડવા સરખું છે. ગીતામાં કહે છે કે, "પુણ્ય કર્મોને લીધે તેઓ સુર રાજાના મ્હેલમાં જાય છે, અને દેવતાના સરસ સ્વર્ગીય પદાર્થનું ભક્ષણ કરે છે. જેઓએ આ સ્વર્ગનું ઉત્તમ સ્થાન ભોગવ્યું, પણ તેમનાં પુણ્યકર્મ જો થઈ રહ્યાં તો તે મૃત્યુ લોકમાં પાછા આવે છે"[2] અને તેઓની ગણના એક કવિ "ક્ષણભંગુર વસ્તુઓ વિષે કહે છે તેમાં થાય છે, તેઓની ખીલતી મગરૂરી એવી કરમાઈ જતી અને એવી અનિશ્ચિત છે કે થોડો કાળ તેના સ્વાહા કરી જતા દાતરડાથી સત્વર કાપી નાંખે છે."

તેઓ નિરંતર સ્વર્ગમાં વાસ કરી રહેતા નથી, તેમ જ આ મૃત્યુ લોકમાં જન્મ પામવાથી અને એવા ચોર્યાશી લક્ષના ફેરામાંથી બચી જતા નથી. તેઓનો સ્વર્ગમાં રહેવાનો કાળ પૂરો થાય છે ત્યારે તેઓ પૃથ્વી ઉપર આવે છે અને તેમનું દેવ પદ પાછું મનુષ્યપદથી ઢંકાઈ જાય છે. આ ઉપરથી, જ્યારે આકાશમાંથી ખરતા તારા હિન્દુઓના જોવામાં આવે છે ત્યારે તેમના માનવામાં એમ આવે છે કે, આગલા જન્મમાં પુણ્ય કરેલાં

---

૧ જુવો પ્રથમ ભાગમાં ૨૨ મા પ્રકરણમાં બીજા ભીમદેવના વિષયમાં મુચકુંદ ઉપરની ટીપ.

૨ સર વિલિયમ જોન્સના ગ્રંથના પુસ્તકના ૧૩ મા ભાગનું પૃષ્ઠ ૨૯૫.

ગીતા, અધ્યાય ૯ મો શ્લોક ૨૦, ૨૧.

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ।
एवं त्रयी धर्ममनुपन्ना गतागतं कामकामा लभंते ॥

(ત્રણ વેદને જાણનારા, યજ્ઞોથી મારૂં પૂજન કરીને સોમપાન કરવાવાળા, પાપરહિત થયેલા સ્વર્ગની પ્રાપ્તિ યાચે છે. તેઓ પુણ્યના ફળરૂપ સુરલોક એટલે સ્વર્ગ મેળવે છે, અને સ્વર્ગને વિષે દિવ્ય દેવભોગ ભોગવે છે. તે વિશાલ સ્વર્ગલોક ભોગવીને પુણ્યનો ક્ષય થાય છે ત્યારે મનુષ્યલોકમાં પ્રવેશ કરે છે. એ પ્રમાણે ત્રણે વેદે પ્રતિપાદન કરેલા કામ્ય કર્મનો આશ્રય કરવાવાળા તથા દિવ્ય ભોગની કામનાવાળા આવાગમન કરે છે. સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર આવે છે અને પાછા જાય છે.)

તેથી સ્વર્ગનું સુખ ભોગવીને કોઈ દેવ, અરેરે! પોતાની વિશેષ સુખની સ્થિતિના જેવાતેવા સ્મરણ સાથે આ પૃથ્વી ઉપર ફરી અવતરવાને આવે છે.

ઠરાવેલા કાળ સુધીજ માત્ર ઇન્દ્ર રાજ્ય કરે છે, અને ત્યાર પછી જે સો અશ્વમેધ કરીને ઇન્દ્રાસન પામવાને યોગ્ય થયો હોય તેને ઈન્દ્ર થવાનો વારો આવે છે. એમ છતાં પણ જ્યાં સુધી એની સત્તા રહેવાની હોય છે ત્યાં સુધી તે એક અતિ પ્રૌઢ રાજા છે; આકાશમાં થાય છે તે ઇન્દ્રધનુષ્ય એનું કામઠું છે, વિજળી તેના હથિયારનો ચળકાટ છે, અને આકાશમાં મેઘ-ગર્જના થાય છે તે તેના દબદબાભરેલા ડંકાનો અવાજ છે.

આ જગતમાં જે વસ્તુઓ અતિશય પ્રિય છે તે સર્વે એક ઠેકાણે સામટી પ્રાપ્ત થાય એવી જગ્યાનું નામ પરલોક માનવામાં આવેલું છે. મનુષ્ય પ્રાણીની કલ્પના એ કરતાં વિશેષ આગળ દોડી નથી. "આ જગતની "વસ્તુઓ પરલોકની વસ્તુઓ વિષેનો કાંઈ પણ ભાસ કરાવનારી ગણવાને "બદલે પરલોકના જેવી જ ગણવામાં આવે છે[1] હિન્દુનો સ્વર્ગ વિષે "વિચાર સાધારણ નિયમથી ઉલટો નથી, તો પણ તેની ખાંપણ તે "વિચાર કરનારાઓના જોવામાં આવી નથી એમ નથી. વેદાન્તસારમાં "ચાર પ્રકારનાં મુક્તિ પામવાનાં સાધન બતાવ્યાં છે, તે માંહેલો બીજો "પ્રકાર સર્વે ઇન્દ્રિયસુખનો અભાવ અને દેવતાઓના સુખની પણ વાંછના "નહિ કરવા વિષે છે." અમરાવતી નગરી જે સ્વર્ગની રાજધાની છે, તેમાં

---

૧ Vide Sermons, chiefly expository, by Richard Edmond Tyrwhitt, M. A, Oxford. J. H. Parker, 1847. Vol. I. pp. 537–540

આવા કથનની સત્યતાનો જેવો જોઇયે એવો દાખલો લાગલો જ પસંદ કરિયે તેવો 'ઈરાનના પ્રાચીન ભવિષ્યવક્તાના પવિત્ર લેખ'(The Desatir, an apochryphal work)માંથી નીચેનું વાક્ય આપિયે છિયે. એ પુસ્તક બનાવટી હોય તો પણ તેમાંના બેહસ્ત વિષે વિચાર ખરેખરા ઈરાની છેઃ--

"બેહસ્તમાં એવી મોજ છે કે, તે જેણે ભોગવી હોય તેના જ મનમાં તે વિષે "વિચાર આવે. આ નીચેની આખી દુનિયા બરાબર, કોઈ ગરીબમાં ગરીબ માણસને "બક્ષિસ મળે અને તેથી તેને જે ચાલુ સુખ મળે, તે બેહસ્તના છેક હલકી પદવીના "સુખ બરાબર છે. વળી ઓરતોની ખુબસુરતીથી, દાસિયોથી અને ગુલામોથી, ખાન-"પાનથી, પોષાકથી, સરસ ગાલીચા અને જોઇયે તેવી બેઠકોથી જે સુખ મળે છે તે "એવું છે કે, આ નીચેની દુનિયામાં તે તો મળી જ શકે નહિ. બેહસ્તના વસનારા-"ઓને અતિ શ્રેષ્ઠ મેઝદામે એવા બદનની બક્ષિસ કરેલી છે કે તેને વિયોગ થઈ શકતો "નથી, બુજરગપણું આવતું નથી, અને તેને કોઈ પણ જગતની દૈન્ય કે નાપાકી "લાગી શકતી નથી."

કલ્પતરૂ કરીને ઝાડ છે તે ત્યાંના રહેવાસિયોને ત્યાં કે નીચેના લોકમાં ઇચ્છિત વસ્તુઓ મેળવી આપે છે, અને આ જગતનું સુખ મેળવવાને મૃત્યુલોકનાં માનવી તેમની સ્તુતિ દ્વારા જે ઉપમા આપે છે, તે પણ, તેઓને તેથી જ પ્રાપ્ત થાય છે; અને એટલા જ માટે સ્વર્ગના દેવલોક પૂજાય છે. દેવતાઓને જ્યાં લગી સ્વર્ગમાં રહેવાનું હોય છે ત્યાં લગી તેઓને અજર અમરદેહ પ્રાપ્ત થાય છે. તેઓ અમૃતનું પાન કરે છે; હિન્દુ લોકોના સુખની અવશ્ય સામગ્રી, જે ગાયનાં ગવ્યાદિ (દૂધ, દહિ, ઘી) તે તેમને કામધેનુ ગાય પૂરાં પાડે છે. ગંધર્વ ગાયન કરીને આનંદ પમાડે છે. પ્રીતિનો આનંદ તેમની પાસેથી છીનવી લેવામાં આવે છે એમ નથી. જેમ આરેબિયર બેહસ્તમાં હૌરી અને ઓદિનના મ્હેલમાં વાલ્કિરિયર પરિયો હોય છે તેમ ઇન્દ્રના પ્રાચીન સ્વર્ગમાં અપ્સરાઓ હોય છે. વલહલની કુમારિકાઓની પેઠે કતલ થયેલાઓને પસંદ કરનારી અપ્સરાઓ રણક્ષેત્રની કાપાકાપીમાં કામ આવનાર શરવીરોને સ્વર્ગમાં લઈ જવાને તૈયાર થઈ ભમતી ફરે છે. મુસલમાની સિપાઈ જે "થોડા નુકસાનને માટે પોતાના જીવનું જોખમ ખાય છે તે "બેહેસ્તમાં હૌરીનો સદાનો પ્યાર મેળવે છે" તેના કરતાં એવા જ પ્રકારની પ્રતિજ્ઞાથી રજપૂત ઠાકુરોની અત્યુત્કંઠા ઓછી રહેતી નથી.

આમ છે તથાપિ એકલા યોદ્ધાને જ તેના મરણથી દેવતાના પદની પવિત્રતા પ્રાપ્ત થાય છે એમ નથી.[1] જે ભરૂચ (ભૃગુક્ષેત્ર), પ્રભાસ, સિદ્ધપુર અથવા આબુ ઉપર મરણ પામે છે તેને ઇન્દ્રના સ્વર્ગની પ્રાપ્તિ થાય છે.[2]

૧ ઈંકર મ્યાનના રણક્ષેત્રમાં રૂશિયન સિપાઇયો ઘાયલ થઈ પડ્યા હતા, તેમની દયાની ખાતર બરદાસ્ત કરવા એક ફ્રેન્ચ ટુકડી લાગી હતી, તેમણે તે વેળાએ જે વર્ણન આપ્યું છે તેમાંથી નીચેનો ઉતારો કરી લીધો છેઃ—"પરદેશી લશ્કર માંહેલો એક "પોલાંડનો માણસ તે વેળાએ ત્યાં હાજર હતો, તેણે પેલા ગરીબ માણસોને થોડાક "પ્રશ્ન પૂછ્યા. તેઓએ તેને કહ્યું કે અમારા પોપે અને લશ્કરી સરદારોએ અમને ખાતરી "કરી આપી છે કે ઓટોક્રાટ(રૂશિયાના રાજાની પદવિ)ના પવિત્ર ધર્મના મૂર્તિપૂજક "શત્રુઓએ રૂશિયન કેદિયોને અતિશય કમકમાટ ઉપજે એવી રીતે દુઃખ દેવરાવ્યું છે, "અને ઝારના જે કુમારો ધર્મની લડાઈમાં આ પ્રમાણે મરણ પામે છે તે જો પાપી "થયા નહિ હોય તો પાંશરા સ્વર્ગમાં જશે અને તેવા થયા હશે તો પોતાના જ દેશમાં "ફરીને પાછા જન્મ લેશે."

૨ "આ મોંગોલ ઘોરોની અતિ પ્રસિદ્ધ જગ્યા ચાનસી પરગણામાં પાંચ બુરજના "પ્રખ્યાત લામાના મઠ આગળ છે, ત્યાંની જગ્યા એવી પવિત્ર ગણાય છે કે, જેઓને "ત્યાં દાટવામાં આવે, તેવો નક્કી ઉત્તમ અવતાર પામે. પર્વતના મધ્ય ભાગમાં કેટલાક "યુગ સુધી બુદ્ધે, આ ઠેકાણે વાસ કર્યો હતો તેથી તેમાં આવી ચમત્કારિક પવિત્રતા આવેલી

પણ જેઓ માત્ર શ્રદ્ધાવાન્ હોય છે તેઓને જ આવી આશા લાગુ પડે છે. જે ધાતકી, માછલાંનો નાશ કરે છે તે નર્મદાને જુવે છે, પણ તેની પવિત્રતા તેને નકામી છે. બ્રાહ્મણોને જે વર્ષાસન આપે છે તે પોતાનાં માબાપને સ્વર્ગે લઈ જાય છે, એટલું જ નહિ પણ તેમના પૂર્વજોને પણ લઈ જાય છે, જે બ્રાહ્મણને કન્યાદાન આપે છે તે પોતાના પિતૃપક્ષને તારે છે; વળી જે, વાવ, કુવો, તળાવ, વાડી, દેવમંદિર, બંધાવે છે અથવા જીર્ણોદ્ધાર કરાવે છે તે અમરાપુરીમાં જાય છે. બ્રાહ્મણને આંબા આપનાર અથવા નિત્યદાન કરનાર વિમાનમાં બેશીને સ્વર્ગમાં જાય છે અને તેને ચાર દૂત ચામર કરે છે. જે શિવની કમળપૂજા કરે છે, અથવા ભૈરવજવ ખાય છે, અને ગંગાના જળમાં ઝંપલાવે છે અથવા જળશાયી થાય છે અથવા એવા બીજા કોઈ પ્રકારે, હિન્દુ શાસ્ત્રમાં લખેલી પાવન કરનારી રીતે, સ્વાર્પણ કરે છે, તે પણ સ્વર્ગમાં જાય છે. આવા પ્રકારના સ્વાર્પણમાં સતી થાય છે તે બહુ પ્રસિદ્ધ અને બહુ સાધારણ છે. જે સ્ત્રી પોતાના ધણીની સાથે બળી મરે છે તે તેની સાથે સ્વર્ગમાં રહે છે; તે પોતાની અને પોતાના પૂર્વજોની સાતે પ્હેડીને તારે છે, કદાપિ જો તેઓનાં પાપકર્મને લીધે તેઓને નરકની પ્રાપ્તિ થઈ હોય તો પણ તેઓ સ્વર્ગમાં જાય છે. બ્રહ્મપુરાણમાં લખ્યું છે કે "જ્યારે "ચિતા તૈયાર થતી હોય ત્યારે પતિવ્રતા અર્ધાંગનાને સ્ત્રીનો શ્રેષ્ઠ ધર્મ કહી "સંભળાવવો, જે સ્ત્રી પતિવ્રતા અને નિષ્કલંકવાળી હોય છે તે પોતાના ધણીના "મડદા સાથે બળી મરે છે" અને ગરૂડપુરાણ કહે છે કે, "જે સતી થાય "છે તે તેત્રીશ કરોડ વર્ષ સુધી પોતાના ધણી સાથે સ્વર્ગનું સુખ નિરંતર "ભોગવે છે, અને તે મુદત પૂરી થાય છે ત્યારે તે ઉત્તમ કુળમાં જન્મ પા'તેણે "તે જ પ્રિયતમ વ્હેરે પરણે છે." એટલે

---

"ગણાય છે. ટોકોરા વિષે આગળ ક્યારનુંયે લખવામાં આવેલું છે. તે સન ૧૮: સર-
"પોતાના માબાપનાં અસ્થિ ત્યાં લઈ ગયો, અને તેણે વર્ણન આપ્યું છે તે ઉપર
"એક નળીના મ્હોંના જેવડા છિદ્રમાંથી બુદ્ધને મ્હોડામ્હોડ જોવાનો લાભ તેને કરી ને
"હતો. પર્વતની માંહે પલાંઠી વાળીને તે બેઠેલો છે, પોતે કાંઈ કરતો નથી,
"આસપાસ સર્વે દેશના લામા તેની પ્રાર્થના કરતી સ્થિતિમાં વિંટળાઈ વ ગી એકઠા

"તારતરીનાં રણોમાં મોંગોલ લોકો, પોતાને ખભે તેમનાં સગાંનાં ને સિપાઈ-
"ચાલતા, વારે વારે જોવામાં આવે છે અને સંઘ મળીને પાંચ બુરજને સારો તેઓ
"કરીને સોનાને સટે થોડા ફીટ જમીન વેચાતી લઈને તેના ઉપર એટલે લોકોને
"ચણે છે. કેટલાકને તો આ પવિત્ર સ્થાને પ્હોંચવાને આખા વર્ષ લગી ઉપરથી નીચે
"પડે છે, અને અતિશય સંકટ વેઠવાં પડે છે." Huc's Travels. ; ઢગલો થયો

કલ્પતરૂ કરીને ઝાડ છે તે ત્યાંના રહેવાસિયોને ત્યાં કે નીચેના લોકમાં ઇચ્છિત વસ્તુઓ મેળવી આપે છે, અને આ જગતનું સુખ મેળવવાને મૃત્યુલોકનાં માનવી તેમની સ્તુતિ દ્વારા જે ઉપમા આપે છે, તે પણ, તેઓને તેથી જ પ્રાપ્ત થાય છે; અને એટલા જ માટે સ્વર્ગના દેવલોક પૂજાય છે. દેવતાઓને જ્યાં લગી સ્વર્ગમાં રહેવાનું હોય છે ત્યાં લગી તેઓને અજર અમરદેહ પ્રાપ્ત થાય છે. તેઓ અમૃતનું પાન કરે છે; હિન્દુ લોકોના સુખની અવશ્ય સામગ્રી, જે ગાયનાં ગવ્યાદિ (દૂધ, દહિ, ઘી) તે તેમને કામધેનુ ગાય પૂરાં પાડે છે. ગંધર્વ ગાયન કરીને આનંદ પમાડે છે. પ્રીતિનો આનંદ તેમની પાસેથી છીનવી લેવામાં આવે છે એમ નથી. જેમ આરેબિયર બેહસ્તમાં હૌરી અને ઓદિનના મ્હેલમાં વાલકિરિયર પરિયો હોય છે તેમ ઇન્દ્રના પ્રાચીન સ્વર્ગમાં અપ્સરાઓ હોય છે. વલહલની કુમારિકાઓની પેઠે કતલ થયેલાઓને પસંદ કરનારી અપ્સરાઓ રણક્ષેત્રની કાપાકાપીમાં કામ આવનાર શરવીરોને સ્વર્ગમાં લઈ જવાને તૈયાર થઈ ભમતી ફરે છે. મુસલમાની સિપાઈ જે "થોડા નુકસાનને માટે પોતાના જીવનું જોખમ ખાય છે તે "બેહેસ્તમાં હૌરીનો સદાનો પ્યાર મેળવે છે" તેના કરતાં એવા જ પ્રકારની પ્રતિષ્ઠાથી રજપૂત ઠાકુરોની અત્યુત્કંઠા ઓછી રહેતી નથી.

આમ છે તથાપિ એકલા યોદ્ધાને જ તેના મરણથી દેવતાના પદની પવિત્રતા પ્રાપ્ત થાય છે એમ નથી.[1] જે ભરૂચ (ભૃગુક્ષેત્ર), પ્રભાસ, સિદ્ધપુર અથવા આબુ ઉપર મરણ પામે છે તેને ઇન્દ્રના સ્વર્ગની પ્રાપ્તિ થાય છે.[2]

---

૧ ઈંકર મ્યાનના રણક્ષેત્રમાં રૂશિયન સિપાઇયો ઘાયલ થઈ પડ્યા હતા, તેમની દયાની ખાતર બરદાસ્ત કરવા એક ફ્રેન્ચ ટુકડી લાગી હતી, તેમણે તે વેળાએ જે વર્ણન આપ્યું છે તેમાંથી નીચેનો ઉતારો કરી લીધો છેઃ—"પરદેશી લશ્કર માંહેલો એક "પોલાંડનો માણસ તે વેળાએ ત્યાં હાજર હતો, તેણે પેલા ગરીબ માણસોને થોડાક "પ્રશ્ન પૂછ્યા. તેઓએ તેને કહ્યું કે અમારા પોપે અને લશ્કરી સરદારોએ અમને ખાતરી "કરી આપી છે કે ઓટોક્રાટ(રૂશિયાના રાજાની પદવિ)ના પવિત્ર ધર્મના મૂર્તિપૂજક "શત્રુઓએ રૂશિયન કેદિયોને અતિશય કમકમાટ ઉપજે એવી રીતે દુઃખ દેવરાવ્યું છે, "અને ઝારના જે કુમારો ધર્મની લડાઈમાં આ પ્રમાણે મરણ પામે છે તે જો પાપી "થયા નહિ હોય તો પાંશરા સ્વર્ગમાં જશે અને તેવા થયા હશે તો પોતાના જ દેશમાં "ફરીને પાછા જન્મ લેશે."

૨ "આ મોંગોલ ઘોરોની અતિ પ્રસિદ્ધ જગ્યા આનસી પરગણામાં પાંચ બુરજના "પ્રખ્યાત લામાના મઠ આગળ છે, ત્યાંની જગ્યા એવી પવિત્ર ગણાય છે કે, જેઓને "ત્યાં દાટવામાં આવે, તેવો નક્કી ઉત્તમ અવતાર પામે. પર્વતના મધ્ય ભાગમાં કેટલાક "યુગ સુધી બુદ્ધે, આ ઠેકાણે વાસ કર્યો હતો તેથી તેમાં આવી ચમત્કારિક પવિત્રતા આવેલી

પાંચમો કવિ બોલ્યોઃ—દુહો (    )

લોકપાળ સૌ નામના, ઇન્દ્ર આદિ લેખાય;
લોકપાળ તો એકલો, જગડૂ જગ દેખાય. ૫

છઠ્ઠો કવિ બોલ્યોઃ—(કવિત–વ્યતિરેકાલંકાર)

જીમૂતકેતુનું રાજ્ય જતું રહ્યું ત્યારે તેણે,
મલય ઉપર જઈ વાસ કીધો જે સમે;
જીમૂતવાહન તેનો પુત્ર તેણે શંખચૂડ,
એકલો ઉગાર્યો જેને ગરૂડ ઘણો દમે;
દુષ્ટ આ દુકાલ રૂપ કાલ દૈત્યમુખમાંથી,
અખિલ અવનિ જેણે એકલે ઉગારી છે;
એવા એ ઉદાર શુભ ગુણવાળા જગડૂની,
બરાબરી કેમ થાય જેની નામદારી છે. ૬

આવા ભાવાર્થની બીજા કવિયો પણ કવિતા બોલ્યા છે, તેમાં એક કવિયે ઇતિહાસનું સૂચન થાય એવી કવિતા નીચે પ્રમાણે કહીઃ—

કવિત્ત-ગર્વ થકી ગાજતો જે, પીઠદેવ હતો તેની,
સ્ત્રિયોનાં અંજન કરી, શોભા હરનાર જે;
સિંધના હમીર કેરા, અરિના પરાક્રમની,
ચતુરાઈભરી એવી, કથા કથનાર જે;
મદ થકી ઉન્મત્ત, મુગલોની કીર્ત્તિ કેરા,
પ્રપંચ પ્રતાપ નાશ કરનાર રવિ જે;
શ્રીમદ ગૂર્જર કેરા, રાજ્યતો વધારનાર,
જગડૂ વિજયી થાઓ, કવે એમ કવિ જે.

જગડૂ શાહ વિવેકી હતો તેથી તેની ઉપર પ્રમાણે કવિયોએ પ્રશંસા કરી ત્યાં સુધી તે પોતાનું મસ્તક નીચું રાખીને બેઠો હતો. તેણે કવિયોનો ઘણો સારો સત્કાર દ્રવ્ય આપીને કર્યો, અને ચૌલક્યભૂપ વીસલદેવની આજ્ઞા લઇને પાછો ભદ્રેસર આવ્યો.

ત્યાર પછી સિંધ દેશના રાજા હમીરે માગણી કરવાથી તેને ૧૨,૦૦૦ મૂડા અનાજના આપ્યા.

ઉજ્જણના રાજા મદનવર્મને તેણે અનાજના ૧૮,૦૦૦ મૂડા આપ્યા હતા.
દિલ્હીના રાજા મોજદ્દીનને ૨૧,૦૦૦ મૂડા અનાજના આપ્યા હતા.
ડીશીના રાજા પ્રતાપસિંહને ૩૨,૦૦૦ મૂડા કણના આપ્યા હતા.

સ્કંધીલ(કંધાર)ના રાજા જે ચક્રવર્ત્તી કહેવાતો હતો તેને ૧૨,૦૦૦ મૂડા અનાજ આપ્યું હતું.

એ સિવાય ૧૧૨ દાનશાળા તેણે સ્થાપી હતી.

લજ્જાપિંડ એટલે ગોળમાં બાંધેલા ધાણીના લાડુમાં સોનાના દીનાર ઘાલીને એવા ઘણા લાડુ દાન મેળવવામાં લજ્જા પામનારા કુલીનોને રાત્રીની વેળાએ તે આપતો હતો.

આ દુકાળમાં તેણે ૯,૯૯,૦૦૦ અનાજના મૂડા તથા અઢાર કરોડ દ્રમ્મ (દામ) યાચકોને આપ્યા હતા.

આ પ્રમાણે વીસલદેવના સમયમાં પડેલા દુકાળમાં બની શકે એટલું પ્રજાનું રક્ષણ થયું હતું.

વીસલદેવ પરાક્રમી રાજા થઈ ગયો, તેનું ઉપનામ મહિમલ્લ હતું. તે વિદ્વાનોને સારો આશ્રય આપતો હતો તેથી તેની પાસે ઘણા કવિયો આવી રહ્યા હતા.

વીસલદેવ અને તેના ક્રમાનુયાયી જે થયા તે વિષે ઘણો વિસ્તાર આપી શકાય એમ છે, પણ તેમના વિષે પાછળ જે છપાયું છે તેટલા જ ઉપર વાંચનારનું લક્ષ સંબંધને અર્થે ખેંચીને આ પ્રકરણ અમે આટોપી દઇયે છિયે.



# પરિશિષ્ટ

## બીજી આવૃત્તિમાંથી કાઢી લીધેલી નોંધો

[સ્વ. દિ. બ. રણછોડભાઈ ઉદયરામે પ્રસ્તુત રાસમાળા ત્રીજી આવૃત્તિ માટે સુધારતાં કેટલીક નોંધો કાઢી નાંખી, પાછળથી વિશેષ વિગતો સાથે તેને સવિસ્તર આપવાની ધારણા રાખી હતી અને તે માટે તેઓએ **રાસમાળાપૂરણિકા**ની યોજના પણ કરી હતી અને કેટલેક સ્થાને તેનો એકવાર ઉલ્લેખ પણ કરેલો છે. પરંતુ **રાસમાળા** ભાગ બીજો છપાઈ રહેવા અગાઉ તેઓનું અવસાન થયું અને ધારેલી યોજના વ્યવહારમાં ઉતારી શક્યા ન હતા. તેમણે તે માટે સંગ્રહ કરેલી વિગતોનાં કાગળિયાં એકત્રિત છે; પણ તેમાંથી તેમની યોજના અનુસાર **રાસમાળાપૂરણિકા**નો ગ્રન્થ કદાચિત તૈયાર કરાવવામાં આવશે તેમાં ઘણો વિલંબ લાગવા સંભવ હોવાથી **રાસમાળા**ની બીજી આવૃત્તિ(સને ૧૮૯૯)માંથી જે નોંધો કાઢી લીધી હતી, તેની તેજ આ પરિશિષ્ટમાં દાખલ કરી છે.

૧

(પાનું ૪ થું, ભાગ ૧ લો, પાદનોંધ, લીટી ૨૧ મી)

### શ્રીજૈન ધર્મના ચોવીશ તીર્થંકરો

૧ જૈન ધર્મના ચોવીશ તીર્થંકરોનાં નામ, તેમનાં માતપિતાનાં નામ, લાંચ્છન એટલે તીર્થંકરની પ્રતિમા નીચે તેનું ચિહ્ન થાય છે તે, કે જે ઉપરથી કયા તીર્થંકરની પ્રતિમા છે તે ઓળખાય છે, અને તેમની જન્મભૂમિ, એ સહુ નીચેના કોઠામાં સમજ સારૂ નીચે સંક્ષેપમાં આપેલું છે:—

| નંબર. | તીર્થંકરનાં નામ. | તેમની માતાનાં નામ. | તેમના પિતાનાં નામ. | (લાંચ્છન) ચિહ્ન. | તેમની જન્મભૂમિ. |
|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | મરૂદેવી | નાભી | ઋષભ, વૃષ | વિનીતા |
| ૨ | અજિતનાથ | વિજયા | જિતશત્રુ | હાથી | અયોધ્યા |
| ૩ | સંભવનાથ | સેના | જિતારી | ઘોડો | સાવથી |
| ૪ | અભિનંદન | સિદ્ધાર્થા | સંવર | વાનર | વિનીતા |
| ૫ | સુમતિનાથ | મંગલા | મેઘ | ક્રૌંચ પક્ષી | કોશલા |
| ૬ | પદ્મપ્રભુ | સુશલા સુસીમા | ધર | રાતું કમળ | કોશાંબી |
| ૭ | સુપાર્શ્વનાથ | પૃથ્વી | પ્રતિષ્ટ | સાથીઓ | વાણારસી |
| ૮ | ચન્દ્રપ્રભુ | લક્ષ્મણા | મહાસેન રાજા | ચંદ્રમા | ચંદ્રપુરી |
| ૯ | સુવિધિનાથ | રામા | સુગ્રીવ રાજા | મચ્છમગર | કાકંદી |
| ૧૦ | શીતળનાથ | નંદા | દઢરથ | શ્રીવત્સ | ભદિલપુર |
| ૧૧ | શ્રેયાંસનાથ | વિષ્ણુ | વિષ્ણુ | ખડ્ગી | સિંહપુર |
| ૧૨ | વાસુપૂજ્ય | જયા | વસુપૂજ્ય રાજા | પાડો | ચંપાપુરી |
| ૧૩ | વિમળનાથ | શ્યામા | સુતવર્મા | સુઅર-શૂકર | કપીલપુર |
| ૧૪ | અનંતનાથ | સુયશા | સિંહસેન | સિંચાણો, શ્યેન | અયોધ્યા |
| ૧૫ | ધર્મનાથ | સુવ્રતા | ભાનુરાજા | વજ્ર | રત્નપુરી |
| ૧૬ | શાન્તિનાથ | અચિરા | વિશ્વસેન | હરિણ | હથીનાપુર |
| ૧૭ | કુંથુનાથ | શ્રીમાતા | સૂર | બોકડો | ગજપુરી |
| ૧૮ | અરનાથ | દેવી | સુદર્શન | નન્દાવર્ત્ત | નાગપુરી |
| ૧૯ | મલ્લિનાથ | પ્રભાવતી | કુંભ | કળશ | મિથિલા |

| અનુક્રમ | તીર્થંકરનાં નામ. | તેમની માતાનાં નામ. | તેમનાં પિતાનાં નામ. | (લાંચ્છન) ચિહ્ન. | તેમની જન્મભૂમિ. |
|---|---|---|---|---|---|
| ૨૦ | મુનિસુવ્રત | પદ્મા | સુમિત્ર | કાચબો | રાજગીરી |
| ૨૧ | નેમિનાથ | વિપ્રા | વિજય | નીલકમળ | મહીલા |
| ૨૨ | નેમિનાથ | શિવાદેવી | સમુદ્રવિજય | શંખ | સોરિપુર |
| ૨૩ | પાર્શ્વનાથ | વામા | અશ્વસેન | સર્પ | વાણારસી |
| ૨૪ | મહાવીર | ત્રિશલા | સિદ્ધાર્થરાજા | સિંહ | ક્ષત્રિકુંડ |

## ૨

(પાનું ૨૦ મું, ભાગ ૧ લો, પાદનોંધ, લીટી ૨૪ મી)

### વલ્લભીપુરના રાજવંશની વંશાવલિ

૨ સૂર્ય વંશના પ્હેલા રાજા મનુનો કુંવર ઈક્ષ્વાકુ અયોધ્યાનો પ્હેલો રાજા થયો, તેની ૫૭ મી પેઢિયે રામચન્દ્રજી થયા, તેમણે લંકાના રાજા રાવણ (બ્રાહ્મણ જાતનો) હતો, તેની ઉપર હનુમાનજી (તેના વંશજ આજે કાઠિયાવાડમાં પોરબંદરના રાણા છે) વગેરેની મદદથી ચ્હડાઇ કરી તેને જિત્યો. રામચન્દ્રને પ્રાચીન વખતથી દેવાંશી અવતાર તરીકે લોકો માને છે અને તેમની મૂર્તિઓ ઈશ્વરરૂપે પૂજાય છે. તેના વડા કુંવર લવે અયોધ્યા છોડી, પંજાબમાં રાવી નદીને કાંઠે પોતાને નામે લાહોર શહર વસાવી પોતાનું રાજ્ય ત્યાં સ્થાપ્યું. તેનો ૬૩ મો પુરુષ કનકસેન થયો. તેણે લાહોરથી ગૂજરાતમાં આવી કોઈ પરમાર કુળના રાજાને જિતી, વડનગર વસાવી, પોતાની રાજધાની કરી. તેનો મહામદનસેન, તેનો સુદંત, તેનો વિજયસેન (અજયસેન) અથવા વિજય થયો. એણે વિજયપુર, વિદર્ભ, અને વલભીપુર વસાવ્યાં. આ વિજયસેન, સેનાપતિ ભટ્ટાર્કને નામે પ્રસિદ્ધ છે. એણે વલભીપુરમાં પોતાની ગાદી સ્થાપી. તેના વંશનું ઝાડ નીચે પ્રમાણે તારવેલું છેઃ—



ઉપર જણાવેલા રાજાઓ અને તેના વંશજ નીચેના ક્રમ પ્રમાણે વલભી નગરની ગાદિયે બેઠા:—

૧ વિજયસેન ઉર્ફે સેનાપતિ ભટ્ટાર્ક, ઈ. સ. ૫૦૯; ગુપ્ત સંવત ૧૯૦ ?

૨ ધરસેન ૧ લો; એને પણ સેનાપતિનું બિરૂદ હતું.

૩ દ્રોણસિંહ; આ રાજાથી માંડી પછી સહુએ મહારાજાપદ ધારણ કરેલું છે.

૪ ધ્રુવસેન ૧ લો; ઇ. સ. ૫૨૬, ગુપ્ત સંવત ૨૦૭. આ રાજાના ઇ. સ. ૫૩૫ ના તામ્રપટમાં તેની ફોઈની દીકરી દુદા(લુદા)ને બૌદ્ધમત પાળનારી હોવાનું અને તેણે વલભીપુરમાં બૌદ્ધમતનો અપાસરો કરાવ્યાનું લખ્યું છે.

૫ ધરપત્ત; આ રાજાને પણ મહારાજા પદ હતું.

૬ ગુહસેન ઇ. સ. ૫૩૯ થી ૫૬૯ સુધી. એને ગુહિલ પણ કહેતા. ગુહસેન એ સંસ્કૃત નામ છે, કાર્તિક સ્વામીના જેવી સેના જેની એવો એ નામનો અર્થ થાય છે. ગોહિલ અને ગેલોટી (જે હાલ સીસોદિયાને નામે ઓળખાય છે) જે કાઠિયાવાડ અને રજપૂતસ્થાનમાં રાજ્યકર્ત્તા થયેલા છે તે આ ગુહિલના વંશજ છે. ગુહિલપુત્ર ઉપરથી ગુહિલુત્ત કે ગેલોત અથવા ગેલોતી કે ગેલોટી થયા. આ ગુહસેનનો મોટો કુંવર ધરસેન ૨ જો વલભીપુરમાં તેની પછી ગાદિપતિ થયો, અને બીજા કુંવર ગુહાદિત્ય અથવા ગોહાએ ઈડરનું રાજ્ય મેળવ્યું. તેના વંશજ ઈડરથી ચિત્તોડ (મેવાડ) ગયા અને હજુ ત્યાંના (ઉદેપુરમાં) મહારાજા છે. આ ગુહસેન પારશી મહારાજા નસરવાનની કુંવરી પરણ્યો હતો, એમ કહેવાય છે.

૭ ધરસેન ૨ જો; ઇ. સ. ૫૭૧, ગુપ્ત અથવા વલભી સંવત્ ૨૫૨; તે શિવ. મતનો મોટો ઉપાસક હતો.

૮ શીલાદિત્ય ૧ લો ઉર્ફે, ધર્માદિત્ય; ઇ. સ. ૫૯૪(ગુપ્ત ૨૭૫)થી ઇ. સ. ૬૦૯ (ગુપ્ત ૨૯૦) સુધી.

૯ ખરગ્રહ ૧ લો; ઇ. સ. ૬૧૦ થી ૬૧૫ સુધી.

૧૦ ધરસેન ૩ જો; ઇ. સ. ૬૧૫ થી ૬૨૦ સુધી.

૧૧ ધ્રુવસેન ૨ જો (ધ્રુવપટુ); ઉર્ફે બાલાદિત્ય; ઈ. સ. ૬૨૦ થી ૬૪૦ સુધી. આ રાજાએ કવિતા સંબંધી રસજ્ઞતાના ગુણ સાથે પાસેના દેશો ઉપર જિત મેળવી વલભીની સત્તા વધારેલી છે. આ રાજા ઉપર કાન્યકુબ્જ(કનોજ)ના રાજા, મહાન્ શ્રીહર્ષદેવે (ઈ. સ. ૬૦૭ થી ૬૪૮) ચ્હડાઈ કરી ત્યારે ભરૂચ-(ભૃગુકચ્છ) ના દદ્દ(દાદા) બીજાએ મદદ આપી હતી.

૧૨ ધરસેન ૪ થો, ઇ. સ. ૬૪૦ થી ૬૪૯ સુધી. આ રાજા વલભીના બધા રાજાઓમાં મહાસત્તાધારી અને સ્વતંત્ર થયો છે. આ રાજાના સમયમાં "ભટ્ટી-કાવ્ય" નામનું પ્રસિદ્ધ કાવ્ય રચાયકું છે, તેમાં આને નરેંદ્ર કહ્યો છે.

૧૩ ધ્રુવસેન ૩ જો; ઇ. સ. ૬૫૦ થી ૬૫૬ સુધી.

૧૪ ખરગ્રહ ૨ જો, ધર્માદિત્ય ૨ જો, ઉર્ફે પદ્માદિત્ય; ઈ. સ. ૬૫૬ થી ૬૬૫ સુધી.

૧૫ શીલાદિત્ય ૨ જો, ઉર્ફે સેવાદિત્ય; ઈ. સ. ૬૬૫ થી ૬૬૬ સુધી.

૧૬ શીલાદિત્ય ૩ જો, ઉર્ફે ઇશ્વરાદિત્ય; ઈ. સ. ૬૬૬ થી ૬૭૫ સુધી.
૧૭ શીલાદિત્ય ૪ થો, ઉર્ફે સૂર્યાદિત્ય; ઈ. સ. ૬૭૫ માં ગાદિયે બેઠો; તે કઈ સાલ સુધી હતો તે નક્કી નથી. પણ તેનો એક શાસનલેખ ઈ. સ. ૬૯૧ (ગુ. સં. ૩૭૨)નો છે.
૧૮ શીલાદિત્ય ૫ મો, ઉર્ફે સોમાદિત્ય; આનો એક લેખ ઈ. સ. ૭૨૨, ગુપ્ત સંવત્ ૪૦૩નો છે.
૧૯ શીલાદિત્ય ૬ ઠ્ઠો; તેનું એક શાસન ઈ. સ. ૭૬૦ ગુપ્ત અથવા વલભી સંવત્ ૪૪૧ નું છે.
૨૦ શીલાદિત્ય ૭ મો, ઉર્ફે ધ્રુભટ (ધ્રુવભટ); આનો શાસનલેખ ઈ. સ. ૭૬૬ ગુપ્ત સં૦ ૪૪૭ નો છે. આના સમયમાં વલભીનું રાજ્ય ગયું.

---

૩

## તુમાર વંશ અને તેની વંશાવલિ

(પાનું ૩૦૬ ઠું, ભાગ ૧ લો, પાદનોંધ, લીટી ૨૨ મી)

૧ તુમાર વંશમાં જે ત્રણ અનંગપાળ થઈ ગયા છે, તેમાં આ ત્રીજો અનંગપાળ હતો. ચોહાણ, રાઠોડ અને તુમાર વંશનો સંબંધ સમજવા આ ઠેકાણે કનિંગહામના મધ્યકાલિક સિક્કાના પુસ્તક ઉપરથી નીચે પ્રમાણે વૃત્તાન્ત આપેલો છેઃ—

કનોજ અને દિલ્હીના તુમાર (તુંવાર)

વિક્રમાદિત્યના સમયથી ૭૯૨ વર્ષ સુધી ઇન્દ્રપ્રસ્થ નગર ઉજ્જડ થયલું પડ્યું રહ્યું હતું, તે તુમાર રજપૂત અનંગપાળે ફરીને સ્થાપ્યું, અને તેનું નામ દિલ્હી પાડ્યું. કેટલાક લખનારા તેની સ્થાપનાના વર્ષમાં ફેરફાર જણાવે છે, પણ તેથી વિક્રમ સંવત્ ૭૯૨, અથવા ઈ. સ. ૭૩૫ કરતાં થોડાં વર્ષનો જ માત્ર ફેર પડે છે.

ઇ. સ. ૧૦૨૨ માં જ્યારે મહમૂદ ગજનિયે કનોજ લીધું, ત્યારે ત્યાં રાજ્યકર્ત્તા જયપાળ રાજા હતો, અને તે જ આ વેળાએ દિલ્હીનો તુમાર વંશનો રાજા હતો. એ મહમૂદને શરણ થયો, તેથી કાલંજરના ચંદેલ રાજા ગંડે તેના ઉપર હલ્લો કરીને તેને મારી નાંખ્યો. ત્યાર પછી તેની પછવાડે કુમારપાળ થયો, તેનું નામ પણ દિલ્હીના રાજ્યકર્ત્તાઓની ટીપમાં જયપાળ પછીથી જ આવે છે. કુમારપાળ પછી તરત જ અનંગપાળ બીજો થયો, તેના વિષે સં. ૧૧૧૭ અથવા ઇ. સ. ૧૦૬૦ નો લેખ છે કે—

दिल्हीका कोट कराया—

लाल कोट कहाया.

સુમારે ઈ. સ. ૧૦૫૦ માં રાઠોડ વંશના ચન્દ્રદેવે કનોજ જિતી લીધું, ત્યારે કુમારપાળના મરણ પછી અનંગપાળ દિલ્હી ગયલો અને ત્યાં તેણે કોટ ચણાવ્યો હશે.

તુમાર અથવા તુવાર, જેને ફારસી લખનારા બોવર, પોવર અને બીજા તોવાર, તોમાર, તોમર, તોઅર, તુવાર કરીને લખે છે, તે ઉંચી જાતિના રજપૂત ગણાયા છે. અને તેઓએ મેવાડના સિસોદિયા સાથે અંગસંબંધનો વ્યવહાર રાખેલો છે. ઈ. સ. ૧૩૭૫ થી ૧૫૧૮માં છેલ્લા રાજા વિક્રમાદિત્યને ઈબ્રાહિમ લોદિયે જિત્યો, ત્યાં સુધી ગ્વાલિયરનો કિલ્લો તુમારોને કબજે હતો. ગ્વાલિયરની ઉત્તર ભાગનો જિલ્લો હજી સુધી પણ તુઆરઘારને નામે ઓળખાય છે, અને દિલ્હીની દક્ષિણનો મોટો જિલ્લો "તોઆરવતી" કહેવાય છે.

અનંગપાળ પ્હેલાએ તુવાર વંશની સ્થાપના કરીને વિક્રમ સંવત્ ૭૯૨( ઈ. સ. ૭૩૬)માં દિલ્હી સ્થાપી, એ વાત તો સર્વમાન્ય છે. વળી દિલ્હી આગળ લોહસ્તંભ છે, (પંચધાતુનો હશે) તે ઉપર "सं. ४१८ राज तुंवर आदि अनंग" એમ આપેલું છે. તો આ સંવત્‌ને ગુપ્ત સંવત ગણતાં પણ ૪૧૮+૩૧૮=૭૩૬, ઇ. સ. આવે છે. વળી મુહમ્મદ ખિલજી જે ઈ. સ. ૧૩૦૦ માં થયો, તેના સમયમાં અમીર ખુશરૂ નામનો સાયર હતો, તે અનંગપાળ બીજા વિષે લખે છે કે-"તે મહારાય હતો, અને તે પાંચસેં કે છસેં વર્ષ ઉપર થઈ ગયો." આ ઉપરથી પણ તેનું વર્ષ ઈ. સ. ૭૦૦ ને ૮૦૦ ની વચ્ચે આવે છે.

ઉપરના વૃત્તાન્ત ઉપરથી તુમાર વંશના રાજાઓની ટીપ નીચે પ્રમાણે તારવી શકાય છેઃ-

દિલ્હી અને કનોજના રાજાઓની ટીપ.

| અંક. | ઈસવી સન. | તુમાર વંશના રાજાનું નામ. | અઈન અકબરી પ્રમાણે | | | |
|---|---|---|---|---|---|---|
| | | | રાજાનું નામ. | કેટલું રાજ્ય કર્યું. | | |
| | | | | વર્ષ. | માસ. | દિવસ. |
| ૧ | ૭૩૬ | અનંગપાળ પ્હેલો (બિલનદેવ) | અનંગપાળ તેનોર. | ૧૮ | ૦ | ૦ |
| ૨ | ૭૫૩ | | બસદેવ. | ૧૯ | ૧ | ૧૮ |
| ૩ | ૭૭૨ | | ગંગૂ. | ૨૧ | ૩ | ૨૮ |
| ૪ | ૭૯૩ | | પૃથ્વીમલ્લ. | ૧૯ | ૬ | ૧૯ |
| ૫ | ૮૧૩ | | જયદેવ. | ૨૦ | ૭ | ૨૮ |
| ૬ | ૮૩૩ | | નિરપાળ. | ૧૪ | ૪ | ૯ |
| ૭ | ૮૪૮ | | આદેરેહ. | ૨૬ | ૭ | ૧૧ |
| ૮ | ૮૭૪ | | બિલરાજ. | ૨૧ | ૨ | ૧૩ |
| ૯ | ૮૯૫ | | બીક. | ૨૨ | ૩ | ૧૬ |
| ૧૦ | ૯૧૮ | | રેખપાળ. | ૨૧ | ૬ | ૫ |
| ૧૧ | ૯૩૯ | સુખપાળ (અથવા તેજપાળ) | સુખપાળ. | ૨૦ | ૪ | ૪ |
| ૧૨ | ૯૬૦ | ગોપાળ. | ગોપાળ. | ૧૮ | ૩ | ૧૫ |
| ૧૩ | ૯૭૮ | સલક્ષણપાદ. | સેલેખન. | ૨૫ | ૧૦ | ૨ |
| ૧૪ | ૧૦૦૩ | જયપાળ. | જયપાળ. | ૧૬ | ૪ | ૧૩ |
| ૧૫ | ૧૦૧૯ | કુમારપાળ. | કુંવરપાલ. | ૨૯ | ૩ | ૧૧ |
| ૧૬ | ૧૦૪૯ | અનંગપાળ. (બીજો) | અનંગપાળ. | ૨૯ | ૬ | ૧૮ |
| ૧૭ | ૧૦૭૯ | વિજયપાળ (અથવા તેજપાળ). | બીજપાલ. | ૨૪ | ૧ | ૬ |
| ૧૮ | ૧૧૦૩ | મહિપાળ. | મહેતપાલ. | ૨૫ | ૨ | ૨૩ |
| ૧૯ | ૧૧૨૮ | અનંગપાળ. (ત્રીજો); | આકપાળ. | ૨૧ | ૨ | ૧૫ |
| ૨૦ | ૧૧૪૯ | એને પુત્ર નહોતો, તેથી તેની કુંવરી કમળાદેવી સોમેશ્વરને પરણાવી હતી, અને તેના પુત્ર પૃથ્વીરાજને એણે ખોળે લીધો હતો. | પૃથ્વીરાજ. | ૨૨ | ૨ | ૧૬ |
| | | | | ૪૩૭ | ૧ | ૨૮ |

તુમાર વંશ સિવાય ઉપરના સ્થળના રાજ્યકર્ત્તા તરીકે ઈ. સ. ૮૩૫ માં રામચન્દ્રદેવનું નામ આવે છે, તેમ જ ત્યારપછી ભોજદેવનું નામ આવે છે; તે ઉપરથી એમ જણાય છે, કે તુમારો પ્હેલાં રઘુવંશી રાજ્યકર્ત્તા હતા, કેમકે ઉપરના બે રાજા રઘુવંશી છે. આ વંશ વિષે અલબેરૂની એમ લખે છે કેઃ—

"વાસુદેવે જેમ મથુરા પ્રસિદ્ધ કર્યું, તેમ જ પાંડવોએ કનોજ પ્રખ્યાતિમાં આણ્યું છે." આ ઉપરથી જણાય છે કે તુમાર તે પાંડવવંશી, એટલે ચન્દ્રવંશી, અને તેમના પ્હેલાંના કનોજના રાજા રઘુવંશી, એટલે સૂર્યવંશી હતા. તેમ જ તેમના પછીના રાઠોડ વંશના હતા.

## કનોજના રાઠોડોની વંશાવલિ

કનોજના રાઠોડોની વંશાવળી કનિંગહામે બંગાળ એશીયાટિક સોસાઇટીના પુસ્તક ૩૩ અંક ૩ ના પૃ. ૨૩૨ માં સન ૧૮૬૪માં આપી છેઃ—

ચન્દ્રદેવ ઈ. સ. ૧૦૫૦; વિ. સં. ૧૧૦૬
મદનપાળ ઈ. સ. ૧૦૮૦; વિ. સં. ૧૧૩૬
ગોવિન્દચન્દ્ર ઈ. સ. ૧૧૧૫; વિ. સં. ૧૧૭૧
વિજયચન્દ્ર ઈ. સ. ૧૧૬૫; વિ. સં. ૧૨૨૧
જયચન્દ્ર ઈ. સ. ૧૧૭૫; વિ. સં. ૧૨૩૧

બંગાળ એશીયાટિક સોસાઇટી પુસ્તક (સને ૧૮૫૮ના) અં. ૩ પૃ. ૨૧૭-૨૨૦ માં ફિટ્જ એડવર્ડ હોલે તામ્રપટ્ટની નકલો છપાવી છે, તેમાં,-

મદનપાલનું દાનપત્ર સં. ૧૧૫૪, ઈ. સ. ૧૦૯૮ નું છે.

ગોવિન્દચન્દ્રનું દાનપત્ર સં. ૧૧૮૨, ઈ. સ. ૧૧૨૬નું છે.

રાઠોડોએ ચન્દ્રદેવના ઉપરીપણા નીચે ઈ. સ. ૧૦૫૦ માં કનોજ જિતી લીધું. આ રાજાના નામના સિક્કા મળી આવ્યા નથી, પણ તેના પુત્ર મદનપાલનો લેખ સં. ૧૧૫૪ અથવા ઇ. સ. ૧૦૯૭ નો મળી આવ્યો છે; તેમ જ તેના પૌત્ર ગોવિન્દચન્દ્ર દેવનો લેખ સં. ૧૧૭૭ અથવા ઇ. સ. ૧૧૨૦ નો મળ્યો છે. આ લેખને સમયે તે યુવાન પુરૂષ હતો. આ ઉપરથી મદનપાળનો ગાદી ઉપર બેસવાનો સમય ૧૦૮૦ નો ગણી શકાય; તેમ જ ચન્દ્રદેવનો સમય સુમારે ઇ સ. ૧૦૫૦ નો લેખાય. એક પ્હેડીનાં પચીસ વર્ષ ગણતાં રાઠોડોએ ઇ. સ. ૧૦૫૦ પછી કનોજ તરત જિતી લીધેલું માની શકાય છે.

## ચૌહાણ વંશનું પેઢીનામું

ચૌહાણ વંશ સંબંધી વિશ્વાસપાત્ર વૃત્તાન્ત તેમના પોતાના જ લેખો ઉપરથી મળી શકયો છે. 'પૃથીરાજ રાસો'તો બનાવટી છે, પુરાણો નથી, પણ અર્વાચીન છે, એમ ડૉક્ટર બુલરે બંગાળના એશિયાટિક સોસાયટીના પ્રોસીડીંગમાં (સન ૧૮૯૩ પૃ. ૯૩-૯૪) જણાવ્યું. એટલે તે ચંદના એ રાસા ઉપરથી કર્નલ ટૉડે જે વંશાવળી ઉપજાવી છે, તે માલ વિનાની ગણવા સરખી છે, એમ કનિંગહામનું લખવું છે. પણ આ ઝગડાનું છેવટ હજી આવ્યું નથી. શ્રીયુત્ મોહનલાલ આદિ આ વિષે પ્રતિપક્ષી છે. ડાક્ટર બુલર બે લેખનું પ્રમાણ આપે છે, તેમાં એક લેખ વિ. સં. ૧૦૩૦ નો છે; અને બીજો વિ. સં.

૧૨૨૫ નો છે, અને પૃથ્વિરાજવિજય, જે કાશ્મિરના પંડિતે લખ્યો છે, તે ઉપરથી નીકળતું પ્હેડીનું નામું ખરૂં ઠરે છે. તેમ જ વળી કનિંગહામને મદનપુરનો લેખ મળ્યો છે, તેમાં લખ્યું છે કે,

ॐम् ! अरुनो राजस्य पौत्रेण श्री
सोमेश्वरसूनुना जेजाक—
भुक्ति देसोयम् पृथिवीराजेन
लुणीतः सं. १२३९

આ ઉપરથી જણાય છે કે जेजाकभुक्ति=जहाहुती (અથવા મહોબા)ની જિત સં. ૧૨૩૯ અથવા ઈ. સ. ૧૧૮૨ માં થઈ.

પૃથ્વીરાજવિજય નામના કાવ્ય પ્રમાણે પ્હેડીનામું નીચે પ્રમાણે આવે છેઃ-




અનંગપાળ ત્રીજાની કુંવરી કમળાદેવીને સોમેશ્વર વ્હેરે પરણાવી હતી, તેથી તેનો પુત્ર પૃથ્વીરાજ અનંગપાળની તુવાર ગાદીનો વારસ થયો. સોમેશ્વર અને પૃથ્વીરાજના નામના શિક્કા મળે છે, પણ વિસલદેવના તેમ જ તેના ભત્રીજા પૃથ્વીભટના નામના શિક્કા મળી આવ્યા નથી. તેમ જ અરૂણો(અથવા અમલ્લદેવ)ના નામના શિક્કા પણ હજી લગણ મળી આવ્યા નથી. વિસલદેવનું રાજ્ય તે સાકંભરી (સંભર) એમ દિલ્હીના લાટલેખમાં લખ્યું છે. અને પૃથ્વીરાજવિજયમાં ચૌહાણનું રાજ્ય તે અજયમેર અથવા અજમેર લખ્યું છે. હમીર મહાકાવ્યમાં તેને સપાદલક્ષ (સવા લાખનો દેશ) કરીને જણાવ્યું છે, અને અજમેર તથા હાંસી તેની રાજધાની છે, એમ લખ્યું છે.

ઈ. સ. ૧૧૯૨ ની સાલના શિક્કામાં એક તરફ જમણી બાજુને મુખે હાથમાં ભાલો સહિત ઘોડેસવાર છે; અને તે ઉપર “श्री पृथ्वीराज” એવું નામ છે; તેમ જ એના એ શિક્કાની બીજી બાજુએ બેઠેલા પોઠિયાનું ચિત્ર છે, તે સાથે “स्री महमद साम” એવા અક્ષર છે. મહમદ સામ અથવા શાહબુદ્દીન ગોરિયે પૃથ્વીરાજને જિત્યો તેથી તે સાલમાં એવા શિક્કા પાડેલા જણાય છે. અને તેનું કારણ મિનહજના લખાણથી બંધબેસતું થઈ પડે છે. તે એ કે, હીજરી સન ૫૮૭(ઇ. સ. ૧૧૯૧)માં શાહાબુદ્દીને દિલ્હીને ઘેરો ઘાલ્યો, એટલે પૃથ્વીરાજ ખંડિયો રાજા થયો. અઇબેક (કુતુબુદ્દીન જેને

શાહબુદ્દીને સુબો ઠરાવ્યો હતો તે) પછી હાંસી ગયો. પણ હી. સ. ૫૮૯( ઈ. સ. ૧૧૯૩)માં પાછો દિલ્હી આવ્યો; અને તે શહર લીધું. આ બન્ને બનાવની વચ્ચેનું વર્ષ ઉપરના શિક્કાનું છે. ત્યારપછીના મહમદ ગોરીના શિક્કામાં ગોવિન્દચન્દ્રના શિક્કાની નકલ કરીને તેમાં ચતુર્ભુજ લક્ષ્મી બેઠેલી આલેખેલી છે. અને તે ઉપર શ્રી મહમદ વિન સામ એવા અક્ષર છે.

---

## ૪

## રાજપીપળા સંસ્થાનના રાજાઓની વંશાવલિ

(પાનું ૪૫૦ મું, ભાગ ૧ લો, પાદનોંધ, લીટી ૩૨ મી)

મોખડાજી (પીરમ) ઇ. સ. ૧૩૪૭






રાજપીપળાના તાબામાં ૧,૫૧૪ ચોરસ મૈલ જમીન, ૬૭૦ ગામ, સુમારે ૧,૧૫,૦૦૦ માણસની વસ્તી; અને વાર્ષિક ઉપજ આસરે ૭ લાખ રૂપિયા થાય છે. તેમાંથી રૂ. ૬૫,૦૦૧ ગાયકવાડ સરકારને ખંડણીના અને ૧૩,૩૫૧ રાજપીપળા તથા ગાયકવાડ સરકારનાં સહિયારાં ગામો વગેરેનો મોબદલો થયો તેની કસરના આપે છે. મહારાજાને ઈંગ્રેજ સરકાર તરફથી દેશી લશ્કરની સલામતી અને ૧૧ તોપ ફોડી માન અપાય છે.

## ૫

## રાહ મંડલિકને નાગબાઈનો શાપ

(પાનું ૪૬૨ મું, ભાગ ૧ લો, પાદનોંધ, લીટી ૩૧ મી)

૧ **રાહ મંડલિક** (ત્રીજો) એ સોરઠનો ચૂડાસમો રાજા ૩૦ મો થયો. તે ઇ. સ. ૧૪૫૧ થી ૧૪૭૩ સુધી ગાદીપતિ હતો. એના પિતાએ ઘણી સંભાળથી વિદ્યા ભણાવી હતી. તે રણની રમતમાં અને હથિયાર વાપરવામાં એક્કો હતો. તે યોગ્ય ઉમ્મરનો થયો ત્યારે તેનું અર્જુન ગોહિલની કુંવરી કુન્તાદેવી વ્હેરે લગ્ન થયું. અર્જુન ગોહિલ મુસલમાનો સાથની લડાઇમાં કામ આવ્યો હતો, તેથી તેની કન્યા તેના ભાઈ આર્થિલા(હાલ લાઠી)-માં રાજ્ય કરનાર દુદા ગોહિલને ઘેર ઉછરી હતી. તે દુદો લૂંટનો ધંધો કરતો હોવાથી એને સજા કરવાનું અમદાવાદના સુલતાને રાહ મંડલિકને લખ્યું. તે ઉપરથી તેને રાહે સમજાવ્યો, પણ તેણે પોતાની ટેવ નહિ છોડવાથી, તે ઉપર ચ્હડી જઈ, તેનો અને તેના શાહરનો રાહે નાશ કર્યો.

આ રાહના સમયમાં નરસિંહ મ્હેતો ભક્ત થયો. તેને રાહે હાર માટે સંતાપ્યો હતો, તેથી રાહનો નાશ થયો, એવું વૈષ્ણવ લોકો માને છે.

પણ ચારણ લોકો કહે છે કે માણિયા ગામમાં એક ચારણ જાતિની સ્ત્રી ગંગાબાઈ ઉર્ફે નાગબાઈ નામની રહેતી હતી. તે બાઈ સુરૂપા તેમ પતિવ્રતા હતી. તેનાં વખાણ સાંભળી રાહ મંડલિક તે ગામ ગયો. ત્યાં તે બાઇની છેડ કરી, તે ઉપરથી તેણે શાપ દીધો કે "જેવી રીતે હું તારી આગળથી ફરી જાઉં છું, તેવી રીતે તારી ભાગ્યદેવી, તારાથી વિમુખ થઈ, તારા શત્રુ મુસલમાનને વરશે." એમ કહી તે ચાલતી થઈ. મંડલિક શરમિંદો થઈ જૂનેગઢ પાછો ગયો. કહે છે કે નાગબાઈ નીચેનો દુહો બોલી હતીઃ—

ગંગાજળ ગઢેશા પંડ તારૂં હુતુ પવિત્ર;
વીંજાને રગત ગયાં, મને તો વાળા મંડલિક.

વળી ભાટો કહે છે કે જૂનાગઢથી બાર મૈલ દક્ષિણે વડાલ તાલુકાનું દાતરાણા ગામ છે, ત્યાં રાહ મંડલિકને શાપ દેનાર ચારણિયાણી નાગબાઇનો જન્મ થયો હતો. એના બાપનું નામ હરજોગ દામો હતું. તેને પ્રથમ સંતાન ન હતું. પણ હીરાગર બાવાની કૃપાથી નાગબાઈનો જન્મ થયો હતો. એના ધણીનું નામ રાવસૂર-ભાસૂર હતું. એના વંશજો આજે પણ દાતરાણામાં ગોરવિયાલા ચારણ કહેવાય છે. દાતરાણામાં નાગબાઇની દેરી છે. કહે છે કે નાગબાઈના દીકરા નાગાજનની વહૂ મીનબાઇની ખૂબસૂરતીથી રાહ મંડળિક મોહિત થયો. તેને જોવાને તે ગામ ગયો. ચારણોની રીતિ છે કે રાજા પધારે ત્યારે ચારણિયાણિયો થાળમાં કંકુ અક્ષત લઈ પોંખવા જાય છે. તેમ રાહ મંડળિક નાગબાઈને ઘેર આવ્યો ત્યારે મીનબાઈ તેને પોંખવા આવી. ત્યારે રાહ તે બાજુથી ફરી જઈ બીજી બાજુ મ્હોં કરી ઉભો ને ઓવારણાં લેવા દીધાં નહિ. કારણ કે એમ કરવા દે તો પોતાની બદદાનત પાર પડે નહિ. મીનબાઇયે આ વાત પોતાની સાસુ નાગબાઇને કહી ત્યારે તેણે કહ્યું કે એ દિશા અચોખી હશે, તેથી રાહે તેમ કર્યું હશે, માટે બીજી દિશાએ પોંખ. તે ઉપરથી મીનબાઈ તે દિશામાં ફરી પોંખવા આવી, પણ રાજા ફરી ગયો; અને એ રીતે ફરતાં ફરતાં તેણે

કોઈ પણ દિશાથી પોંખવા દીધું નહિ. ત્યારે મીનબાઈયે તે વાત સાસુ પાસે કહી, ત્યારે તેણે વહૂને કહ્યું જે તેનું નસીબ જ તેનાથી ભાગતું ફરે છે. પછી મીનબાઈ ઘરમાં જતી હતી ત્યારે રાહે તેની મશ્કરી કરી, તેથી નાગબાઇએ તેને શાપ આપ્યો. એના જે ઘણાક દુહા કાઠિયાવાડમાં બોલાય છે, તેમાંના કેટલાક અહીં આપ્યા છે:—

ચાંપે જે ચારણ ભણે, તું વાણું માને વીર;
હીણ્યું નજરૂ હમીર, માવિત્રાંન્યુ નોય મંડળિક. ૧
ચૂડારા ચારણ તણું, વચન જ માને વીર!
નેવાં તણાં નીર, મોભે ન ચડે મંડળિક. ૨
(તોળિ) તપસામેં ખામિ પઈ, (તિયમાણી) કિરિયા ઘટસે કોટ;
(તાં) ખૂટામણની ખોટ, મું બિસારસ મંડળિક. ૩
પિસે જૂનાની પોળ, દામો કુંડ દેખિશ નહિ;
(તે દિ) રતન થાશે રોળ, (તેદિ) મું સંભારસ મંડળિક. ૪
પોથાં ને પુરાણ, ભાગવતે ભાળસો નહિ;
કલમો પઢસો કુરાન (તે દિ) મું સંભારસ મંડળિક. ૫
નહિ વાગે નિસાણુ, નકીબ હુકળસે નહિ;
મેડી ત્યાં મસાણ, (તેદિ) મું સંભારસ મંડળિક. ૬
નહિ હોય ઘોડાનાં ઘેર, પાલખિયું પામસ નહિ;
ગિરનારે ગર મેર, (તે દિ) મું સંભારસ મંડળિક. ૭
જીસે રા'ની રીત, રા'પણું રે'શે નહિ;
ભમતો માગસ ભીખ, મું સંભારસ મંડળિક. ૮
રાણિયું રીત પખે, જાય બજારે બીસસે;
(તે દિ) ઓજથ આળસતે, મું સંભારસ મંડળિક. ૯
પોતાના પરિયા તણી, લાજ જ લોપે મા;
જૂનાણું જાતાં, મરવું હુતું મંડળિક. ૧૦
ઘોડા ને ઘોડલિયું લઇ, જૂને પાછો જા;
માનને મોદ્લ રા', મત કિં ફ્રિ મંડળિક. ૧૧

બીજી વાત એવી ચાલે છે કે રાહ મંડળિકે પોતાના વિમળશાહ નામના પ્રધાનની સુંદર સ્ત્રી મનમોહિનીને પતિત કરી, તેથી તેનું વેર લેવા પ્રધાન અહમદાબાદના પાદશાહ મહમૂદ (બેગડા) ત્રીજા પાસે જઈ જૂનાગઢ ઉપર ચ્હડાઈ લાવ્યો.

---

### ૬

### રાહ ખેંગારના વંશજોની વંશાવલિ

(પાનું ૪૬૫ મું, ભાગ ૧ લો, લીટી ૨૪ મી)

સોરઠના ચૂડાસમા રાજા દશમા રાહ ખેંગાર (બીજા)ને સિદ્ધરાજ જયસિંહે ઇ. સ. ૧૧૧૫-૧૬માં મારયો, તે પછી જૂનાગઢનું રાજ્ય ખાલસા કરી ત્યાં પોતાની તરફથી સજાણ નામનો થાણદાર નીમ્યો હતો. પણ ત્યાંની પ્રજાએ પાછળથી બળવો

ડી મૂક્યો. દિલ્હીના મહમૂદ તઘલુખે તેનું રાજ લીધું, પણ તેના ગયા પછી તે દેશ કરી દરિયાના અદ્ધાર બેટ રાજ્યમાં ઉમેર્યા; ઝાલા, ગોહિલ વગેરે ૮૪ રાજા ઉપર ા બેસાડી.

તે પછી તેનો કુંવર ૨૩ રાહ જયસિંહ બીજો ઈ. સ. ૧૩૫૧ થી ૧૩૬૯ સુધી . એણે રાજ્ય જમાવી વધારો કર્યો. એના વખતમાં દિલ્હીના પાદશાહ ફીરોજ-તુઘલુખે સૌરાષ્ટ્ર ઉપર ચડાઈ કરી, સોમનાથ પાટણમાં મુસલમાનનું થાણું બેસાડ્યું.

તેના પછી તેનો કુંવર, ૨૪ રાહ મહીપાળ પાંચમો (ઉર્ફે મહીપતિ) ઈ. સ. ૧૩૬૯થી ૭૩ સુધી થયો. એણે વંથલી (વામનસ્થલી) પાછી મેળવી. એના પછી એનો કુંવર, રાહ મોકલસિંહ (મુક્તસિંહ) ઈ. સ. ૧૩૭૩ થી ૧૩૯૭ સુધી રહ્યો. એણે આસપાસ સંપ રાખી, વિદ્યા વધારી, વંથલીમાં ગાદી સ્થાપી. આ પ્રદેશ ઉપર ગૂજરાતના માં જે મુજફ્ફરખાનને નામે પ્રસિદ્ધ થયો, તેણે ખંડણી બેસાડી. તે પછી તેનો કુંવર રાહ મંડલિક બીજો ઈ. સ. ૧૩૯૭ થી ૧૪૦૦ સુધી થયો.

તે પછી તેનો ભાઈ, ૨૭ રાહ મેલિંગદેવ ઇ. સ. ૧૪૦૦ થી ૧૪૧૫ સુધી થયો. ઉપર અહમદાબાદના સુલતાન અહમદશાહ પ્હેલાએ ઈ. સ. ૧૪૧૩–૧૪ માં રી, પણ પરાજય પામી પાછો ગયો. એના પછી એનો કુંવર, ૨૮ રાહ જયસિંહ . સ. ૧૪૧૫ થી ૧૪૪૦ સુધી થયો. એણે ઝાંઝમેર (ઝાંઝરકોટ) આગળ યવનોને એના પછી એનો ભાઈ, ૨૯ રાહ મહીપાળ છઠ્ઠો ઇ. સ. ૧૪૪૦ થી ૧૪૫૧ . એણે પોતાના કુંવર મંડલિક ત્રીજાને બહુ ભણાવી વિદ્વાન બનાવ્યો, તેમ માં પણ કુશળ કરયો, પણ નઠારી સોબતથી તે ખરાબ ચાલનો થયો. રાહ પોતાની હૈયાતીમાં જ પોતાના પુત્રને ગાદિયે બેસાડ્યો.

રાહ મંડલિક ત્રીજો ઈ. સ. ૧૪૫૧ થી ૧૪૭૨ સુધી રહ્યો. આ હીણભાગી મયમાં જૂનાગઢના રજપૂત રાજ્યનો છેડો આવ્યો.

---

## રાસમાળા ભાગ ૨ જો

### ગુજરાતનાં દેશી રાજ્યો

૭

જી (અનુસંધાન પાના ૧ લાની લીટી ૪ થીની ૧ લી પાદનોંધ)

સુદ "કૈસરેહિન્દ" તરફથી હિન્દુસ્થાનમાં મોટાં મોટાં રાજ્યોને બાદશાહી વાવટા આપડવામાં આવ્યો છે અને તે ગૂજરાત, કચ્છ, અને કાઠિયાવાડનાં નીચે જણાવેલાં જ્યોને આપવામાં આવ્યો છે:—

૧ ગાયકવાડ, વડોદરા, ૨ કચ્છ, ૩ જૂનાગઢ, ૪ જામનગર, (નવાનગર) ૫ ભાવ-નગર, ૬ ધ્રાંગધ્રા, ૭ મોરબી, ૮ વાંકાનેર, ૯ પાલીતાણા, ૧૦ ધ્રોળ, ૧૧ લીંબડી, રાજકોટ, ૧૩ ગોંડલ, ૧૪ વઢવાણ, ૧૫ પોરબંદર, ૧૬ પાલણપુર, ૧૭ રાધનપુર, ઈડર, ૧૯ રાજપીપળા, ૨૦ છોટાઉદયપુર, ૨૧ બારિયા, ૨૨ લુણાવાડા, ૨૩ વાડા-સિનોર, ૨૪ સુંથ, ૨૫ ધરમપુર, ૨૬ વાંસદા, ૨૭ સચીન, અને ૨૮ ખંભાત.

## ખંભાતના નવાબ

૮

(અનુસંધાન પાનું ૪ લીટી ૨૬ ની પાદનોંધ)

૧ ખંભાત

૧ મિરઝાં જાફર નજમુદ્દૌલા ઉર્ફે મામીનખાન.
ઇ. સ. ૧૭૩૦–૧૭૪૩.

૨ મુફતાખીરખાન નુરૂદ્દીન મહમદખાં ઉર્ફે મામીનખાં (બીજો).
ઇ. સ. ૧૭૪૩–૧૭૮૩.

૩ મિયાં મનુ ઉર્ફે મહમદકુલી (દત્તક).
ઇ. સ. ૧૭૮૩–૧૭૮૯.

૪ ફતેહઅલીખાં નજમુદદૌલા મુમતાજઉલ મુલ્ક ઉર્ફે મામીનખાં (દત્તક) (ત્રીજો)
ઇ. સ. ૧૭૮૯–૧૮૨૩.

૫ બંદેઅલીખાં ઉર્ફે મામીનખાં (ચોથો) (ભાઈ).
ઇ. સ. ૧૮૨૩–૧૮૪૧.

૬ હુશેનયાવરખાં ઉર્ફે મામીનખાં (પાંચમો) (ભત્રીજો).
ઇ. સ. ૧૮૪૧–૧૮૮૧.

૭ જાફરખાંનજી.
ઇ. સ. ૧૮૮૧ માં ગાદીએ બેઠા છે.

ખંભાતના રાજ્યની ૩૫૦ ચોરસ મૈલ જમીન. ૮૫ ગામ, આસરે ૮૬,૦૦૦ માણસની વસ્તી. આસરે ચાર લાખ રૂપિયા વાર્ષિક ઉપજ છે, તેમાંથી રૂ. ૨૫,૪૭૫ ખંડણી બદલના ઇંગ્રેજ સરકારને આપવામાં આવે છે. વળી ખંભાતને બંદરે જકાત લેવાય છે તેમાં ઇંગ્રેજ સરકારનો ભાગ છે નવાબ સાહેબ બ્રિટિશ છાવણીમાં જાય ત્યારે દેશી લશ્કરની સલામતી તથા ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

## રાધનપુરના નવાબ

૯

(અનુસંધાન પાનું ૧૨ લીટી ૨૬ ની પાદનોંધ)

૧ રાધનપુરના નવાબ.

બહાદુરખાન (અફગાનીસ્તાનથી હિન્દમાં આવ્યા.)
(તે વખતે મોગલ પાદશાહ શાહજહાં હતો.)

શેરખાન

જાફરખાન ઉર્ફે સફદરખાન. — બાહાદુરખાન (સોરઠમાં રાણપુર)

જાફરખાનના પુત્રો:

મહમદશેર ઉર્ફે ખાનજીખાં કે ખાનજહાન. એને જવાન મર્દાનખાનનો ઇલકાબ હતો. તે સન ૧૭૨૯ માં મરણ પામ્યો.

સલાબત મહમદખાં (જૂનાગઢ અને વાડાસીનોરની શાખા)

૧ કમાલુદ્દીનખાં {એને પણ જવાન મર્દાનખાનનો ઈલકાબ હતો. એણે રાધનપુરમાં રાજ્ય મેળવ્યું.}
| ૧૭૫૭-૧૭૬૫
૨ ગજ્જુદ્દીનખાનજી (૧૭૬૫–૧૮૧૩)

૩ શેરખાનજી — કમાલુદ્દીનખાનજી
| સને ૧૮૧૩-૧૮૨૫
૪ જોરાવરખાનજી સને ૧૮૨૫–૧૮૭૪

૫ બિસમિલાખાનજી (સન ૧૮૭૪–૧૮૯૬) — ફતેજંગખાનજી — સુરતજાખાનજી — નંદેઅલીખાનજી

૬ મહમદ શેરખાનજી.

રાધનપુરની ૧૧૫૦ ચોરસ મૈલ જમીન, ૧૫૮ ગામ, સુમારે એક લાખ માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ ૭ લાખ રૂપિયાની થાય છે. ખંડણી આપવાની નથી. બ્રિટિશ છાવણીમાં જાય ત્યારે દેશી લશ્કરની સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

## મોરબીના ઠાકોર

૧૦

(અનુસંધાન પાનું ૪૯ મું, લીટી ૫ માની પાદનોંધ)

૧ ભુજની ગાદીના જાડેજા રાજાના વંશજ મોરબી અને માળિયાના ઠાકોર છે.

૧૧ રાવશ્રી ખેંગારજી (કચ્છ ભુજ)
| ઇ. સ. ૧૫૧૦–૧૫૮૬.
૧૨ ભારમલજી ઇ. સ. ૧૫૮૬–૧૬૩૨

૧૩ ભોજરાજજી ઇ. સ. ૧૬૩૨–૧૬૪૬ — મેઘજી

૧૪ ખેંગારજી (બીજા) ૧૬૪૬–૧૬૫૫ — ૧૫ તમાચીજી
| ઈ. સ. ૧૬૫૫–૧૬૬૬
૧૬ રાયધણજી
| ઇ. સ. ૧૬૬૬–૧૬૯૮

નોંઘણજી — રવોજી — ૧૭ પ્રાગમલજી (પહેલા) (ભુજ) ઇ. સ. ૧૬૯૮–૧૭૧૬

નોંઘણજી → હાલોજી (કચ્છ કોઠારા)

રવોજી → ૧ કાયોજી (મોરબી)
| ઈ સ. ૧૬૯૮–૧૭૩૪

૨ અલિયોજી
| ઈ. સ. ૧૭૩૪–૧૭૪૦
— મોડજી (માળિયા)

## ખંભાતના નવાબ

૮

(અનુસંધાન પાનું ૪ લીટી ૨૬ની પાદનોંધ)

૧ ખંભાત

૧ મિરજાં જાફર નજુમુદ્દૌલા ઉર્ફે મામીનખાન.
ઇ. સ. ૧૭૩૦–૧૭૪૩.

૨ મુફતાખીરખાન નુરૂદ્દીન મહમદખાં ઉર્ફે મામીનખાં (બીજો).
ઇ. સ. ૧૭૪૩–૧૭૮૩.

૩ મિયાં મનુ ઉર્ફે મહમદકુલી (દત્તક).
ઇ. સ. ૧૭૮૩–૧૭૮૯.

૪ ફત્તેહઅલીખાં નજુમુદઉલા મુમતાજઉલ મુલ્ક ઉર્ફે મામીનખાં (દત્તક) (ત્રીજો)
ઇ. સ. ૧૭૮૯–૧૮૨૩.

૫ બંદેઅલીખાં ઉર્ફે મામીનખાં (ચોથો) (ભાઈ).
ઇ. સ. ૧૮૨૩–૧૮૪૧.

૬ હુશેનયાવરખાં ઉર્ફે મામીનખાં (પાંચમો) (ભત્રીજો).
ઇ. સ. ૧૮૪૧–૧૮૮૧.

૭ જાફરખાંનજી.
ઇ. સ. ૧૮૮૧ માં ગાદીએ બેઠા છે.

ખંભાતના રાજ્યની ૩૫૦ ચોરસ મૈલ જમીન. ૮૫ ગામ, આસરે ૮૬,૦૦૦ માણસની વસ્તી. આસરે ચાર લાખ રૂપિયા વાર્ષિક ઉપજ છે, તેમાંથી રૂ. ૨૫,૪૭૫ ખંડણી બદલના ઈંગ્રેજ સરકારને આપવામાં આવે છે. વળી ખંભાતને બંદરે જકાત લેવાય છે તેમાં ઈંગ્રેજ સરકારનો ભાગ છે નવાબ સાહેબ બ્રિટિશ છાવણીમાં જાય ત્યારે દેશી લશ્કરની સલામતી તથા ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

## રાધનપુરના નવાબ

૯

(અનુસંધાન પાનું ૧૨ લીટી ૨૬ની પાદનોંધ)

૧ રાધનપુરના નવાબ.

બહાદુરખાન (અફગાનીસ્તાનથી હિન્દમાં આવ્યા.)
(તે વખતે મોગલ પાદશાહ શાહજહાં હતો.)
|
શેરખાન
|
જાફરખાન ઉર્ફે સફદરખાન. | બાહાજખાન (સોરઠમાં રાણપૂર)
|
મહમદશેર ઉર્ફે ખાનજીખાં કે ખાનજહાન. એને જવાન મર્દાનખાનનો ઇલકાબ હતો. તે સન ૧૭૨૯માં મરણ પામ્યો. | સલાબત મહમદખાં (જૂનાગઢ અને વાડાસીનોરની શાખા)




રાધનપુરની ૧૧૫૦ ચોરસ મૈલ જમીન, ૧૫૮ ગામ, સુમારે એક લાખ માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ છ લાખ રૂપિયાની થાય છે. ખંડણી આપવાની નથી. બ્રિટિશ છાવણીમાં જાય ત્યારે દેશી લશ્કરની સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

## મોરબીના ઠાકોર

૧૦

(અનુસંધાન પાનું ૪૯ મું, લીટી ૫ માની પાદનોંધ)

૧ ભુજની ગાદીના જાડેજા રાજાના વંશજ મોરબી અને માળિયાના ઠાકોર છે.

૧૧ રાવશ્રી ખેંગારજી (કચ્છ ભુજ)
ઇ. સ. ૧૫૧૦-૧૫૮૬.
૧૨ ભારમલજી ઇ. સ. ૧૫૮૬-૧૬૩૨






મોરબીના તાબામાં ૭૪૦ ચોરસ મૈલ જમીન, ૧૨૫ ગામ, આસરે નેવું હજાર માણસની વસ્તી, અને આઠ લાખ રૂપિયાની સુમારે વાર્ષિક પેદાશ છે. તેમાંથી ગાયકવાડ અને ઈંગ્રેજ સરકારને જમાબંધીના મળી કુલ રૂ. ૬૧,૫૫૯ દર વર્ષે આપે છે. ઠાકોર સાહેબ બ્રિટિશ છાવણીમાં જાય ત્યારે દેશી લશ્કરની સલામતી અને અગિયાર તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

## માળીયાના ઠાકોર.

### ૧૧

( અનુસંધાન પાનું ૫૧ મું, લીટી ૨૧ મીની પાદનોંધ )

### ૧ માળિયા

જુઓ ઉપરની નોંધ ૧૦ મીમાં જણાવેલાં કચ્છના જાડેજા રાયધણજીના બીજા પુત્ર રવાજીના પુત્ર મોડજીએ માળીયાની ગાદી સ્થાપી.



૫ સતોજી

મૂળવાજી (કુંવર પદવીમાં દેવ થયા.) — કલ્યાણસિંહજી (ખીરઈ) — જાલમસિંહજી (વરહુસર)

૬ મોડજી (હાલ છે)

રાયસિંહજી (પાટની કુંવર) — અભયસિંહજી (કુંવર)

માળિયાના તાબામાં ૯૬ ચોરસ મૈલ જમીન, ૧૨ ગામ, આસરે અગિયાર હજાર માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ સુમારે અડસઠ હજાર રૂપિયાની છે, તેમાંથી ગાયકવાડને જમાબંધી, અને જૂનાગઢને જોરતલબી મળી કુલ રૂ. ૧,૩૯૭ આપવામાં આવે છે.

---

## જામનગરના રાજાઓ

૧૨

(અનુસંધાન પાનું ૫૮ મું લીટી ૧૧ મીની પાદનોંધ)

૧ જામ રાવલજી, ઈ. સ. ૧૫૩૯–૧૫૬૨

૨ વિભોજી, ઈ. સ. ૧૫૬૨–૧૫૬૯

૩ સતાજી, ઈ. સ. ૧૫૬૯–૧૬૦૭

અજાજી — ૪ જસાજી ૧૬૦૭–૧૬૨૪ — વિભાજી (રાજકોટ-સરધાર)

૫ લાખાજી ઈ. સ. ૧૬૨૪–૧૬૪૫ (અજાજીના પુત્ર)

મેહેરામણજી (વિભાજીના પુત્ર)

૬ રણમલજી ઈ. સ. ૧૬૪૫–૧૬૬૧ | ૭ રાયસિંહજી ઈ. સ. ૧૬૬૧–૧૬૬૪ (લાખાજીના પુત્રો)

સાહેબજી (રાજકોટ) — કુંભોજી (ગોંડલ) (મેહેરામણજીના પુત્રો)

૮ તમાચીજી, ઈ. સ. ૧૬૬૪–૧૬૯૦

૯ લાખાજી (બીજા), ઈ. સ. ૧૬૯૦–૧૭૦૯

૧૦ રાયસિંહજી (બીજા), ઈ. સ. ૧૭૦૯–૧૭૧૮

૧૧ તમાચીજી (બીજા), ઈ. સ. ૧૭૧૮–૧૭૪૩

૧૨ લાખાજી (ત્રીજા), ઈ. સ. ૧૭૪૩–૧૭૬૮

૧૩ જસાજી (બીજા),
| ઈ. સ. ૧૭૬૮–૧૮૧૪

૧૪ સતાજી (બીજા)
ઈ. સ. ૧૮૧૪–૧૮૨૦

૧૫ રણમલજી (બીજા) (દત્તકપુત્ર)
| ઈ. સ. ૧૮૨૦–૧૮૫૨

૧૬ વીભાજી (બીજા) (દત્તકપુત્ર)
| ઈ. સ. ૧૮૫૨–૧૮૯૫

૧૭ જસવંતસિંહજી, ઇ. સ. ૧૮૯૫ માં ગાદિયે બેઠા.

જામનગરના તાબામાં ૩,૭૯૧ ચોરસ મૈલ જમીન, ૬૩૩ ગામ, ૩,૧૬,૦૦૦ માણસની વસ્તી અને વાર્ષિક ઉપજ આસરે વીશ લાખ રૂપિયાની છે. તેમાંથી ગાયકવાડ અને અંગ્રેજ સરકારને જમાબંધી તથા જૂનાગઢના નવાબ સાહેબને જોરતલબીના મળી કુલ રૂ. ૧,૨૦,૦૯૩ આપે છે. આ રાજ્ય પ્હેલા વર્ગનું છે. જામ સાહેબ બ્રિટીશ છાવણીમાં જાય ત્યારે તેમને લશ્કરી સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

## પોરબંદરના જેઠવા

### ૧૩

(અનુસંધાન પાના ૫૩માની પાદનોંધની લીટી ૭મીનું)

અયોધ્યાના રાજા રામચંદ્રજીના સેનાપતિ, દક્ષિણ દેશના રાજા હનુમાનજીના મકરધ્વજ થયા, તેને શ્રીનગરનું રાજ્ય રામચંદ્રજી તરફથી મળ્યું. તેના પુત્ર મોરધ્વજે મોરબી વસાવ્યું એમ ક્હેવાય છે. એવા “ધ્વજ” નામાન્ત પદવાળા સાત રાજા થયા. તે પછી અડતાલીશ “કુમાર” નામાન્ત પદ ધારણ કરનાર રાજા થયા. પછી બાર રાજા “રાજ” નામાન્ત પદવીવાળા થયા. તે પછી સત્તાવીશ રાજા “મહારાજ” નામાન્ત પદવીના થયા. ૯૪ ભાણજી મહારાજ, તેના ૯૫ જેઠીજી થયા; અને તે ઉપરથી તેમના વંશજ “જેઠવા” ક્હેવાયા. જેઠીજીના ૯૬ વીરણજી, ૯૭ વીકુંજી, ૯૮ ગોવિંદજી, ૯૯ નાગજી, ૧૦૦ ચાંપસેનજી, ૧૦૧ આદિતજી, ૧૦૨ મેહજી, ૧૦૩ નાગજી, ૧૦૪ ભાણજી, ૧૦૫ શિવજી, ૧૦૬ રામદેવજી, ૧૦૭ બાખુજી, ૧૦૮ રાણોજી, ૧૦૯ સંગજી થયા. સંગજીએ રાણા પદવી ધારણ કરી, અને તે પછી આજ સુધી પોરબંદરના રાજા રાણા ક્હેવાય છે.

સંગજીના ૧૧૦ ભાણજી થયા; તેના ૧૧૧ શિયોજી થયા. તેણે શ્રીનગરથી ગાદી બદલાવી ધુમલીમાં આણી. તેનો કુંવર ૧૧૨ હાલામણ થયો. એણે માણમોર અને બાળંભાના રાજસિંહજી પરમાર ઠાકોરની કુંવરી સોન તરફથી આવેલો અધુરો દુહો પૂરો કર્યો. તે ઉપરથી તેને તે પરણવા આવી. પણ તેના પિતા શિયોજીએ સોનનું રૂપ જોઈ પોતે પરણવા માગણી કરી, એટલું જ નહિ પણ હાલામણને દેશવટો દીધો. હાલામણ કચ્છમાં ગયો. ત્યાંનો રાજા જામ ફૂલજી (ઇ. સ. ૮૫૫–૮૮૦) તેનો સગો થતો હતો, તેથી તેણે એને આશ્રય આપ્યો અને હબાય ડુંગર પાસેના અણઘોર ગઢમાં રહ્યો. ત્યાં એક ટેકરી ઉપર હાલામણ હમ્મેશાં બેસતો, તેથી તેના નામ ઉપરથી આજ પણ તેને હાલામણ ટેકરી ક્હે છે. જામ ફૂલજીના પિતા જામ સોડજીની એક અનોરસ કુંવરી દેવલદેવી નામે અતિ સુરૂપા હતી. તે હાલામણને પરણી. આ રાણીથી ચંદ્રસિંહજી અને દેવીસિંહજી નામના બે કુંવર થયા. સિયોજી દેવલોક પામ્યા. તે પછી હાલામણ પોતાને દેશ જઈ ધુમલીમાં ગાદીપતિ થયા.

હાલામણના ૧૧૩ ભાણજી, ૧૧૪ મેહજી, ૧૧૫ નાગજી, અને ૧૧૬ વિકુજી થયા. તે પછી ૧૧૭ નાગભાણજી, ૧૧૮ વિક્યિાજી, ૧૧૯ ખેતોજી, ૧૨૦ રાણોજી, ૧૨૧ ખીમોજી, ૧૨૨ વિક્રમાતજી, ૧૨૩ ખેતોજી, ૧૨૪ રામદેવજી, ૧૨૫ સતાજી, ૧૨૬ બખુજી, ૧૨૭ રાણોજી, ૧૨૮ બાણજી, ૧૨૯ નાગજી, ૧૩૦ વકુજી, ૧૩૧ ભાણજી, ૧૩૨ વીરમજી, ૧૩૩ ખિમકર્ણજી, ૧૩૪ નાગજી, ૧૩૫ શિંગુજી, ૧૩૬ આદિતજી, ૧૩૭ હરિયાદજી, ૧૩૮ બખુજી, ૧૩૯ શરતાનજી, ૧૪૦ ભાણજી, ૧૪૧ વિકુજી, ૧૪૨ કાનજી, ૧૪૩ વનવીરજી, ૧૪૪ નગજણજી, ૧૪૫ ભાણજી, ૧૪૬ હરિયાદજી, ૧૪૭ સંગજી (ઇ. સ. ૧૧૨૦–૧૧૫૦), અને ૧૪૮ રાણોજી થયા. રાણોજી તેજ સાલમાં ગુજરી જતાં તેનો ભાઈ ૧૪૯ નાગજી (૧૧૫૦–૧૧૫૫), ૧૫૦ ભારમલજી (ઇ. સ. ૧૧૫૫–૧૧૭૩), ૧૫૧ ભાણજી (૧૧૭૩–૧૧૭૯), ૧૫૨ મેઘજી (૧૧૭૯–૧૧૯૦), ૧૫૩ નાગજી (૧૧૯૦–૧૧૯૩), ૧૫૪ વિકિયોજી (૧૧૯૩–૧૨૨૦), ૧૫૫ વજસીજી (ઇ. સ. ૧૨૨૦–૧૨૪૫), ૧૫૬ ભોજરાજજી (ઇ. સ. ૧૨૪૫–૧૨૭૦), ૧૫૭ રામદેવજી (ઇ. સ. ૧૨૭૦–૧૨૯૧), ૧૫૮ રાણોજી (૧૨૯૧–૧૩૦૨), અને ૧૫૯ નાગજી (૧૩૦૨–૧૩૦૭) થયા.

નાગજીના ૧૬૦ ભાણજી (૧૩૦૭–૧૩૬૦) થયા. એના વખતમાં સિંધથી જામ ઉન્નડજીનો કુંવર બામણિયોજી, જે કચ્છના જાડેજાની બીજી શાખાના મૂળ પુરૂષ લાખા જાડાણી(ઇ. સ. ૧૧૪૭–૧૧૭૫)ના કાકા હાલાજીનું સિંધમાં રાજ્ય હતું તેનો વંશજ થતો હતો. તેણે ઇ. સ. ૧૩૧૩ માં ચ્હડી આવીને ઘુમલીનો નાશ કર્યો. તેથી રાણા ભાણ જેઠવે રાણપર વસાવી ત્યાં ગાદી સ્થાપી.

તે પછી ૧૬૧ જસધળજી (ઇ. સ. ૧૩૬૦–૧૩૯૨), ૧૬૨ રાણોજી (૧૩૯૨–૧૪૨૦), ૧૬૩ સંગજી (૧૪૨૦–૧૪૬૧), ૧૬૪ ભાણજી (૧૪૬૧–૧૪૯૨), અને ૧૬૫ રાણોજી (૧૪૯૨–૧૫૨૫) થયા.

તે પછી તેનો ભત્રીજો ૧૬૬ ખીમાજી (૧૫૨૫–૧૫૫૦) થયો. આના સમયમાં કચ્છથી જાડેજા જામ રાવળજીએ ચ્હડી આવી, નાગની બંદર લઈ, ત્યાં નવાનગર (જામનગર) ઇ. સ. ૧૫૩૯ માં વસાવી, રાજ્યગાદી સ્થાપી.

ખીમાજીના ૧૬૭ રામદેવજી (ઇ. સ. ૧૫૫૦–૧૫૭૪), તેના ૧૬૮ ભાણજી, ૧૬૯ ખીમાજી (૧૫૭૪–૧૬૨૫), ૧૭૦ વીક્રમાતજી (૧૬૨૫–૧૬૭૧), ૧૭૧ સુરતાનજી (૧૬૭૧–૧૬૯૯), ૧૭૨ ભાણજી (૧૬૯૯–૧૭૦૯), ૧૭૩ ખીમોજી (૧૭૦૯–૧૭૨૮) અને ૧૭૪ વિક્રમાતજી (૧૭૨૮–૧૭૫૭) થયા.

તે પછી ૧૭૫ સુલતાનજી (૧૭૫૭–૧૮૦૪) થયા. એણે પોરબંદરમાં સને ૧૭૮૫ માં ગાદી સ્થાપી અને પોતાના પૂર્વજોના સમયમાં ઘટેલું રાજ્ય વધાર્યું. તેના ૧૭૬ હાલોજી (૧૮૦૪–૧૮૧૨), ૧૭૭ ખીમોજી (૧૮૧૨–૧૮૩૧), અને ૧૭૮ વિક્રમાતજી થયા, તે ઇ. સ. ૧૮૩૧ માં ગાદીએ બેઠા. તેમના પાટવી કુંવર માધવસિંહજી ઇ. સ. ૧૮૬૯ માં દેવલોક પામ્યા અને તેમનો કુંવર ભાવસિંહજી હતો.

પોરબંદરના તાબામાં ૫૬૬ ચોરસ મૈલ જમીન, ૧૦૩ ગામ, અને આસરે ૭૧,૦૦૦ માણસની વસ્તી છે. વાર્ષિક ઉપજ ચાર લાખને સુમારે થાય છે. તેમાંથી ગાયકવાડ અને ઇંગ્રેજ સરકારને જમાબંધી તથા જૂનાગઢના નવાબને જોરતલબીના મળી કુલ રૂ. ૪૮,૫૦૪ આપવામાં આવે છે.

૧૩ જસાજી (બીજા),
| ઈ. સ. ૧૭૬૮–૧૮૧૪
૧૪ સતાજી (બીજા)
ઈ. સ. ૧૮૧૪–૧૮૨૦
૧૫ રણમલજી (બીજા) (દત્તકપુત્ર)
| ઈ. સ. ૧૮૨૦–૧૮૫૨
૧૬ વીભાજી (બીજા) (દત્તકપુત્ર)
| ઈ. સ. ૧૮૫૨–૧૮૯૫
૧૭ જસવંતસિંહજી, ઇ. સ. ૧૮૯૫ માં ગાદિયે બેઠા.

જામનગરના તાબામાં ૩,૭૯૧ ચોરસ મૈલ જમીન, ૬૩૩ ગામ, ૩,૧૬,૦૦૦ માણસની વસ્તી અને વાર્ષિક ઉપજ આસરે વીશ લાખ રૂપિયાની છે. તેમાંથી ગાયકવાડ અને અંગ્રેજ સરકારને જમાબંધી તથા જૂનાગઢના નવાબ સાહેબને જોરતલબીના મળી કુલ રૂ. ૧,૨૦,૦૯૩ આપે છે. આ રાજ્ય પ્હેલા વર્ગનું છે. જામ સાહેબ બ્રિટીશ છાવણીમાં જાય ત્યારે તેમને લશ્કરી સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

## પોરબંદરના જેઠવા

### ૧૩

(અનુસંધાન પાના ૫૩માની પાદનોંધની લીટી ૭મીનું)

અયોધ્યાના રાજા રામચંદ્રજીના સેનાપતિ, દક્ષિણ દેશના રાજા હનુમાનજીના મકરધ્વજ થયા, તેને શ્રીનગરનું રાજ્ય રામચંદ્રજી તરફથી મળ્યું. તેના પુત્ર મોરધ્વજે મોરબી વસાવ્યું એમ કહેવાય છે. એવા "ધ્વજ" નામાન્ત પદવાળા સાત રાજા થયા. તે પછી અડતાલીશ "કુમાર" નામાન્ત પદ ધારણ કરનાર રાજા થયા. પછી બાર રાજા "રાજ" નામાન્ત પદવીવાળા થયા. તે પછી સત્તાવીશ રાજા "મહારાજ" નામાન્ત પદવીના થયા. ૯૪ ભાણજી મહારાજ, તેના ૯૫ જેઠીજી થયા; અને તે ઉપરથી તેમના વંશજ "જેઠવા" કહેવાયા. જેઠીજીના ૯૬ વીરણજી, ૯૭ વીકુજી, ૯૮ ગોવિંદજી, ૯૯ નાગજી, ૧૦૦ ચાંપસેનજી, ૧૦૧ આદિતજી, ૧૦૨ મેહજી, ૧૦૩ નાગજી, ૧૦૪ ભાણજી, ૧૦૫ શિવજી, ૧૦૬ રામદેવજી, ૧૦૭ બાખુજી, ૧૦૮ રાણોજી, ૧૦૯ સંગજી થયા. સંગજીએ રાણા પદવી ધારણ કરી, અને તે પછી આજ સુધી પોરબંદરના રાજા રાણા કહેવાય છે.

સંગજીના ૧૧૦ ભાણજી થયા; તેના ૧૧૧ શિયોજી થયા. તેણે શ્રીનગરથી ગાદી બદલાવી ધુમલીમાં આણી. તેનો કુંવર ૧૧૨ હાલામણ થયો. એણે માણમોર અને બાળંભાના રાજસિંહજી પરમાર ઠાકોરની કુંવરી સોન તરફથી આવેલો અધુરો દુહો પૂરો કરયો. તે ઉપરથી તેને તે પરણવા આવી. પણ તેના પિતા શિયોજીએ સોનનું રૂપ જોઈ પોતે પરણવા માગણી કરી, એટલું જ નહિ પણ હાલામણને દેશવટો દીધો. હાલામણ કચ્છમાં ગયો. ત્યાંનો રાજા જામ ફૂલજી (ઇ. સ. ૮૫૫–૮૮૦) તેનો સગો થતો હતો, તેથી તેણે એને આશ્રય આપ્યો અને હબાય ડુંગર પાસેના અણઘોર ગઢમાં રહ્યો. ત્યાં એક ટેકરી ઉપર હાલામણ હમ્મેશાં બેસતો, તેથી તેના નામ ઉપરથી આજ પણ તેને હાલામણ ટેકરી કહે છે. જામ ફૂલજીના પિતા જામ સોડજીની એક અનોરસ કુંવરી દેવલદેવી નામે અતિ સુરૂપા હતી. તે હાલામણને પરણી. આ રાણીથી ચંદ્રસિંહજી અને દેવીસિંહજી નામના બે કુંવર થયા. સિયોજી દેવલોક પામ્યા. તે પછી હાલામણ પોતાને દેશ જઈ ધુમલીમાં ગાદીપતિ થયા.

હાલામણના ૧૧૩ ભાણજી, ૧૧૪ મેહજી, ૧૧૫ નાગજી, અને ૧૧૬ વિકુજી થયા. તે પછી ૧૧૭ નાગભાણજી, ૧૧૮ વિક્યાજી, ૧૧૯ ખેતોજી, ૧૨૦ રાણોજી, ૧૨૧ ખીમોજી, ૧૨૨ વિક્રમાતજી, ૧૨૩ ખેતોજી, ૧૨૪ રામદેવજી, ૧૨૫ સતાજી, ૧૨૬ બખુજી, ૧૨૭ રાણોજી, ૧૨૮ બાણજી, ૧૨૯ નાગજી, ૧૩૦ વકુજી, ૧૩૧ ભાણજી, ૧૩૨ વીરમજી, ૧૩૩ ખિમકર્ણજી, ૧૩૪ નાગજી, ૧૩૫ શિંગુજી, ૧૩૬ આદિતજી, ૧૩૭ હરિયાદજી, ૧૩૮ બખુજી, ૧૩૯ શરતાનજી, ૧૪૦ ભાણજી, ૧૪૧ વિકુજી, ૧૪૨ કાનજી, ૧૪૩ વનવીરજી, ૧૪૪ નગજણજી, ૧૪૫ ભાણજી, ૧૪૬ હરિયાદજી, ૧૪૭ સંગજી (ઇ. સ. ૧૧૨૦–૧૧૫૦), અને ૧૪૮ રાણોજી થયા. રાણોજી તેજ સાલમાં ગુજરી જતાં તેનો ભાઈ ૧૪૯ નાગજી (૧૧૫૦–૧૧૫૫), ૧૫૦ ભારમલજી (ઇ. સ. ૧૧૫૫–૧૧૭૩), ૧૫૧ ભાણજી (૧૧૭૩–૧૧૭૯), ૧૫૨ મેઘજી (૧૧૭૯–૧૧૯૦), ૧૫૩ નાગજી (૧૧૯૦–૧૧૯૩), ૧૫૪ વિકિયોજી (૧૧૯૩–૧૨૨૦), ૧૫૫ વજસીજી (ઇ. સ. ૧૨૨૦–૧૨૪૫), ૧૫૬ ભોજરાજજી (ઇ. સ. ૧૨૪૫–૧૨૭૦), ૧૫૭ રામદેવજી (ઇ. સ. ૧૨૭૦–૧૨૯૧), ૧૫૮ રાણોજી (૧૨૯૧–૧૩૦૨), અને ૧૫૯ નાગજી (૧૩૦૨–૧૩૦૭) થયા.

નાગજીના ૧૬૦ ભાણજી (૧૩૦૭–૧૩૬૦) થયા. એના વખતમાં સિંધથી જામ ઉન્નડજીનો કુંવર બામણિયોજી, જે કચ્છના જાડેજાની બીજી શાખાના મૂળ પુરૂષ લાખા જાડાણી(ઇ. સ. ૧૧૪૭–૧૧૭૫)ના કાકા હાલાજીનું સિંધમાં રાજ્ય હતું તેનો વંશજ થતો હતો. તેણે ઇ. સ. ૧૩૧૩ માં અહીં આવીને ઘુમલીનો નાશ કર્યો. તેથી રાણા ભાણ જેઠવે રાણપર વસાવી ત્યાં ગાદી સ્થાપી.

તે પછી ૧૬૧ જસધળજી (ઇ. સ. ૧૩૬૦–૧૩૯૨), ૧૬૨ રાણોજી (૧૩૯૨–૧૪૨૦), ૧૬૩ સંગજી (૧૪૨૦–૧૪૬૧), ૧૬૪ ભાણજી (૧૪૬૧–૧૪૯૨), અને ૧૬૫ રાણોજી (૧૪૯૨–૧૫૨૫) થયા.

તે પછી તેનો ભત્રીજો ૧૬૬ ખીમાજી (૧૫૨૫–૧૫૫૦) થયો. આના સમયમાં કચ્છથી જાડેજા જામ રાવળજીએ અહીં આવી, નાગની બંદર લઈ, ત્યાં નવાનગર (જામનગર) ઇ. સ. ૧૫૩૯ માં વસાવી, રાજ્યગાદી સ્થાપી.

ખીમાજીના ૧૬૭ રામદેવજી (ઇ. સ. ૧૫૫૦–૧૫૭૪), તેના ૧૬૮ ભાણજી, ૧૬૯ ખીમાજી (૧૫૭૪–૧૬૨૫), ૧૭૦ વીક્રમાતજી (૧૬૨૫–૧૬૭૧), ૧૭૧ સુરતાનજી (૧૬૭૧–૧૬૯૯), ૧૭૨ ભાણજી (૧૬૯૯–૧૭૦૯), ૧૭૩ ખીમોજી (૧૭૦૯–૧૭૨૮) અને ૧૭૪ વિક્રમાતજી (૧૭૨૮–૧૭૫૭) થયા.

તે પછી ૧૭૫ સુલતાનજી (૧૭૫૭–૧૮૦૪) થયા. એણે પોરબંદરમાં સને ૧૭૮૫ માં ગાદી સ્થાપી અને પોતાના પૂર્વજોના સમયમાં ઘટેલું રાજ્ય વધાર્યું. તેના ૧૭૬ હાલોજી (૧૮૦૪–૧૮૧૨), ૧૭૭ ખીમોજી (૧૮૧૨–૧૮૩૧), અને ૧૭૮ વિક્રમાતજી થયા, તે ઇ. સ. ૧૮૩૧ માં ગાદીએ બેઠા. તેમના પાટવી કુંવર માધવસિંહજી ઇ. સ. ૧૮૬૯ માં દેવલોક પામ્યા અને તેમનો કુંવર ભાવસિંહજી હતો.

પોરબંદરના તાબામાં ૫૬૬ ચોરસ મૈલ જમીન, ૧૦૩ ગામ, અને આસરે ૭૧,૦૦૦ માણસની વસ્તી છે. વાર્ષિક ઉપજ ચાર લાખને સુમારે થાય છે. તેમાંથી ગાયકવાડ અને ઇંગ્રેજ સરકારને જમાબંધી તથા જૂનાગઢના નવાબને જોરતલબીના મળી કુલ રૂ. ૪૮,૫૦૪ આપવામાં આવે છે.

૧૩ જસાજી (બીજા), ૧૪ સતાજી (બીજા)
ઈ. સ. ૧૭૬૮–૧૮૧૪ ઈ. સ. ૧૮૧૪–૧૮૨૦
૧૫ રણમલજી (બીજા) (દત્તકપુત્ર)
ઈ. સ. ૧૮૨૦–૧૮૫૨
૧૬ વીભાજી (બીજા) (દત્તકપુત્ર)
ઈ. સ. ૧૮૫૨–૧૮૯૫
૧૭ જસવંતસિંહજી, ઈ. સ. ૧૮૯૫ માં ગાદિયે બેઠા.

જામનગરના તાબામાં ૩,૭૯૧ ચોરસ મૈલ જમીન, ૬૩૩ ગામ, ૩,૧૬,૦૦૦ માણસની વસ્તી અને વાર્ષિક ઉપજ આસરે વીશ લાખ રૂપિયાની છે. તેમાંથી ગાયકવાડ અને અંગ્રેજ સરકારને જમાબંધી તથા જૂનાગઢના નવાબ સાહેબને જોરતલબીના મળી કુલ રૂ. ૧,૨૦,૦૯૩ આપે છે. આ રાજ્ય પ્હેલા વર્ગનું છે. જામ સાહેબ બ્રિટીશ છાવણીમાં જાય ત્યારે તેમને લશ્કરી સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## પોરબંદરના જેઠવા

૧૩

(અનુસંધાન પાના ૫૩માની પાદનોંધની લીટી ૭મીનું)

અયોધ્યાના રાજા રામચંદ્રજીના સેનાપતિ, દક્ષિણ દેશના રાજા હનુમાનજીના મકરધ્વજ થયા, તેને શ્રીનગરનું રાજ્ય રામચંદ્રજી તરફથી મળ્યું. તેના પુત્ર મોરધ્વજે મોરબી વસાવ્યું એમ કહેવાય છે. એવા "ધ્વજ" નામાન્ત પદવાળા સાવ રાજા થયા. તે પછી અડતાલીશ "કુમાર" નામાન્ત પદ ધારણ કરનાર રાજા થયા. પછી બાર રાજા "રાજ" નામાન્ત પદવીવાળા થયા. તે પછી સત્તાવીશ રાજા "મહારાજ" નામાન્ત પદવીના થયા. ૯૪ ભાણજી મહારાજ, તેના ૯૫ જેઠીજી થયા; અને તે ઉપરથી તેમના વંશજ "જેઠવા" કહેવાયા. જેઠીજીના ૯૬ થીરણજી, ૯૭ વીકુજી, ૯૮ ગોવિંદજી, ૯૯ નાગજી, ૧૦૦ ચાંપસેનજી, ૧૦૧ આદિતજી, ૧૦૨ મેઢજી, ૧૦૩ નાગજી, ૧૦૪ ભાણજી, ૧૦૫ શિવજી, ૧૦૬ રામદેવજી, ૧૦૭ ખાખુજી, ૧૦૮ રાણોજી, ૧૦૯ સંગજી થયા. સંગજીએ રાણા પદવી ધારણ કરી, અને તે પછી આજ સુધી પોરબંદરના રાજા રાણા કહેવાય છે.

સંગજીના ૧૧૦ ભાણજી થયા; તેના ૧૧૧ શિયોજી થયા. તેણે શ્રીનગરથી ગાદી બદલાવી ધુમલીમાં આણી. તેનો કુંવર ૧૧૨ હાલામણ થયો. એણે માણમોર અને બાળંભાના રાજસિંહજી પરમાર ઠાકોરની કુંવરી સોન તરફથી આવેલો અધુરો દુહો પૂરો કર્યો. તે ઉપરથી તેને તે પરણવા આવી. પણ તેના પિતા શિયોજીએ સોનનું રૂપ જોઈ પોતે પરણવા માગણી કરી, એટલું જ નહિ પણ હાલામણને દેશવટો દીધો. હાલામણ કચ્છમાં ગયો. ત્યાંનો રાજા જામ ફૂલજી (ઇ. સ. ૮૫૫–૮૮૦) તેનો સગો થતો હતો, તેથી તેણે એને આશ્રય આપ્યો અને હબાય ડુંગર પાસેના અણમોર ગઢમાં રહ્યો. ત્યાં એક ટેકરી ઉપર હાલામણ હમ્મેશાં બેસતો, તેથી તેના નામ ઉપરથી આજ પણ તેને હાલામણ ટેકરી કહે છે. જામ ફૂલજીના પિતા જામ સોઢજીની એક અનૌરસ કુંવરી દેવલદેવી નામે અતિ સુરૂપા હતી. તે હાલામણને પરણી. આ રાણીથી ચંદ્રસિંહજી અને દેવીસિંહજી નામના બે કુંવર થયા. સિયોજી દેવલોક પામ્યા. તે પછી હાલામણ પોતાને દેશ જઈ ધુમલીમાં ગાદીપતિ થયા.

હાલામણના ૧૧૩ ભાણજી, ૧૧૪ મેહજી, ૧૧૫ નાગજી, અને ૧૧૬ વિકુજી થયા. તે પછી ૧૧૭ નાગભાણજી, ૧૧૮ વિક્યાજી, ૧૧૯ ખેતોજી, ૧૨૦ રાણોજી, ૧૨૧ ખીમોજી, ૧૨૨ વિક્રમાનજી, ૧૨૩ ખેતોજી, ૧૨૪ રામદેવજી, ૧૨૫ સતાજી, ૧૨૬ બખુજી, ૧૨૭ રાણોજી, ૧૨૮ ખાણજી, ૧૨૯ નાગજી, ૧૩૦ વકુજી, ૧૩૧ ભાણજી, ૧૩૨ વીરમજી, ૧૩૩ ખિમકર્ણજી, ૧૩૪ નાગજી, ૧૩૫ શિંગુજી, ૧૩૬ આદિતજી, ૧૩૭ હરિયાદજી, ૧૩૮ બખુજી, ૧૩૯ શરતાનજી, ૧૪૦ ભાણજી, ૧૪૧ વિકુજી, ૧૪૨ કાનજી, ૧૪૩ વનવીરજી, ૧૪૪ નગજણજી, ૧૪૫ ભાણજી, ૧૪૬ હરિયાદજી, ૧૪૭ સંગજી (ઇ. સ. ૧૧૨૦–૧૧૫૦), અને ૧૪૮ રાણોજી થયા. રાણોજી તે જ સાલમાં ગુજરી જતાં તેનો ભાઈ ૧૪૯ નાગજી (૧૧૫૦–૧૧૫૫), ૧૫૦ ભારમલજી (ઇ. સ. ૧૧૫૫–૧૧૭૩), ૧૫૧ ભાણજી (૧૧૭૩–૧૧૭૯), ૧૫૨ મેઘજી (૧૧૭૯–૧૧૯૦), ૧૫૩ નાગજી (૧૧૯૦–૧૧૯૩), ૧૫૪ વિકિયોજી (૧૧૯૩–૧૨૨૦), ૧૫૫ વજસીજી (ઇ. સ. ૧૨૨૦–૧૨૪૫), ૧૫૬ ભોજરાજજી (ઇ. સ. ૧૨૪૫–૧૨૭૦), ૧૫૭ રામદેવજી (ઇ. સ. ૧૨૭૦–૧૨૯૧), ૧૫૮ રાણોજી (૧૨૯૧–૧૩૦૨), અને ૧૫૯ નાગજી (૧૩૦૨–૧૩૦૭) થયા.

નાગજીના ૧૬૦ ભાણજી (૧૩૦૭–૧૩૬૦) થયા. એના વખતમાં સિંધથી જામ ઉન્નડજીનો કુંવર બામણિયોજી, જે કચ્છના જાડેજાની બીજી શાખાના મૂળ પુરૂષ લાખા જાડાણી(ઇ. સ. ૧૧૪૭–૧૧૭૫)ના કાકા હાલાજીનું સિંધમાં રાજ્ય હતું તેનો વંશજ થતો હતો. તેણે ઇ. સ. ૧૩૧૩ માં અહીં આવીને ઘુમલીનો નાશ કરયો. તેથી રાણા ભાણ જેઠવે રાણપર વસાવી ત્યાં ગાદી સ્થાપી.

તે પછી ૧૬૧ જસધળજી (ઇ. સ. ૧૩૬૦–૧૩૯૨), ૧૬૨ રાણોજી (૧૩૯૨–૧૪૨૦), ૧૬૩ સંગજી (૧૪૨૦–૧૪૬૧), ૧૬૪ ભાણજી (૧૪૬૧–૧૪૯૨), અને ૧૬૫ રાણોજી (૧૪૯૨–૧૫૨૫) થયા.

તે પછી તેનો ભત્રીજો ૧૬૬ ખીમાજી (૧૫૨૫–૧૫૫૦) થયો. આના સમયમાં કચ્છથી જાડેજા જામ રાવળજીએ અહીં આવી, નાગની અંદર લઈ, ત્યાં નવાનગર (જામનગર) ઇ. સ. ૧૫૩૯ માં વસાવી, રાજ્યગાદી સ્થાપી.

ખીમાજીના ૧૬૭ રામદેવજી (ઇ. સ. ૧૫૫૦–૧૫૭૪), તેના ૧૬૮ ભાણજી, ૧૬૯ ખીમાજી (૧૫૭૪–૧૬૨૫), ૧૭૦ વીક્રમાનજી (૧૬૨૫–૧૬૭૧), ૧૭૧ સુરતાનજી (૧૬૭૧–૧૬૯૯), ૧૭૨ ભાણજી (૧૬૯૯–૧૭૦૯), ૧૭૩ ખીમોજી (૧૭૦૯–૧૭૨૮) અને ૧૭૪ વિક્રમાનજી (૧૭૨૮–૧૭૫૭) થયા.

તે પછી ૧૭૫ સુલતાનજી (૧૭૫૭–૧૮૦૪) થયા. એણે પોરબંદરમાં સને ૧૭૮૫ માં ગાદી સ્થાપી અને પોતાના પૂર્વજોના સમયમાં ઘટેલું રાજ્ય વધાર્યું. તેના ૧૭૬ હાલોજી (૧૮૦૪–૧૮૧૨), ૧૭૭ ખીમોજી (૧૮૧૨–૧૮૩૧), અને ૧૭૮ વિક્રમાનજી થયા, તે ઇ. સ. ૧૮૩૧ માં ગાદીએ બેઠા. તેમના પાટવી કુંવર માધવસિંહજી ઇ. સ. ૧૮૬૯ માં દેવલોક પામ્યા અને તેમનો કુંવર ભાવસિંહજી હતો.

પોરબંદરના તાબામાં ૫૬૬ ચોરસ મૈલ જમીન, ૧૦૩ ગામ, અને આસરે ૭૧,૦૦૦ માણસની વસ્તી છે. વાર્ષિક ઉપજ ચાર લાખને સુમારે થાય છે. તેમાંથી ગાયકવાડ અને ઇંગ્રેજ સરકારને જમાબંધી તથા જૂનાગઢના નવાબને જોરતલબીના મળી કુલ રૂ. ૪૮,૫૦૪ આપવામાં આવે છે.

## જૂનાગઢના બાબી નવાબ

૧૪

(અનુસંધાન પાના ૫૫ માની લીટી ૨૫ મીની પાદનોંધ)

બહાદુરખાનજી
|
શેરખાનજી
├── જાફરખાનજી ઉર્ફે સફદરખાન
│   ├── મહમ્મદશેર (ખાનજહાન જવાનમર્દખાં) (રાધનપુર)
│   └── સલાબત મહમ્મદખાન
│       └── ૧ મહમ્મદબાહાદુર ઉર્ફે શેરખાન (બીજા), જૂનાગઢ ઈ. સ. ૧૭૩૦–૧૭૫૮
│           ├── ૨ મોહોબતખાનજી, ઇ. સ. ૧૭૫૮–૧૭૭૫
│           │   └── ૩ હામદખાનજી, (ઈ. સ. ૧૭૭૫–૧૮૧૧)
│           │       └── ૪ બહાદુરખાનજી, (ઈ. સ. ૧૮૧૧–૧૮૪૦)
│           │           ├── ૫ હામદખાનજી ઇ. સ. ૧૮૪૦–૧૮૫૧
│           │           └── ૬ મોહોબતખાનજી ઇ સ. ૧૮૫૧–૧૮૮૨ માં
│           │               ├── ૭ બહાદુરખાનજી ઇ. સ. ૧૮૮૨–૧૮૯૨
│           │               └── ૮ રસુલખાનજી ઇ. સ. ૧૮૯૨ ગાદિયે બેઠા.
│           └── સરદાર મહમ્મદ (વાડાસિનોર)
└── બાહાદરખાંન (સોરઠમાં રાણપુર)

જૂનાગઢના તાબામાં ૩૨૮૩ ચોરસ મૈલ જમીન, ૮૯૦ ગામ, આશરે ૩,૮૮,૦૦૦ માણસની વસ્તી છે અને વાર્ષિક ઉપજ સુમારે ત્રીશ લાખ રૂપિયાની છે. તેમાંથી ગાયકવાડ તથા ઈંગ્રેજ સરકારને જમાબંધીના રૂ. ૬૫,૬૦૪ આપે છે. નવાબ સાહેબ બ્રિટિશ છાવણીમાં જાય ત્યારે લશ્કરી સલામતી તથા પંદર તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

## હળવદના ઝાલા રાજાઓ

૧૫

(અનુસંધાન પાના ૫૮ માની લીટી ૨૭ મીની પાદનોંધ)

૧ હરપાળ મકવાણા, તેને શક્તિદેવી સોલંકીથી ૧ સોઢોજી, ૨ શેખડોજી, ને ૩ માંગોજી, એ ત્રણ કુંવર થયા.

| | |
|---|---|
| ૨ સોઢાજી | ઇ. સ. ૧૧૩૦–૧૧૬૦ |
| ૩ દુર્જનસાલજી | ઇ. સ. ૧૧૬૦–૧૧૮૫ |

| | | |
|---|---|---|
| ૪ | ઝાકળદેવજી | ઇ. સ. ૧૧૮૫–૧૨૧૦ |
| ૫ | અર્જુનસિંહજી | ઇ. સ. ૧૨૧૦–૧૨૪૦ |
| ૬ | દેવરાજજી | ઇ. સ. ૧૨૪૦–૧૨૬૫ |
| ૭ | દુદોજી | ઇ. સ. ૧૨૬૫–૧૨૮૦ |
| ૮ | સૂરસિંહજી | ઇ. સ. ૧૨૮૦–૧૩૦૫ |
| ૯ | સાંતલજી | ઇ. સ. ૧૩૦૫–૧૩૨૫ |
| ૧૦ | વિજયપાલજી | ઇ. સ. ૧૩૨૫–૧૩૨૬ |
| ૧૧ | મેઘરાજજી | ઇ. સ. ૧૩૨૬–૧૩૩૧ |
| ૧૨ | પચીસિંહજી | ઈ. સ. ૧૩૩૧–૧૩૪૦ |
| ૧૩ | ઉદયસિંહજી | ઇ. સ. ૧૩૪૦–૧૩૫૨ |
| • | પૃથીરાજજી | એણે થલા પરગણું લઇને રાજ્યનો હક્ક છોડ્યો. |
| ૧૪ | વેગળજી | ઇ. સ. ૧૩૫૨–૧૩૬૮ |
| ૧૫ | રામસિંહજી | ઇ. સ. ૧૩૬૮–૧૩૮૫ |
| ૧૬ | વીરસિંહજી | ઇ. સ. ૧૩૮૫–૧૩૯૨ |
| ૧૭ | રણમલજી | ઇ. સ. ૧૩૯૨–૧૪૦૮ |
| ૧૮ | સતરસાલજી | એણે પાટડીથી બદલીને માંડલમાં ગાદી કરી. ઇ. સ. ૧૪૦૮–૧૪૨૦ |
| ૧૯ | જેતસિંહજી | એણે માંડલથી બદલીને કૂવામાં ગાદી કરી. આ ગામનું નામ પ્રથમ કુંકાવતી હતું. ૧૪૨૦–૧૪૪૧; એનો ભાઈ રાઘવદેવજી નરવર-(માળવા)માં ગયો. |
| ૨૦ | વનવીરજી | ઇ. સ. ૧૪૪૧–૧૪૬૦ |
| ૨૧ | ભીમસિંહજી | ઇ. સ. ૧૪૬૦–૧૪૬૯ |
| ૨૨ | વાઘોજી | ઇ. સ. ૧૪૬૯–૧૪૮૬. એને મહમ્મદ બેગડે માર્યો ને પોતાનો થાણદાર કૂવે મૂક્યો. |
| ૨૩ | રાજોધરજી | ઇ. સ. ૧૪૮૬–૧૫૦૦ સુધી, એણે કૂવેથી હલવદ ગાદી કરી. |
| ૨૪ | રાણોજી | ઇ. સ. ૧૫૦૦–૧૫૨૩ એના મ્હોટા ભાઈ અજોજી ને સજોજી હતા, તેઓએ મેવાડમાં સાદરીની ગાદી મેળવી. |
| ૨૫ | માનસિંહજી | ઇ. સ. ૧૫૨૩–૧૫૬૪ |
| ૨૬ | રાયસિંહજી | ઇ. સ. ૧૫૬૪–૧૫૮૪ |
| ૨૭ | ચંદ્રસિંહજી | ઇ. સ. ૧૫૮૪–૧૬૨૮ |

આ ઉપરથી જણાય છે કે, ચંદ્રસિંહજી હરપાળજીથી ૨૭ મા પુરુષ થાય છે. તેના કુંવર પૃથીરાજજીને બે કુમાર હતા, તેમાંના સુલતાનજીએ વાંકાનેરમાં ગાદી સ્થાપી, અને રાજાજીએ વઢવાણમાં સ્થાપી. ચંદ્રસિંહજીનો બીજો કુંવર

૨૮ આશકર્ણજી હતો; તે ૧૬૨૮ થી ૧૬૩૪ સુધી હલવદની ગાદિયે બેઠો. ત્યાર પછી તેનો ન્હાનો ભાઈ
૨૯ અમરસિંહજી સને ૧૬૩૪ થી તે ૧૬૫૪ સુધી ગાદિયે રહ્યો અને એનો ભાઈ જયસિંહ લખતર ગયો.

---

## ધ્રાંગધ્રાના રાજાઓ.

૧૬

(અનુસંધાન પાના ૬૧ માની લીટી ૧૪ મીની પાદનોંધ)

ઉપરની હલવદના રાજાઓની ૧૫ મી નોંધમાંના ૨૯ મા અમરસિંહથી ચાલુ.

૨૯ રાજ અમરસિંહજી, (ઇ. સ. ૧૬૩૪–૧૬૫૪)
|
૩૦ મેઘરાજજી, (ઇ. સ. ૧૬૫૪–૧૬૬૧)
|
૩૧ ગજસિંહજી, (ઇ. સ. ૧૬૬૧–૧૬૭૩)
|
૩૨ જસવંતસિંહજી, (ઇ. સ. ૧૬૭૩–૧૭૧૮)
|
૩૩ પ્રતાપસિંહજી, (ઇ. સ. ૧૭૧૮–૧૭૩૦)
|
૩૪ રાયસિંહજી બીજા, (ઇ. સ. ૧૭૩૦–૧૭૪૫)
|
૩૫ ગજસિંહજી, (ઇ. સ. ૧૭૪૫–૧૭૮૨) શેષભાઇ (સાયલા)
|
૩૬ જસવંતસિંહજી, (ઈ. સ. ૧૭૮૨–૧૮૦૧)
એણે ધ્રાંગધ્રામાં ગાદી આણી
|
૩૭ રાયસિંહજી ત્રીજા, (ઇ. સ. ૧૮૦૧–૧૮૦૪)
|
૩૮ અમરસિંહજી, (ઇ. સ. ૧૮૦૪–૧૮૪૩)
|
૩૯ રણમલસિંહજી, (ઇ. સ. ૧૮૪૩–૧૮૬૯)
|
૪૦ માનસિંહજી, (ઇ. સ. ૧૮૬૯માં ગાદિએ બેઠા.)
|
જસવંતસિંહજી (એ પાટવી કુંવર હતા, ઇ. સ. ૧૮૮૦ માં દેવ થયા.)
|
અજિતસિંહજી (પાટવી કુંવર) દોલતસિંહજી (કુંવર)

ધ્રાંગધ્રાના તાબામાં ૧,૧૫૬ ચોરસ મૈલ જમીન, ૧૨૫ ગામ, વસ્તી આશરે એક લાખ માણસની છે, અને વાર્ષિક ઉપજ સુમારે ૭ લાખ રૂપિયાની છે, તેમાંથી નામદાર ઇંગ્રેજ સરકારને જમાબંધીના અને જૂનાગઢને જોરતલબીના મળી કુલ રૂ. ૪,૪૭૭ આપે છે. રાણા સાહેબ બ્રિટિશ છાવણીમાં જાય ત્યારે લશ્કરની સલામતી તથા ૧૫ તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

## વાંકાનેરના રાજાઓ

૧૭

(અનુસંધાન પાના ૬૧ માની લીટી ૧૬ મીની પાદનોંધ)

હળવદ ઉપરની ૧૫ મી પાદનોંધમાંના ૨૭ મા ચંદ્રસિંહજીથી ચાલુ ( જુઓ પૃષ્ઠ ૫૩૭ મું.)

૧ સુલતાનજી વાંકાનેરમાં ગાદી સ્થાપી. ઈ. સ. ૧૬૩૪ સુધી.
(હરપાળથી ૨૭ મા ચંદ્રસિંહજી, તેમના કુંવર પૃથીરાજ તેના કુંવર.)

૨ માનસિંહજી, ઈ. સ. ૧૬૩૪–૧૬૫૩

૩ રાયસિંહજી, ઈ. સ. ૧૬૫૩–૧૬૭૯

૪ ચંદ્રસિંહજી, ઈ. સ. ૧૬૭૯–૧૭૨૧

૫ પૃથિરાજજી, ઈ. સ ૧૭૨૧–૧૭૨૮

તે પછી એનો ભાઈ.

૬ કેશરીસિંહજી, ઈ. સ. ૧૭૨૮–૧૭૪૯

૭ ભારોજી, ઈ. સ. ૧૭૪૯–૧૭૮૪

૮ રાયસિંહજી, એ કુંવરપણામાં જ મરણ પામ્યા હતા.

૯ કેશરીસિંહજી, ઈ. સ. ૧૭૮૪–૧૭૮૭

૧૦ ચંદ્રસિંહજી, ઉર્ફે ડોસાજી, ઈ. સ. ૧૭૮૭–૧૮૩૯

૧૧ વખતસિંહજી, ઈ. સ. ૧૮૩૯–૧૮૬૦

૧૨ જસવંતસિંહજી, એ કુંવર પદવીમાં જ મરણ પામ્યા.

૧૩ બનેસિંહજી, ઈ. સ. ૧૮૬૦–૧૮૮૧

૧૪ ગગુભા, ઉર્ફે અમરસિંહજી, ઈ. સ. ૧૮૮૧ માં ગાદિયે બેઠા.

વાંકાનેરના તાબામાં ૩૯૫ ચોરસ મૈલ જમીન, ૭૬ ગામ, આસરે ત્રીસ હજાર માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ સુમારે બે લાખ રૂપિયા થાય છે; તેમાંથી ઇંગ્રેજ સરકારને જમાબંધીના રૂ. ૧૭,૪૨૨ અને જૂનાગઢના નવાબને જોરતલબીના રૂ. ૧,૪૫૭ એમ કુલ રૂ. ૧૮,૮૭૯ આપવામાં આવે છે. રાજ સાહેબ બ્રિટિશ છાવણીમાં જાય ત્યારે નવ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## લીંબડીના રાજા

### ૧૮

( અનુસંધાન પાના ૬૨ માની લીટી ૨૫ મી લીટીની પાદનોંધ)

૨ હરપાળ મકવાણો, (ઈ. સ. ૧૦૯૦-૧૧૩૦) તેનાથી હરભમજી ૩૦ મો પુરૂષ.

સોઢોજી (પાટડી)

૧ માંગુજી લીંબડી ઈ. સ. ૧૧૩૦ થી ૧૧૭૦ સુધી. એને જાંબુની ચોર્યાશી મળી.

૨ મધુપાળ, એ જૂનાગઢના ચૂડાસમા રાજાની કન્યા પરણ્યા હતા.

૩ ધાંવળ (ધમળ), જાંબુ ઉપર મુસલમાનોએ હુમલો ઈ. સ. ૧૧૯૪ માં કર્યાથી ધમળમાં ગાદી સ્થાપી.

૪ કુલોજી (કાલુજી)

૫ ધનરાજ

૬ લાખોજી, એણે કોઠી કુંદણીમાં રાજ્યધાની કરી.

૭ ભોજરાજજી

૮ કર્ણસિંહજી

૯ આસકર્ણજી

૧૦ સાંગોજી

૧૧ શેષમલજી

૧૨ સારંગજી

૧૩ લાખોજી (બીજા), એણે જાંબુમાં ગાદી રાખી હતી.

૧૪ વજેરાજજી

૧૫ નાગજી; એને અમદાવાદના સુલતાન અહમદશાહ સાથે વેર હતું.

૧૬ ઉદયભાણજી, એણે જાંબુનો કિલ્લો ફરી બંધાવ્યો.

૧૭ ખેતોજી

૧૮ ભોજરાજજી (બીજા)

૧૯ નાગજી (બીજા)

૨૦ ખેતોજી (બીજા); એ સરધારના ગોઠા વાઘેલાનું આણું ભડલીના સરવૈયા રાવ ભીમની પુત્રીને તેડી આવતાં કોઠી કુંદણીના પાદરે ઉતર્યું હતું તે કન્યાનું તે રાજીખુશીથી હરણ કર્યું. તેથી સરધાર ને ભડલીનું લશ્કર ચ્હડી આવ્યું; તેમાં બારે વર્ષે ખેતોજી મરાયા ને જાંબુમાં અમદાવાદના સુલતાનનું થાણું બેઠું.

૨૧ સાંગુજી (બીજા), એણે સરધારના વાઘેલાને માર્યો; અને જાંબુનું થાણું ઉઠાડી ત્યાં ગાદિયે બેઠા.

૨૨ સોઢોજી

૨૩ આરાકર્ણજી (બીજા), એણે શીહાણીમાં રાજ્યગાદી સ્થાપી.

૨૪ અદેરાજજી

૨૫ વૈરીસાલજી, એણે જામ્બુમાં રાજગાદી કરી.

૨૬ અખેરાજજી, (આરાકર્ણજી ઉર્ફે કર્ણસિંહજી)

૨૭ ભોજરાજજી

૨૮ અદેરાજજી(બીજા), એણે વઢવાણના ચંદ્રસિંહને ઘાઘરેટ ગામ પાસે લડાઈ થઈ તેમાં હરાવ્યો.

૨૯ વૈરીસાલજી (બીજા); એણે લીંબડીમાં રાજ્યગાદી સ્થાપી, જે આજ સુધી ચાલુ છે.

૩૦ હરભમજી (ઈ. સ. ૧૭૮૬ સુધી); એણે કાઠિયોને હરાવ્યા; ને લીંબડીનો કિલ્લો બાંધવાનું શરૂ કર્યું.

૩૧ હરિસિંહજી, (ઈ. સ. ૧૭૮૬–૧૮૨૫), એના સમયમાં ઇંગ્રેજ સરકાર સાથે ખંડણીનો ઠરાવ થયો, ને એણે લીંબડીનો કિલ્લો પૂરો કર્યો.

૩૨ ભોજરાજજી, (ઈ. સ. ૧૮૨૫–૧૮૩૭)

૩૩ હરભમજી બીજા, (ઈ. સ. ૧૮૩૭–૧૮૫૬), એનું બીજું નામ હાજીરાજ હતું.

૩૪ ફત્તેહસિંહજી, (ઈ. સ. ૧૮૫૬–૧૮૬૨)

૩૫ જશવંતસિંહજી (ઈ. સ. ૧૮૬૨ માં ગાદિયે બેઠા.)

લીંબડીના તાબામાં ૩૩૨ ચોરસ મૈલ જમીન, ૭૨ ગામ, આસરે ૪૩,૦૦૦ માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ આસરે સાડાચાર લાખ રૂપિયાની થાય છે, તેમાંથી ઇંગ્રેજ સરકારને જમાબંધી અને જૂનાગઢના નવાબની જોરતલબી મળી કુલ રૂ. ૪૫,૫૩૩ આપવામાં આવે છે. ના. ઠાકોર સાહેબ બ્રિટિશ છાવણીમાં જાય ત્યારે નવ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## વઢવાણના રાજાઓ

૧૯

(અનુસંધાન પાના ૬૪ માની ૧૫ મી લીટીની પાદનોંધ,

હળવદની ૧૫ મી પાદનોંધમાંના ૨૭ મા ચંદ્રસિંહજીથી ચાલુ (જુઓ પૃષ્ઠ ૫૩૭ મું)



માધવસિંહજી
૪ ભગતસિંહજી (બુંદીકોટે રીસામણે ગયો)
(ઈ. સ. ૧૬૮૧–૧૭૦૬)

મદનસિંહજી ૫ અર્જુનસિંહજી અભયસિંહજી (ચૂડા) માનસિંહજી (ઝમર)
મદનસિંહજી (ઈ. સ. ૧૭૦૭–૧૭૩૯)

જાલમસિંહજી
(રાજસ્થાનમાં
ઝાલાવાડનું ૬ સબળસિંહજી. સરદારસિંહજી. નાનાભાઈ. રામાભાઈ. કશીઆજી.
રાજ સ્થાપ્યું) (ઈ. સ. ૧૭૩૯–૧૭૬૫) (વણા) (દુધરેજ) (ખેરાળી) (ગુંદીયાળા)

૭ ચંદ્રસિંહજી લાખોજી પતાભાઈ
(ઈ. સ. ૧૭૬૫–૧૭૭૮) (વડોદ) (રાજપર)

૮ પૃથિરાજજી, (૧૭૭૮–૧૮૦૭)

૯ જાલમસિંહજી, (ઈ. સ. ૧૮૦૭–૧૮૨૭)

૧૦ રાજસિંહજી, (ઈ. સ. ૧૮૨૭–૧૮૭૫)

ચંદ્રસિંહજી, (બાપની હયાતીમાં મરણ પામ્યા)

૧૧ દાજીરાજજી, (ઈ. સ. ૧૮૭૫–૧૮૮૫) ૧૨ કાળુભા (બાળસિંહજી)
(ઈ. સ. ૧૮૮૫ માં ગાદિયે બેઠા.)

વઢવાણના તાબામાં ૨૩૮ ચોરસ મૈલ જમીન, ૩૧ ગામ, આશરે ૪૩,૦૦૦ માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ સુમારે સાડા ત્રણ લાખ રૂપિયાની છે. તેમાંથી અંગ્રેજ સરકારને જમાબંધી, અને જૂનાગઢના નવાબને જોરતલબીના મળી, કુલ રૂ. ૨૮,૬૯૧ આપે છે. ઠાકોર સાહેબ બ્રિટિશ છાવણીમાં જાય ત્યારે નવ તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

## ચૂડાના રાજાઓ

૨૦

(અનુસંધાન પાના ૬૯ માની ૨૪ મી લીટીની પાદનોંધ)

વઢવાણના રાજાની વંશાવળીની ૧૯ મી પાદનોંધમાંના રાજોજીના પુત્ર ભાવસિંહજીના પુત્ર માધવસિંહજીથી ચાલુ (જુઓ પૃષ્ઠ ૫૪૨ મું)

ઝાલા માધવસિંહજી (બુંદી કોટથી પાછા આવ્યા)




માધવસિંહજી (પાટવી કુમાર)

ચૂડાના તાબામાં ૭૭ ચોરસ મૈલ જમીન, ૧૩ ગામ, આસરે સાડાતેર હજાર માણસની વસ્તી, અને વાર્ષિક પેદાશ સુમારે રૂપિયા નેવું હજારની છે. તેમાંથી ઇંગ્રેજ સરકારની જમાબંધી અને જૂનાગઢના નવાબની જોરતલબીના મળી કુલ રૂ. ૭,૧૪૩ આપે છે.

---

## લખતરના ઠાકોરો

### ૨૧

(અનુસંધાન પાના ૯૮ માની ૧૨ મી લીટીની પાદનોંધ)

હળવદના રાજાઓની વંશાવલિની ૧૫ મી પાદનોંધમાંના ૨૭ મા ચંદ્રસિંહજીથી ચાલુ (જુઓ પૃષ્ઠ ૫૩૭ મું.)

રાજ ચંદ્રસિંહજી



લખતરના તાબામાં ૨૪૨ ચોરસ મૈલ જમીન, ૪૧ ગામ આસરે ત્રેવીસ હજાર માણસની વસ્તી અને વાર્ષિક ઉપજ સુમારે રૂ. એક લાખની છે. તેમાંથી ઇંગ્રેજ સરકારને ખંડણીના અને જૂનાગઢના નવાબને જોરતલબીના મળી રૂ. ૭,૩૫૧ આપવામાં આવે છે.

---

## સાયલાના ઠાકોરો

### ૨૨

(અનુસંધાન પાના ૬૯ માની ૨૪ મી લીટીની પાદનોંધ)

ધ્રાંગધ્રાના રાજાઓની વંશાવળીની ૧૬ મી પાદનોંધમાંના ૩૪ મા પુરૂષ રાજરાયસિંહજીના પુત્રથી ચાલુ (જુઓ પૃષ્ઠ ૫૩૮ મું.)

૧ સેસાભાઈ, (ઈ. સ. ૧૭૪૫–૧૭૯૪)
|
૨ વીકમાનજી, (ઈ. સ. ૧૭૯૪–૧૮૧૩)
|
૩ મદારસિંહજી, (ઈ. સ. ૧૮૧૩–૧૮૩૭)
|
૪ સેસાભાઈ (બીજા), ઈ. સ. ૧૮૩૭–૧૮૩૯
|
૫ કેશરીસિંહજી, (ઈ. સ. ૧૮૩૯–૧૮૮૨)
|
૬ વખતસિંહજી, (ઈ. સ. ૧૮૮૨ માં ગાદિયે બેઠા)
|
૭ મદારસિંહજી, (પાટવી કુંવર)

સાયલાના તાબામાં ૨૨૬ ચોરસ મૈલ જમીન, ૩૭ ગામ, આશરે સત્તર હજાર માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ સુમારે પોણો લાખ રૂપિયા થાય છે, તેમાંથી ઇંગ્રેજ સરકારને ખંડણીના અને જૂનાગઢના નવાબને જોરતલબીના મળી કુલ રૂપિયા ૧૫,૫૧૨ આપવામાં આવે છે.

---

## ધરમપુરના રજપૂત રાજાઓ

### ૨૩

(અનુસંધાન પાના ૭૮ માની પાદનોંધની બીજી લીટીનું)

૧ વલભીપુરનો નાશ થવાથી ત્યાંના રાજાનો વંશ ઇડર પછી મેવાડમાં ગયો. ત્યાંથી વળી એક શાખા ગૂજરાતમાં આવી, જે આજે ધરમપુરમાં છે. મેવાડના બાપા રાવળના વંશજ રાણા રહપ(ઇ. સ. ૧૨૦૧–૧૨૩૯)ના વંશજ રામરાજા અથવા રામશાહે ગૂજરાતમાં આવી અલીરાજપુરમાં ગાદી સ્થાપી.

૧ રામરાજા, ઇ. સ. ૧૨૬૨–૧૨૯૫.
|
૨ સોમશાહ, ઇ. સ. ૧૨૯૫–૧૩૩૫.
|
૩ પુરંદરશાહ, ઇ. સ. ૧૩૩૫–૧૩૬૦
|

૪ ધરમશાહ, ઇ. સ. ૧૩૬૦–૧૩૯૧.
|
૫ ગોપુશાહ, ઇ. સ. ૧૩૯૧–૧૪૩૨.
|
૬ જગતશાહ, ઇ. સ. ૧૩૪૨–૧૪૭૦.
|
૭ નારાયણશાહ, ઇ. સ. ૧૪૭૦–૧૫૦૦.
|
૮ ધરમશાહ (બીજા), ઇ. સ. ૧૫૦૦–૧૫૩૧.
|
૯ જગતશાહ (બીજા), ઉર્ફે જયદેવ, ઇ. સ. ૧૫૩૧–૧૫૬૬.
|
૧૦ લક્ષ્મણદેવ, ઇ. સ. ૧૫૬૬–૧૬૦૦.
|
૧૧ સોમદેવ, ઇ. સ. ૧૬૦૦–૧૬૩૫.
|
૧૨ રામદેવ, ઇ. સ. ૧૬૩૫–૧૬૮૦.
|
૧૩ શેહેદેવજી, ઇ. સ. ૧૬૮૦–૧૭૧૧.
|
૧૪ રામદેવજી (બીજા), ઇ. સ. ૧૭૧૧–૧૭૬૪.
|
૧૫ ધરમદેવજી (ધરમપુરમાં ગાદી સ્થાપી), ઇ.સ. ૧૭૬૪–૧૭૭૪.
|
૧૬ નારણદેવજી (દત્તક), ઇ. સ. ૧૭૭૪–૧૭૭૭.
|
૧૭ સોમદેવજી (દત્તક), ઇ. સ. ૧૭૭૭–૧૭૮૭.
|
૧૮ રૂપદેવજી, ઇ. સ. ૧૭૮૭–૧૮૦૭.
|
૧૯ વિજયદેવજી, ઇ. સ. ૧૮૦૭–૧૮૫૭.
|
૨૦ રામદેવજી (ત્રીજા), ઇ. સ. ૧૮૫૭–૧૮૬૦.
|
૨૧ નારાયણ દેવજી (બીજા), ઇ. સ. ૧૮૬૦–
|
૨૨ મોહનદેવજી, હરિદેવજી, બળદેવજી, પ્રભાતદેવજી
|
વિજયદેવજી (પાટવીકુમાર), નૃસિંહદેવજી (કુમાર)

ધરમપુરના તાબામાં ૭૯૪ ચોરસ મૈલ જમીન અને ૨૭૫ ગામ છે. આશરે એક લાખ માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ સુમારે અઢી લાખ રૂપિયા થાય છે. તેમાંથી મરાઠા રાજા દાણની ચોથ લેતા તે બદલ હાલમાં નવહજાર રૂપિયા ઉચક ઇંગ્રેજ

સરકારને આપવામાં આવે છે. આ રાજ્યને ઇંગ્રેજી વલસાડ પરગણાનાં કેટલાંએક ગામોમાંથી ગરાસનો હક્ક મળે છે. મહારાજા બ્રિટિશ છાવણીમાં જાય ત્યારે નવ તોપ ફોડી માન આપવામાં આવે છે.

## ધ્રોળના ઠાકોરોની વંશાવળી.

૨૪

(પાના ૮૮ માં આપેલી છે.)

## પાલીતાણાના રાજાઓની વંશાવળી.

૨૫

(પાના ૯૨ મા આપેલી છે.)

## લાઠીના ઠાકોરોની વંશાવળી.

૨૬

(પાના ૯૪ માં આપેલી છે.)

## કચ્છના જાડેજા

૨૭

(અનુસંધાન પાના ૯૫ માની ૧૧ મી લીટીની પાદનોંધ ૧ લીનો આરંભ)

૨ રાસમાળાના પ્હેલા ભાગની નોંધમાં જાડેજા સંબંધી ટુંકામાં વૃત્તાન્ત આવી જાય છે અને કચ્છના હાલ સુધીના રાજા નીચે મુજબઃ—

૧૧ રાવ શ્રી ખેંગારજી (પ્હેલા), ઇ. સ. ૧૫૧૦-૧૫૮૬.

૧૨ રાવ શ્રી ભારમલ્લજી (પ્હેલા), ઇ. સ. ૧૫૮૬-૧૬૩૨.

૧૩ રાવ શ્રી ભોજરાજજી ૧૬૩૨-૧૬૪૬ — મેઘજી

૧૪ ખેંગારજી (બીજા) ૧૬૪૬-૧૬૫૫

૧૫ તમાચીજી, ૧૬૫૫-૧૬૬૬.

૧૬ રાયધણજી પ્હેલા, ૧૬૬૬-૧૬૯૮.

૧૭ પ્રાગમલ્લજી (પ્હેલા), ૧૬૯૮-૧૭૧૬.

૧૮ ગોડમલ્લજી (પ્હેલા), ૧૭૧૬-૧૭૧૯.

૧૯ દેશળજી (પ્હેલા), ૧૭૧૯-૧૭૫૨.

૨૦ લખપતજી, ૧૭૫૨-૧૭૬૧.

૨૧ ગોડજી (બીજા), ૧૭૬૧-૧૭૭૯.

૨૨ રાયધણજી (બીજા), ૧૭૭૯-૧૮૧૪.
|
૨૩ ભારમલજી (બીજા), ૧૮૧૪-૧૮૧૯.
|
૨૪ દેશળજી (બીજા), ૧૮૧૯-૧૮૬૧.
|
૨૫ પ્રાગમલજી (બીજા), ૧૮૬૧-૧૮૭૩.
|
૨૬ ખેંગારજી (ત્રીજા) ૧૮૭૬ માં ગાદિયે બેઠા. — કેરણજી.
|
વિજયરાજજી (પાટવી કુમાર) — ગોડજી (કુમાર)

કચ્છનું ક્ષેત્રફળ ૧૫,૫૦૦ ચોરસ મૈલ, તેમાં જમીન ૬,૫૦૦ મૈલ અને રણ ૯,૦૦૦ ચોરસ મૈલ છે. તેનાં ગામ ૯૩૫ છે. વસ્તી આસરે પાંચ લાખ સાડી અઠ્ઠાવન હજાર માણસની છે, અને પેદાશ રૂપિયા ત્રીસ લાખ સુમારે છે. કચ્છના રાજા પ્રથમ જામના ખિતાબથી ઓળખાતા હતા. ૧૧ મા રાજા રાવશ્રી ખેંગારજી પ્હેલાને અમદાવાદના સુલતાન મહમૂદ બેગડાએ "રાવ" પદવી આપી, ત્યારથી કચ્છના રાજા રાવ (રાઓ) કહેવાય છે. ૧૭ મા રાજા, રાવ શ્રી પ્રાગમલજી પ્હેલાએ જામનગરનું રાજ્ય જામ તમાચીને પાછું દઈ દીધું ત્યારથી "મહારાવ"નું પદ ધારણ કર્યું. ૨૦ મા રાજા, રાવ શ્રી લખપતજીને કાબુલના પાદશાહે "મહારાજાધિરાજ"નો અને દિલ્હીના પાદશાહે "મિરઝા"નો ઇલ્કાબ આપ્યો. અને ૨૬ મા રાજા શ્રી ખેંગારજી ત્રીજાને અંગ્રેજ સરકારે "સવાઈ બહાદુર"નો વંશપરંપરાનો ખિતાબ આપ્યો છે. એટલે કચ્છના મહારાજા "મહારાજાધિરાજ મિરઝા મહારાઓ શ્રી ખેંગારજી સવાઈબહાદુર" લખાય છે. એમના અંગને "જી. સી. આઈ. ઈ."નો ખિતાબ છે. રાવ શ્રીને બ્રિટિશ સરકાર તરફથી લશ્કરની સલામતી અને સત્તર તોપ ફોડી માન અપાય છે.

---

## રાજકોટના જામની વંશાવળી

૨૮

(અનુસંધાન પાના ૧૦૦ માની ૪ થી લીટીની પાદનોંધ)

૧ જામનગરથી ઉતરેલા રાજકોટ અને ગોંડલ વગેરેમાં ઠાકોરો છે. તેમાંથી રાજકોટવાળાનો ફાંટો નીચે પ્રમાણે ચાલ્યો:-

જામ રાવળજી (નવાનગર)
|
વીભોજી
|
સતાજી

જસાજી (નવાનગર)

૧ વીભાજી ઇ. સ. ૧૬૦૮-૧૬૩૫ (સરધાર)

૨ મ્હેરામણજી પ્હેલા ઇ. સ. ૧૬૩૫-૧૬૫૦

૩ સાહેબજી, ઇ. સ. ૧૬૫૦-૧૬૭૫ — કુંભાજી (ગોંડળ)

૪ બામણીઓજી, ઇ. સ. ૧૬૭૫-૧૬૯૪

૫ મ્હેરામણજી (બીજા), ઇ. સ. ૧૬૯૪-૧૭૨૦

૬ રણમલજી, ઇ. સ. ૧૭૨૦-૧૭૪૬ (રાજકોટ)

૭ લાખાજી, ઇ. સ. ૧૭૪૬-૧૭૯૬

૮ મ્હેરામણજી (ત્રીજા), એ સારા કવિ હતા અને પ્રવીણસાગર નામનો ગ્રન્થ બનાવ્યો.

૯ રમણમલજી (બીજા), ઇ. સ. ૧૭૯૬-૧૮૨૫

૧૦ સૂરાજી, ઇ. સ. ૧૮૨૫-૧૮૪૪

૧૧ મ્હેરામણજી (ચોથા), ઇ. સ. ૧૮૪૪-૧૮૬૨

૧૨ બાવાજીરાજ, ઇ. સ. ૧૮૬૨-

૧૩ લાખાજી, ઇ. સ. ૧૮૯ માં ગાદિયે બેઠા.

રાજકોટના તાબામાં ૨૬૯ ચોરસ મૈલ જમીન છે, ૬૦ ગામ, આશરે ચાળીશ હજાર માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ સુમારે એક લાખ પંચાશી હજાર રૂપિયાની છે. તેમાથી ઈંગ્રેજ સરકારને જમાબંધી અને જૂનાગઢના નવાબને જોરતલબીના મળી કુલ રૂ. ૨૧,૩૨૧ આપવામાં આવે છે. ઠાકોર સાહેબને નવ તોપનું માન છે.

---

## ગોંડળના ઠાકોરોની વંશાવળી.

### ૨૯

જામના ભાયાત ગોંડળવાળા ઠાકોરોની વંશાવળી નીચે પ્રમાણે:—



જામ રાવળજી (જામનગર)

વીભાજી

સતાજી

જસાજી (જામનગર) — વીભાજી

મેહેરામણજી

સાહેબજી (રાજકોટ) — ૧ કુંભોજી (ગોંડળ)

૧ કુંભોજી (ગોંડળ) → ૨ સગરામજી — સાંગોજી (કોટડા સાંગાણી)

૨ સગરામજી → ૩ હાલોજી → ૪ કુંભોજી (બીજા) → સગરામજી

સગરામજી → ૫ મૂળુજી — ૮ દેવાજી, ઇ. સ. ૧૮૦૦-૧૮૧૨

૫ મૂળુજી → ૬ હાલોજી (બીજા) — ૭ દાજીભાઈ

૮ દેવાજી → ૯ નાથોજી ઇ.સ.૧૮૧૨-૧૮૧૪ — ૧૦ કાહાનોજી ઇ.સ.૧૮૧૪-૧૮૨૧ — ૧૧ ચંદ્રસિંહ ઇ.સ.૧૮૨૧-૧૮૪૧ — ૧૨ ભાણોભાઈ ઇ. સ. ૧૮૪૧-૧૮૫૧

૧૧ ચંદ્રસિંહ → ૧૩ સગરામજી (બીજા) ઇ. સ. ૧૮૫૧-૧૮૭૦

૧૩ સગરામજી → ૧૪ ભગવતસિંહજી ઇ. સ. ૧૮૭૦ માં ગાદિયે બેઠા.

ગોંડળના તાબામાં ૬૯૯ ચોરસ મૈલ જમીન, ૧૭૯ ગામ, આશરે એક લાખ છત્રીસ હજાર માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ રૂપિયા સાડા બાર લાખ સુમારની છે, તેમાંથી ઇંગ્રેજ સરકારને જમાબંધી અને જૂનાગઢના નવાબને જોરતલબીના મળી રૂ. ૧,૧૦,૭૨૧ આપવામાં આવે છે. ઠાકોર સાહેબને નવ તોપનું માન છે. ગોંડળથી કોટડા સાંગાણીના ઠાકોર ઉતર્યા છે.

---

## કોટડા સાંગાણીના ઠાકોરોની વંશાવળી

૩૦

(અનુસંધાન પાના ૧૦૦ મીની પાદનોંધ ૨૬ મીનું)

કુંભોજી (ગોંડળ)






કોટડા સાંગાણીના તાબામાં ૩૭ ચોરસ મૈલ જમીન, ૧૮ ગામ, આસરે ૮૬૦૦ માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ પોણો લાખ રૂપિયા સુમારે છે, તેમાંથી ઇંગ્રેજ સરકારને જમાબંધીના અને જૂનાગઢના નવાબને જોરતલબીના મળી કુલ રૂ. ૧૧,૬૧૬ આપવામાં આવે છે.

---

## લુણાવાડાના રાજપૂત રાજાઓ

### ૩૧

(અનુસંધાન પાના ૧૧૭ માની લીટીની પાદનોંધ)

૧ ભાટ લોકોના કહેવા પ્રમાણે અણહિલવાડ પાટણના રાજા મૂળરાજ સોલંકીનો વંશજ ધવળદેવ નામનો સોલંકી ઇ. સ. ૧૧૦૪ માં ધોળકે અને ત્યાર પછી ઇ. સ. ૧૧૩૪ માં કાલરીગઢ (એ ગામ ચુંવાળમાં છે) ગયો. ધવળદેવનો પરપૌત્ર વીરભદ્ર કાલરી છોડી વીરપુર (એ ગામ હાલ વાડાસિનોરના રાજ્યમાં છે) ગામે આવ્યો. વીરપુરમાં વીરો બારૈયો નામનો ઠાકોર હતો, તેને મારી ઇ. સ. ૧૨૨૫ માં તેનું રાજ્ય લઈ લીધું, અને ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. તેની પછી વીરપુરની ગાદિયે કીકોજી, માનસિંહ, માહાવસિંહ, ગમસિંહ, પૃથીપાળસિંહ, વિક્રમસિંહ અને વિઠ્ઠલસિંહ, એ પ્રમાણે રાજા થયા. છેલ્લા વિઠ્ઠલસિંહે વીરપુરમાંથી ગાદી ઉઠાવીને લુણાવાડાની નજીકમાં મહી નદીના કિનારા પાસે ડીહ્યા ગામમાં સ્થાપી; તેમના વંશજ ભીમસિંહજીએ ઇ. સ. ૧૪૩૪ માં ડીહ્યામાંથી ગાદી ઉઠાવીને લુણાવાડામાં સ્થાપી.

૧ ભીમસિંહજી, ૨ ગંગદાસ, ૩ ઊદો રાણો, ૪ રાઘવ રાણસિંહ, ૫ માલો રાણો, ૬ વનવીરજી, ૭ અખેરાજજી, ૮ કુંભો રાણો, ૯ જિતસિંહજી, ૧૦ ત્રિલોકસિંહજી, ૧૧ દયાળદાસજી, ૧૨ ચંદ્રસિંહજી (ઇ. સ. ૧૬૭૪ સુધી).

૧૩ વીરસિંહજી, (ઇ. સ. ૧૬૭૪–૧૭૧૧).

૧૪ નાહારસિંહજી, (ઇ. સ. ૧૭૧૧–૧૭૩૫)

કુમાર જિતસિંહજી

૧૫ વખતસિંહજી, (૧૭૩૫-૧૭૫૭)
૧૬ દીપસિંહજી, (૧૭૫૭-૧૭૮૨)
૧૭ દુરજનસાલજી, (૧૭૮૨-૧૭૮૬)
૧૮ પ્રતાપસિંહજી, (૧૭૮૬-
૧૯ ફત્તેહસિંહજી, ( -૧૮૪૯)
૨૦ દલપતસિંહજી (દત્તક), (૧૮૪૯-૧૮૫૧)
૨૧ દલેલસિંહજી (દત્તક), (૧૮૫૧-૧૮૬૭)
૨૨ વખતસિંહજી (દત્તક), (૧૮૬૭ માં ગાદિયે બેઠા)

લુણાવાડાના તાબામાં ૩૮૮ ચોરસ મૈલ જમીન, ૩૫૦ ગામ, સુમારે પોણો લાખ માણસની વસ્તી છે, અને વાર્ષિક ઉપજ આશરે એક લાખ ચાળીશ હજાર રૂપિયાની છે. તેમાંથી ઇંગ્રેજ સરકારને રૂ. ૧૨,૦૦૧ અને ગાયકવાડ સરકારને રૂ. ૬૦૦૦ ખંડણી બદલ આપવામાં આવે છે. આ રાજ્યને રૂ. ૮૪૦ ગોધરા પરગણામાંથી અને રૂ. ૧૨૭ મહીકાંઠા ઇલાકાના સાઢંબા તાલુકામાંથી મળે છે. આ રાજ્ય રેવાકાંઠા ઇલાકાનું બીજા વર્ગનું છે. મહારાજાને નવ તોપનું માન મળે છે.

---

## દાંતાના રાણાઓની વંશાવલિ

૩૨

(પાના ૧૩૯ માં આપેલી છે)

---

## પાલણપુરના દિવાન

૩૩

(અનુસંધાન પાના ૧૫૫ માની ૨૮ મી લીટીની પાદનોંધ)

(સોનગઢમાં) ૧ મલેક યુસફ, (સન ૧૩૯૫ સુધી).
૨ હસન, (સન ૧૩૯૫-૧૪૪૦)
૩ સાલાર, (૧૪૪૦-૧૪૬૧) ૪ ઉસમાન પહેલો, (૧૪૬૧-૧૪૮૩) હેમતખાન
૫ બુધન, (૧૪૮૩-૧૫૦૫)
૬ મુજાહિદખાન, (૧૫૦૫-૧૫૦૯) ૭ અલીશેર, (૧૫૦૯-૧૫૨૫)
૮ સિકંદરખાન, (૧૫૨૫-૧૫૪૮)
૯ ગજનીખાન, (૧૫૪૮-૧૫૫૦) ૧૦ ખાનજી, (૧૫૫૦-૧૫૭૬)

૧૧ ગજનીખાન (બીજો), (૧૫૭૬-૧૬૧૪) — ૧૩ ફીરોજખાન, (૧૬૧૬-૧૬૭૪)

૧૨ પાહાડખાન, (૧૬૧૪-૧૬૧૬)
0

૧૪ મુજાહિદખાન (બીજો), (૧૬૭૪-૧૬૯૯)
(પાલણપુરમાં ગાદી સ્થાપી)

૧૫ સલીમખાન
(૧૬૯૯-૧૭૦૦)

૧૬ કમાલખાન (પ્હેલો), ઇ. સ. ૧૭૦૦-૧૭૦૮

૧૭ ફીરોજખાન બીજો
(ઇ. સ. ૧૭૦૮-૧૭૨૨)

૧૮ કરીમદાદખાન (ઇ. સ. ૧૭૨૨-૧૭૩૦) — ૨૦ બહાદુરખાન (૧૭૪૪-૧૭૭૮) — કમાલખાન — પીરખાન

૧૯ પાહાડખાન (બીજો) (ઇ. સ. ૧૭૩૦-૧૭૪૪)
0

૨૧ સલીમખાન (બીજો) (૧૭૭૮-૧૭૮૧)

ઉસમાનખાન
૨૪ સમશેરખાન (૧૭૯૪)
0

ફત્તેહખાન
૨૫ ફીરોજખાન ત્રીજો (૧૭૯૪-૧૮૧૨)

૨૨ શેરખાન (૧૭૮૧-૧૭૮૮) — સોન બીબી

૨૩ મુબારીઝખાન
પદભ્રષ્ટ

૨૬ ફત્તેહખાન ચોથો
(૧૮૧૨-૧૮૫૪)

૨૭ જોરાવરખાનજી (૧૮૫૪-૧૮૭૮) — અહમદખાનજી 0 — ઉસમાનખાનજી — સિકંદરખાનજી 0

૨૮ શેરમહમદખાનજી
(૧૮૭૮ માં ગાદિયે બેઠા.)


પાલણપુર તાબે ૩,૧૫૦ ચોરસ મૈલ જમીન, ૪૫૨ ગામ, સુમારે બે લાખ ચોત્રીસ હજાર માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ સુમારે ચાર લાખ રૂપિયાની છે. તેમાંથી રૂ. ૫૦,૦૦૧) ગાયકવાડ સરકારને ખંડણીના આપવામાં આવે છે; અને દાંતાના રાણા પાસેથી રૂ. ૫૦૦) લે છે. સર શેરમહમદખાનજીને કે. સી. આઈ. ઇ.નો ખિતાબ આપવામાં આવ્યો છે. અને ૧૧ તોપનું માન મળે છે.

---

## વાડાસિનોરના નવાબો

૩૪

(અનુસંધાન પાના ૧૬૩ માંની ૨૩ મી લીટીની પાદનોંધ)

બહાદુરખાન બાબી

જાફરખાન, ઉર્ફે સકંદરખાન

મહમદશેરખાન (રાધનપુર) — સલાબતખાન, (ઇ. સ. ૧૭૨૫-૧૭૩૦)

સલાબતખાન → મહમદ બહાદુર, ઉર્ફે શેરખાન, (૧૭૩૦-૧૭૫૮)

મોહબતખાન (જુનાગઢ) — ૧ સરદાર મહમદ

૧ સરદાર મહમદ → ૨ જમીયતખાન — એક બેટી (નેવરખાન સાથે પરણી હતી)

૨ જમીયતખાન → ૩ સલાબતખાં

૫ એદલખાનજી (૧૮૨૨-૧૮૩૧) — ૪ આદમખાન (૧૮૨૦-૧૮૨૨) (પદભ્રષ્ટ થયો)

૬ જોરાવરખાનજી (ઇ. સ. ૧૮૩૧-૧૮૮૨)

૭ મનોવરખાનજી ઇ. સ. ૧૮૮૨ માં ગાદિયે બેઠા. — બુધુમિયાં

°વાડાસિનોરના તાબામાં ૧૮૯ ચોરસ મૈલ જમીન, ૧૧૮ ગામ, આસરે છેંતાલીસ હજાર માણસની વસ્તી, અને વાર્ષિક પેદાશ સુમારે રૂપિયા એંશી હજારની થાય છે, તેમાંથી રૂ. ૧૧,૦૮૦ ઇંગ્રેજ સરકારને, અને રૂ. ૩૯૦૦ ગાયકવાડ સરકારને ખંડણી બદલ આપવામાં આવે છે અને રૂ. ૫૬૧ સાઠંબાના ઠાકોર તરફથી વાડાસિનોરને મળે છે. નવાબ સાહેબને નવ તોપનું માન છે.

---

## ઈડરના રાજાઓની વંશાવળી
### ૩૫

(અનુસંધાન પાના ૧૯૮ માની પાદનોંધનું પરિશિષ્ટ)

ઈડરમાં કોણે ક્યાંથી આવીને રાજ્ય કર્યું તે સમજવા વિસ્તારપૂર્વક વંશાવળી નીચે પ્રમાણે આપવામાં આવે છેઃ—

જયચંદ, (કનોજનો છેલ્લો રાજા ઇ. સ. ૧૧૯૩)

શેખજી, (કુંવર પદવીમાં જ દેવલોક પામ્યા.)

સિયોજી




૨ એહેમલજી
૩ ધવલમલજી
૪ લુણકરણજી
૫ ખરહતજી
૬ રણમલજી ,, (વિ. સં. ૧૪૪૯) એ પરાક્રમી થયો. એણે ઈડર અને મેવાડ વચ્ચેનો ભાગર દેશ યાદવ વંશવાળા પાસેથી લેઈ લીધો. અને ત્યાંની રાજધાની ઝારડગઢમાં કેટલીક મુદ્દત રહ્યો.
૭ પુંજોજી
૮ નારણદાસ
૯ રાવ ભાણ
૧૦ સુરજમલજી
૧૨ ભીમજી (રાયમલજી પાસેથી ગાદી છીનવી લીધી.)
૧૧ રાયમલજી (રાણા સંગની દીકરી પરણ્યા, પછી સસરાની મદદથી ભારમલ પાસેથી ગાદી લેઈ લીધી.)
૧૩ ભારમલજી (રાયમલજીના મરણ પછી ગાદિયે બેઠા)
૧૪ પુંજોજી (બીજો)
૧૫ નારણદાસ (બીજો)
૧૬ વીરમદેવ (અકબરના સમયમાં મુસલમાનો ઈડરમાં પેસવાથી તે પોળોમાં રહ્યો.)
ગોપાલદાસ (ઈડર ઉપર હલ્લો કરતાં મરાયો.)
૧૭ કલ્યાણમલ
રાયસિંહ (એને વીરમદેવે માર્યો.)
૧૮ જગન્નાથ (શાહાજાદા મુરાદે ઈડર લીધું, તેથી તે પોળમાં ન્હાશી ગયો અને ત્યાં જ મરણ પામ્યો)
૨૧ ગોપીનાથ (દત્તક) (બ્હારવટે રહી ઈડર લીધું, અને અફીણ વગર મુઓ.)
૧૯ પુંજો (ત્રીજો) (બ્હારવટે નીકળી ઈડર પાછું લીધું)
૨૦ અરજનદાસ (રિહેવરોએ મારી નાંખ્યો.)
૨૨ કરણસિંહ (સરવાણમાં રહ્યો)


૨૩ ચાંદો
(એને દેશાઈઓએ ઈડરમાં આણ્યો; એણે પરિહારોને મારી પોળો લીધી. એણે ઇ. સ. ૧૭૧૮માં ઈડર ખોયું. ત્યાર પછી શેખજીના વડા પુત્ર યશોધામના વંશમાં નીચે બતાવ્યા પ્રમાણે આનંદસિંહે ઈડર લીધું, તે આજ સુધી તેના વંશજો પાસે છે.)
માધવસિંહ
(વેરાબરનો પટો મેળવ્યો, અને ત્યાં તેના વંશજ આજ સુધી છે.)
શેખજી.
(તેનો વડો પુત્ર)
યશોધામ
દુહર
રાયપાળ
કાનલ
જાલન
ચાંદો
થીદો
સીલકો
વીરમદેવ
ચાંદો (બીજો), (એણે પરિહારો પાસેથી મંડોલ લઈ ત્યાં રાજગાદી કરી)
રણમલ
જોધો, (એણે, સં. ૧૫૧૫ ઇ. સ. ૧૪૫૯ જેઠ માસમાં મંડોરથી ઉઠાવીને જોધપુર વસાવી, ત્યાં રાજગાદી કરી.
સૂરજમલ
(સં. ૧૫૪૬-૧૫૭૨)
(ઇ. સ. ૧૪૮૫-૧૫૧૬)
સાંતલ, (વિ. સં. ૧૫૧૩ માં મરાયો)
છઠ્ઠો દીકરો
વીકો
(વીકાનેર વસાવ્યું)
ભગવાનદાસ, (કુંવર પદવીમાં જ મરણ પામ્યો)
ગંગાદાસ, (ઇ. સ. ૧૫૧૬-૧૫૩૨)

|
માલદેવ, (જોધપુરનો કોટ તથા મ્હેલ બંધાવ્યો ઇ. સ. ૧૫૩૨–૧૫૭૩)
|
ઉદયસિંહ, (એને અકબરે મહારાજાની પદવી આપી. ઇ. સ. ૧૫૭૩–૧૫૯૫)
|
સૂરસિંહ (સૂરસાગર તળાવ જોધપુરમાં બંધાવ્યું. ઇ. સ. ૧૫૯૫–૧૬૨૦ સવાઈ રાજાની પદવી જહાંગીરે આપી.)
|
ગજસિંહ, (ઇ. સ. ૧૬૨૦–૧૬૩૮)
|
જસવંતસિંહ, (ઇ. સ. ૧૬૩૮–૧૬૭૯ કાબુલનો સૂબો થયો, એનાથી ઔરંગઝેબ ડરતો હતો)
|
અજિતસિંહ, (કાબુલમાં જન્મ્યો હતો. ઔરંગઝેબના વૈરથી ૨૧ વર્ષ વનવાસ વેઠયો; ઇ. સ. ૧૭૦૧ માં ગાદિયે બેઠા. એણે ઇ. સ. ૧૭૧૧-માં દિલ્હી જિતી ૭ દિવસ ત્યાંની ગાદિયે બેઠા હતો. તે ઇ. સ. ૧૭૨૪ માં દેવ થયો.)

- અભયસિંહ, જોધપુર ૧૭૨૪–૧૭૫૦
- ૧ આનંદસિંહ (ઇ. સ. ૧૭૩૧–૧૭૪૨ ઈડરમાં ગાદી સ્થાપી, અંકસુના ચાંદા પછી થયો.)
  - ૨ શિવસિંહ (ઇ. સ. ૧૭૪૨–૧૭૯૧)
    - ૩ ભવાનીસિંહ (બાર દિવસ રાજ્ય કર્યું)
      - ૪ ગંભીરસિંહ (ઇ. સ ૧૭૯૧–૧૮૩૩)
        - ૫ જવાનસિંહ (ઇ. સ. ૧૮૩૩–૧૮૬૮)
          - ૬ કેસરીસિંહજી (ઇ. સ. ૧૮૬૮ માં ગાદિયે બેઠા.)
    - સગરામસિંહ (અહમદનગરનો પટો મળ્યો)
      - કરણસિંહ (૧૮૩૫ સુધી)
        - તખ્તસિંહ (ઇ સ. ૧૮૪૩ માં જોધપુરની ગાદી મળી)
          - જશવંતસિંહ
            - સરદારસિંહ, જોધપુરના મહારાજા.
    - બીજા ત્રણ ભાઈ હતા, તેમાં જાલમસિંહને મોઢાસા, હમીરસિંહને બાયડ, અને ઈંદ્રસિંહને સુવર મળ્યું.

ઈડર સંસ્થાનમાં ૨૫,૦૦૦ ચોરસ મૈલ જમીન છે, સુમારે ૯૦૦ ગામ છે, અને ૨,૫૮,૦૦૦ માણસની વસ્તીનો સુમાર છે. વાર્ષિક ઉપજ આશરે છ લાખ રૂપિયાની થાય છે. તેમાં અઢી લાખ રૂપિયા ખાલસાના અને સાડાત્રણ લાખ પેટા જાગીરદારોના છે. મહારાજા ૩૦,૩૪૦ રૂપિયા ગાયકવાડને ખંડણીના આપે છે, અને મહીકાંઠાના બીજા જમીનદારો પાસેથી તેઓ ૧૯,૧૪૦ રૂપિયા ખીચડી હક્કના લે છે. ઈડર પટાના જાગીરદારો પ્રત્યેક પોતાની ઉપજના દર હજાર રૂપિયાની ઉપજે ત્રણ અશ્વાર મહારાજની નોકરીમાં આપે છે. મહારાજશ્રીને અંગ્રેજ સરકાર ભણીથી ૧૫ તોપનું માન આપવામાં આવે છે.

---

# જસમા ઓડણનો રાસડો

## ૩૬

[ પ્રસ્તુત રાસડાનું એક નાનું અને અપૂર્ણ સંસ્કરણ 'રાસમાળા' ભાગ ૧ લાના પાના ૧૫૦–૫૨ની પાદનોંધમાં આપેલું છે, તેની લીટીઓ–તુકો ૩૩ છે, ત્યારે આ નવીન સંસ્કરણ, જે રા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુદારે અનેક સંસ્કરણો ઉપરથી સંશોધી આનુપૂર્વી સાથે ઉપજાવી કાઢેલું છે, તે ૧૬૮ લીટીઓનું છે. વાસ્તવિક રીતે દંતકથા પ્રમાણે સિદ્ધરાજ સોલંકીના સમયમાં પ્રસ્તુત રાસડામાં નોંધેલો પ્રસંગ બન્યો હોવો જોઇએ અને સામાન્ય રીતે બનતું આવ્યું છે તેમ તત્કાલ કે કંઇક તેના નિકટવર્તી સમયે તે રચાયો પણ હોવો જોઇએ. પરંતુ દુર્ભાગ્યે તે મૂળ સ્વરૂપમાં મળી નથી શકયો, એટલે તે સમયની ભાષા અને વિચારદર્શનનું પ્રતિબિંબ પણ આપણને મળવું દુર્ઘટ બન્યું છે. તેમ તેનાં વિવિધ સંસ્કરણો પણ મોટે ભાગે કંઠસ્થ હોઇને પૂર્ણ દશામાં મળી ન શકવાથી તેમ તેનો પ્રતિબિંબિત સમય પણ જાણી નહીં શકાયાથી કીયે કીયે કાળે, કેટકેટલી અવધિએ તેમાં વધારો–ઘટાડો થતો ગયો તે પણ તારવી શકાતું નથી. અને એ સહજ છે તેમ કાલપ્રવાહ વધતાં રાસડાનું પૂર વધતું જ જાય અને હરેક સંસ્કરણ કંઇક ને કંઇક, અલબત્ત કદાચ અચેત રીતે તો કદાચ સચેત રીતે પણ વધે. આ કારણે રાસડો પ્રામાણિક મૂળ સ્વરૂપમાં સંશોધી પ્રકટ કરી શકાયો નથી.

સ્વ. સા. દિ. બ. રણછોડભાઈ ઉદયરામની આતુર ઇચ્છા બને ત્યાં સુધી જૂની ભાષામાં અને જૂના કાળમાં પ્રતિબિંબિત થયલો જસમાનો રાસડો મેળવી પરિશિષ્ટમાં પ્રકટ કરવાની હતી અને તેમણે તે માટે સબળ મથન પણ કર્યું હતું, તેના કેટલાંક સંસ્કરણો પણ મેળવવા તજવીજ કરી હતી. પણ તેઓ આ આવૃત્તિ પ્રકટ થાય તે અગાઉ સ્વર્ગસ્થ થયા, અને તેમણે મેળવેલાં સંસ્કરણો અસ્તવ્યસ્ત અને અપ્રાપ્ય થયાં, એટલે તેને અભાવે રા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુદારે સંશોધેલું સંસ્કરણ જો કે ખંડિત છે, છતાં સંશોધનમાં ઉપયોગી થઈ પડે એમ હોવાથી તેને અહીં આપેલું છે. પ્રાચીન કંઠસ્થ ગુર્જર સાહિત્યના સંશોધકોએ આટલેથી વિરામ ન પામતાં પ્રસ્તુત રાસડાનું પ્રાચીનતર સંસ્કરણ અવશ્ય મેળવી પ્રકટ કરવું ઘટે છે.

પ્રસ્તુત રાસડાનો પ્રસંગ રાસમાળા ભાગ ૧ લામાં પાનાં ૧૫૦–૧૫૨ માં વાર્તારૂપે વર્ણવેલો છે. અહીં નોંધવાજોગ બાબત એ છે કે વાર્તામાં માળવેથી ઓડોને પાટણમાં સહસ્રલિંગ તળાવ ખોદવાને બોલાવી આણવાનું જણાવેલું છે. પણ આ રાસડાના એકકેય સંસ્કરણમાં માળવાનો ઉલ્લેખ નથી, પરંતુ રા. મજમુદારના સંસ્કરણમાં આરંભમાં વાગડમાંથી (લીટી ૨૧ મી) તેમને બોલાવ્યાનો, 'મઉ ચાલી રે મેવાડ' (લીટી ૭૫ મી) એથી મારવાડથી આવ્યાનો અને "જસમા તારો સોરઠ પડ્યો મેહેલ" (લીટી ૧૪૨) તેમ "ભલો મારો સોરઠ દેશ"(લીટી ૧૪૪)થી તે સોરઠમાંથી આવ્યાનું સૂચવાયું છે, જ્યારે રાસમાળા ભાગ ૧ લાની પાદનોંધમાં આપેલા સંસ્કરણમાં માળવા, મારવાડ, વાગડ, કે સોરઠનો પણ ઉલ્લેખ નથી.

સામાન્ય રીતે ઓડ લોક માટી ખોદવાના અને તે ગધેડાં ભરી લેઈ જવાના કામ

માટે વિખ્યાત છે અને તે **વાગડ** અને **મારવાડ**ના હોવાનું લેખાય છે. જો કે **આણંદ** તાલુકાના **ઓડ** અને ઉમરેઠ ગામોમાં કૂવા ઘણા ઊંડા હોવાથી પ્રચલિત કહેવત છે કે "ઓડ ઉમરેઠના ઊંડા કૂવા, દીકરી દીધી તેના બાપ શેં ન મૂવા?" પણ તેને અને **ઓડ** લોકોના મૂળ સાથે સંબંધ હોવાનું સમજાતું નથી. **ઓડ** લોક ઊંડાં ખોદણકામમાં પાવરધા ગણાતા હોવાથી **સિદ્ધરાજે** તેમને **વાગડ–મારવાડ**થી બોલાવેલા હોવા સંભવે છે. **વાગડ** એ કચ્છના રણની સરહદનો અને **રાધનપુર** આગળનો ભાગ છે, તે **માર**-વાડની પણ લગોલગ જ છે. તો પ્રશ્ન એ થાય છે કે **સોરઠ**થી તેમને કેમ બોલાવ્યા? અનુમાન થાય છે તેમ રાસડાના કોઈ એક **સોરઠ**પ્રિય સંસ્કર્તાએ **પાટણ**થી **સોરઠ**ની વિશિષ્ટતા ફેર બતાવવા કદાચ એટલું ઉમેરણ કરી દીધું હોય.

વળી બીજી વાત નોંધવાજોગ એ છે કે **વાગડ**થી **માંડવગઢ** નહીં જવાનું જસમાને તેનાં સગાં કહે છે; **પાટણ** વિષે કાંઈ કહેતાં નથી, જો કે રાજા જેસંગ–જયસિંહનો સાથે સાથે ઉલ્લેખ છે. **માંડવગઢ (મંડુ) માળવા**માં છે, અને **સિદ્ધરાજ માળવા** ઉપર હુમલ્લા લેઈ જવા ગયો હતો, એટલે કદાચ તેણે **માળવે**થી **ઓડો**ને **વાગડ–મારવાડ**થી **પાટણ** આવવા કહાવેલું હોય, તો તે સંગત થાય છે. આપેલી વાર્તામાં **ઓડ** લોક **મોઢેરા** તરફ નાઠા હોવાનું અને તે રસ્તે જતાં તેમને **સિદ્ધરાજે** મરાવેલા હોવાનું જણાવેલું છે. આથી **મોઢેરા**નો ઉલ્લેખ **વાગડ** ગામથી **ઓડો**ને બોલાવ્યા હોવાનું સૂચવે છે, કારણ સ્વાભાવિક રીતે બીનેલા લોક સ્વભૂમિ તરફ જ સંરક્ષણ અર્થે દોડે.

આવા રાસડાથી તે તે કાળના લોકોની રહેણીકરણી, પહેરવેશ આદિનો ખ્યાલ સારી રીતે આવી શકે છે. દાખલા તરીકે પ્રસ્તુત રાસડાની ૭૯થી ૧૦૫મી સુધીની પંક્તિના સંવાદથી **ઓડ** લોકોનું ખાણું, પીણું, સોણું, ઢોરઢાંખરનું રખેવાળું અને પહેરવેશ વગેરે કેવાં હતાં તે સમજાય છે. આ દૃષ્ટિએ જો પવાડા અને રાસડાઓ વિચારાય તો તેમાંથી ઘણુંક જાણવાજોગ સાધન મળી શકે. કંઠસ્થ સાહિત્યનું આ એક અણમોલું અંગ છે અને ઇતિહાસના–સામાજિક પ્રાદેશિક તેમ રાજકીય ઇતિહાસના ખૂટતા તૂટતા અંકોડાઓથી મળી રહે છે. **અં. બુ. જાની** ]

સંપાદક અને સંશોધકઃ **રા. મંજુલાલ મજમુંદાર**, બી. એ. એલ એલ. બી.

આ રાસડાની એકેય હસ્તલિખિત પ્રત મળી શકી નથી. બહુધા કંઠસ્થ સ્વરૂપ-માં જ તે મળી આવ્યો છે. એટલે એક અખંડિત સ્વરૂપમાં તે ન હોય, એ સ્વાભાવિક છે. રાસડામાં લીટીઓનો ક્રમ પણ ભિન્ન ભિન્ન મળી આવ્યો હતો.

સંશોધન કરેલા રાસડામાંનો કેટલોક ભાગ **રાસમાળા**ના **પ્રથમ ભાગમાં** (તૃતીય આવૃત્તિમાં) સિદ્ધરાજના ઇતિહાસમાં (પાના ૧૫૧–૨) પાદનોંધમાં આપેલા ભાગ સાથે મળતો આવતો હતો. એ પ્રસિદ્ધ ખંડ સિવાય બીજો એક ખંડ, '**શારદા**' માસિકના પ્રથમ વર્ષના એક અંકમાં પ્રકટ થયો હતો. આ બે મુદ્રિત ખંડો ઉપરાંત કેટલાંક વર્ષોથી તપાસ કરતાં મ્હને ત્રણ ઠેકાણેથી આ રાસડાનાં versions–જુદાં જુદાં સંસ્કરણો મળ્યાં હતાં.

મ્હારા મામા રા. રા. અમૃતલાલ જતનલાલ દેસાઇ બી. એજી. **ઘોઘામાં** મહાલ-કરી હતા ત્યારે ત્હેમણે એક ચારણ પાસેથી ઉતરાવીને મ્હને જસમાનો એક રાસડો

લખી મોકલ્યો હતો, પણ તે વખતે મ્હારી સંશોધનની દૃષ્ટિ નહોતી. એટલે માત્ર રાસડાથી સંતોષ માન્યો અને તેને ઉતરાવનાર ચારણનાં નામઠામ મેળવવાની માથાફૂટ કરી નહોતી.

તે જ પ્રમાણે મ્હારા મિત્ર, રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ. એ. વિજાપુરમાં વહીવટદાર હતા ત્યારે મ્હને કેટલુંક કંઠસ્થ સાહિત્ય ત્હેમણે ભાટચારણો પાસેથી મેળવી આપ્યું હતું. તેમાંથી 'તાપીદાસકૃત અભિમન્યુ આખ્યાન'ની મ્હારી સંશોધિત આવૃત્તિમાં અભિમન્યુ સંબંધી લોકસાહિત્ય મ્હેં દાખલ કરેલું છે; ત્હેમાંનો એક કકડો ત્હેમણે મેળવી આપ્યો હતો. તે જ ભાઈએ જસમાનો એક રાસડો પણ મ્હને મેળવી આપ્યો હતો.

લૂણાવાડાના ઇતિહાસશોધરસિક મહેતાજી છગનલાલ વિદ્યારામ રાવળે મ્હને જસમાનો એક રાસડો આપ્યો હતો. તેમણે પણ કોઇ ડોશી પાસે સાંભળીને તે ઉતારી લીધો હતો. તે ભાગ 'પ્રાચીન કાવ્યસુધા'ના એક ભાગમાં દાખલ કરવાનો ત્હેમનો વિચાર હતો; પણ તે હજી પ્રકટ થઈ શક્યો નથી.

આ પ્રમાણે બે મુદ્રિત ખંડ તથા ત્રણ કંઠસ્થ સાહિત્ય તરીકે જળવાઈ રહેલા આ રાસડાના અવશેષો ઉપરથી આ સળંગ રાસડો ઉપજાવી કાઢવો પડ્યો છે. જે જે ક્રમમાં ઉપલા રાસડાના ખંડો મ્હને પ્રાપ્ત થયા તે બધાને અર્થસંગતિ પ્રમાણે સંશોધીને, પુનરૂક્તિઓ ટાળી કાઢી, એક અખંડ સ્વરૂપમાં આ રાસડો ગોઠવવાની છૂટ લીધી છે જ્યાં અર્થ તૂટતો લાગ્યો ત્યાં '+ +' આ ચિહ્ન મૂક્યાં છે. અંત ભાગ પણ ખંડિત હોય એમ મ્હને લાગે છે. આવી પરિસ્થિતિમાં પાઠાન્તરની બહુ કિમ્મત નથી; છતાં તે ભવિષ્યના સંશોધકને માર્ગદર્શક થશે, એમ ધારી પાદનોંધમાં તે નોંધ્યા છે.

જેસંગ બેઠો ભરી રે સભાય, જાચક આવ્યા જાચવા રે;
જાચક જાચ્યો રાત્ય બે રાત્ય, (રાય રે) જેસંગે માન દીધલાં.
"રાજા! તારી રાણીઓ જોય, એક રે ન મળે જસમા ઓડણી;
રાજા! રે જસમાનું રૂપ, એ રે નારી તમ ઘર શોભતી."— ૪

× × × ×

રાજા પહોત્યો મેડી મોઝાર, રાણી રાજાને રે રીઝવે;
પાછલી પરોડોની રાત, રાણીએ રાજા જગાવિયો.
પાછલી રાતે ને પરોડ, રાણીને સપનું લાધીયું:
"ઊઠ રાજા! પોઢંતો જાગ, પાણી વિના પોરા મરે.
બળ્યો તારો પાટણ દેશ, ધણી વિના ઢોરાં મરે;
રૂડો મારો સોરઠ દેશ, સાવજડાં સાજેલ પીએ.
તેડાવો દૂધમલ ભાણેજ, ઓડાંને લખી કાગળ મોકલે."— ૧૧

× × × ×

લીલી ઘોડી પાતળિયો અસવાર, દૂધમલ આવીને ઊતર્યો.
"ઊઠ દાસી દીવડલો અજવાળ્ય, દીવાની હલાલે કાગળ લખવા."

"શેની બાઇ! વણું રે દીવેટ? શેણે રે અજવાળું ઝમરખ દીવડો?"
"નરમા+ની વણ્ય રે દીવેટ, ઘીનો અજવાળ્ય ઝમરખ દીવડો."
બાળ્યાં બાળ્યાં રે સવામણ ઘી, સવારે કાગળ ઊકલ્યા. ૧૭

× × × × ×

"કેટલા લખું મામા! ઓડ?", "સવા લાખ લખો ભાણેજ! ઓડણી;
"જૈસંગ રાજા ખોદાવે તળાવ, ઓડોને તેડાં મોકલ્યાં."
કાગળ આલ્યા બારોટાંને હાથ, (રાય રે) બારોટાંએ બાથા ભીડિયા;
મૂલજી ખેડ્યો માઝમ રાત, વાગડ જઇને વાસો વસ્યા. ૨૧

× × × ×

"ગાયો ચારતલ ભાઇ રે ગોવાળ! કહે ક્યાં રે વાસો ઓડાં તણો?"
"હું તો ન જાણું મારા વીર, આઘેરા જઈ ધર પૂછજે."
"હળ રે ખેડંતા ખેડુઆળ! કિયા રે જસમાના ઓરડા?"
"હું યે ન જાણું મ્હારા વીર! આઘેરા જઇ ધર પૂછજે."
"છાણાં રે વીણંતી છાણુકેર! કિયા રે જસમાના ઓરડા?"
"હું તો ન જાણું મારા વીર! આઘેરા જઇ ધર પૂછજે."
"પાણી રે ભરંતી પાણિયાર! કિયા રે જસમાના ઓરડા?"
"હું યે ન જાણું મારા વીર! આઘેરા જઇ ધર પૂછજે."
"ચૉરે બેઠા ચારણુ ભાટ! કિયા રે જસમાના ઓરડા?"
"અમે ય ન જાણું મારા વીર! આઘેરા જઇ ધર પૂછજે."
"શેરી રમતાં નાનાં બાળ! કિયા રે જસમાના ઓરડા?"
બાળક ચાલ્યાં રે સંગાથ, બતાવે જસમાના ઓરડા.
લોઢે જડી રે પડશાળ, ઘુઘરિયાળો જસમાનો ઝાંપલો,
બારણે બીજોરીનું ઝાડ, ચોકમાં પારસ પીંપળો.
ઊંચી મેડી રે અગનાશ, પોપટ ભણે રે પાંજરે.
ટોડલે ટહૂકે છે ધન મોર, ગોખમાં ઘૂમે પારેવડાં.
વળીએ વેરાણાં રે હીર, મોભારે મોતી જડ્યાં,
બારસાખે બેઠા ગણેશ, સાખે બેઠી નવરંગ પૂતળી. ૩૯

× × × ×

+ "ચંપાવરણી વણો રે દીવેટ, ભૂરી ભેંસોનાં ઘી ઘણાં" પાઠાન્તર

હેમનો ચૂડીલો બાઇને હાથ, સાંગામાંચી ઇમનાં બેસણાં;
આથમણી વાળી રે પૂંઠ, ઊગમણું દાતણ કરે.
પારસ પીંપળાની હેઠ, જસમા બેઠી દાતણ કરે;
સોનાં બરેરાં રે હાથ, તુલસીને ક્યારે ફેરા ફરે.

× × × ×

બારોટે કર્યા રે જુહાર, જસમાએ આશિષ સંભળાવીયાં.
કાગળ આલ્યો જસમાને હાથ, જસમાએ આલ્યાં બેસણાં.
કાગળ લીધો જસમાએ હાથ, કે વાંચીને માથું ધુણિયુંઃ
"કેટલા લખ્યા છે રે ઓડ ? કેટલી લખી (દાસી) ઓડણી.
અધ લાખ લખ્યા છે રે ઓડ, બે લાખ લખી છે ઓડણી."
અક્ષર વાંચ્યા એક ને બેય, જસમાની આંખે આંસું ઢળ્યાં,
આપશું કર્યો રે વિચાર, કયારિયેથી જેઠને બોલાવિયા.
"ઘેલી જસમા ? ઘેલું મ બોલ, એ દેશે આપણ ન જાઇએ.
એ દેશના કૂડીલા લોક, કૂડીલા કાગળ મોકલે."
આપશું કર્યો રે વિચાર, ચૉરેથી સસરો બોલાવિયા.
કાગળ દીધો સસરાને હાથઃ "રાય રે જેસંગે તેડાં મોકલ્યાં."
'ઘેલી જસમા ! ઘેલું મ બોલ,' સસરે વાંચીને માથું ધૂણિયુંઃ
"એ દેશના ઠગારા લોક, ઠગીને કાગળ મોકલે;
વહુ ! તારૂં રૂપ સુરૂપ, એણે રે રૂપે લાંછન લાગશે."
"સસરા ! તું હઇયે મ હાર, નહિ રે ટળું જસમા ઓડણી;
ઘેલા બાપુ ! ઘેલડું શું બોલ, એક વાર જાઉં ગઢ માંડવે.'
સાસુ વહુને થઈ વઢવાડઃ "વહુ રે ! ન જાશો એ દેશમાં.
વહુ ! તારૂં રૂપ સુરૂપ, એણે રે રૂપે લાંછન લાગશે.
એ મુલકના ધૂતાર છે લોક, કે ધૂતી જાશે જસમા ઓડણી."
"ઘેલી સાસુ ! ઘેલડિઆં શાં બોલ, કસબ પોતાનો સહુ કરે."
જસમાને વારે છે બાપઃ "મ જાજે દીકરી રે ગઢ માંડવે."
"ઘેલા બાપા ! ઘેલડું શું બોલ, એક વાર જાઉં ગઢ માંડવે."
જસમા આપશું કર્યો રે વિચાર, પોઢંતા પિયુ જગાડિયા;
કાગળ આલ્યો પિયુડાને હાથઃ "રાય રે જેસંગે તેડાં મોકલ્યાં."
"કેટલા લખ્યા છે રે ઓડ ? કેટલી લખી સાથે ઓડણી ?"
"અધ લાખ સૂંઢાડોને ઓડ, સવા લાખ સૂંઢાડોને ઓડણી."

× × × ×

હારા રે દળાવ્યા જસમાએ ઘઉં, કળશી દળાવ્યો મીઠો બાજરો;
વિજયા દશમ કેરી રાત, ઓડોએ ઊચાળા ખડકિયા.
શરદ પુનમકેરી રાત, ઓડોએ ઊચાળા* પલાણિયા;
ઓડ ચાલ્યાં સમીરે શ્હાંજ, જસમા ચાલી પરોઢિયે.
ઓડ આવ્યા અડધે રે પંથ, રાય રે જેસંગ સામો મળ્યો.
મઉ રે ચાલી મેવાડ, પાછેરૂં પાટણ રહ્યું.
"અરે વંકા રાજા! પોઢયો હો તો જાગ, ઓડ આવ્યા તલાવ ખોદવા.
રાજાને થઇ રે વધાઇ, રાય રે જેસંગ સામા આવિયા. ૭૬

× × × ×

"ઓડાંને ગાંદરે ઊતાર્ય, કે જસમાને [1]ઊતારા રંગમહોલમાં."
"મોહોલે તારી રાણીને બેસાર્ય, અમારે ઓડાંને ભલાં [2]છાપરાં."
"ઓડાંને સાથરા નંખાવ, કે જસમાને હિંડોળા ખાટલા."
"હિંડોળે તારા કુંવરો બેસાડ, કે અમારે ઓડાંને ભલા સાથરા." ૮૦
"ઓડાંને ઊતારા દેવરાવ, કે જસમાને ઉતારા ઓરડા."
"ઘેલા રાજા! ઘેલાં શાં બોલ, અમારે ઓડાંને ભલાં ઝુંપડાં."
"ઓડાંને દાતણિઆં દેવરાવ, કે જસમાને દાતણુ દાડમી."
"ઘેલા રાજા! ઘેલડિઆં શાં બોલ, અમારે ઓડાંને ભલી ઝીલડી."
"ઓડાંને નાવણિયાં દેવરાવ, કે જસમાને નાવણુ કુંડીઓ."
"ઘેલા રાજા! ઘેલાં શાં બોલ, અમારે ઓડાંને ભલાં ખાબડાં."
"ઓડાંને ભોજનિયાં દેવરાવ, કે જસમાને ભોજન [3]લાપશી."
"લાપશી તારી રાણીને જમાડ, અમારે ઓડાંને [4]ભલી રાબડી."
"ઓડાંને ખીચડી નંખાવ, કે જસમાને કૂર કમોદના."
"કૂર તારા કુંવરોને જમાડ, અમારે ઓડાંને ભલાં ખીચડાં." ૯૦
"ઓડાંને તેલ અલાવ, કે જસમાને ઘી ગૌરી તણાં."
"ઘી તારા કુંવરોને જમાડ, અમારે ઓડાંને ભલાં તેલડાં."
"ઓડણોને મુખવાસિયા દેવરાવ કે જસમાને મુખવાસ એળચી."

---

* 'ફેરવ્યા'

(૧) 'મહેલ મેડી તણા.' (૨) 'ગાંદરાં.' (૩) 'લાડવા.' (૪) ભલા 'રોટલા.'

"એળચી તારી રાણીઓને ખવરાવ, અમે રે ઓડાંને ભલી મોથડી."
"ઓડણોને પોઢણિયા દેવરાવ, જસમાને પોઢણું ઢોલિયે."
"ઢોલિયે તારી રાણીને સુવરાવ, અમારે ઓડાંને ભલી ગોદડી." ૯૬

× × × ×

"જસમાજી! મારે મહોલે આવ, કહે તો બતાવું મારી રાણીઓ."
"તારી રાણીઓ જોઇ તું બેસ, રાણીઓ–સરખી મારે દાસીઓ.
જેવું તારી રાણીઓનું રૂપ, તેવી રે મારે ઘેર ભોજાઇઓ."
"જસમાજી! મારે મોહોલે આવ, કહો તો બતાવું મારા કુંવરો."
"જેવું[1] તારા કુંવરોનું રૂપ, કુંવર સરીખા મારે જણ ભાગીયા."
"જસમાજી! મારે મોહોલે આવ, તને રે દેખાડું મારા હાથીઓ."
"તારા[2] હાથી જોઇ તું બેસ, તારા હાથી સરીખાં મારે આખલાં."
"જસમાજી! મારે મહોલે આવ, તને રે દેખાડું મારા ઘોડીલા."
"તારા ઘોડા જોઇ તું બેસ, ઘોડીલાં સરખાં મારે ખોલકાં." ૧૦૫

× × × ×

"કેવડું ખણાવશો તળાવ? કેવડી ખણાવશો તલાવડી?"
"લાખે ખણાવશું તળાવ, અરધ લાખે રે તળાવડી."
"કઈ પાસ ગોડું રે તળાવ? કઈ પાસ ગોડું રે તલાવડી?"
"ઊગમણું[3] ગોડ રે તલાવ, આથમણી ગોડ રે તલાવડી." ૧૦૯

× × × ×

અરે ખોદે ખોદે રે જસમા, સરોવર સહસ્રલિંગમાં.
એ તો માટી લઇને પાલપે ચઢે છે રે, સરોવર સહસ્રલિંગમાં.
એનાં કંકુવરણાં પગલાં પડે છે રે, સરોવર સહસ્રલિંગમાં.
એની છાયા સૂરજમાં ઢળે છે રે, સરોવર સહસ્રલિંગમાં.
એના પરસેવાનાં મોતીડાં ઝરે છે રે, સરોવર સહસ્રલિંગમાં.
એને ગાલે તે નારંગાં ઢળે છે રે, સરોવર સહસ્રલિંગમાં.
"રૂડીઆ! રૂપાળીને સાથમાં શેં લાવ્યો રે, સરોવર સહસ્રલિંગમાં?
રાજા જાણશે તો બાંધશે દાવો રે, સરોવર સહસ્રલિંગમાં."
આ શી રૂડી આંબલિયાની ડાળ, રાજાએ તંબુ તાણિયા.

---

(૧) 'તારા કુંવર જોઈ તું બેસ.' (૨) 'જેવું તારા હાથીઓનું રૂપ, તેવી રે મારે ઘેર ભેંસડી.' (૩) આથમણાં ગોદો તળાવ, ઉગમણી ગોદો તલાવડી.

જેસંગ બેઠો સરોવરિયા પાળઃ "કિયો રે જસમાનો ઘરધણી?"
ઉગમણા વાયરા રે વાય, જસમાનો છેડો[1] ખસી ગયો. ૧૨૦
જોયું રે રૂપાળી કેરૂં રૂપ, જોયો રે ચતુરાઈભર્યો ચોટલો.
પેટ એનું પોયણકેરૂં પાન, પાંસળિયે દીવા બળે;
પારણું બાંધ્યું આંબલિયાની ડાળ, આવતાં જતાં રે નાખે હીંચકો.
દીઠું દીઠું જસમાનું રૂપ, રાય રે જેસંગ મૂરછાઈ ગયો;
"લાવો સવા, લાવો સૂંઠ, મૂરછા તે રાયની વાળિયે."
"શું કરૂં સવા? શું કરૂં સૂંઠ? જસમા! તું હાલ મારા મહેલમાં?
જસમાનો પરણ્યો દેખાડ, કિયો રે જસમા કેરો ઘરધણી?"
"સોના કોદાળો છે હાથ, લાલ લુંગીની વાળી રે ધાટડી."
"કિયા એના દિયર જેઠ? કિયો રે, ઓડાં તણો રાજવી?"
"સોનઇઆ હીંસ છે હાથ, [2]રૂપલા વેઢ ઓર્ડાં આંગળી. ૧૩૦
એ એના દિયર જેઠ, એ રે રાજા! એનો ઘરધણી!" ૧૩૧

× × × ×

"જસમા માટી થોડેરી ઉપાડ, [3]તારી રે કેડે લચક લાગશે."
"ઘેલા રાજા! ઘેલું મ બોલ, અમારી[4] કેડું લોઢે જડી.

× × × ×

"ઘેલા રાજા! ઘેલું મ બોલ, અમારે ઓડાંનો કસબ થિયો."
"જસમા માટી થોડેરી ઉપાડ, એ રે રૂવે તારાં છોકરાં." ૧૩૫

× × × ×

"જસમા તારે હીર ને ચીર, ઓડોની લોબડીએ શું મોહી રે?"
"હીર ને ચીર તારી રાણીને પહેરાવ, અમારે ઓડાંને ભલે લોબડી."
"જસમા તારે જમવાં પાંચ પકવાન, રૂડિયાને શું મોહિ રે?"
"રૂડિયો છે મારો ભરથાર, એના સમો બીજો કોઈ નથી રે."
"જસમા તારે સોનાનો ચુડીલો, કાચલીને ચુડે શું મોહી રે?"
"સોના ચૂડો રાણીને પહેરાવ, અમારે ઓડાંને ભલી કાચલી."
"જસમા તારો સોરઠ પડ્યો મહેલ, આવી રે જા પાટણરાજને."
"બળ્યો તારો પાટણવાડો દેશ, સારંગડાં તૃષાએ મરે રે."

---

(૧) ફરૂકિયા. (૨) કેડે કટારાં વાંકડાં. (૩) કેડનો લાંક લળી જશે.
(૪) કેડનો લાંક લોઢે જડ્યો.

"ભલો મારો સોરઠ દેશ, સારંગડાં કલ્લોલ કરે.
ઘેલા રાજા! ઘેલું મ બોલ, તારે સ્વાધીન થવાની નથી રે?" ૧૪૫

× × × ×

ફટ ફટ! શો કીધો કેર, ગરીબ ઓડાંને દૂભાવિયાં રે.
લાખ લાખ માર્યા છે રે ઓડ, અધલાખ મારી રાજાએ ઓડણી.
માર્યા જસમાના દિયર જેઠ, માર્યો રે જસમાનો ઘરધણી.
લોહીના વરસ્યા રે વરસાદ, તલવારે તાળી પડી.

"નારિયેળીના પોઠી મગાવ, ઓડાંને ઉપર બાંધિયે.
ડોસીડાંનાં હાટ ઉઘડાવ, ઓડાંનાં ખાંપણ વહોરીએ.
અગર ચંદન કાઠી મગાવ, ઓડાંને દાગ દેવરાવિયે.
સુખડ ચંદન વૃક્ષ વઢાવ, ઓડાંને દેન દેવરાવિયે." ૧૫૪

× × × ×

"જેસંગ રાજા! ઊંચેરૂં [1]જોય, સમળી ફરે સોના તણી.
"જેસંગ રાજા! ઊંચેરૂં જોય, ભડકલમાં ચરકલી બળે."
રાજા ઊંચેરૂં જોવા જાય, જસમા ગે ઝંપલાઈ ગયાં રે. ૧૫૬

× × × ×

"બળતેરી બોલું સરાપઃ [2]ઘણું રે જીવો રાજા વાંઝિયો.
બળતેરી બોલું સરાપઃ રૂપે ન સરજે ઓડણી રે!" ૧૫૮

× × × ×

જેસંગ રૂવે રે હૈયાફાટ, આંખે ભાદરવો ઝરેઃ
"જસમાજી! તારે દરબાર, હું કેમ ન સરજ્યો રે પ્હાણકો?
આવા રૂડા જસમા! તારા પગ, પથરો જાણી તું પહાની ઘસત.
જસમાજી! તારે દરબાર, હું કેમ ન સરજ્યો ખોલકો?
આવા રૂડા જસમાના હાથ, કાને સાહી ખીલે બાંધત.
જસમાજી! તારે દરબાર, હું કેમ ન સરજ્યો કૂતરો?
આવો રૂડો તારો કંઠ, 'હીરલો' કહી બોલાવત."
જેસંગ રૂવે રે હૈયાફાટ, આંખે શ્રાવણ કેરાં સરવડાં! ૧૬૬

(ખંડિત)

(૧) 'હું જો, ઉંચે ઉડે સોના ચરકલી.' (૨) 'સાતે જનમારા જેસંગ વાંઝિયો.

# વિશિષ્ટ શબ્દોની અનુક્રમણિકા

## રાસમાળા ભાગ ૧ લો અને ભાગ ૨ જો



### અ

આ

### જ

## ધ. ધા. ધી. ધુ.

**પ. પા.**



**પ. પે.**

બા.

**મે. મો. મ્હે. મં.**

## મે. મો. મ્હે. મં.

### સી. સુ.

### હે. હૈ. હો. હૌ.

સમાપ્ત.



